# સમાચાર

—અલવરમાં સીટી ઈંપ્રુવમેંટ ટ્રસ્ટ ખાતા તરફથી ચાલતા ખોદકામ દરમ્યાન મંગલબુર્જમાંથી એક આખું મંદિર જમીનમાંથી મળી આવ્યું છે, જે શ્વેતાંબર જૈનોનું છે. આ મંદિરમાંથી મળતા શિલાલેખ પ્રમાણે તેની સં. ૧૬૪૫ની સાલમાં, સમ્રાટ અકબરના રાજ્યકાળ દરમ્યાન, આગ્રાનિવાસી હીરાનંદ નામના શ્રાવકે પ્રતિષ્ઠા કરી હતી. એક શિલાલેખ ૧૨૧૧ની સાલનો પણ મળ્યો છે. એ મંદિરના મૂળનાયકજીનું નામ રાવણ-પાર્શ્વનાથ હતું એમ શિલાલેખ ઉપરથી મળે છે.

—અલવરમાંથી બીજો પણ એક શિલાલેખ જમીનમાંથી મળી આવેલ છે, જે સં. ૧૬૪૨નો છે અને જેમાં શ્રી જિનદત્તસૂરિજીના નામનો ઉલ્લેખ છે,

સમિતિના પાંચ મુનિરાજોનાં સરનામાં—

(૧) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરિજી
ઠે. જૈનઉપાશ્રય **જામનગર** (કાઠીઆવાડ)

(૨) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરિજી
ઠે. ન્યાતિનોરા, **સાદડી** (મારવાડ)

(૩) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરિજી
ઠે. જૈનઉપાશ્રય. પાંજરાપોળ, **અમદાવાદ** (ગુજરાત)

(૪) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ
ચોમાસાનું ગામ-**પાડીવ** (મા વાડ)

ટપાલનું સરનામું
C/o પોસ્ટ માસ્તર, **શિરોહી** (મારવાડ)

(૫) પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજ
ઠે. જૈનઉપાશ્રય, લાખણકોટડી, **અજમેર** (રાજપુતાના)

મુદ્રક અને પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ, મણિ મુદ્રણાલય,
કાળુપુર, ખજુરીની પોળ, અમદાવાદ
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય,
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

जयति
श्रीजिनवरस्य
शासनम्



જૈનતત્ત્વજ્ઞાન, સાહિત્ય, કલા અને ઇતિહાસના વિષયો ચર્ચતું
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનું
માસિક મુખપત્ર

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી
શાહ ચીમનલાલ ગોકળદાસ



વર્ષ ૨ અંક ૨



# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિ ષ ય–દ ર્શ ન


१. अनेकान्तवाद : पं. हंसराजजी शर्मा · ४५
२. श्री नेमिनाथस्तोत्रम् : आचार्य महाराज श्री विजयपद्मसूरिजी · ४६
૩ દિગંબરોની ઉત્પત્તિ : આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરિજી : ૪૮
४. समीक्षाभ्रमाविष्करण . आचार्य महाराज श्री विजयलावण्यसूरिजी : ५२
५. दिगंबर शास्त्र कैसे बनें : मुनिराज श्री दर्शनविजयजी : ५७
૬ આરતી અને મંગળદીવો : શ્રીયુત પ્રે . હીરાલાલ રસિકલાલ કાપડીયા : ૬૩
૭. પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય :—
(૧) પ્રાચીન લેખસંગ્રહ ( ૮ લેખો ) : મુનિરાજ શ્રી જયંતવિજયજી : ૬૫
૮. સરસ્વતી–પૂજા અને જૈનો : શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ · ૬૯
૯. મૂર્તિની પ્રાચીનતાના પુરાવા · શ્રીયુત રતિલાલ ભીખાભાઇ : ૭૪
૧૦. સાધુમર્યાદાપટ્ટક . મુનિરાજ શ્રી જયંતવિજયજી : ૭૫
૧૧. શ્રી સ્તંભન પાર્શ્વનાથ : આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી : ૭૮
૧૨. ચંદ્રાવતીનો ઇતિહાસ : મુનિરાજ શ્રી ન્યાયવિજયજી : ૮૧
૧૩ સમાચાર : ૮૪ ની સામે



લવાજમ—
સ્થાનિક ૧–૮–૦, બહારગામનું ૨–૦–૦

છુટક નકલ—
૦–૩–૦

[પાછળ જુઓ]

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના

માસિક મુખપત્ર

# "શ્રી જૈન સત્ય પ્રકાશ"ના "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક"

## ની યોજના

# વિદ્વાનોને લેખો મોકલવાનું આમંત્રણ

આગામી કાર્તિક શુકલા પંચમી—જ્ઞાનપંચમીના દિવસે પ્રકટ થનારો "શ્રી જૈન સત્ય પ્રકાશ"નો અંક "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક" તરીકે પ્રકટ કરવાનું સમિતિએ નિશ્ચિત કર્યું છે. ભગવાન્ મહાવીરના, આજ સુધીમા અનેક ચરિત્રો પ્રકાશિત થયા છે, પરંતુ પરમાત્મા મહાવીરદેવના જીવનનું સાચું મહત્ત્વ સમજાવે એવા અને અજૈન વિદ્વાન વર્ગના હાથમા મૂકી શકાય એવા, ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી તૈયાર થયેલ જીવનચરિત્રની ખામી તો હજુ સુધી પૂર્ણ નથી જ થઇ. આવું ચરિત્ર લખનાર વિદ્વાનને ઉપયોગી થઇ શકે એવી સામગ્રીને સંગ્રહના રૂપમાં પ્રકટ કરવાની ભાવના એ આ વિશેષાંકની યોજનાનો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશની પૂર્તિ માટે, ભગવાન્ મહાવીરસ્વામીના જીવનને લગતા જુદા જુદા વિષયો સબંધી લેખો મોકલી આપવાનું, તે તે વિષયમા નિષ્ણાત, જૈન કે અજૈન, ભારતીય કે પાશ્ચાત્ય અભ્યાસીઓને અમારુ સાગ્રહ આમંત્રણ છે.

ભગવાન્ મહાવીરસ્વામીના જીવનને લગતા કેટલાક વિષયોનું સૂચીપત્ર નીચે આપવામાં આવ્યુ છે. એ વિષયો પૈકી કોઇ પણ વિષય ઉપર, અથવા મહાવીરસ્વામીના જીવન સંબંધી કોઇ પણ બીજા વિષય ઉપર લેખ તૈયાર કરીને, મોડામાં મોડો દ્વિતીય ભાદ્રપદ શુકલા પંચમી પહેલા મોકલી આપવા દરેક વિદ્વાન કૃપા કરશે એવી આશા છે.

૧ ભ. મહાવીરનું બૌદ્ધ સાહિત્યમા સ્થાન
૨ ભ. મહાવીરના ચરિત્રનો જૈન આગમોમાં ઉલ્લેખ
૩ ભ. મહાવીરનું વિહારક્ષેત્ર
૪ ભ. મહાવીરના ભક્ત રાજાઓ.
૫ ભ. મહાવીરના સમયના દર્શનો.
૬ ભ. મહાવીરના સમયની સંઘ વ્યવસ્થા.
૭ ભ મહાવીરનો સમય-નિર્ણય.
૮ ભ. મહાવીરના જીવનની વિશેષ ઘટનાઓ
૯ ભ. મહાવીર અને તત્કાલીન સમાજ.
૧૦ ભ. મહાવીરના સિદ્ધાંતો (સ્યાદ્વાદ, સપ્તભંગી, નય, કર્મ વગેરે)
૧૧ ભ મહાવીર યુગપ્રવર્તક તરીકે.
૧૨ ભ. મહાવીરની શ્રમણસંસ્કૃતિ અને બ્રાહ્મણ સંસ્કૃતિની તુલના.
૧૩ ભ. મહાવીરનો કુલ-પરિચય (ઐતિહાસિક દૃષ્ટિએ)
૧૪ ભ. મહાવીર અને બુદ્ધના વ્યક્તિત્વની તુલના.
૧૫ ભ. મહાવીરનું વૈદિક સાહિત્યમા સ્થાન
૧૬ ભ. મહાવીર પહેલાનો જૈનધર્મ.
૧૭ ભ. મહાવીરની પટ્ટાવલી-પટ્ટપરંપરા અને શાખાઓ.
૧૮ ભ. મહાવીરના જીવન પર પૂર્વના ૨૭ ભવની અસર
૧૯ ભ. મહાવીરની તપસ્યા અને તેનું મહત્ત્વ.
૨૦ ભ. મહાવીરના ગણધરો.
૨૧ ભ. મહાવીરને થયેલ ઉપસર્ગોનુ રહસ્ય
૨૨ ભ મહાવીરના તીર્થો.
૨૩ ભ. મહાવીર સંબંધી પ્રાચીનતમ શિલાલેખ.
૨૪ ભ. મહાવીરના ચરિત્ર સંબંધી સાહિત્ય (જૈન, અજૈન, ભારતીય, પાશ્ચાત્ય)
૨૫ ભ મહાવીરના સમયની રાજકીય સ્થિતિ
૨૬ અન્યત્ર રહેલાને તારવા : હાલિક મહાશતકનો પ્રસંગ, કુંડકોલિકને બોધ.
૨૭ દેવશર્માને પ્રતિબોધ
૨૮ અવતારની નિયતતા.
૨૯ દેવાદિઆગમનઆદિનું રહસ્ય, તેની જરૂર.
૩૦ તત્ત્વજ્ઞાન અને તેની મહત્તા
૩૧ ગણધરોને ધર્માંતર કરવાની જરૂર.
૩૨ અર્થ પ્રરૂપણા જ કેમ ?

લેખો મોકલવાનુ તથા તે સંબંધી પત્રવ્યવહારનુ સરનામુ—

**વ્યવસ્થાપક, "શ્રી જૈન સત્ય પ્રકાશ"**
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ (ગુજરાત)

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे समीलिय सव्वसाहुसमइयं । पत्तं मासियमेय भव्वाण मग्गय विसय ॥१॥

# 卐 श्री जैन सत्य प्रकाश 卐

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागममगय दाउ विसिट्ठुत्तंर॥
सोउ तित्थयरागमत्थविसए चे भेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजइणं सच्चप्पयासं मुया ॥ २॥


પુસ્તક ૨ | અંક ૨

વિક્રમ સંવત્ ૧૯૯૨ : વીર સંવત્ ૨૪૬૨ : સન ૧૯૩૬
(પ્રથમ) ભાદ્રપદ શુકલા પંચમી શનિવાર ઑગસ્ટ ૨૨


## अनेकान्तवाद

हमारे विचार में तो अनेकान्तवाद का सिद्धान्त बडा ही सुव्यवस्थित और परिमार्जित सिद्धान्त है। इसका स्वीकार मात्र जैनदर्शन ने ही नहीं किया किन्तु अन्यान्य दर्शनशास्त्रों में भी इसका बडी प्रौढता से समर्थन किया गया है। अनेकान्तवाद वस्तुत अनिश्चित एवं संदिग्धवाद नहीं किन्तु वस्तुस्वरूप के अनुरूप सर्वांगपूर्ण एक सुनिश्चित सिद्धान्त है।

卐 卐 卐

दर्शनशास्त्रों के परिशीलन से हमारा इस बात पर पूर्ण विश्वास हो गया है कि अनेकान्तवाद का सिद्धान्त, अनुभवसिद्ध, स्वाभाविक तथा परिपूर्ण सिद्धान्त है। इसकी स्वीकृति का सौभाग्य किसी न किसी रूप में सभी दार्शनिक विद्वानों को प्राप्त हुआ है। अनेकान्तवाद के सिद्धान्त की सर्वथा अवहेलना करके कोई भी तात्त्विक सिद्धान्त परिपूर्णता का अनुभव नहीं कर सकता ऐसा हमारा विश्वास है।

—पं. हंसराजजी शर्मा

[ "दर्शन और अनेकान्तवाद" से उद्धृत ]

श्री गिरिनारतीर्थपति

# श्री नेमिनाथ-स्तोत्रम्

कर्ता—आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

॥ आर्यावृत्तम् ॥

सिरि सूरिमंतसरणं-किच्चा गुरुणेमिसूरिपयणमणं ॥
रेवयसामित्थवणं-करेमि कल्लाणवीरघणं ॥ १ ॥
विज्झापाहुडमज्झे-वुत्तंतं जस्स रेवयणगस्स ॥
तयहीसरणेमिपहुं-समुदतणयं सया वंदे ॥ २ ॥
अवराजियसुक्खं जो-भोच्चा चविओ सिवाइ कुक्खिम्मि ॥
कत्तियमासे किण्हे-पक्खे वरबारसीदियहे ॥ ३ ॥
चित्ताचंदे जाओ, जो सावणसुक्कपंचमीदियहे ॥
कण्णा रासी तइया-तं णेमिजिणेसरं वंदे ॥ ४ ॥
सावणसियछट्ठदिणे-छट्ठेण तवेण सुद्ध भावेणं ॥
छत्तसिलाइ समीवे-पव्वण्णादिक्खं पहुं वंदे ॥ ५ ॥
सहसंबवणे जेणं-अस्सिणपज्जंतवासरे सिट्ठे ॥
केवलनाणं लद्धं-तं णेमिपहुं सया वंदे ॥ ६ ॥

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

रुक्खज्झाणसुया तहेव पुरिसा चत्तारि सिद्धा सुया ।
भासाजायसुधम्मवत्थदुलहा चत्तारि ते कोरवा ॥
सण्णाकोहनिबंधणाइ पडिमा चत्तारि णेया तहा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ ७ ॥
साणुप्पेहणलक्खणाइ चउहाऽऽलंबा वि भेया तहा ।
णायव्वो विणओ गुरूण भविया ! अड्डाइयाणं य भे ॥
गेज्झाइं चरमाइ दोण्णि पढमाइं संति वे णो तहा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ ८ ॥
मज्जाया चउहा सुराण तह संवासो वि संभासिओ ।
दारिद्दाइदुहप्पयाणपवणा णेया कसाया समे ॥

ठाणेहिं चउहिं सिया तिभुवणे कोहस्स पाउब्भवो ।
एवंनिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ ९ ॥
कोहो चेव चउव्विहो चउपइट्ठाणो तहा वण्णिओ ।
एवंभावजुयं कसायतितयं सेसं पि चाओचियं ॥
तुब्भे होअह निम्मला य चउरो चिच्चा कसाए सया ।
एवंणिम्मलदेशणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ १० ॥
ठाणेहिं चउहिं चिणिंसु पयडीओ पाणिणो दुक्खया ।
एवं चेव चिणंति दंडगपयं तइयं चिणिस्संति य ॥
बंधोईरणवेयणिज्जरपयाइं भासियाइं तहा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ ११ ॥
संसारामरसच्चमोसपणिहाणाइं तहा भावणा ।
पच्छित्तं विगहा सुराइयसहावो चेव संदेसणा ॥
कालो दुग्गयसुग्गया य परिणामो पुग्गलाणं तहा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ १२ ॥
सारो उत्तमदिट्ठिवायसुगईओ दुग्गईओ तहा ।
कायव्वा ण णराण सुक्खदलणा णिंदा चउण्हंपि य ॥
ठाणेहिं चउहिं पवुच्चइ मुसावाओ त्ति वाणी वरा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ १३ ॥
होज्जा केवलमुत्तमं भवियणाणं घाइकम्मक्खया ।
पुज्जा कम्मचउक्क मित्थ नियमं वेएंति सव्वण्णुणो ॥
चाउज्जाममओ विदेहमुणिणो धम्मो दसण्हं तहा ।
एवंणिम्मलदेसणं पथुणिमो संखंकणेमिप्पहुं ॥ १४ ॥

॥ आर्यावृत्तम् ॥

आसाढे सियपक्खे–अट्ठमदियहेऽवलोअणे सिहरे ॥
णिव्वुइपयपत्तो जो–तं णेमिपहुं सया वंदे ॥ १५ ॥
जुम्मणिहाणणिहिंदु–प्पमिए वरिसे य सावणे मासे ॥
सियपचमीसुदियहे–धण्णे सिरिरायनयरंमि ॥ १६ ॥
थुत्तं णेमिप्पहुणो–गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं–रइयं पभणतु भव्वयणा ! ॥ १७ ॥
रयण मिमं विण्णत्तो–अकरिस्सं ह जयंतविजएणं ॥
पढणाऽऽयण्णणभावो–सिरिसंघो लहउ चरणपयं ॥ १८ ॥

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક. આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી

( ગતાકથી ચાલુ )

સર્વસંઘથી દૂર થઈ સાવ એકાકીપણે જ્યારે શિવભૂતિ નગ્ન થઈ ફરતા હતા અને બીજાં કોઈ પણ સ્ત્રી કે પુરુષ તેને સાથ આપવા તૈયાર ન થયાં તે સમયે પોતાની બહેન ઉત્તરાનું આ અંધ અનુકરણ પણ શિવભૂતિને સર્વથા અનુકૂલ જ હતું અને ઘણી રાહત આપનારું હતું, એ વાત સહેજે સમજી શકાય એવી છે.

ઉત્તરાએ જે વસ્ત્રત્યાગનું પગલું લીધું હતું તેને અંધ અનુકરણ જ કહેવું ઉચિત છે. આ અંધ અનુકરણનો અર્થ એટલો જ લેવાનો છે કે શિવભૂતિ પોતે કોઈ પ્રખર ઉપદેશ આપવાની શક્તિ ધરાવતા ન હતા તેમજ તેમણે ઉત્તરાને નગ્ન થવાનો ઉપદેશ પણ કર્યો નહોતો છતાં પોતાના ભાઈની બહિષ્કૃત જેવી અને જગત્માત્રથી પ્રતિકૂલ એવી પણ સ્થિતિનો ઉત્તરાએ સ્વીકાર કર્યો. એટલે આ પ્રમાણે શિવભૂતિ-ભાઈ ઇચ્છાપૂર્વક નગ્ન થયા હતા જ્યારે ઉત્તરા-બહેન ભાઈનું અંધ અનુકરણ કરીને નગ્ન બની હતી.

આ પ્રમાણે શિવભૂતિ અને ઉત્તરા બન્ને નગ્ન થયા હતાં છતાં આપણે જગત્માં અનુભવીએ છીએ અને દેખીએ પણ છીએ કે પુરુષની જેટલી કામદશા હોય છે તેના કરતાં સ્ત્રીઓની કામદશા ચારગણી વધારે હોય છે. આનું જ એ પરિણામ છે કે તેવી અપરિગૃહીત સ્ત્રીઓનાં સ્થાનો આ જગતમાં ઠેકાણે ઠેકાણે જાહેર રીતે જોવામાં આવે છે અને દેવલોકમાં પણ એવી અપરિગૃહીત સ્ત્રીઓના-દેવીઓના સ્થાનો એટલે કે અપરિગૃહીત દેવીઓ હોય છે. બીજી તરફ આપણે જોઈએ છીએ કે આ જગતમા કે દેવલોકમાં ક્યાંય પણ અપરિગૃહીત પુરુષોના કે અપરિગૃહીત દેવાનાં એવાં જાહેર સ્થાનો બીલકુલ હોતાં નથી અને તેથી અપરિગૃહીત પુરુષો કે અપરિગૃહીત દેવો કહેવાતા નથી. સ્ત્રી અને પુરુષ સંબંધી આ વાત લક્ષમાં રાખવાથી,

શ્રાવકના ચોથા અણુવ્રતમાં પુરુષને આશ્રીને સ્ત્રી-સમાગમની નિયમિતતાને અંગે અપરિગૃહીતાગમન અને ઈત્વરપરિગૃહીતાગમનને અતિચાર તરીકે જણાવ્યા છે પણ સ્ત્રીઓની અપેક્ષાએ મુખ્યતાએ તે અપરિગૃહીતાગમન અને ઇત્વરપરિગૃહીતાગમનને અતિચાર તરીકે ગણાવ્યા નહિ, એ વસ્તુની સંગતતા સમજી શકાય છે. વળી પુરુષવર્ગ કૃષિ, પશુપાલન કે વાણિજ્ય આદિમાં રોકાયેલો રહેતો હોવાથી અને સ્ત્રીજાતિને એવું કોઈ કામકાજ ન હોવાથી-નવરાશને લીધે એ સ્ત્રીવર્ગમાં કામની સ્થિતિ અને કામના પોષણના વિચારો વધારે પ્રમાણમાં હોય એ અસ્વાભાવિક નથી.

આ પ્રમાણે અનેક કારણોસર સ્ત્રીવર્ગને કામવિકારની અધિકતા હોવાથી શાસ્ત્રકારોએ નગ્ન દશામાં ફરતી શિવભૂતિની બ્હેન ઉત્તરાને અંગે દેવદત્તા વેશ્યાને જે વિચારો આવ્યાનુ જણાવેલ છે તે યોગ્ય લાગ્યા વગર રહેશે નહિ એ પ્રસંગ આ પ્રમાણે છેઃ—

જો કે શાસ્ત્રકારોએ સાધુ તથા સાધ્વી ઉભયને વેશ્યાના વાસમાં તો શું પણ જ્યાં વેશ્યાઓનો વસવાટ હોય તેના નજીકના સ્થાનમાં પણ ગોચરી માટે જવાની મનાઇ કરી છે છતાં કેટલાક સ્થાનોમાં વેશ્યાના વાસમા થઈને જ પ્રવેશ કરવાનો હોય છે તેવે વખતે અથવા તો ગોચરી-પાણીના પ્રસંગે ખુદ વેશ્યાવાસમાં તો નહિ પરન્તુ બીજે સ્થળે જવા માટે વેશ્યાવાસમાં થઇને પસાર થવું પડે છે. આ પ્રમાણે શિવભૂતિની ઉત્તરા નામની બ્હેન, જે, આપણે આગળ જોયુ તે પ્રમાણે, પોતાના ભાઈનુ અંધ અનુકરણ કરીને નગ્નાવસ્થામા દાખલ થઇ હતી, તે ગોચરી લાવવા માટે એકદા વેશ્યાના વાસમાંથી જતી હતી. પોતાની જાતિ-સ્ત્રી જાતિ-ની એક વ્યક્તિને આ પ્રમાણે વસ્ત્રરહિત અવસ્થામાં પર્યટન કરતી જોઈને તે ઉત્તરાને સવસ્ત્રા-વસ્ત્રોથી યુક્ત કરવાનો વિચાર એક વેશ્યાને સૂઝયો.

આ સ્થાને એક વસ્તુ સમજી લેવી જરુરી છે કે રાગી થનાર સ્ત્રી કે પુરુષ કોઈ પણ એક વ્યક્તિ વિશેષને અંગે રાગી થાય છે અને પછી તે વિશિષ્ટ વ્યક્તિની સાથે જ રાગ આદિની ક્રિયાઓ કરે છે એટલે કે રાગી થયેલ મનુષ્ય અમુક વ્યક્તિને છોડીને બીજી કોઇ વ્યક્તિ તરફ તેવી રાગભરેલી પ્રવૃત્તિ કરતો નથી પરન્તુ જે મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તેને કોઇ એક-વિશિષ્ટ વ્યક્તિ પરત્વે જ વૈરાગ્ય નથી થતો પરન્તુ એ તો-જેમ એક માણસને અમુક વિશિષ્ટ ખોરાક લીધા પછી ઉલટી થઈ હોય છતા તે ઉલટીને લીધે તેને કેવળ એ વિશિષ્ટ ખોરાક તરફ જ અરુચિ ઉત્પન્ન નથી

થતી કિન્તુ સર્વ ખોરાક તરફ અરુચિની લાગણી ઉત્પન્ન થાય છે તેમ આખાય વર્ગ તરફ વૈરાગ્યવાસિત અંતઃકરણવાળો થાય છે. આ એક અનુભવસિદ્ધ વાત છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી અને વળી કામીપુરુષોનું સ્ત્રીઓ પ્રત્યેનું આકર્ષણ જો કે કામોદયના લીધે જ હોય છે છતાં તેમાં મોટો ભાગ વસ્ત્રાભૂષણ વગેરેની સજાવટ ભજવે છે, એટલે કે એ વસ્તુને સમજાવનારા જણાવે છે તે પ્રમાણે કામી મંડનપ્રિય હોવાથી, દેવદત્તા વેશ્યાને વિચાર આવ્યો કે–જો આ સાવ વસ્ત્રહીન દશામાં વેશ્યાવાસમાં ફરતી ઉત્તરાને, કામાંધ દશામાં એ સ્થળે ઘસડાઈ આવેલા પુરુષો નજરે જુએ અને કદાચ એ ઉત્તરાને જોવાથી તે પુરુષોને તેના પ્રત્યે અને પછી ઉપર કહ્યું તે પ્રમાણે તે વૈરાગ્યની–ઘૃણાની લાગણી સમગ્ર સ્ત્રીવર્ગ તરફ ઉત્પન્ન થાય તો તેના પોતાના ધંધાની સંભવિત રીતે કે શંકિતરીતે પાયમાલી થાય એ સ્વાભાવિક છે. અને આથી તેને ઉત્તરાને સવસ્ત્રા કરવાનો વિચાર આવ્યો.

એક તરફ દેવદત્તાને આવા વિચારો આવતા હતા અને ઉત્તરાને સવસ્ત્રા કરવાનું એના માટે અનિવાર્ય બનતું જતું હતું ત્યાં બીજી તરફ બિચારી ઉત્તરાને પણ બીજો કોઈ પણ માર્ગ ન હોવાના કારણે ગોચરી માટે વેશ્યાવાસમાંથી પસાર થવું અનિવાર્ય થઇ પડયું હતું. આમ આ બન્ને સ્ત્રીઓ એક વેશ્યા અને એક ભિક્ષુણી–પોતાની અનુકૂળતા–પ્રતિકૂળતાના કારણે જુદા જુદા પ્રકારની અનિવાર્યતામા આવી પડી હતી. આપણે જાણીએ છીએ કે કોઇ પણ સ્થાયી વસ્તુ બીજી ચલ વસ્તુ ઉપર પોતાનું આધિપત્ય મેળવી લ્યે છે. આ પ્રમાણે વેશ્યાવાસણા સ્થાયી રીતે વસનારી દેવદત્તા વેશ્યા ચલ એવી ઉત્તરાના વર્તનને પલટાવે અથવા તો પલટાવવા પ્રયત્ન કરે એ જ વધુ સંભવિત હતું. અને વળી વેશ્યાઓને તો કવિઓએ સ્થાને સ્થાને ચતુરાઇના સ્થાનો તરીકે વર્ણવેલ છે. આમ હોવાથી દેવદત્તા પોતાનો વિચાર પાર પાડવા માટે એટલે કે વસ્ત્રહીનદશામા ફરતી ઉત્તરાની સ્થિતિમા પલટો લાવવા માટે વિજ્ઞપ્તિ–પ્રાર્થના કે બલાત્કાર વગેરેનો ઉપયોગ કરવાનો વિચાર કરવાના બદલે કોઇ ચતુરાઇનો જ ઉપયોગ કરે એ વધુ બંધ બેસતું ગણી શકાય. દેવદત્તાએ એક ચતુરાઇ ખોળી કાઢી. તેણે પોતાની અગાસી ઉપરથી એક વસ્ત્ર, પોતાના મકાન નીચેથી વસ્ત્રહીનદશામાં પસાર થતી ઉત્તરા ઉપર એવી ખૂબીથી નાખ્યુ કે તેથી ઉત્તરાનું અંગ બરાબર ઢંકાઇ ગયું અને છતાય તેને એ વાતની બીલકુલ ખબર ન પડી કે એ વસ્ત્ર કોણે નાખ્યુ, કયાંથી નાખ્યુ

કે કેવી રીતે નાંખ્યું. ઉત્તરા વિમાસણમાં પડી અને પોતાના ભાઇ શિવભૂતિ પાસે પહોંચી.

આપણે માન્યુ હતું અને સંભવિત પણ એમ જ હતું કે શિવભૂતિએ સ્વીકારેલ નગ્નપણું, જૈનશાસ્ત્રથી વિરુદ્ધ હોવાના કારણે હો કે સ્વાભાવિક રીતે લોકમાન્યતા પ્રમાણે સંભવે તેવી રીતે સમજુ અને અણસમજુ બન્ને પ્રકારના મનુષ્યો તરફથી તેના તિરસ્કારના કારણે હો, પણ તે નગ્નપણાનું અંધ અનુકરણ કરવા બીજી કોઇ વ્યક્તિ તૈયાર થઈ ન હતી. ટૂંકી મુદતે કહો કે લાંબા ગાળા પછી કહો પણ તેનુ અનુકરણ કરનાર એક માત્ર તેની બ્હેન ઉત્તરા જ નીકળી હતી.

પરન્તુ જગતમાં પોતાનો સાથીદાર થનારો મનુષ્ય જો સાચેસાચો પોતાનો બચાવ કરનાર થાય છે તો તો તે સાથીદારથી પારાવાર આનંદ થાય છે અને તે આનંદ ટકી રહે છે પણ ખરો. પણ જ્યારે કોઈ પણ સાથીદાર વાસ્તવિક રીતે બચાવ કરનાર નથી થતો ત્યારે એક સાથીદાર મળવાના કારણે જે આનંદ એક વખત થાય છે તે આનંદ ઓસરી જાય છે–અને પાછળથી યાવત્ શૂન્યતાના રૂપમાં પલટાઈ જાય છે. અને જ્યારે સાથીદારપણાનો આનંદ શૂન્યતામાં પરિણમે છે ત્યારે–તેવી ઉપયોગહીન દશામાં–સાથીદારનુ સાથીદારપણે રહેવું એ ઉદાસીનતાને પામે છે પરિણામે એ સાથીદારના સાથીદારપણાની અનાવશ્યકતા હ્રદયમાં ઓતપ્રોત થઈ જાય છે. આ તો થઇ જ્યારે સાથીદાર નિરૂપયોગી થઈ પડે છે તે વખતની સ્થિતિ. પરન્તુ જ્યારે સાથીદાર સાથીદારપણે બચાવ કરવાને નિરુપયોગી નિવડવા ઉપરાંત તેના બચાવને માટે હરેક સ્થાને કાયિક અને વાચિક મહાવ્યથાઓ ભોગવવી પડતી હોય અને સાથે સાથે સાથિદારને પણ એવી વિશમ પરિસ્થિતિમાં મહાવ્યથાઓના ભોગ બનવું પડતું હોય ત્યારે બન્નેને માટે એક જ માર્ગ ઉપસ્થિત થાય છે અને તે પરસ્પરથી છૂટા પડવાનો–એક–બીજાથી સાવ અળગા થઈ જવાનો.

વસ્તુસ્થિતિ આવી હોવાથી, પોતાના સાથીદાર તરીકે વસ્ત્રહીન થયેલ ઉત્તરા, જ્યારે, ઉપર કહ્યું તે પ્રમાણે, દેવદત્તા વેશ્યાની ચતુરાઇથી વસ્ત્રાવૃત થઈ ત્યારે તે ઉત્તરા અને તેનો ભાઇ શિવભૂતિ એ બન્નેની સ્થિતિ વિચારણીય થઇ પડી.

( અપૂર્ણ )

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

( गतांकथी चालु )

## साधु आहारपान कितने वार करे ?

आगल जतां लेखक लखे छे "किसी मुनिकी सेवा करनेवाला साधु इस लिये अपने एकवार भोजन करनेके नियमको तोडकर दो बार दिनमें आहार करे क्योंकि तप करनेसे वैयावृत्य उत्कृष्ट है। यह भी अच्छे कौतुककी बात है। इस तरह तो साधुओंको तपस्या छोडकर केवल वैयावृत्यमें लगजाना चाहिये क्योंकि भोजन भी दो बार कर सकेंगे और फल भी तपस्यासे अधिक मिलेगा।

आ लेखकना लखाण परथी नीचे प्रमाणे चार बाबतो तरी आवे छे—

१. साधुओने हमेशा १ वार खावानो नियम होय छे. अने बे वार वापरवामां ते नियमनो भंग थाय छे।

२. तपस्या करतां वेयावच्चमां वधारे लाभ छे माटे तप छोडी छोडीने वेयावच्चमां ज जोडावुं जोइए।

३. वैयावृत्य करनारे १वार खावानो नियम तोडीने बे वार खावुं।

४. तपस्या करतां वेयावच्च अधिक नथी एवुं सूचन।

हवे आपणे आ बाबतोनो अनुक्रमे विचार करीए।

प्रथम बाबतमां जणाववानुं जे हमेशा एक ज वार खावुं आवो नियम याने प्रतिज्ञा दीक्षा लेती वखते अथवा पाछलथी करेल ज नथी। दीक्षा समये जेम सामायिक वगेरना आलावा उच्चरावामां आवे छे तेम, हमेशा एक ज वार खावु आवो कोई आलावो उच्चरावेलो होतो नथी। तेम पाछलथी पण हरेक साधुओने एक ज वार खावुं जोईए ए सम्बन्धना आलावा उच्चराववानो उल्लेख पण जोवामां आवतो नथी। माटे तमाम मुनिराजोने हमेंशा एक ज वार वापरवानो नियम छे, आवु कहेवुं ते

मिथ्या छे। अने जो नियम नथी तो पछी कारण विशेषे बे वार वापरवामां नियमभङ्गनी जे आपत्ति आपवी ते पाया विनाना महेल्ना जेवी छे।

कदाच एम कहेवामां आवे के नियम एटले व्यवस्था। मुनिओने एक वार वापरवुं एवी जे व्यवस्था तेनो भङ्ग थाय छे। आना जवाबमां जणाववानु जे निर्वाह चाली शकतो होय तो एक वार वापरवुं एवी व्यवस्था छे परंतु गमे तेने गमे तेवा कारणे एक ज वार वापरवुं एवी व्यवस्था नथी तो पछी कारणे बे वार वापरवामां व्यवस्थाभङ्गनी वात ज शानी होय?

बीजी बाबतमां जणाववानुं जे तपस्या करतां वेयावच्च अधिक छे ए वात अमारे इष्ट छे, कारण के वेयावच्च ए अभ्यन्तर तपस्या रूप छे, अने आ वात दिगम्बरशास्त्रने पण मानवी पडे छे जे अमो आगल बतावीशुं।

वेयावच्च करनाराए तपस्याने छोडी देवी आवुं तो कोई कहेतुं ज नथी। वेयावच्च अने तपस्या बन्ने साधवानां छे, अने घणा महानुभावो साधे पण छे। परन्तु कोई प्रसङ्गोमां बन्ने साथे साधी शकातां न होय अने एक एक ज साधी शकाय एम होय त्यां शुं करवुं? तप छोडवो के वेयावच्च छोडी देवी? तेने माटे बताव्युं जे तप करतां वेयावच्च अधिक छे माटे तपने ते वखते जातो करी वेयावच्च साधवी। आवी स्थिति होवा छतां पण लेखक जणावे छे जे " तप छोडीने केवल वेयावच्चमां ज लागी जवुं " ए वात क्यांथी काढी हशे ते ए पोते ज जाणे।

त्रीजी बाबतमां लेखकनुं जणाववुं एवुं हतुं के वेयावच्च करनारे एकवार खावानो नियम तोडीने बे वार खावुं। आना जवाबमां जणाववानु जे आ कपोलकल्पनाओ लेखके कया ग्रंथोमांथी काढी छे ते जो जाहेर करे तो दुनीयाने जाणवानु मळे। अमारे दिल्गीरी साथे कहेवु पडे छे के आवी मनघटन्त कल्पनामां लेखकना हस्ते केटलुं सत्य वस्तुनुं खुन थई रह्युं छे। वात एवी छे के वेयावच्च पण कराय अने साथे तप अथवा १ वार आहार पण लेवाय छे, अने निर्वाह न होय त्यारे बे वार पण आहार लई शकाय छे।

हवे आपणे चोथी बाबत पर आवीए। चोथी बाबतमां उपहास करीने लेखके सूचव्यु हतुं जे तप करतां वेयावच्च अधिक नथी। आना जवाबमां जणाववानुं जे तपस्या करतां वेयावच्च अधिक छे अने वेयावच्च ए महान् गुण छे। आ बाबतमां दिगम्बरशास्त्रने पण सम्मत थवुं पडे छे। लेखके पोताना ज शास्त्र बराबर देख्यां होत तो पण आवी गम्भीर भूलमां उतरवुं पडत नहि।

तपस्या—आम्बेल, एकासणु, उपवास वगेरे बाह्य तप कहेवाय छे। वेयावच्च—अभ्यन्तर तप कहेवामां आवे छे। आ बन्ने वात श्वेताम्बर तथा दिगम्बर उभय सम्मत छे। प्रथमने बाह्य तप शाथी कहेवामां आवे छे के

बाह्य जे शरीर तेना पर तेनी असर देखाय छे अने इतर पण करी शके छे माटे। बीजाने अभ्यन्तर तप शाथी कहेवाय छे के अभ्यन्तर जे कर्मसमुदाय तेना पर तेनी विशेष असर देखाती होवाथी ते अभ्यन्तर तप कहेवाय छे। आ रीते बाह्य अने अभ्यन्तर भेदना स्वरूपथी पण समजी सकाय तेम छे के बाह्य तप करतां अभ्यन्तर तपरूप जे वैयावृत्य ते अधिक छे। अभ्यन्तर तपनी साधना माटे जो के बाह्य तपनी जरूर छे तो पण अभ्यन्तर तपनी ज्यां उलटी हानि थती होय त्यां तो बाह्य तपने बाजु पर राखी अभ्यन्तर तपनो आदर करवो पडे छे।

वेयावच्च गुण तीर्थङ्करनामकर्मना बंधननुं कारण छे, जेमां श्वेताम्बर संप्रदाय अने दिगम्बर संप्रदाय उभय संमत छे। श्वेताम्बर संप्रदायमां जुओ :—

वेयावच्चेण भंते जीवे किं जणयइ ?
वेयावच्चेण तित्थयरनामगोयं कम्म निबंधेइ।

[वैयावृत्येन भदन्त जीवः किं जनयति ?
वैयावृत्येन तीर्थङ्करनामगोत्रं कर्म निबध्नाति]

—श्री उत्तराध्ययनसूत्र

हे भगवन्, वेयावच्चथी जीव शुं करे छे ? गौतम, वेयावच्चथी जीव तीर्थङ्करनामगोत्र कर्म बांधे छे।

दिगम्बर संप्रदायमां जुओ बोधप्राभृत-वृत्तिमां :—

"वात्सल्यं भोजनं पानं पादमर्दनं शुद्ध तैलादिनाङ्गाभ्यञ्जनं तत्प्रक्षालनं चेत्यादिकं कर्म सर्वं तीर्थङ्करनामकर्मोपार्जनहेतुभूतं वैयावृत्यं कुरुत यूयम्।"

उक्तं समन्तभद्रेण महामुनिना—

व्यापत्तिव्यपनोदः पदयोः संवाहनं च गुणरागात्।
वैयावृत्यं यावानुपग्रहोऽन्योऽपि संयमिनाम्॥१॥

भावार्थ—वात्सल्य शब्दनु विवरण करतां टीकाकार जणावे छे के वात्सल्य केतां भोजन, पान, पादमर्दन, शुद्ध तेल वगेरेथी शरीरे चोळवु, तेने धोइ नाखवुं, इत्यादि सकल क्रिया तीर्थङ्करनामकर्मना बन्धननी हेतभूत छे अने वेयावच्चरूप छे, तेने तमो करो।

आ बाबतमां समन्तभद्रनुं प्रमाण आपेल छे।

वेयावच्च सिवाय बीजा गुणोनो समुदाय टकी शकवानो नथी तेने माटे जुओ दिगम्बर शास्त्र—भावप्राभृतवृत्ति।

"वेयावच्चे विरहिउ वयनियरो वि ण ठाइ।
सुक्कसरहो किह हसउ लुजंत उ धरणह जाइ॥१॥

भावार्थ—जेम सुका सरोवरमां हंस रही शकतो नथी, तेम वेयावच्च रहित आत्मामां गुण समुदाय रही शकतो नथी।

श्वेताम्बर सम्प्रदायमां जुओ अष्टकवृत्ति—

वृद्धादिवैयावृत्यं हि सकलकल्याणवल्लरी-कल्पकन्दकल्पं वर्तते। यदाह—

वेयावच्चं निच्च करेह सजमगुणे धरंताणं।
सव्वं किर पडिवाइ वेयावच्चं अपडिवाइ॥१॥

[ वैयावृत्त्यं नित्यं कुरुत संयमगुणान् धरताम् । सर्वं किल प्रतिपाति वैयावृत्यमप्रतिपाति ॥ १ ॥ ]

पडिभग्गस्स मयस्स व नासइ चरणं सुयं अगुणणाए । न हु वेयावच्चकयं सुहोदयं नासए कम्म ॥

[ प्रतिभग्नस्य मृतस्य वा नश्यति चरणं श्रुतमगुणनया । नैव वैयावृत्यकृत शुभोदयं नश्यति कर्म ॥ ]

सातावेदनीय – देवगति – यशःकीर्ति– तीर्थकरनामोच्चैर्गोत्रादि चरणश्रुतशब्देन तत्प्रभावजनितं शुभं कर्म गृह्यते ।

भावार्थ—निश्चय करीने वृद्धादिकनुं वेयावच्च छे ते सकल कल्याणरूप लताओने उत्पन्न करवामां कल्पवृक्षना कन्द समान छे, जेने माटे कह्युं छे के हे भव्य आत्माओ सयमगुणने धारण करनार मुनिमहात्माओनुं हमेशा वेयावच्च करो। चोकस बीजुं बधुं प्रतिपाती छे, अर्थात् आव्युं थकुं चाल्युं पण जाय परंतु वेयावच्च छे ते अप्रतिपाती गुण छे, कारण के चारित्रथी पतित थयेलाने अथवा तो मृत्यु पामेलाने तेवा प्रकारना क्लिष्ट खराब निमित्तो मळे तो कदाच चारित्र चाल्युं पण जाय—अर्थात् चारित्रथी उत्पन्न थयेल शुभ कर्म जे साता वेदनीय, देवगति, यशः कीर्ति, तीर्थकरनामकर्म उच्च गोत्र वगेरेरूप होय छे ते विपाकोदयथी भोगवाया सिवाय प्रदेशोदयथी भोगवाईने नाश पामे छे तेवा रीते आवृत्तिना अभावे श्रुतज्ञान एटले श्रुतज्ञानजनित शुभ कर्म पण विपाकोदयथी भोगवाया सिवाय प्रदेशोदयथी भोगवाईने नाश पामे छे । परन्तु वेयावच्च जनित पुण्यकर्म विपाकोदयथी भोगवाया सिवाय नाश पामतुं नथी ।

वेयावच्चनी विशेष कर्तव्यता माटे देखो दिगम्बरशास्त्र—मूलाचार :—

आइरियादिसु पंचसु सबालवुड्ढाउलेसु गच्छेसु । वेयावच्चं वुत्तं कादव्व सव्वसत्तीए ॥ १९२ ॥

[ आचार्यादिषु पञ्चसु सबालवृद्धाकुलेषु गच्छेषु । वैयावृत्त्यमुक्तं कर्तव्यं सर्वशक्त्या ॥ १९२ ॥ ]

भावार्थ—आचार्य, उपाध्याय, स्थविर, प्रवर्तक, गणधर ( गणावच्छेदक ), आ पांचनु तथा नवदीक्षित, वयोवृद्ध, ज्ञानवृद्ध अने तपोवृद्ध सहित जे गच्छ तेनुं तमाम शक्ति वडे करीने वेयावच्च करवा लायक छे ।

वेयावच्चनी महत्ता माटे जुओ श्वेताम्बर सिद्धान्त व्यवहार दशमो उद्देशो—

आयरियवेयावच्चे करेमाणे समणे निग्गंथे महानिज्जरे महापज्जवसाणे भवइ । [ आचार्यवैयावृत्यं कुर्वन् श्रमणो निर्ग्रन्थो महानिर्जरो महापर्यवसानो भवति ]

वृत्ति— प्रतिसमयमनन्तानन्तकर्मपरमाणुनिर्जरणात् , महापर्यवसानसिद्धिगमनात् ।

भावार्थ—आचार्य भगवन्तनी वेयावच्च करनार श्रमण निर्ग्रन्थ, क्षणे क्षणे अनन्तानन्त कर्माणुनी निर्जरा थती होवाथी, महानिर्जरावाळा थाय छे, तथा जेनो छेडो नथी एवा मोक्षमां

गमन थवाथी महापर्यवसानवाळा थाय छे। आना ज विशेष विवेचनमां भाष्यकार भगवान् नीचे प्रमाणे जणावे छे :—

ववहारे दसमए दसविहं साहुस्स जुत्तजोगस्स।
एगंतनिज्जरा से न हु नवरि कयम्मि सज्झाए ॥ १३७ ॥

[ व्यवहारे दशमके दशविधं साधोर्युक्तयोगस्य।
एकान्तनिर्जरा तस्य न खलु केवले कृते स्वाध्याये ॥ १३७ ॥ ]

व्यवहारसूत्रना दशमा उद्देशामां कहेल जे दश प्रकारनुं वेयावच्च तेमां जोडायेला ते मुनिने एकान्त कर्मनी निर्जरा थाय छे, जे कर्मनी निर्जरा केवल स्वाध्याय करवाथी थई शकती नथी।

पञ्चवस्तुमां पण वेयावच्चने माटे नीचे प्रमाणे प्रतिपादन करे छे :—

सारांश—पूर्व भवनी अन्दर भरतमहाराजे मुनिराजोनी वेयावच्च करी हती, जेने लईने ते छ खण्डना अधिपतिपणाने पाम्या, राज्यसुख भोगव्या, उत्तम मुनिपणुं पाळ्युं अने आठे कर्मनो क्षय करीने यावत् मोक्षमां गया। राज्यादिक तो वेयावच्चना आनुषङ्गिक फल छे, परम्परानुं फल तो मोक्ष छे, कारण के वेयावच्च करवाथी तीर्थङ्करदेवनी आज्ञानुं आराधन थाय छे, अन्यनी अनुकम्पा थाय छे, ज्ञानादिक गुणना आधारनी भक्ति करवाथी ज्ञानादिक गुणनी पण भक्ति थाय छे, कर्मनी निर्जरा थाय छे अने पोतानुं निरभिमानपणुं प्रदर्शित थाय छे। आ वगेरे अनेक गुणोने लईने ते मोक्षफलने आपनार थाय छे.

जेम कोइ वसन्तपुर वगेरे नगरमां जवाना बे रस्ता होय छे, तेमां एक रस्तो तो सुन्दर फलफुलवाळा वृक्षनी घटावळो मनोहर होय अने बीजो मार्ग तेनाथी विपरीत होय। तेवी ज रीते मोक्षनगरमां जवाना बे रस्ता छे: जेमां वेयावच्चयुक्त जे मार्ग ते प्रथम मार्गसमान छे, अने वेयावच्चरहित पोताना काममां परायण जीवोनो बीजो मार्ग छे।

तपस्या करतां वेयावच्चगुणने अधिक मानवो पडे छे ते नीचेनी वातथी सूचित थाय छे:—

बे मुनिराजो कोई स्थाने रहेला छे, ए बेमांथी कोई एक मुनिराजनी निमित्तवशात् तबीयत असाधारण नरम पडी गई छे, तेनुं तमाम काम साथे रहेला मुनिराजने करवानुं छे। आ तमाम कार्य अने तपस्या ए बे साथे बनी शके तेम नथी। हवे अहींया तपस्या छोडी दईने ग्लानमुनिनी वेयावच्च करवी के मान्दाने हलवलतो मुकी तपस्या करीने बेसी जावुं? आना जवाबमां जणाववु पडशे के तप छोडीने वेयावच्च करवी। कोई पुछशे के शाथी वेयावच्च करवी अने तपने छोडवो? तो तेना जवाबमां जणाववुं पडशे के—भाई, तप करतां वेयावच्चमां वधारे लाभ जणाय छे। तेथी कबुल थई गयुं के तपस्या करतां वेयावच्च अधिक छे.

( अपूर्ण )

# दिगम्बर शास्त्र कैसे बनें ?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

( गताक से क्रमश. )

## प्रकरण ७–कुन्दकुन्दाचार्य (चालु)

### (४) आ० कुन्दकुन्द के समय के बारे में भिन्न भिन्न दिगंबरीय मान्यताऐं—

१. आ० कुन्दकुन्द मौर्य चन्द्रगुप्त के शिष्य है, अतः आपका समय वीरनिर्वाण से दूसरी शताब्दि का है ।

२. आप आ० द्वि० भद्रबाहु के शिष्य है । आ०द्वि० भद्रबाहु का स्वर्गवास वीर नि० सं. ६८३ (वि. सं. २१३) में हुआ । डॉ. ल्युमन के मत के अनुसार उनका स्वर्गवास वि. सं. २३० में और प्रो. हीरालालजी के मतानुसार वि. स. ४ में हुआ ।

३. आप आ० द्वि० भद्रबाहु के शिष्य के शिष्य चन्द्रगुप्त के शिष्य है, अतः आपका समय विक्रम की तीसरी शताब्दी का है ।

४. नंदीसघ की पट्टावली के अनुसार आपका समय विक्रम की पहली या दूसरी शताब्दी का है ।

५. आप आचार्य भूतबली के शिष्य है । इस प्रकार आपका समय संदिग्ध दशामें है , पर श्वेतांबरीय मान्यता के अनुसार यदि शिवभूतिजी और भूतवलीजी एक ही आचार्य हों तो आपका समय विक्रम की दूसरी शताब्दी का दूसरा या तीसरा चरण है ।

६. श्र० बे० शि० नं० ५५, ४९२ और स्वा० स० भ० पृष्ठ–१७९ के अनुसार आप मूलसंघ के संस्थापक व प्रधान आचार्य है । पं० नाथुरामजी प्रेमीजी का मत है कि—"मूलसघ नाम सातवीं आठवीं शताब्दी से पहिले के कोइ लेख में प्रतीत नहीं होता, माने वो अर्वाचीन है"

—( ता० २१–१०–३० हरिवंशपुराण–प्रस्तावना )

७. कौण्डकुन्द नाम कनडी भाषा का है, और लिपी का प्रारम्भकाल विक्रम की ६ या ७ वी शताब्दी है ।

—( श्वे० म० स० दि० पृष्ठ ९८ से १०० )

८. आप नन्दीगण के—देशी गण के आचार्य है [ श्र० बे० शि० नं० ४२, ४३, ४७, ५०; स्वामीसमंतभद्र, पृष्ठ १५, १३६ ] नन्दी गण के संस्थापक आचार्य अर्हद्बली अथवा आ० अकलंक हैं (श्र० बे० शि० नं० १०८, श्लोक २१) आ० अकलंक करीब विक्रम की ८ वीं शताब्दी के आचार्य है। और आ० अर्हद्बली का समयकाल वी. नि. ७०० के बाद का है —(विद्वद्रत्नमाला पृष्ठ—५)

९. श्र० बे० शि० नं० १०८ के अनुसार कुन्दकुन्दाचार्य विक्रम की छठी शताब्दी के आचार्य है।

१०. प्रतिबोधचिन्तामणि में कुन्दकुन्दाचार्य का समय वि. सं. ७५३ दिया है।

११. बाबू जुगलकिशोर मुख्तार लिखते है कि–आ० कुन्दकुन्द का समयकाल विक्रम की पहली या तीसरी शताब्दी है।

१२. न्यायशास्त्री, दि० पं० गजाधरजी का मत है कि–आपका जन्म वि. सं. २१३ से पहले मानना गलत है, अतः आपका सत्ता समय शिवमृगेशवर्म का ही समय यानी शक सं० ४५० (वि. सं. ५८५) है।

—(सनातन जैन ग्रंथमाला मुद्रित–कुन्दकुन्दकृत 'समयसारप्राभृत' की प्रस्तावना)

१३. दि० पं० पन्नालालजी सोनी लिखते है कि—अत एव कुन्दकुन्द का समय उनसे १५० वर्ष पूर्व अर्थात् शकसंवत् ४५० (वि० सं० ५८५) ही सिद्ध है।

—(माणिक्यचंद्र दि० जैन ग्रंथमाला प्रकाशित ग्रं० १७, षट्प्राभृतादिसग्रह-भूमिका, पृष्ठ—५)

कुन्दकुन्दाचार्य दिगम्बर समाज के प्रधान आचार्य है, मूलसंघ के स्थापक है और दिगम्बर मुनि के लिये आवश्यक गृद्धपिच्छिका इत्यादि बाह्य लिंग के व्यवस्थापक है इतना ही नहीं किन्तु वे नवीन मार्ग के प्रकाशक है एवं दिगम्बरसम्मत शास्त्रों के सर्व प्रथम प्रणेता है।

भगवान् महावीर से जो मत चल रहा था उसमें आ० कुन्दकुन्द ने दिव्य ज्ञान पाकर क्रांति की और नवीन पथ बताया। लोग उस राह में चलने लगे। "मूलसंघ" उस पथ में चलनेवालों का ही नामांतर है।

आचार्य देवसेन इसके लिये फरमाते हैं कि—

आ० पद्मनंदी ने भगवद् सीमधर स्वामी से दिव्य ज्ञान प्राप्त कर नया मार्ग प्रकाशा.

—श्रीयुत् प्रेमीजी संपादित "दर्शनसार," गाथा ४३, प्रथम संस्करण

दिव्य ज्ञान से जो नया मत चलाया, उसके अनुकूल शास्त्रों की आवश्यकता थी आ० कुन्दकुन्दने नये शास्त्र भी बनाये। श्र० बे० शि० नं० १०५ में लिखा है कि (शक स. १३२०)—

**शब्दे श्री पूज्यपादः सकलविमतजित् तर्कतंत्रेषु देव ।**
**सिद्धांते सत्यरूपे जिनविनिगदिते गौतमः कौण्डकुन्दः ॥ ४० ॥**

अर्थात् आ० कुन्दकुन्द तीर्थंकर के सिद्धांत के अवतरण करने में श्री गौतम गणधर के समान थे, अर्थात् गौतम स्वामीने कहा था वही कई शताब्दी के बीतने के बाद आ० कुन्दकुन्द ने कहा। बीच के आचार्य ऐसे सत्य–सिद्धांत–देशक नही थे। श्री गौतमस्वामी के पश्चात् ये ही महान् सिद्धांतवेदी है। उपर के लेख का इस प्रकार का भाव है।

श्र० बे० शि० नं० ५४ श्लोक ५ के "चक्रे श्रुतस्य भरते प्रयतः प्रतिष्ठाम्" चरण से भी सिद्ध होता है कि आ० कुन्दकुन्द ने बडा परिश्रम उठाकर भरत क्षेत्र में दिगम्बर शास्त्रों की नीव डाली।

परन्तु प्रश्न यह उपस्थित होता है कि—वीर नि०सं० ६८३ में जिनवाणी का सर्वथा लोप हो चुका था, बाद के दि० आचार्य जिनवाणी के अभाव में यथेच्छ धर्म–पंथ चलाते थे। न किसीको श्रुतज्ञान था न किसीको प्रत्यक्ष ज्ञान था। ऐसे युग में आ० कुन्दकुन्द हुए। आपको भी न अवधि या मनःपर्यव ज्ञान था, न पूर्वका ज्ञान था, न अंग ज्ञान था, न आचारांग का ज्ञान था। ऐसी परिस्थिति में आपने नये शास्त्र कैसे बनाये ?

दिगम्बर आचार्य इसका उत्तर देते है कि—"आ० कुन्दकुन्द को चारण–ऋद्धि प्राप्त हुई थी। जैसे "श्रीकोण्डकुन्दनामाभूच्चतुरंगुलचारणः।"

—श्र०बे०शि०नं० १३९, श्लोक–२, शक सं० १०४१ ॥

इत्यादि अनेक प्रमाणों से वे चारण–ऋद्धिवाले माने जाते है। आपने चारणऋद्धि से भगवान् सीमधर स्वामी के पास जा कर दिव्य ज्ञान प्राप्त किया और नये शास्त्र बनवाये, नया मत प्रकाशित किया एवं गृद्ध–पिच्छिका भी स्वीकार की। भला श्री सीमंधर स्वामी तीर्थंकर की आज्ञानुसार जो कुछ किया गया हो उसमे तनीक भी विसंवाद कैसे हो सकता है ?"

पाठक समज गये होंगे कि—"आ० कुन्दकुन्दने चार अंगुल प्रमाण चारणलब्धि से महाविदेह क्षेत्र में गमन किया, बडे बडे पहाड–क्षेत्रों का उल्लंघन किया, तीर्थंकर से दिव्य ज्ञान पाया और यहां आकर जो पुराणा धर्म था उसको उठाकर नया मत चलाया, नया लिंग बनाया और नया सिद्धांत स्थापित किया।" ये सब बातें खुदा से खरीता लानेवाले पयगम्बर की घटनाओं से मिलती जुलती सी प्रतीत होती है।

नया मत चलानेवाला ईश्वर के नाम से नयी नयी बातें बनाता है।

और यहां वास्तव में ऐसा ही हुआ है। फिर भी यह निरपवाद मानना पडता है कि—आ० कुन्दकुन्द का सिद्धांत ही दिगम्बर–समाज के लिए तीर्थकरवाणो यानी आप्त वचन है।

आपने जो कुछ रचा है उसमें अधिकांश भगवान् सुधर्म गणधर प्रणीत, उपलब्ध असली जिनागम के अवतरण है, और सिर्फ साधु के वस्त्र, पात्र व स्त्रीमुक्ति वगैरह के पाठ उडा दिये है। वस्त्र के लिये तो यहां तक लिख दिया है कि उसको पढ कर कोई भी विद्वान ग्रन्थरचना के उद्देश को पहिचान लेता है। एक दो प्रमाण देखें—पांचवे महाव्रत "अपरिग्रह—अमूर्च्छा" के अनुसार "निर्ग्रन्थता" साधु का लक्षण माना जाता है। आ० कुन्दकुन्द ने राभसवृत्ति से दर्शनप्राभृत वगैरह ग्रन्थों में "वस्त्र-रहितता" को ही साधु का लक्षण लिख दिया।[५१]

श्री आचारांगसूत्र में जैन श्रमणों के लिये ५ प्रकार के वस्त्र की आज्ञा है। सभी साधु उस आज्ञा की तामील करते थे—करते है। आ० कुन्दकुन्द ने लिंगप्राभृत में उसके प्रतिवाद में पांच प्रकार के वस्त्रों का ही निषेध किया। सामान्यरूप से वस्त्रों के निषेध के बजाय विशेषरूप से पांच प्रकार के ही वस्त्रों का निषेध करना, इससे ग्रन्थ निर्माता का मानस प्रत्यक्ष होता है। यही मानस नवीन मत की जड है।

---

५१ श्रमण भगवान् महावीर के समय के बौद्ध ग्रन्थो में जैनसाधु निर्ग्रन्थ नाम से संकेतित किये गये है, जैन निर्ग्रन्थों के वस्त्र एव पात्र के भी उल्लेख किये हैं, अत वि० स० १३९ तक जैन श्रमण-निर्ग्रन्थ, वस्त्रवाले व पात्र सहित थे - अम्बरसहित—साबर थे। वि० स० १३९ में दिगम्बर सम्प्रदाय—दिशा को ही अंबर माननेवाला निकला। निर्ग्रन्थ के बजाय "दिगम्बर" शब्द में अभिमान लिया जाय, और नाम में भी "अबर" शब्द को प्रधान रखकर उसका निषेध बताया जाय, यह सारा स्वरूप पूर्व के जैनमहर्षियो की साम्बर दशा का (खास करके श्वेतांबर दशा का) सूचक है। बाद के जैनेतर ग्रन्थकारो ने जैनसाधुओ का समुदाय देखकर "निर्ग्रन्थ" शब्द के स्थान पर "दिगम्बर", "नग्नाट" इत्यादि लिखना शुरू कर दिया। जैनेतर ग्रन्थ वि० स० १३९ से पहले के जैन साधुओ को "निर्ग्रन्थ" बताते हैं, और बाद के साधुओ को "विवसन" बताते हैं। सारांश यह है कि वि० सं० १३९ पर्यंत जैन श्रमण वस्त्र पहने या न पहने, इसका कोई एकात आग्रह नहीं था। मुनि शिवभूति और आ० कुन्दकुन्द ने भ० सीमधर स्वामी की गवाही बताकर वस्त्र का एकात निषेध किया, नग्नपना स्वीकारा और "निर्ग्रन्थ" के बजाय "दीगम्बर" उपाधि स्वीकार की। तब से वे निर्ग्रन्थ नहीं किन्तु दिगम्बर कहे जाते है। पीच्छी और कमण्डलु का स्वीकार शिवभूति ने नहीं किन्तु आ० कुन्दकुन्द ने ही किया है।

इसके अतिरिक्त श्री गौतमस्वामी गणधरकृत प्रतिक्रमण बतलाया और उस पाठ में भी पांच प्रकार के वस्त्र का निषेध लिखा ।

श्रुतावतार में "आ० पद्मनंदि ( कुन्दकुन्द ) ने षट्खंडागम और कषायप्राभृत की परिकर्म-टीका रची " ऐसा उल्लेख है । यद्यपि वह परिकर्म आज अनुपलब्ध है अतः उसके लिये कुछ विचार नहीं किया जा सकता । किन्तु श्र० बे० शि० नं. १०५, श्लोक २३-२५ को प्रमाणभूत मानकर षट्खंडागम के विधाता आ० पुष्पदंत और आ० भूतबली को आ० गुणभद्र, जिन्होंने वि० सं० ९५५ में उत्तरपुराण समाप्त किया है, उनके शिष्य माने जाय तो परिकर्म रचना का उल्लेख बिलकुल निराधार हो जाता है ।

यों तो उपर लिखित सब बातें संदिग्ध है, फिर भी शिलालेखों से उपलब्ध प्रमाणों की ओर गज-निमिलिका न बताकर उस पर विचारविनिमय करना अनिवार्य होता है । यहां एक बात जरुर खटकती है :-

सूत्रखंध्रो, श्रुतावतार और द्वितीय श्रुतावतार में दिगम्बर सम्मत जिनागम के लोप के पश्चात बने हुए दिगम्बर शास्त्रों का प्रामाणिक इतिहास दिया है । इसमें वीरनि० सं० १३४३ यानी महाधवला की समाप्ति तक का इतिहास मिलता है । यदि इस समय तक कुन्दकुन्द का कोई भी ग्रन्थ होता तो जरूर उस ग्रन्थ का नाम लिख लिया जाता । किन्तु आश्चर्य है कि श्रुत के इतिहास में आपके ग्रन्थ का नाम तक नहीं है । क्या ऐसी स्थिति में वे ग्रन्थ आप की कृति माने जाय ? क्या वे इतिहासविधाता ऐसे महत्त्व-पूर्ण पुरुष-दि० आचार्य के ग्रन्थों से अनभिज्ञ होगे ? या आपके ये ग्रन्थ शास्त्रानुसार नहीं माने जाते होंगे ?

टीका---वृत्तिकारों ने भी आपके ग्रन्थों पर इतनी ही लापरवाई बताई है । ऐसे गौतमस्वामी के समान ग्रन्थकर्ता के ग्रथों पर सब से पहले टीकायें हो जानी चाहिये थी । परन्तु देखने से पता लगता है कि प्राचीन से प्राचीन आ० अमृतचन्द्र ने विक्रम की ११ वी शताब्दी में आपके ग्रन्थपर टीका की, उनके कई ग्रन्थ बिना-टीका हो विद्यमान है । आपकी तारीफ में जोजो शिलालेख मिलते है वे सभी विक्रमकी ११ वी शताब्दी से पीछे के है । पट्टावलीयां भी उस समय के बाद की है । न मालूम इन सभी प्रमाणों से क्या समझना ?

वास्तव में आ० कुन्दकुन्द दिगम्बर समाज में विक्रम की ११ वी शताब्दी से आजतक सर्वश्रेष्ट आचार्य माने जाते है, इस में किसीका भी मतभेद न होगा ।

आपकी ग्रन्थ-सृष्टि विस्तृत सख्या मे उपलब्ध है । मगर उनमें आपने बनाये

हुए ग्रंथ कितने है उसका निर्णय होना मुश्किल है। आपके नाम का कुन्दकुन्द-श्रावकाचार उपलब्ध है जिसका विशेष परिचय ग्रन्थ-विभाग में दिया जायगा। इसकी जांच कर के पं० जुगलकिशोर मुख्तार भ्रमस्फोट करते हैं। वह नीम्न प्रकार है—

"इससे निःसंदेह कहना पडता है कि यह ग्रंथ श्वेताम्बर संप्रदाय का ही है। दिगम्बरों का इससे कोई सम्बन्ध नहीं है। और श्वेतांबर संप्रदाय का भी यह कोई सिद्धान्त ग्रन्थ नहीं है, बल्कि मात्र विवेक-विलास है, जो कि ए मन्त्रिसुत की प्रसन्नता के लिये बनाया गया था।

विवेकविलास की सधियाँ और उसके उपर्युल्लिखित दो पद्यों (३-९) में कुछ ग्रंथनामादिक का परिवर्तन करके ऐसी किसी व्यक्तिने, जिसे इतना भी ज्ञान नहीं था कि, दिगम्बर और श्वेताम्बर द्वारा माने हुए अठारह दोषो में कितना भेद है, विवेकविलास का नाम 'कुन्दकुन्द-श्रावकाचार' रक्खा है। और इस तरह इस नकली श्रावकाचार के द्वारा अपने किसी विशेष प्रयोजन को सिद्ध करने की चेष्टा की है। अस्तु।

इसमें कोई सन्देह नहीं है कि जिस व्यक्ति ने यह परिवर्तन कार्य किया है वह बडाही धूर्त और दिगम्बर जैन समाज का शत्रु था। परिवर्तन का यह कार्य कब और कहां पर हुआ है इसका मुझे अभीतक ठीक निश्चय नहीं हुआ। परन्तु, जहांतक मै समझता हूं, इस परिवर्तन को कुछ ज्यादह समय नहीं हुआ है और इसका विधाता जयपुर नगर है।

* * * * *

जिस भण्डार में यह ग्रंथ मौजूद हों उस ग्रन्थ पर लिख दिया जाय कि-" यह ग्रन्थ भगवद् कुन्दकुन्द स्वामी का बनाया हुआ नहीं है। बल्कि वास्तव में यह श्वेताम्बर जैनियों का विवेकविलास ग्रन्थ है। किसी धूर्त ने ग्रन्थ की संधियों और तीसरे व नौवें पद्य में ग्रन्थनामादि का परिवर्तन करके इसका नाम कुन्दकुन्द-श्रावकाचार रख दिया है"।

पं० मुख्तारजीने उपर के निवेदन से एक सत्य स्वरूप का आविष्कार किया है। इसी से दि०ग्रन्थकारोंकी नीति का ठीक ख्याल आ जाता है।

सारांश यह है कि आ० कुन्दकुन्द ने उपलब्ध जैन-आगम से कई शास्त्र बनाये और भगवद् सीमन्धर स्वामी के नाम पर चढा दिये। और इसी तरह किसी अन्य दिगम्बर विद्वान ने कई ग्रन्थ बनवाये और उनको आ० कुन्दकुन्द के नाम पर चढा दिये। इससे दिगम्बर ग्रंथकारों की ग्रंथनिर्माण की नीति भलीभांती स्पष्ट होती है।

(अपूर्ण)

# આરતી અને મંગળદીવો

લેખક—**શ્રીયુત પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીયા, એમ. એ.**

## આરતી[1]

**'આરતી' શબ્દની નિષ્પત્તિ–** 'આરતી' શબ્દ શેના ઉપરથી બન્યો હશે એનો વિચાર કરતાં જણાય છે કે એ 'આરત્તિય'નું રૂપાંતર હોવું જોઈએ. 'આરત્તિય' એ પ્રાકૃત શબ્દને બદલે સંસ્કૃતમાં 'આરાત્રિક' શબ્દ છે. **પ્રાચીન ગુજરાતી ગદ્ય-સંદર્ભ** (પૃ ૧૮૯)માં પણ 'આરાત્રિક'ના રૂપાંતર તરીકે 'આરતી' શબ્દ નોંધાયેલો છે. આવી પરિસ્થિતિમાં આરતીને સંસ્કૃત શબ્દ 'આર્તિ' ઉપરથી નિષ્પન્ન થયેલો માનવો વાસ્તવિક નથી એમ સહેજે સમજાશે.

**આરતીનો અર્થ–** આરાત્રિકમાંનો 'આ' ઉપસર્ગ મર્યાદાસૂચક ગણાય છે. એથી સામાન્ય રીતે રાત પડી જાય તે પૂર્વે કરાતું વિધાન એવો 'આરાત્રિક' નો અર્થ કરાય છે. આથી સમજાશે કે સૂર્ય લગભગ અસ્ત થવાની તૈયારીમાં હોય તેવે સમયે આરતી ઉતારવી જોઈએ. આજે આ નિયમનું બહુધા પાલન થતું જોવાતું નથી.

**આરતીની રચના–** આરતી બનાવવા માટે મોટે ભાગે પિત્તળ અને કેટલીક વાર જર્મનસિલ્વર અને ચાંદી પણ કામમાં લેવાય છે. આરતીના બે ભાગ પાડી શકાય: (૧) હાથો અને (૨) ચાડું. તેમાં ચાડામાં પાંચ સાત દીવીઓ જોડેલી હોય છે. એમાં લોકો ઘી પૂરે છે. એમાં દીવેટ મૂકીને પછી તે સળગાવાય છે પછી હાથો પકડીને પ્રભુની મૂર્તિ સામે એ આરતી ઉતારાય છે. કેટલીક વાર આરતીને બદલે 'મંગળદીપક' પણ ઉતારાય છે.

**આરતીનો ઉપયોગ–** પરમાત્માની ભક્તિ કરવાનાં અનેક સાધનો છે તેમાંનું એક સાધન આરતી પણ છે. જેઓ મૂર્તિપૂજક છે તેઓ દેવાલયોમાં આરતી ઉતારવી એને એક પોતાનું કર્તવ્ય સમજે છે. આ પ્રમાણે દેવાલયો સાથે સંબંધ ધરાવતી આરતીનો નરેશ્વરના બહુમાન કરવા અર્થે પણ ઉપયોગ થતો હતો એમ આપણે પ્રાચીન સાહિત્ય ઉપરથી જાણી શકીએ છીએ. આથી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આરતીની પ્રથા ચાલુ થવામાં પરમાત્માની ભકિત એ મુખ્ય કારણરૂપ હશે કે નરેશ્વરાદિનું બહુમાન? આનો ઉત્તર આપવા માટે હું તજ્જ્ઞોને વિનવું છું.

**આરતી સંબંધી ઉલ્લેખો–** જેમ વૈદિક હિંદુઓનો મોટો ભાગ મૂર્તિપૂજક છે અને આર્યસમાજી વગેરે થોડોક ભાગ અમૂર્તિપૂજક છે તેમ જૈનોમાં પણ મોટો ભાગ મૂર્તિપૂજાની તરફેણમાં છે અને સ્થાનકવાસી વગેરે કેટલોક નાનો ભાગ એની વિરુદ્ધમાં છે. શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરતાં પ્રભુની ભકિતનો સૂચક

---

૧. **આર્હત જીવન જયોતિનો** અભ્યાસ કરાવનારા વર્ગને ઉદ્દેશીને એક ગ્રંથ રચતી વેળા મેં આ ટૂંકી નોંધ લખી હતી.

'આરાત્રિક' શબ્દ **યોગશાસ્ત્ર** (પ્ર. ૩, શ્લો. ૧૨૪) ના સ્વોપજ્ઞ વિવરણના ૨૧૧ મા પત્રમાં તેમજ **પ્રવચનસારોદ્ધાર** (દ્વા. ૧, શ્લો. ૬૯) ની વૃત્તિના ૧૩ મા પત્રમાં નજરે પડે છે.

આરાત્રિકના પ્રાકૃતરૂપ 'આરત્તિય'નો વિચાર કરીશુ તો જણાશે કે એ શબ્દ **ચેઇયવંદનમહાભાસ** (ગા. ૨૦૫)માં, **પ્રાકૃત દ્વ્યાશ્રય** (સ. ૨, શ્લો. ૭૮, ૮૨)માં, **સુરસુંદરી ચરિય** (પ. ૧૦)માં અને **આચારદિનકર** (પૃ. ૫૮)માં પણ જોવાય છે.

નરેશ્વરના બહુમાનાર્થે ઉતારાતી આરતી વિષેનો ઉલ્લેખ પણ જૈન ગ્રંથોમાં મળી આવે છે. જેમ કે **તિલકમંજરી, પ્રાકૃતદ્વ્યાશ્રય** (સ. ૬, શ્લો. ૩૨) વગેરે.

આવા **પ્રસંગમાં** ઉતારાતી આરતી વિષેનો ઉલ્લેખ **અજૈન**[2] સાહિત્યમા પણ જોવાય **છે.** દાખલા તરીકે **કાદંબરી, વાસવદત્તા, હર્ષાખ્યાયિકા** વગેરે.

## મંગળદીવો[3]

**પર્યાય**– આપણે જેને ગુજરાતીમાં 'મંગળદીવો' કહીએ છીએ તેને સસ્કૃતમા 'માગલિક દીપ' અને પ્રાકૃતમાં 'મગલદીવ' કહેવામા આવે છે. મંદિરમાં આરતી ઉતર્યા પછી આ દીવો ઉતારાય છે.

**પ્રાચીનતા**– શ્રી **હરિભદ્રસૂરિ**કૃત **પંચાશક** (૮, ૨૩)માં 'મંગળદીવા' વિષે ઉલ્લેખ છે. આ ઉપરથી એ વાત નક્કી થાય છે કે મંગળદીવો ઉતારવાની પ્રથા ઓછામા-ઓછી લગભગ બાર સૈકા જેટલી તો પ્રાચીન છે જ. અષ્ટપ્રકારી પૂજામાં જે દીપપૂજા ગણાવાય છે તેમાં મંગળદીવાને સ્થાન અપાયેલુ છે. એટલે જો દીપકપૂજાના સ્વરૂપને લગતો પ્રાચીનમા પ્રાચીન ઉલ્લેખ મંગળદીવાનો નિર્દેશાત્મક મળી આવે તો આ દિશામાં વિશેષ પ્રકાશ પડે.

**ઉદ્ભવ**– સૌથી પ્રથમ મંગળદીવો ઉતરાતો હશે અને પછીથી આરતીનો જન્મ થયો હશે કે એથી વિપરીત ક્રમ હોવો જોઇએ કે બંનેની ઉત્પત્તિ સમકાલીન હોવી જોઇએ, એમ જુદા જુદા ત્રણ પ્રશ્ન ઉદ્ભવે છે. મગળદીવાનો પ્રકાશ આરતીના જેટલો ઝગઝગતો હોતો નથી એટલે ભક્તિના આવેગમાં મંગળદીવામાંથી આરતીનો ઉદ્ભવ થયો હશે એમ મનાય. જેઓ આરતીમાથી મગળદીવાની ઉત્પત્તિ થઇ હશે એમ માને તેમનું કહેવુ એ હોઇ શકે કે આરતી ઉતારવા માટે જોઇતો સમય ન હોય ત્યારે તે મગળદીવો ઉતારીને ચલાવી લે. આ બંને માન્યતાના સમર્થનમા કોઇ ઐતિહાસિક કે આગમિક પ્રમાણ મળી આવતુ જણાતુ નથી. આથી એમ પણ માનવાનુ કારણ રહે છે કે મંગળ-દીવો અને આરતી એ બંનેનો જન્મ સાથે જ થયો હોય.

---

૨. અજૈનો પૈકી વૈષ્ણવો તો પોતાના વિવિધ દર્શન પૈકી એકને 'આરતીના દર્શન' એવા નામથી ઓળખાવે છે.

૩. **આર્હત જીવન જ્યોતિનો** અભ્યાસ કરાવનારા વર્ગને ઉદ્દેશીને એક ગ્રંથ રચતી વેળા આ ટુકી નોધ કરવામા આવી હતી.

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## (૧) પ્રાચીન લેખ સંગ્રહ (૮ લેખો)

સંપાદકઃ—
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

(૮)[૫]

.... .. 'पोमदेव भार्या जोमण .. श्रेयोऽर्थं .. सूरिभि ॥ जीयात् ॥

.........પોમદેવની ભાર્યા જીમણ.........કલ્યાણ માટે.........

(૯)

ॐ संवत् १३०४ द्वितीय ज्येष्ट सु० ९ सोमे सा० धणचन्द्र सुत सा० वर्द्धमान तत्सुत सा० लोहदेव सा० आसधर सा० थेहड सुत सा० भुवनचन्द्र पद्मचन्द्र प्रभृति कुटुंबसमुदायश्रेयोर्थं श्री अजितनाथबिंब कारितं । प्रतिष्ठितं वादी श्री धर्म्मघोषसूरिपट्ट-क्रमागतैः श्री जिनचंद्रसूरिशिष्यै ' भुवनचंद्रसूरिभिः ॥ छ

(१०)

ॐ ॥ सं० १२०५ आषाढ वदि ७ शुक्रे सा० वर्द्धमान सुत सा० लोहदेव सा० आसधर तथा सा० थेहडसुत सा० भुवनचंद्र पद्मचद्रैः समस्तकुटुंबश्रेयोर्थं श्री अजितनाथवित्र (बिंबं) कारितं । प्रतिष्ठितं वादींद्र श्री धर्मघोषसूरिपट्टप्रतिष्ठित श्री देवेन्द्रसूरिपट्टक्रमायात श्री जिनचंद्रसूरिशिष्यैः श्री भुवनचंद्रसूरिभि. ॥

નં. ૯ અને ૧૦ વાળા બન્ને લેખો, **તારંગાજી**મા મૂલનાયક **શ્રીઅજિતનાથ** ભગવાનની જમણી તથા ડાબી બાજુની એક એક મૂર્તિના પરિકરની ગાદીઓમા ખોદાયેલા છે. આ બન્ને લેખો એક જ ધણીના છે. તેમાનો નં ૯ વાળો લેખ સં. **૧૩૦૪**ના બીજા જેઠ શુદિ ૯ ને સોમવારનો તથા નં. ૧૦ વાળો લેખ સં. ૧૩૦૫ના અષાડ વદિ ૭ ને શુક્રવારનો છે બીજા લેખમા વાદીશ્રી **ધર્મઘોષસૂરિ**ના પટ્ટધર શ્રી

---

૫ નબર ૮ થી ૧૪ સુધીના લેખો **શ્રીતારંગાજી** ઉપરના **શ્રીઅજિતનાથ** ભગવાનના મંદિરમાંના છે, તેમાનો આ લેખ, ખાસ મૂળનાયક **શ્રી અજિતનાથ** ભગવાનની પલાઠી નીચેની ગાદી પર ખોદેલો છે પરતુ આ લેખના પ્રારભનો સવત્નો ભાગ તથા બીજો પણ ઘણોખરો ભાગ ઘસાઈ ગયો હોવાથી પૂરો વાચી શકાય તેમ નથી. ત્યાંના માણસો પાસેથી સાભળવામા આવ્યુ હતુ કે થોડાક વર્ષો ઉપર મૂળનાયકજીને નવો લેપ કરાવવાનો હોવાથી જૂનો લેપ ઉતરાવતા લેપ કરનાર કારીગરે આ લેખના ઘણા ભાગને ઘસી નાખ્યો. આ વાત સાચી હોવાનુ માની શકાય તેમ છે. લેપ કરાવનારા કાર્યવાહકોએ મૂર્તિપરના લેખોને જરા પણ નુકશાન ન થાય—તે બરાબર સચવાઈ રહે, તે માટે પૂરતું ધ્યાન આપવાની જરુર છે.

**દેવેન્દ્રસૂરિ**નું નામ વધારે છે. બાકીની બન્ને લેખોની હકીકત લગભગ સરખી છે અને તે આ પ્રમાણે છે. શાહ ધનચંદ્રના પુત્ર શાહ વર્ધમાનના પુત્રો ૧ શાહ લોહદેવ, ૨ શાહ આસધર, ૩ શાહ થેહડ. તેમાંના શાહ થેહડના પુત્રો ૧ શાહ ભુવનચંદ્ર અને ૨ પદ્મચંદ્ર. એ બન્નેએ પોતાના કુટુંબ સમુદાયના કલ્યાણ માટે **શ્રીઅજિતનાથ** ભગવાનની મૂર્તિ ભરાવી, અને તેની વાદી **શ્રીધર્મઘોષસૂરિ**ના પટ્ટધર **શ્રીદેવેન્દ્રસૂરિ**ની પાટ-પરંપરામાં થયેલા **શ્રીજિનચંદ્રસૂરિજી**ના શિષ્ય **શ્રીભુવનચંદ્રસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી હતી.

વિશેષતા:–આ બન્ને લેખો પરથી જણાય છે કે અહીં મૂળનાયક **શ્રીઆજતનાથ** ભગવાનની બન્ને બાજુએ પણ ઉક્ત કુટુંબે પરિકર સહિત **શ્રીઅજિતનાથ** ભગવાનની જ મૂર્તિઓ ભરાવી હતી.

**(११)**

ॐ ॥ स्वस्ति श्री कोटकगच्छे श्री पार्श्वनाथचैत्ये संवत् १३५४ वर्षे वैशाष (ख) शुदि २ सोमे प्राग्वाटज्ञाति (तीय) व्य० लक्ष्मणान्वये व्य० यशोराज पौत्रेण व्य० यशोवीर पुत्रेण जगसीह जोलानुजे [ न देवसिंहसहितसंघपति यापनेन ].. . .. श्रेयोर्थं श्री महावीरमुख्यद्वादशबिंबपट्टकं कारितं प्रतिष्ठितं............

**(१२)**

ॐ ॥ स्वस्ति श्रीकोरंटकगच्छे श्रीपार्श्वनाथचैत्ये संवत् १३५४ वर्षे वैशाष (ख) शुदि २ सोमे प्राग्वाटज्ञाति (तीय) व्य० लक्ष्मण । यशोराजपौत्रेण यशोवीरपुत्रेण जगसीह जोलानुजेन देवसीह........त व्य० संघपति यापनेन भगिनी हीरू श्रेयोर्थं श्रीआदिनाथादिद्वादश [ बिंबपट्टकं कारितं प्रतिष्ठितं ]...... ... . .........

નં૦ ૧૧ અને ૧૨ ના બન્ને લેખો, મૂળ ગભારામાં મૂળનાયકજીની બન્ને બાજુએ નીચેના ભાગમાં વિરાજિત બન્ને કાઉસગ્ગીયાની નીચે ખોદાયેલા છે.

આ બન્ને લેખો પણ એક જ ધણીના છે. બન્નેમાં મૂળનાયકજીના નામ ભિન્ન ભિન્ન છે અને જેના શ્રેય માટે તે કરાવવામા આવ્યા છે તે વ્યક્તિઓના જુદા જુદા નામ હોવાનું જણાય છે, (પહેલા લેખમાથી વચ્ચેના થોડા અક્ષરો ઘસાઈ ગયા છે) બાકીની બધી હકીકત લગભગ સરખી જ છે. તે આ પ્રમાણે—

વિ. સં. ૧૩૫૪ના વૈશાખ શુદિ ૨ ને સોમવારે; **શ્રીકોરંટક**[૬]ગચ્છીય **શ્રીપાર્શ્વનાથ** ભગવાનના મંદિરમાં વિરાજમાન કરવા માટે; **પોરવાડ**જ્ઞાતીય વ્યાપારી લક્ષ્મણની સંતતિમાં થયેલા વ્યાપારી યશોરાજના પુત્ર વ્યા. યશોવીરના પુત્રો ૧ જગસીહ, ૨ જોલા, સં. યાપન, દેવસિંહ. તેમાના સંઘવી યાપને, **શ્રીમહાવીરસ્વામી** મૂળનાયકવાળો ૧૨

૬. શિવગંજ (સિરોહી સ્ટેટ)થી ૭ માઈલની દૂરી પર આવેલ **કોરટા** તીર્થના નામ પરથી **શ્રીકોરંટક** ગચ્છ નિકળ્યો છે.

જિનનો પટ્ટ પોતાના કુટુંબના કોઈ માણસના શ્રેય માટે તથા **શ્રીઆદિનાથ** મૂળનાયકવાળો બાર જિનનો પટ્ટ પોતાની બહેન હીરૂના કલ્યાણ માટે કરાવેલ છે અને તેની પ્રતિષ્ઠા...... . (લેખ અધુરો છે)

આ બન્ને લેખોનો નીચેનો થોડો થોડો ભાગ ચૂનામાં કે આરસમાં દટાયેલો હોવાથી વાંચી શકાયો નથી

આ બન્ને કાઉસ્સગ્ગીયા, **ખેરાલુ** અને **પાલનપુર**ની વચ્ચે (પાલણપુરથી ૧૪ા માઈલ અને ખેરાલુથી ૧૦ા માઈલ દૂર) આવેલ **સલમકોટ** નામના ગામથી ૦ા માઈલ દૂર જૂના **સલમકોટ** અથવા તેની આસપાસની જમીનમાંથી થોડાં વર્ષો પહેલાં નીકળ્યા હતા. ત્યાંથી અહીં લાવીને પધરાવવામાં આવ્યા છે.

વિશેષતાઃ—આ બન્ને કાઉસ્સગ્ગીયામાં વચ્ચે વચ્ચે મૂળનાયકના સ્થાને એક એક મોટી ઊભી જિનમૂર્તિ બનેલી છે, અને તે બન્નેમાં મૂળ મૂર્તિની બન્ને બાજુએ તથા ઉપર થઈને બીજી નાની નાની અગીઆર અગીઆર જિનમૂર્તિઓ બનેલી હોવાથી આ બન્નેને મૂર્તિપટ્ટ કહી શકાય. અને તેથી જ બન્ને મૂળ લેખોમાં "द्वादशबिंबपट्टकं" આવો ઉલ્લેખ કરેલો છે.

(૧૩)

ॐ ॥ स्वस्ति श्रीविक्रम संवत् १२८४ वर्षे फागुण शुदि २ रवौ श्रीमदणहिलपुर वास्तव्य प्राग्वाटान्वयप्रभू (सू) त ठ० श्रीचंडपात्मज ठ० श्रीचंडप्रसादांगज ठ० श्रीसोमतनुज ठ० श्रीआशाराजनंदनेन ठ० श्रीकुमारदेवीकुक्षिसंभूतेन महं श्रीलूणिग महं श्रीमालदेवयोरनुजेन मह० श्रीतेजःपालाग्रजन्मना संघपतिमहामात्य श्रीवस्तुपालेन आत्मनः पुण्याभिवृद्धये इह श्रीतारंगकपर्वत श्रीअजितस्वामीदेवचैत्ये श्रीआदिनाथदेवजिनबिंबालंकृत खत्तकमिद कारित ॥ प्रतिष्ठितं श्रीनागेन्द्रगच्छे भट्टारक श्रीविजयसेनसूरिभिः ॥

(૧૪)

'–श्रीनेमिनाथ–' ભગવાનના નામ સિવાય બાકીનો બધો લેખ અક્ષરશ ઉપર પ્રમાણે છે.

નં. ૧૩ અને ૧૪ વાળા બન્ને લેખો **શ્રીઅજિતનાથ** ભગવાનના મંદિરના સભામંડપની બહારની ૭ ચોકીઓમાના મંદિરના પ્રવેશ દ્વારની બન્ને બાજુના બે મોટા ગોખલામાંના પદ્માસનોની નીચે ખોદાયેલા છે.

આ બન્ને લેખો એક જ ધણીના અને ભગવાનના ભિન્ન ભિન્ન નામ સિવાય બધી બરાબર સરખી જ હકીકતવાળા છે બન્ને લેખોનો સારાંશ આ પ્રમાણે છેઃ—

સ્વસ્તિ શ્રી વિ૦ સં૦ ૧૨૮૪ના ફાગણ શુદિ ૨ ને રવિવારે; **અણહિલ્લપુર**-

**પાટણ**ના રહેવાસી અને **પોરવાડ** જ્ઞાતિમાં ઉત્પન્ન થયેલ [7]ઠક્કુર ચંડપના પુત્ર ઠ૦ ચંડપ્રસાદના પુત્ર ઠ૦ સોમના પુત્ર ઠ૦ આશારાજની ભાર્યા ઠકુરાણી કુમારદેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ મંત્રી લણિગ તથા મંત્રી માલદેવના નાના ભાઈ અને મહામાત્ય **તેજપાલ**ના મોટા ભાઈ સંઘપતિ મહામાત્ય **વસ્તુપાલે** પોતાના પુણ્યની અભિવૃદ્ધિ માટે અહીં **શ્રી તારંગા** પર્વત ઉપરના **શ્રીઅજિતનાથ** દેવના મંદિરમાં **શ્રીઆદિનાથ** દેવના બિંબથી અલંકૃત (બીજો **શ્રીનેમિનાથ**દેવ જિનબિંબથી અલંકૃત) આ ગોખલો કરાવ્યો, અને તે બન્નેની **શ્રીનાગેન્દ્ર**ગચ્છીય ભટ્ટારક **શ્રીવિજયસેનસૂરિજી**એ[8] પ્રતિષ્ઠા કરી હતી.

આ બન્ને લેખો ઉપરથી જણાય છે કે આ બન્ને ગોખલાઓમાં પહેલાં ભગવાનની મૂર્તિઓ સ્થાપન કરેલી હતી પાછળથી કોઈ કારણથી ઉત્થાપન કરી લીધી હશે. હાલ એ બન્ને ગોખલાઓમાં યક્ષ અને યક્ષિણીની એક એક મૂર્તિ સ્થાપિત છે.

(૧૫)

संवत् १८२२ ना ज्येष्ट शुद ११ वार बुध श्रीरीषभस्वामि पादुका स्थापितं (ता) श्रीतपागच्छे भट्टारक श्रीविजयधर्मसूरीश्वर साज्ञाय श्रीमालगच्छे संघवि तोराचंद फतेचंद प्र०.....

આ લેખ **શ્રીતારંગાજી**ની ઉપર આવેલ **કોડશિલા**ની[9] નીચેની શ્વેતાંબરી દેરીમાંની પાદુકા પર ખોદેલો છે.

સં૦ ૧૮૨૨ના જેઠ સુદિ ૧૧ ને બુધવારે, **શ્રીઆદિનાથ** ભગવાનની પાદુકા જોડી સ્થાપન કરી તેની પ્રતિષ્ઠા **તપાગચ્છીય** ભટ્ટારક **શ્રીવિજયધર્મસૂરીશ્વર**ની આજ્ઞાથી **શ્રીમાલ**ગચ્છ (જ્ઞાતિ)ના સંઘવી તારાચંદ ફતેહચંદે કરી છે

વિશેષતા—જો કે આ લેખ થોડો અશુદ્ધ છે તેથી પાકી ખાત્રી થતી નથી તો પણ ઘણુંકરીને આ પગલાંની પ્રતિષ્ઠા શ્રાવકે કર્યાનું જણાય છે. આ લેખમાં 'श्रीमालगच्छे' લખ્યું છે. ત્યાં ઘણુંકરીને 'શ્રીમાલજ્ઞાતીય' સમજવું જોઈએ.

---

૭. આગળના સમયમાં, માણસ ગમે તે જ્ઞાતિનો હોવા છતા જો તે જાગીરદાર-ગામ ધણી હોય તો તેને 'ઠક્કુર–ઠાકોર' અને તેની સ્ત્રીને 'ઠક્કુરાણી' એવા ઉપનામથી સંબોધવામાં આવતા.

૮. શ્રીમાન્ **વિજયસેનસૂરિજી**, મહામાત્ય **વસ્તુપાલ-તેજપાલ**ના પિતૃપક્ષના ગુરુ હતા **આબુ-દેલવાડા**ના મં૦ **તેજપાલે** બંધાવેલા **શ્રીનેમિનાથ** ચૈત્યની પ્રતિષ્ઠા પણ એમણે જ કરી હતી

૯. **કોડશિલા**ના મુખ્ય સ્થાનમાં **શ્વેતાંબર** સંપ્રદાયની મોટી દેવકુલિકા છે. તેમાં વચ્ચે ચૌમુખજી તરીકે ચાર જિન મૂર્તિઓ અને તેની નીચેના ભાગમાં ચારે તરફ થઈને પગલાં જોડી ૨૦ છે. લગભગ આ દરેક પાદુકાઓ ઉપર સં૦ ૧૮૨૨ ના જેઠ શુદિ ૧૧ ને બુધવારના ટુકા ટુકા લેખો છે. પરંતુ તે બધા આ લેખને લગભગ મળતા જ હોવાથી અહીં આપવામાં આવ્યા નથી

# સરસ્વતી-પૂજા અને જૈનો

લેખક–શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિઓલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા )

( ગતાંકથી ચાલુ )

**વિભાગ ૨** — ભાગ બીજો કપડાં પરના ચિત્રો

ચિત્ર ૬. આ ચિત્રની આકૃતિ માટે 'જૈનચિત્રકલ્પદ્રુમ' ગ્રન્થના 'લેખનકળા' વિભાગમાં છાપેલા ચિત્ર નં ૭ની પ્રતિકૃતિ જૂઓ.

પાટણના સંઘના ફોફલીયાવાડાના ભંડારમાં આવેલા કપડાં ઉપર લખાએલા 'ધર્મવિધિપ્રકરણ અને કચ્છૂલીરાસ' નામના ગ્રન્થના પ્રથમ પાના ઉપર સરસ્વતીદેવીની આકૃતિ માત્ર ચીતરેલી છે. આ ચિત્રવાળી પ્રતનો ઉલ્લેખ કરવાનુ મૂખ્ય કારણ તો એ છે કે આજસુધીમા દુનિયાભરમાં મળી આવેલા કપડા ઉપરના ગ્રન્થોમા આખો ગ્રન્થ આ એક જ છે, તે જ તેની વિશિષ્ટતા છે. આ ગ્રન્થ વિ. સં. ૧૪૧૦ મા અગર ૧૪૦૮ મા લખાએલો છે

ચિત્ર ૭. આ ચિત્રની પ્રતિકૃતિ ઈ. સ ૧૯૧૩ માં લડનથી પ્રસિદ્ધ થએલા The Journal of Indian Art and Industry નામના પત્રના ૧૨૭ મા નંબરમાં અમેરિકાના બૉસ્ટન મ્યુઝિયમના હિંદીકલા વિભાગના ક્યુરેટર શ્રીયુત ડૉ. આનંદકુમારસ્વામીએ લખેલા Notes on Jaina Art નામના નિબંધની સાથે છપાએલી ચિત્ર પ્લેટ ન. ૧૨ મા ચિત્ર નં. ૫૭ તરીકે છપાએલા એક કપડાં ઉપરના લગભગ પંદરમા સૈકાના જૈનચિત્રપટના વચલા વિભાગની જમણી બાજુએ છપાએલી છે.

ઉપર્યુક્ત ચિત્રમા સરસ્વતી દેવીને ચાર હાથ છે ઉપરના જમણા હાથમા કમલનુ ફૂલ તથા ડાબા હાથમાં પુસ્તક છે, અને નીચેના જમણા હાથમા વીણા તથા ડાબો હાથ વરદ મુદ્રાએ છે, દેવી ભદ્રાસનની બેઠકે બેઠેલા છે, બેઠકની નીચે બરાબર મધ્યમાં તેણીના વાહન તરીકે સામસામા બે હંસ પક્ષીઓની આકૃતિ ચીતરેલી છે. આ ચિત્રપટમા દેવીના વસ્ત્રાભૂષણો વગેરેથી આ ચિત્રપટ પંદરમા સૈકાનો જ છે તેમ તુરત જ જણાઈ આવે છે

ચિત્ર. ૮. પાલનપુરના રહીશ અને પુરાતન સંશોધનના વિષયમા રસ ધરાવતા શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહના સંગ્રહમા વિ. સ. ૧૫૦૪ની સાલનો કપડા ઉપર ચીતરાએલો એક વિજયપતાકા યંત્ર છે તે યંત્રના ઉપરના મથાળાના ભાગમા સોનાની શાહીથી ચીતરેલું સરસ્વતી દેવીનુ એક સુદર ચિત્ર છે જે હજુ સુધી અપ્રસિદ્ધ છે તેમા પણ દેવીને ચાર જ હાથ છે તેના આયુધો વગેરેનું વર્ણન બરાબર હાલમા મને યાદ નથી અને તેમા કાંઈ વિશિષ્ટતા નહિ હોવાથી તેનો ઉલ્લેખ હુ અત્રે કરી શકતો નથી.

ચિત્ર ૯. આ ચિત્રની પ્રતિકૃતિ માટે મારા તરફથી હવે પછી પ્રસિદ્ધ થનાર 'મંત્રાધિરાજ–ચિંતામણિ' નામના પુસ્તકમા છપાએલ યંત્ર નબર ૬૪નુ ચિત્ર જોવા ભલામણ છે.

વિ. સં. ૧૯૮૭માં અમદાવાદ મુકામે 'શ્રી દેશવિરતિધર્મારાધક સમાજ' તરફથી ભરવામાં આવેલા 'જૈન સાહિત્ય પ્રદર્શન' ના ચિત્રકલા વિભાગના ઑનરરી સેક્રેટરી તરીકે હું કાર્ય ઉપર હતો તે સમયે રજુ થએલ 'સંતિકર સ્તોત્ર યંત્ર' ના કપડાં ઉપરના રાજપુત સમયના એક સુંદર ચિત્રપટ ઉપરથી લીધેલા ચિત્રમાં અષ્ટદલકમલની રચના છે. જેમાં મધ્યકર્ણિકામાં ષટ્કોણયંત્રની રચનામાં સોલમા તીર્થંકર શ્રી શાંતિનાથ ભગવાન સિંહાસન ઉપર બિરાજમાન છે. તેઓની આજુબાજુ બે ચામર ધરનાર ઇંદ્રો ચામર વીંઝે છે અને તેઓની ચારે બાજુએ જે ષટ્કોણ યંત્રની આકૃતિ છે તેમાં મંત્રો છે તેની આજુબાજુ ગોળાકૃતિમાં સંતિકર સ્તવની પહેલી ગાથા લખેલી છે અને ચારે બાજુ અષ્ટદલકમલની રચના છે જેમાં ચાર દિશાઓના ચાર દલમાં અનુક્રમે સરસ્વતીદેવી, ત્રિભુવનસ્વામિનીદેવી, યક્ષાધિરાજ અને લક્ષ્મીદેવીના સુંદર ચિત્રો છે, અને ચાર વિદિશાઓમાં બાકીની 'સંતિકર સ્તવ'ની બાર ગાથાઓમાંની ત્રણ ત્રણ ગાથાઓ અનુક્રમે લખેલી છે. આ ચિત્રપટ ઉપર એક સ્વતંત્ર લેખ અવકાશે લખવા મારો વિચાર છે.

આ ચિત્રમાં સરસ્વતી દેવી સિંહાસન ઉપર પદ્માસનની બેઠકે બેઠેલાં છે. દેવીના ચાર હાથ પૈકી ઉપરના જમણા હાથમા પુસ્તક તથા ડાબા હાથમાં અક્ષસૂત્ર (માળા) છે અને નીચેના બને હાથમાં વીણા છે. સિંહાસનની નીચે હંસપક્ષીની આકૃતિ વાહન તરીકે ચીતરેલી છે, દેવીની બંને બાજુએ બે ચામરધારી દેવો ચામર વીંઝતા દેખાય છે.

આ સિવાય કપડાં ઉપરનાં સરસ્વતી દેવીના ચિત્રો સેંકડોની સંખ્યામાં મળી આવે છે. પ્રત્યેક આચાર્ય મહારાજ પાસે 'સૂરિમંત્ર' ના કપડાંના પટ હોય છે અને સૂરિમંત્રની પાચ પીઠો પૈકી બીજી પીઠ સરસ્વતી દેવીની સ્થાપના હોવાથી દરેક પટમાં તેણીનું ચિત્ર હોય છે.

## વિભાગ ૨.—ભાગ ત્રીજો–કાગળપરનાં ચિત્રો

શ્વેતામ્બર સંપ્રદાયના કાગળ પરના સચિત્ર ધાર્મિક ગ્રન્થોમાં મળી આવેલાં દેવી સરસ્વતીનાં ચિત્રો પૈકીનુ સૌથી પ્રાચીન ચિત્ર સ્વર્ગસ્થ ઉપાધ્યાયજી શ્રીસોહનવિજયજીના સંગ્રહની પદરમા સૈકાની કલ્પસૂત્રની સુંદર ચિત્રોવાળી પ્રતમાથી મળી આવેલુ છે.

ચિત્ર ૧૦. આ ચિત્રની પ્રતિકૃતિ જોવા ઇચ્છનારને મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમા પ્લેઈટ નં ૭૫ મા છપાએલું ચિત્ર નં ૨૩૮ જોવા ભલામણ છે.

લાકડાના બારીક નકશીવાળા ભદ્રાસનની વચ્ચે ચાર હાથવાળી સરસ્વતીની સુદર મૂર્તિ વિરાજમાન છે. તેણીના ઉપરના જમણા હાથમા પુસ્તક તથા ડાબા હાથમાં કમળ છે, જ્યારે નીચેના જમણા હાથમા કમડલુ અને ડાબા હાથમા વીણા છે. વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત તેણીની સુડોળ પ્રતિકૃતિ બીજા કોઈ પણ ચિત્રમાં આવી રીતે ચીતરેલી મારા જોવામાં આવી નથી. ભદ્રાસનના આગળના ભાગમાં તેણીના ચરણકમળ પાસે હંસપક્ષીની આકૃતિ ચિત્રકારે રજુ કરેલી છે. તેણીના આસનની ઉપર બંને બાજુ એકેક મોર મુખમાં ફુલની માળા સહિત ચીતરેલો છે આ ચિત્રની ચિત્રકળા ઊંચી કક્ષાની કહી શકાય.

ચિત્ર ૧૧. શ્રીહેમચંદ્રસૂરિકૃત શબ્દાનુશાસનવૃત્તિ ઉપરની ટીકાની Oxford ની Bodelian Library ના સંસ્કૃત વિભાગની ૧૦૨ નંબરની પ્રતના પાના ૧ ઉપરથી

આ ચિત્ર મિ. બ્રાઉને લખેલા 'કાલક કથા' નામના અંગ્રેજી પુસ્તકના પાના ૧૨૨ ની સામે ચિત્ર નં. ૧૨ તરીકે સૌથી પ્રથમ છપાવેલું, તેના ઉપરથી મિ બ્રાઉનની પરવાનગી લઈ ને 'જૈનચિત્રકલ્પદ્રુમ'મા પ્લેઈટ નં. ૭૯ મા ચિત્ર ન. ૨૪૮ માં છપાવેલું છે

શિખરબદ્ધ દહેરીની અંદર ઐં અક્ષર (સરસ્વતી બીજ) ની મધ્યમા દેવી સરસ્વતી વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત થએલી વિરાજમાન છે. દેવીના ઉપરના બંને હાથમા પુસ્તક તથા કમલ છે અને નીચેના બને હાથમાં અનુક્રમે અક્ષસૂત્ર અને વીણા છે. વળી દેવીના આસનમા તથા ઐંકાર અક્ષરની બહાર પણ બંને ઠેકાણે હંસ ચીતરેલા છે. મિ. બ્રાઉને આ ઐં અક્ષરને ૐ અક્ષર તરીકે ઓળખાવ્યો છે.[1]

સરસ્વતીનુ મંત્રબીજ ઐંકાર છે તે વાત જૈનમંત્રશાસ્ત્રના અભ્યાસીઓને સુવિદિત છે, અને આ અક્ષર પણ ઐં છે. મિ બ્રાઉન આ અક્ષરને ૐ તરીકે કઈ રીતે ઓળખાવે છે તેની સમજણ કાંઈ પડતી નથી આ ભૂલ થવાનુ વાસ્તવિક કારણ તો મને તેઓનુ જૈનમંત્રશાસ્ત્રના વિષયનુ અજ્ઞાનપણુ જ લાગે છે, પરંતુ તેમના જેવા ઈન્ટરનેશનલ રેપ્યુટેશનવાળા વિદ્વાને બરાબર તપાસ કર્યા વિના જેમતેમ લખી નાખવુ તે વ્યાજબી તો નથી જ.

ચિત્ર. ૧૨. 'સપ્તશતી' નામની હિંદુ તાન્ત્રિક પ્રતનુ આ ચિત્ર હોવા છતા જૈનપ્રતોમા ચીતરાએલા દેવી સરસ્વતીના સ્વરૂપોને લગતુ જ હોવાથી તેનુ વર્ણન અત્રે કરવામા આવ્યુ છે. આ ચિત્રની પ્રતિકૃતિ જોવા ઇચ્છનાર મહાશયને પણ 'જૈનચિત્રકલ્પદ્રુમ'ની પ્લેઈટ નં. ૭૯ મા ચિત્ર ન. ૨૫૦ જોવા ભલામણ છે

ચિત્ર ૧૦-૧૧ ની માફક જ આ ચિત્રમાં પણ દેવીને ચાર હાથ છે. વળી ઉપરના જમણા હાથમા પુસ્તક તથા ડાબા હાથમાં કમલ અને નીચેના જમણા હાથમા અક્ષસૂત્ર અને ડાબા હાથમા વીણા છે. આસન કમલનુ અને વાહન હંસનું જ છે.

આ ત્રણે ચિત્રો નંબર ૧૦-૧૧ અને ૧૨ વાળી પ્રતો મધ્યેની કોઈ પણ પ્રત ઉપર તે લખાયાની તારીખ નોંધેલી નથી છતા તેમા રજુ કરેલા દેવીના આભુપણો તથા વસ્ત્રોની રજુઆત ઉપરથી આ ત્રણે પ્રતો પંદરમા સૈકાની જ છે એમ નિર્વિવાદ કહી શકાય તેમ છે. આ ચિત્રો ઉપરાત પદરમા સૈકામા ચીતરાએલી કલ્પસૂત્રની પ્રતોમા ઘણી મોટી સંખ્યામા દેવી સરસ્વતીના ચિત્રો મળી આવતા હોવા છતાં જુદા જુદા વિષયોની ત્રણ પ્રતોના ચિત્રોના વર્ણન નમુના દાખલ અત્રે રજુ કરવામા આવેલાં છે.

ચિત્ર ૧૩ આ ચિત્રની પ્રતિકૃતિ માટે ડૉ. આનન્દકુમારસ્વામીએ સંપાદન કરેલા 'Catalogue of the Indian collections in the Museum of Fine Arts, Boston' નામના પુસ્તકના ચોથા ભાગમાની ચિત્ર પ્લેઈટ ૩૮ મા છપાએલુ સરસ્વતી દેવીનુ ચિત્ર જોવા ભલામણ છે.

સત્તરમા અગર અઢારમા સૈકાની એક જૈનપ્રતના પાના ઉપરના આ ચિત્રમા દેવી સરસ્વતી હંસપક્ષી ઉપર સ્વાર થએલી છે અને તેણીના ચાર હાથ પૈકી એક જમણા હાથમા પુસ્તક પકડેલુ છે અને ડાબો હાથ વરદમુદ્રાએ હોવો જોઈએ તેના બદલે

1 Fig. 12 The Goddess Sarasvati in the Omkara symbol From same MS and same page —The Story of Kalak P. 122

ચિત્રકારે જુદી જ રીતે કોઈ પણ જાતના ચિહ્ન વગર ખાલી રજુ કરેલો છે, જ્યારે બીજા બે હાથથી વીણા પકડેલી છે. હંસપક્ષીના પગ નીચે પાણીની તથા પાણીમાં ઉગતાં કમલની રજુઆત કરીને દેવીને સરોવરની અંદર હંસપક્ષીની પીઠ ઉપર બેઠેલી બતાવવા પ્રયત્ન કરેલો છે. સામેની બાજુએ એક ભક્તપુરુષ છે જે પોતાનો ડાબો હાથ ઉંચો કરીને તેમાં પકડેલો ચામર વીંઝતો દેખાય છે. જ્યારે તેના જમણા હાથમા એક ધાતુનુ વાસણ પકડેલુ છે જેમા હંસપક્ષીના મુખમાં રહેલી મોતીની માળાનો નીચેનો ભાગ અંદર પડતો દેખાય છે. ભક્ત પુરુષની પાછળના ભાગમા વળી એક છોડવો ઉગેલો છે. આ ચિત્રમાંનો દેવીનો પહેરવેશ સત્તરમા સૈકા તથા અઢારમા સૈકાના ચિત્રોમાં રજુ કરેલા પહેરવેશોને આબેહુબ મળતો આવે છે.

ચિત્ર ૧૪ શ્રી વિનયવિજયજી ઉપાધ્યાય વિરચિત શ્રીપાલ-રાસની ઓગણીસમી સદીની એક પ્રતમાંનુ આ ચિત્ર હજુ સુધી કોઈ પણ ઠેકાણે પ્રસિદ્ધ થએલ નથી.

આ ચિત્રમાં પણ ચિત્ર ૧૩ ની માફક દેવી હંસપક્ષીની ઉપર સ્વાર થએલી છે, તેણીને ચાર હાથ છે તે પૈકી બે હાથથી વીણા પકડેલી અને બે હાથમાં પુસ્તક રાખેલા છે, આ ચિત્રમાં દેવીને સરોવરના બદલે લીલી હરિયાળી ભૂમિમાં વિહાર કરતી ચિત્રકારે રજુ કરેલી છે, દેવીને વસ્ત્રાભૂષણોથી એવી રીતે સુસજ્જિત કરવામા આવી છે કે, ચિત્ર જોતાં જ જોનારને કોઈ દિવ્યશક્તિધારિણી દેવીનો ખ્યાલ આવી શકે છે,

આ ચિત્રો સિવાયના પણ સેંકડોની સંખ્યામાં કાગળની પ્રતોના પાનાઓ ઉપર ચીતરાએલાં ચિત્રો મળી આવે છે, પરંતુ અહીંયા તો માત્ર જુદા જુદાં સ્વરૂપોનુ જ વર્ણન આપવું યોગ્ય ધાર્યું છે

આ પ્રમાણે મારી જાણમાં આવ્યાં તેટલા દેવી સરસ્વતીનાં સ્વરૂપોનો ખ્યાલ આપવાનો મે પ્રયત્ન કરેલો છે, તેમાં થવા પામેલાં સ્ખલનો તરફ વિદ્વાનો મારૂ ધ્યાન ખેંચીને મને ઉપકૃત કરશે એવી આશા રાખું છું.

પાશ્ચાત્ય દેશોના સાહિત્યમાં અને ધર્મગ્રંથોમા પણ સરસ્વતીની કલ્પના છે. ત્યાં જુદી જુદી કળાની જુદી જુદી અધિષ્ઠાત્રી દેવી કલ્પવામાં આવી છે આ સર્વને સામાન્યત 'મ્યુઝ'ના નામથી ઓળખવામાં આવે છે. પરંતુ આપણે ત્યા તે કલ્પના જે રીતે વિકાસ પામી છે અને પ્રજા માનસમાં સરસ્વતી-પૂજા જે રીતે પ્રતિષ્ઠા પામી છે તેમાંનુ ત્યા કશું એ નથી.

જ્ઞાનનુ સૌથી વિશેષ બહુમાન જૈનોએ કરેલું છે. અને તેથી જ જૈન સાહિત્યમા સરસ્વતીના જુદા જુદા સ્વરૂપો જેટલાં વર્ણવામા આવ્યા છે તેટલાં ઈતર સાહિત્યમાં નથી વર્ણવામા આવ્યા. જ્ઞાનનુ જે પ્રાધાન્ય અને જ્ઞાનપૂજાનુ જે મહત્ત્વ જૈનશાસ્ત્રોએ ગાયુ છે તે ઈતર સાહિત્યમા નથી જોવામા આવતુ તેનુ કારણ જૈનશાસ્ત્રોનો મૂળ પાયો જ્ઞાન છે. સત્ય બરોબર સમજવુ અને તથા પ્રકારે આચરણ કરી આત્મોત્કર્ષ સાધવો એ જૈન-દર્શનનુ પરમ ધ્યેય છે. પૂર્વકાળમા વિજ્ઞાનવિચારમા સૌથી વધારે મહત્ત્વનો ફાળો જૈનોએ આપ્યો છે. દરેક જૈનનું ધ્યેય કેવળજ્ઞાની બનવાનુ છે અને કેવળજ્ઞાન એટલે દિશા અને કાળથી અબાધિત એવુ સંપૂર્ણ જ્ઞાન 'પહેલુ જ્ઞાન અને પછી ક્રિયા' એ જૈન દર્શનનુ ધ્યેય છે. ज्ञानक्रियाभ्यां मोक्षः। એ પણ આ જ દૃષ્ટિનુ નિરૂપણ કરે છે. જૈન શાસ્ત્રોમાં પણ કહ્યુ છે કે पढमं नाणं तओ दया। 'પ્રથમ જ્ઞાન અને પછી દયા.'

'જ્ઞાનની અશાતના ન કરાય' એ જૈન માત્રનો ખ્યાલ છે અશાતના એટલે અવગણના. જેવી રીતે દેવ-દેવીની મૂર્તિઓ તરફ કે મોટા ગજનઓ પ્રત્યે વર્તીએ તેવી જ રીતે જ્ઞાન અને જ્ઞાનના સાહિત્યો પ્રત્યે પણ આપણે બહુમાનથી વર્તવુ જોઈએ. આજ કારણથી સ્વ રણજીતરામ વાવાભાઈએ એક વખત કહેલુ કે સરસ્વતીનુ પિયર બ્રાહ્મણો છે, સાસરું જૈનો છે કુંવારી છોકરી પિતાને ઘેર ફાવે તેમ કરે – વાળ કે વસ્ત્રની પણ મર્યાદા ન હોય – એવી જ રીતે બ્રાહ્મણોના ઘરમા પુસ્તક-પાના રખડતાં હોય, તેને વ્યવસ્થિત રીતે રાખવાની સાધારણ રીતે બ્રાહ્મણ ચિંતા ન કરે તે જ છોકરી યોગ્ય ઉમ્મર થતા સાસરે જાય કે તેનામાં બધી મર્યાદા આવે. એ સરખી રીતે વસ્ત્રો પહેરવાની – અંગ ઉપાગો ઢાકવાની મર્યાદાઓ જેમ સ્વીકારે તેવી જ રીતે જૈનો જૈન શાસ્ત્રગ્રથોની રક્ષા કરે – કરે છે

જૈનોએ તેથી જ પ્રાચીન સમયમા જિનમંદિરોમાં સરસ્વતીની મૂર્તિઓ ભરાવી હશે જ્યારથી જૈનધર્મના અનુયાયિઓએ સરસ્વતી ઉપાસના મૂકીને લક્ષ્મીની ઉપાસનાને મહત્ત્વનુ સ્થાન આપ્યુ, ત્યારથી જિનમદિરોમા સરસ્વતીની મૂર્તિઓ ભરાવવી બંધ થઈ, સરસ્વતિની ઉપાસના પણ બંધ થઈ

જૈનોએ પોતાનુ ભૂતકાલીન સ્થાન પાછુ મેળવવા માટે લક્ષ્મીની ઉપાસનાની સાથે સાથે વિસારે મૂકેલી સરસ્વતીની ઉપાસના – જ્ઞાનની ઉપાસના ફરીથી કર્યે જ છુટકો છે

જૈન મત પ્રમાણે આત્મા જ્ઞાનસ્વભાવી છે કાઈ પણ જ્ઞાન બ્હારથી આવતુ જ નથી. અંદર અનંત જ્ઞાન ભરેલુ છે. જેવી રીતે મેલથી ખરડાયેલુ દર્પણ અદરના તેજને દર્શાવી શકતુ નથી તેવી રીતે જ્ઞાનાવરણીય કર્મના આવરણને અંગે આત્મા પોતાની અંદર રહેલા જ્ઞાનનો અનુભવ કરી શકતો નથી. જ્ઞાનાવરણીય કર્મનુ આવરણ જો દૂર થઈ જાય તો અદર રહેલુ જ્ઞાન જાગ્રત થાય આ કર્મો દૂર કરવાના અનેક સાધનો પૈકી મુખ્ય તપ છે તપ કર્મોને બાળવાનુ અમોઘ સાધન છે, તેથી તપ કરતા આત્મા શુદ્ધ બને છે અને તેમા અદર રહેલુ જ્ઞાન જાગ્રત થાય છે. જ્ઞાન અને તપનો આ પ્રકારનો સંબધ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમા કોઈ પણ ઠેકાણે દર્શાવવામા આવ્યો હોય તેવુ જાણમાં નથી. જૈનેતર દર્શનોમા તેનો સામાન્યપણે ઉલ્લેખ છે, પણ સળગ વિચારસરણીપુરસર જ્ઞાનની મીમાસા અને તથા પ્રકારે ધાર્મિક જીવનની ઘટના જૈન શાસ્ત્રોએ જ કરેલી છે તેથી દરેક વર્ષની જ્ઞાનપચમી (કારતક સુદી ૫) ના દિવસે જૈનો જ્ઞાનપૂજાની સાથે સાથે ઉપવાસ કરે છે, પૌષધ વ્રત લે છે, જ્ઞાનના જાપ જપે છે અને જ્ઞાનને વદના પણ કરે છે જૈનો વળી જ્ઞાનનુ ઉદ્યાપન અથવા તો ચાલુ ભાષામા ઉજમણુ પણ કરે છે, જે જૈનોની જ્ઞાન વિષયક ઉત્કટ ભાવનાનુ સૂચન કરે છે. આ પ્રકારે જૈનોમા સરસ્વતી પૂજાનુ – જ્ઞાનપૂજાનુ વિધાન છે.

ભગવતી સરસ્વતીનુ પ્રભુત્વ ત્રિકાળમા અબાધિત છે. તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પુરુષાર્થની સાધક છે, અજ્ઞાનરૂપી અધકારોની અજનશલાકા છે અને સમસ્ત જીવ માત્રની ઉન્નત ગામિની પ્રેરણા શક્તિ છે. એ અધકારને અજવાળનારી, જ્ઞાનાધિષ્ઠાત્રી ભગવતી પરમશક્તિને આપણાં સદાકાળ વંદન હો ! વદન હો ! વન્દન હો !

સંપૂર્ણ

# મૂર્તિની પ્રાચીનતાના પુરાવા

લેખક—શ્રીયુત રતિલાલ ભીખાભાઈ

( ગતાંકથી પૂર્ણ )

(૧૩) ઈ. સ. ના છઠ્ઠા સૈકા પહેલા ગ્રીક દેશ સાહિત્ય, તત્ત્વજ્ઞાન, નાટયકળા, નૃત્યકળા, જ્ઞાન વગેરે માટે જગમશહૂર હતો આ સમય અને પરમાત્મા મહાવીર દેવનો સમય લગભગ સરખો જ ગણી શકાય.

(૧૪) ઈ. સ. ના પ૨૦ વર્ષ પહેલાં એક હગાઈ નામના ભવિષ્ય ભાખનારે (જૂના ટેસ્ટામેટના ઉલ્લેખ પ્રમાણે) ચાર ભવિષ્ય કહ્યા હતા. તેમાંનુ એક (૧) ઝેરૂબાએલ અને તેના મિત્રોને **જેરૂસલેમનું મંદિર ફરીથી બાંધવાની સલાહ** હતી.

(૧૫) પ્રારંભના કાળમા ક્રિશ્ચિયન દેવળોમા ચિત્ર અને મૂર્તિની પૂજા પ્રચલિત હતી. ઈ. સ. ના ચોથા સૈકામા આમા પરિવર્તન થયુ અને મૂર્તિઓ સામે વિરોધ ઉઠયો. આ વખતે વાદવિવાદ પણ ખૂબ ચાલ્યા પૂર્વદેશના સત્તાધીશ રાજા લીઓ ત્રીજાએ ઈ. સ. ૭૨૬ માં વ્યવસ્થિત રીતે મૂર્તિ–વિરોધી ચળવળ શરૂ કરી. વળી સત્તરમા સૈકામા ઇગ્લેંડના પ્યુરીટન નામના પક્ષે દેવળોના ઘણાં ભાગોનો નાશ કર્યો હતો. આવા મૂર્તિ–વિરોધી પક્ષને આઇકોનોકલાસ્ટ એટલે મૂર્તિભંજક પક્ષ તરીકે ઓળખવામા આવે છે.

(૧૬) રોમન કેથોલિક મતના ક્રિશ્ચિયન દેવળોમા, ઈશુની મૂર્તિ, ચિત્ર કે ક્વીન મેરીની મૂર્તિ કે ચિત્ર અને સાધુપુરુષોની મૂર્તિ કે ચિત્રનુ પૂજન થાય છે.

(૧૭) પ્રોટેસ્ટન્ટ લોકો કલાની દૃષ્ટિએ મૂતિને માનવા તૈયાર છે

(૧૮) ક્રાઇસ્ટ પહેલાં ૯૩૭થી ૯૧૫ વર્ષ ઉપર જેરુસલેમની વિરૂદ્ધમાં જેસોઓઆમ નામના રાજાએ ડાન અને બેથેલમા સોનાના વાછરડાની પૂજાની સ્થાપના કરી હતી

(૧૯) ક્રાઇસ્ટ પહેલાં ૮૩૬ વર્ષ ઉપર જેહોયાડા નામના જેરૂસલેમના વડા પાદરીએ ઈઝરાસેલની ગાદી પચાવી પાડી. આ વખતે તેની બ્હેન જેહોરોલાએ પોતાના જોસા નામના ભત્રીજાને એક **મંદિરમાં** સંતાડી રાખ્યો હતો અને ત્યાં તેને છ વર્ષ સુધી ગુપ્ત રાખીને પછી ગાદી ઉપર બેસાડયો હતો.

(૨૦) જુના ટેસ્ટામેટની છેવટની ચોપડીનુ નામ મલાચી છે. આ ઈંગ્લીશ બાઈબલના જુના ટેસ્ટામેટની છેલ્લી ચોપડી છે અને તે ક્રાઇસ્ટ પહેલાંના છઠ્ઠા સૈકાનું **મંદિર** ફરીથી બંધાયા પછી લખાયેલ છે અને તેમા પાદરીઓના નૈતિક પતન અને સમાજના દુર્ગુણો વિષે લખાણ છે.

(૨૧) ક્રાઈસ્ટ પહેલાં ૪૨૦ વર્ષ ઉપર બનેલું કેતુનું **મંદિર** જુના ગ્રીક શહેરમા હતુ. અત્યારે એના અવશેષો પેસ્ટો નામના ગામમા છે. આ જગ્યા અત્યારે મેલેરીયાના તાવની બીમારી તરીકે જાણીતી છે.

(૨૨) ઈ સ ૧૭૪૮ મા શરૂ થયેલ પોમ્પાઈ શહેરના ખોદકામમાંથી ઘણા **મંદિરો**, રસ્તાઓ, દુકાનો તથા બીજી ઘણી વસ્તુઓ મળી આવી છે

(જુઓ પાનું ૭૭)

श्रीमान् हीरविजयसूरीश्वरजी महाराज निर्मित

# साधुमर्यादापट्टक

संपादक—मुनिराज श्री जयन्तविजयजी

---

हमणां थोडा ज समय पहेलां श्री जैनधर्म प्रसारक सभा-भावनगर तरफथी "साधुमर्यादा-पट्टक" नामनुं एक नानकडुं पुस्तक प्रकाशित थयुं छे. तेमां जुदा जुदा आचार्योए प्रवर्तावेला चार पट्टकोनुं अत्यारनी चालु शुद्ध गुजराती भाषामा भाषांतर आपवामां आवेल छे. प्रस्तुत पट्टक पण तेमा आपवामा आव्युं छे. आ पट्टकनी, इतिहास अने भाषानी दृष्टिए, खास महत्ता होई अक्षरश मूळ-जूनी गूजराती भाषामा ए अही आपवामां आवे छे. जेथी विद्वानोने ए उपयोगी थइ पडे.

आ मर्यादापट्टकनुं असल प्राचीन पत्र (पानुं), श्रीमान् वयोवृद्ध पंन्यासजी श्री हितविजयजी महाराजना घाणेराव (मारवाड) ना ज्ञानभंडारमाथी तेमना शिष्य श्रीमान् पंन्यासजी श्री हिम्मतविजयजी गणीद्वारा मने प्राप्त थयुं छे, तेथी आ स्थळे तेमनो आभार मानवो योग्य समजु छु. विद्वानो अने अनुभविओने आ पानानी भाषा-लखावट वगेरे उपरथी तेना प्राचीनपणानी खात्री थशे. — सम्पादक

---

॥ श्री ॥

॥ ऍर्द० ॥ श्रीहीरविजयसूरिभिः सामान्ययतीनामभिग्रहटिप्पा लिख्यते : ॥

(१) छति योगि देव जुहारवा दिनप्रति ॥

(२) दिनप्रतिं नुकरवाली १ गुणवी ॥

(३) दिनप्रतिं वडानीं वीसामण करवी ॥

(४) छति शक्ति दिनप्रति गाथा १ अथवा पद पिण भणवु ॥

(५) पडिकमणु ठाया पछीं । इच्छामो अणुसट्ठि आ लगि । तथा आहार करतां । उपधि सीकी पडिलेहतां । मार्ग्गे हीडता बोलवु नही ॥

(६) दिनप्रति सज्झाय सहस १ गुणवु ॥

(७) पात्रा ७ उपरात राखवा नही ॥

(८) जघन्यपद्दि माशप्रति उपवास ६ करवा ॥

(९) प्रथम दिने पारणाती यतिनिं विगि २ बीजानि विगि १ बीजे द्दिने त्रिगि २ उपरांत न कल्पें ॥

(१०) माद्य-मार्ग्गादि कारण विना जघन्य पदि त्रिविहार बीआसणुं करवुं

(११) मोटका कारण विना दिवशि [तथा] पोरसीमाहि न सूवु ॥

(१२) दिनप्रति द्रूया ३ उपरात न कल्पइ । वाधतूं खरडिउ गुरु आपि तेहनी जयणा ॥

(१३) अटव्यादि कारण विना मार्ग्गातीत क्षेत्रातीत कालातीन (त) वार (गि) विना न कल्पई ॥

(१४) नवा जुना कलपडा सात, काबली १, चलोटा ७ संथारिउ १ उत्तरपट्ट १ उपरात न राखवा ॥

(૧૫) ગીતાર્થ માંડલિ બિઠા વિના તક્ર ૧, ઓદન ૨, ખારું ૩ હુંસું ૩ વારિ ૪ એ ચ્યાર દ્રવ્ય ઉપરાત ન લેવું। મોટિકૈં કારણે ગીતાર્થનિ પુછી લેવું ॥
(૧૬) ગુચ્છા પારિઠ્ઠાવણિઆ વિના સીઝી ઓધાઈ તેહને ગીતાર્થં (ર્થિ) આંબિલ કરાવવુ ॥
(૧૭) છ ઘડીમાંહિ સ્થંડિલાદિ કારણેં બાહિર ન જાવું। કદાચિત્ જાઈ તું ગીતાર્થિં તેહનિ આંબિલ કરાવવું। અથવા આગલેં રાખી સજઝાય સહસ ૧ ગુણાવવું ॥
(૧૮) અકાલ સંજ્ઞાઇ આંબિલ કરવું ॥
(૧૯) ચઉમાશાનુ છઠ્ઠ, સંવચ્છરીનુ અઠ્ઠમ મોટકા કારણ વિના ન મુકવું ॥
(૨૦) પાડિહારી કાબલુ વસ્ત્ર સર્વથાં ન લેવું ॥
(૨૧) નીખારીઓ વસ્ત્ર વર્ણ પરાવર્ત્ત કરી વાવરવું ॥
(૨૨) ક્રિયાનિષ્ઠાંનુષ્ઠાંનવિધિ કરવાનુ ખપ વિશેષથી કરવું ॥
(૨૩) અણુપડિલેહિઉ વસ્ત્ર ન વાપરવું ॥ ર્ણ્ઠ० ॥
(૨૪) ગીતાર્થે પણિ પૂર્વોક્ત મર્યાદા પાળવી। અનઇ સંઘાડીયાઇ પલાવવી। ન પાલે તુ ગુરુનેં જણાવવુ ॥
(૨૫) તથા ત્રિવિહાર એકાસણું કરવું ॥
(૨૬) પેત્રીશ બોલ પાલવા। પાંત્રી બોલનુ પુઠુ ૧, બાર બોલનું પુઠુ ૧, જ્ઞાનતું પુઠુ ૧ ત્રિહું ચઉમાશ સભલાવવુ।
(૨૭) નગર ત્રણ્ય તથા નગરનિ પુરઇ સર્વ થઈનિ માશ ૩ રહવું ॥
(૨૮) અનેં યે ગીતાર્થ પાટીઇ બિસેં તેણિ માશકલ્પાદિ મર્યાદા પલાવવી। અને કોઈ ન પાલઇ તુ ગુરુનિ જણાવવું। તથા પાટીઇ બીજુ ગીતાર્થ આવિં તિવારઇ પોતાના માશકલ્પમાહિ જેહને જેતલા દિન થયા હુઈ તે શર્વ નવા ગીતાર્થનઈ લિખિ આપીનેં કહિ એહવી મર્યાદા તુમ્હૌ પલાવયૌ। એહવી મર્યાદા પાલી પલાવી સકિ તેણિ પાટીઇ બિશવુ। કોઈ યતી માશકલ્પાદિ મર્યાદા લોપશિ તુ પાટીઆના બિસનારનિ ઠબકું આવશિ।
(૨૯) મિલિત યોગિ કદાચિત્ અંધ કેરં વસ્ત્ર પાત્ર રાખતુ (તું)। સાધારણ રાખવું। પણ કુણની નિશ્રાઇ નહી ॥
(૩૦) પચાશ વરશમાહિનિ ગીતાર્થઇ શ્રાવિકાની (નઇ) આલોયણ ન દેવી।

એ સઘલી મર્યાદા આશ્રી સારણા વારણાદિક। શ્રી વિજયસેનસૂરી ।ઉ। શ્રી વિમલહર્ષ ગ ।ઉ। શ્રી શાતિચંદ્ર ગ ।ઉ। કલ્યાણવિજય ગ.।ઉં। શ્રી શોમવિજય ગ। વિશેષથી કરવી। સકલ ગણ મધ્યે। પણ જાંણિનેં ઉપેક્ષા ન કરવી ॥ ઇતિ ભદ્રમ્ ॥ શ્રીરસ્તુ ॥ સંવત્ ૧૬૪૬ વર્ષે। પોષાશિત ૧૩ શુક્રે શ્રીપત્તનનગરે ॥

શ્રી हीरविजयसूरिभिर्लिख्यते। સમસ્ત સાધુ–સાધ્વી। શ્રાવક–શ્રાવિકા યોગ્ય। શ્રી વિજયદાનસૂરિપ્રસાદીકૃત સાત બોલનુ અર્થ આશ્રી વિપવાદ ટાલવાનિ કાજિ તેહજ સાત બોલનુ અર્થ વિવરીને લિખીઇ છઇ। તથા બીજા પિણ કેતલાએક બોલ લિખીઇ છઈ। તથા—

(૧) પરપક્ષીનઇ કુણે કિશિઉ કિઠીન વચન ન કહિવું।

(૨) તથા પરપક્ષીકૃત ધર્મકાર્ય સર્વથા અનુમોદવા યોગ્ય નહી। ઇમ કૂણે ન કહિવું। યે માટિં દાંનરૂચિંપણું। સ્વભાવિં વિનીતપણુ। અલ્પ કષાઇપણું। દયાલપણું। પરોપકારીપણું। ભવ્યપણુ। દાષિ(ક્ષિ)ણાલુપણું। પ્રિયભાષીપણું ઇત્યાદિક યે યે માર્ગાનુસારી ધર્મકર્તવ્યા તેં જિનશાસનથકી અનેરા સમસ્ત જીવ સમધિઆં શાસ્ત્રનિં અનુસારિ અનુમોદિવા યોગ્ય જણાઈ છઇ તુ જૈનુતુ પરપક્ષી સબંધી માર્ગાનુસારી ધર્મકર્તવ્ય અનુમોદવા હુઆ એ વાત સિએ કહિવુ ॥

(૩) તથા ગચ્છનાયકનિં પૂછિઆ વિના શાસ્ત્ર સબંધિની કિસી નવી પ્રરૂપણા ન કરવી ॥

(૪) તથા દિગંબર સબંધિ ચૈત્ય ૧, કેવલ શ્રાદ્ધપ્રતિષ્ઠિત ચૈત્ય ૨, દ્રવ્યલિંગીનિં દ્રવ્યઇ નિષ્પન્ન ચૈત્ય ૩, એ ત્રણ્ય–ચૈત્ય વિના બીજાં સઘલાઇ ચૈત્ય વાંદવા પૂજવા જોગ્ય જાણવા। એ વાતની શંકા ન કરવી ॥

(૫) તથા સ્વપક્ષીના ઘરનિં વિષઇ ત્રિણની અવંદનિક પ્રતિમા હુઈ તે સાધુને વાસક્ષેપેં વાંદવા પૂજવા જોગ્ય થાઈ ॥

(૬) તથા સાધુની પ્રતિષ્ઠા શાસ્ત્રિ છઇ ॥

(૭) તથા સાધર્મિકવાત્સલ્ય કરતાં સ્વજનાદિક સંબંધ ભણી કદાચિત્ પરપક્ષીનિ જિમવા તેડિ તુ તેમાહિં સાહમીવાત્સલ્ય ફોક ન થાઈ ॥

(૮) તથા શાસ્ત્રોક્ત દેશવિસવાદી નિહ્નવ સાત, સર્વવિસવાદી નિહ્નવ એક, એ ટાલી બીલા કુણનિ નિહ્નવ ન કહિવા ॥

(૯) તથા પરપક્ષી સઘાતિ ચર્ચાની ઉદીરણા ન કરવી, પરપક્ષી કોઈ ઉદીરણા કરિ તુ શાસ્ત્રનિં અનુસારિ ઉત્તર દેવું। પણિ કલેશ વાધિ તિમ ન કરવુ ॥

(૧૦) તથા શ્રીવિજયદાનસૂરિ બહુજનસમક્ષ જલશરણ કીધુ યે 'ઉત્સૂત્રકંદકુદ્દાલ' ગ્રંથ તે તથા તેમાહિલૂ અસંમત અર્થ બીજા કોઈ શાસ્ત્રમાહિ આણીઉ હુઇ તુ તિહા તે અર્થ અપ્રમાણ જાંણવુ ॥

(૧૧) તથા સ્વપક્ષીય સાર્થનિં અયોગિ પરપક્ષી સાથિ યાત્રા કર્યા માટિં યાત્રા ફોક ન થાઇ ॥

(૧૨) તથા પૂર્વાચાર્યનિ વારિ યે પરપક્ષીકૃત સ્તુતિસ્તોત્રાદિક કહવાંતો તે કહેતા કુણનિ ના ન કહઇવી ॥ ૭ ॥

એ બોલથી કોઈ અન્યથા પ્રરૂપઈ તેહને ગુરુનો તથા સઘનૂ ઠબકુ સહી ॥ ૩ ॥

ઇતિ ભદ્રમ્ ॥ શ્ર ॥ શ્રીસ્તુ ॥ કલ્યાણમસ્તુ ॥ ॥ શ્રી ॥

---

(૭૪મા પાનાનુ અનુસંધાન)

(૨૩) ઇટાલીના રોમ શહેરનો પાયો ક્રાઇસ્ટના, ૭૫૩ વર્ષ પહેલા નંખાયો હતો. અહીયા ઓગસ્ટસ નામના રાજાએ અને તેથી પછીના બીજા રાજાઓએ કલામય મંદિરો વગેરે બંધાવ્યા હતા

ઉપર કહેલા આ બધા દાખલાઓથી આપણે સ્પષ્ટ રીતે સમજીએ છીએ કે આત્મસાધના માટે મૂર્તિ અને મંદિર એ બહુ જ જરૂરી વસ્તુ છે અને કોઈ પણ આત્મ-કલ્યાણને ઇચ્છતી પ્રજા એના વગર ન જ ચલાવી શકે. (સંપૂર્ણ)

## મહાપ્રભાવશાલી પુરુષાદાનીય

# શ્રી સ્તંભન પાર્શ્વનાથ

### લેખક—આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

શ્રી અભયદેવસૂરિજી મહારાજાના સ્વર્ગવાસના સંબંધમાં પ્રભાવક-ચરિત્રમાં કહ્યું છે કે- સૂરિજી મહારાજ પાટણમાં કર્ણ રાજાના રાજ્યમાં દેવલોક પામ્યા. આ વાક્યનો અર્થ એમ પણ સંભવે છે કે- કર્ણના રાજ્ય-કાલમાં તેઓ પાટણમાં સ્વર્ગવાસ પામ્યા. બીજાઓ આ બાબતમાં એમ પણ વિચાર જણાવે છે કે, જે સમયે કર્ણ રાજા પાટણમાં રાજ્ય કરતો હતો, તે વખતે સૂરિજી સ્વર્ગે ગયા. પરંતુ પટ્ટાવલિઓના લેખ પ્રમાણે તો ઘણાખરા એમ માને છે કે, કપડવંજમાં સૂરિજી સ્વર્ગે ગયા. સંવતનો વિચાર એ છે કે પટ્ટાવલિમાં સં૦ ૧૧૩૫ માં સ્વર્ગે ગયા, એમ કહ્યું, ત્યારે બીજો મત એ પણ છે કે ૧૧૩૯ માં સ્વર્ગે ગયા.

ઉપર જણાવેલા વૃત્તાંતમાંનો કેટલોક વૃત્તાંત શ્રી ગિરનારના લેખને અનુસારે જણાવેલ છે. વિ૦ સં૦ ૧૩૬૮ ની સાલમાં આ બિંબને ઉપદ્રવના કારણે ખંભાતમાં લાવવામાં આવ્યું. એથી એમ જણાય છે કે- કલિકાલ સર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરિજી અને મંત્રિ વસ્તુપાલના સમયમાં આ પ્રતિમાજી થાંભણા[1] ગામમાં હતાં. તે સૂરિજી મહારાજની દીક્ષા આ જ સ્તંભતીર્થ ( ખંભાત )માં થઈ છે. અહીંના રહીશ મહાશ્રાવક ઋષભદાસ કવિએ હિતશિક્ષાનો રાસ બનાવ્યો છે

**મહાચમત્કારિ નીલમમણિમય શ્રી સ્તંભનપાર્શ્વનાથની પ્રતિમાની વર્તમાન બીના**

આ બિંબનાં દર્શનાદિ કરવાથી કોઢ વગેરે નાશ પામે છે. મંત્રિ પેથડના પિતા શ્રી દેદ સાધુનાં બેડીનાં બંધન આ પ્રતિમાના ધ્યાન માત્રથી તત્કાલ તૂટી ગયાં. તેથી જેમ આ બિંબની ભક્તિ કરવાથી વિઘ્નો નાશ પામે છે તેમ અશાતના કરનાર જીવ મહાદુઃખી બને તે વાત નિઃસંદેહ છે.

સ્તંભતીર્થ (ખંભાત) ના રહીશ, દાનવીર શેઠ અમરચંદ પ્રેમચંદના સુપુત્ર શેઠ પોપટભાઈના વખતમાં આ નીલમમણિમય ચમત્કારિ બિંબ કાષ્ઠમય મંદિરમાં મૂલનાયક તરીકે બિરાજમાન હતું. એક વખત આ રત્નમય પ્રતિમાને જોઈને એક સોનીની દાનત બગડી અને તે એ પ્રતિમાને ક્યાંક ઉપાડી ગયો. પરંતુ શેઠ શ્રી પોપટભાઈના માતાજીના, એ પ્રતિમાજીનાં દર્શન

---

૧. આણંદ સ્ટેશનની નજીકમાં આ ગામ છે. એનું જૂનુ નામ સ્તંભનપુર હતુ.

કર્યા પછી જ ભોજન કરવાના, અભિગૃહરૂપ તપના પ્રભાવથી એ પ્રતિમાજીની જલ્દી ભાળ લાગી. આ પછી શ્રી સંઘે ફરીને કોઈની દાનત ન બગડે અને આવો પ્રસંગ ન બનવા પામે એ આશયથી એ રત્નમય પ્રતિમાજી ઉપર શ્યામ લેપ કરાવ્યો. તેથીજ નીલમમણિમય છતાં અત્યારે તે પ્રતિમા શ્યામ દેખાય છે.

શ્રી સંઘના પ્રયાસથી વિ૦ સં૦ ૧૯૮૪માં નવીન દહેરૂં તૈયાર થયું. અને તેમાં મૂલનાયક તરીકે આ બિંબની પ્રતિષ્ઠા કરાવવા માટે શ્રી સંઘે તપોગચ્છાધિપતિ, શાસનસમ્રાટ્‌, ગુરુવર્ય, આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજને માતર તીર્થમાં પધારવાની વિનતિ કરી. જેથી સપરિવાર સૂરિજી મહારાજ ત્યાં પધાર્યા અને વિ૦ સં૦ ૧૯૮૪ના ફાગણ સુદ ત્રીજે શુભ મુહૂર્ત્તે શ્રી સંઘે શ્રી ગુરુમહારાજના હાથે મહોત્સવ પૂર્વક પ્રતિષ્ઠા કરાવી. આ પ્રતિષ્ઠાના શુભ પ્રસંગે અહીંના શ્રી સંઘે તથા બહારગામના ભાવિક ભવ્ય જીવોએ પણ સારો ભાગ લીધો હતો.

મૂલનાયક શ્રી પાર્શ્વનાથની પ્રતિમાના પડખેના ભાગમાં રહેલ મોટાં શ્યામ પ્રતિમાજી પાછળના ભાગમાં પોલા છે, જે પોલાણમાં મૂલનાયકજી રહી શકે છે. એથી ઉપદ્રવના પ્રસંગે મૂલનાયકના રક્ષણ માટે તેમ કર્યું હોય એમ અનુભવિ ગીતાર્થ પુરૂષો કહે છે.

છેવટે એ બીના જણાવવી બાકી રહે છે કે– વિવિધતીર્થકલ્પમાં આચાર્ય શ્રી જિનપ્રભસૂરિજીએ આ બીના જણાવતાં કહ્યું છે કે– આચાર્ય શ્રી અભયસૂરિએ પ્રકટ કર્યા બાદ આ પ્રતિમાજી કાંતિપુરીમાં ફરી પણ અમુક ટાઇમ સુધી રહ્યાં. પછી કેટલાક સમય સુધી સમુદ્રમાં રહ્યાં. ત્યાર બાદ ઘણા નગરોમા પણ રહ્યા હતા. (એથી એમ પણ સંભવે છે કે ત્યાર બાદ વિ૦ સ૦ ૧૩૬૮ માં ખંભાતમાં આવ્યાં હશે.) માટે ભૂતકાલમાં આ પ્રતિમાજી કયે કયે સ્થાને રહ્યાં અને ભવિષ્યમાં રહેશે એ બીના કહેવાને માનવ સમર્થ નથી પાવાપુરી, ચંપાપુરી, અષ્ટાપદ, સમેતશિખર, કાશી, નાસિક, મિથિલા નગરી, રાજગૃહી આદિ તીર્થોમાં પૂજા, યાત્રા, દાનાદિ કરવાથી જે પુણ્યાનુબંધિપુણ્ય, બંધ, નિર્જરા આદિ લાભ મળે, તે લાભ અહીં શ્રી સ્તંભન પાર્શ્વપ્રભુના ફક્ત ભાવ–વિધિપૂર્વક દર્શન કરવાથી મળી શકે છે. આ પ્રભુને વંદન કરવાના વિચારથી, માસખમણ તપનુ અને ઉલ્લાસ પૂર્વક વિધિ સાચવીને પ્રભુ બિંબને જોવાથી છમાસી તપનુ ફલ મલે છે, તો પછી દ્રવ્ય–ભાવ–ભેદે પૂજાદિ ભક્તિ કરવાથી વધારે લાભ મળે તેમાં નવાઈ શી? આ લોક સંબંધિ અને પરલોક સંબંધિ સકલ મનોવાંછિતો તત્કાલ પૂરવાને આ બિંબ સમર્થ છે. આ બિંબને હંમેશા ત્રિકાલ નમસ્કાર કરનારા જીવો પરભવમાં વિદ્યાવંત, અદીન અને ઉત્તમ રૂપવંત થાય છે અને ઉત્તમ

કુલમાં જન્મ પામી કુપુત્ર, કલત્રાદિનાં દુઃખો હઠાવી વિશિષ્ટ સંપદાઓ પામે છે. વળી જે ભવ્ય જીવ, પરમ સાત્ત્વિક ભાવે, આ પ્રભુની એક ફૂલથી પણ પૂજા કરે, તે ભવિષ્યમાં ઘણા રાજાઓને નમવા લાયક ચક્રવર્તી થાય છે; જે ભવ્ય જીવ અષ્ટપ્રકારી પૂજા કરે, તેને ભવિષ્યમાં ઇંદ્રાદિની પદવી જરુર મળે છે અને જે ભવ્ય જીવ ઘરેણાં આદિ ચઢાવી પૂજા કરે તે જીવ ત્રણે ભુવનમાં મુકુટ જેવો થઈને અલ્પ કાલે મુક્તિપદને પામે છે.

એ પ્રમાણે, શ્રી સંઘદાસ નામના મુનીશ્વરે આ શ્રી સ્તંભન પાર્શ્વનાથની બીના ઘણા વિસ્તારથી કહી હતી. તેને સંક્ષેપમાં 'શ્રી પદ્માવતીની આરાધના કરીને શ્રી સીમંધસ્વામીને પૂછાવીને ઠેઠ સુધી શાસનરક્ષક તપાગચ્છની મર્યાદા કાયમ રહેશે' એવો સત્ય નિર્ણય મેળવી, શ્રી સંઘને કહી સંભળાવ-નારા શ્રી જિનપ્રભસૂરિજીએ પ્રાકૃત ગદ્ય-પદ્ય રચનામાં જણાવી છે. તેને અનુસારે, બીજા પ્રભાવકચરિત્રાદિ ગ્રંથોને અનુસારે તથા પ્રાચીન ઐતિહાસિક શિલાલેખ આદિ સાધનોને અનુસારે ટુંકામાં શ્રી સ્તંભન પાર્શ્વનાથનુ ચરિત્ર મેં બનાવ્યુ છે. દુર્ગતિના દુઃખોને દૂર કરનારું અને હાથી, સમુદ્ર, અગ્નિ, સિંહ, ચોર, સર્પ, શત્રુ, ગ્રહ, ભુત, પ્રેતાદિના તમામ ઉપદ્રવોને નાશ કરનારું આ શ્રી સ્તંભન પાર્શ્વનાથનું ચરિત્ર હે ભવ્ય જીવો, તમે જરુર વાંચો, વિચારો, સાંભળો અને સંભળાવો ! જેથી ભવિષ્યમાં ચિરસ્થાયિ કલ્યાણમાલા તમને જરુર મળશે.

જ્યાંના મંદિરમાં શાસનાધીશ્વર શ્રી જીવત્સ્વામિ મહાવીર મહારાજાની અલૌકિક પ્રતિમા કે જે પ્રભુના વડીલ બંધુ રાજા શ્રી નંદીવર્ધને પ્રભુની હયાતીમાં ભરાવી હતી, અને ૧૯૮૫ ની સાલમા જે બિંબની પ્રતિષ્ઠા થઇ હતી, તે બિંબ મૂલનાયક તરીકે છે, જ્યાં શાસન પ્રભાવક જગડુશાહ, જાવડશાહ આદિ મહાશ્રાવકો થયા છે અને જે મારા ગુરુવર્યની જન્મભૂમિ છે, તે શ્રી મધુમતિ (મહુવા) નામની પ્રાચીન નગરીમાં ગુરૂ મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના પસાયથી વિક્રમ સંવત્ ૧૯૯૨ ના કાર્તિક સુદ પંચમીને દિવસે પૂર્વે બનાવેલા સંસ્કૃત શ્લોકબદ્ધ ચરિત્રના ક્રમ પ્રમાણે આ ચરિત્ર બનાવ્યું.

આ ચરિત્ર બનાવવાથી ઉત્પન્ન થયેલા પુણ્યવડે હુ એ જ ચાહું છું કે સર્વે જીવો શ્રી સ્તંભન પાર્શ્વનાથની સાત્ત્વિક ભક્તિ કરી મુક્તિ પદ પામો. ગુજરાતિ પદ્યમાં (પાંચ ઢાળ રૂપે) આ ચરિત્રને ટુંકામાં જાણવાની ઇચ્છા-વાળા જીવોએ[1] શ્રી મહાવીર પંચકલ્યાણક પૂજાદિ સંગ્રહમાં સ્તંભપ્રદીપ છપાયો છે તે જોઇ લેવો.

સંપૂર્ણ

---

૧. આ બુક, શેઠ માણેકલાલ મનસુખભાઈ સંઘવીએ ૧૯૭૯ ની સાલમા છપાવી છે. ખપી જીવો ત્યાથી મેલવી શકશે.

# ચંદ્રાવતીનો ઈતિહાસ

લેખકઃ—**મુનિરાજ શ્રી ન્યાયવિજયજી**

**આ**પણે ચંદ્રાવતીની વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કરી ગયા. હવે તેને ભૂતકાલીન ઈતિહાસ અને જૈનોનો સંબંધ વગેરેનુ અવલોકન કરીએ !

**રાજવંશ**—ચદ્રાવતીનો ભૂતકાલીન ઈતિહાસ ઘણો ઉજ્જ્વલ છે તેના રાજાએ મુખ્યતયા પરમાર વંશીઓ હતા, અને તેઓ ગુજરાતના સામંત કહેવાતા. પરમા વંશનો પહેલો રાજા **ધુમરાજ** થયો, એમ મળે છે. પરન્તુ એનો સમય કયો હતો તે અદ્યાવધિ અનિશ્ચિત જ છે. તેની પછી ઉત્પલરાજ, તેનો પુત્ર **અરણ્યરાજ**, તેનો પુ **કૃષ્ણુરાજ** જેનુ બીજુ નામ કાન્હડદે[1] પણ મળે છે અને તેનો પુત્ર **ધરણીવાહ** થયો

આ **ધરણીવાહ** ઉપર ગુજરાતના પ્રથમ સોલકી રાજા **મૂળરાજદેવે ચઢાઈ કરી;** ધરણીવાહ ઘણીવાર તેનાથી હારી અને નાઠો અને હથુડીમાં **ધવલરાજ**નો આશ્ર લીધો.[2] પરન્તુ પ્રતાપી અને આગ્રહી મૂલરાજે અન્તે તેને હરાવ્યો અને પોતાના તા કર્યો. ત્યારથી આબુના પરમારો ગુજરાતના તાબેદાર સામંતો થયા.

ધરણીવાહનો પુત્ર મહીપાલ છે જેનુ બીજુ નામ **દેવરાજ** છે, એમ શિલાલેખોમ મળે છે એનુ એક તામ્રપત્ર વિ સં. ૧૦૫૯ નુ ઉપલબ્ધ થયુ છે જેમા એનું ના દેવરાજ મળે છે. તેનો ઉત્તરાધિકારી **ધંધુક** થયો. ધંધુકને ગુર્જરેશ્વરોનુ આધિપત સ્વીકારવામા અપમાન અને માનભંગ ભાસ્યા, જેથી તેને તેના સમકાલીન પ્રતા ગુર્જરેશ્વર ભીમદેવ (ભીમબાણુવાળી, જેને પ્રથમ ભીમદેવ પણ કહે છે) સાથે વિરો થયો હતો. એવામા મહમદ ગીજનીએ હિન્દ ઉપર ચઢાઈ કરી અને હિન્દુઓનુ પ્રસિ તીર્થ **સોમનાથ પટ્ટણ** લુટયું. ભીમદેવ તેમાં હાર્યો અને નાસીને **કંથકોટના** કિલ્લા ભરાયો. આ પરિસ્થિતિનો લાભ લઈ ચદ્રાવતીના પરમારોએ સ્વતંત્ર રાજવીનો ઝં ફરકાવ્યો પરન્તુ મહમદ ગીજનીના ગયા પછી ટુક સમયમા જ ગુર્જરેશ્વરે પુન ગુજરા કબજે કરી પોતાનો પ્રતાપ જમાવ્યો. એમા પ્રસિદ્ધ મહામંત્રી વિમલ પણ હતો. ગુજરા ઠરીને ઠામ થયુ કે ગુર્જરેશ્વરે ચંદ્રાવતી તરફ નજર માડી અને મહામંત્રી વિમલને સૈ-

---

૧. કાન્હડદે પ્રબંધ ગુજરાતના એક કવિએ બનાવેલ છે. કદાચ તે આજ હોય તે શોધખોળ થવાની જરૂર છે.

૨. આ સંબધીનો ઉલ્લેખ મારવાડના ગોડવાડ જીલ્લાના વિજાપુરની પાસે હથુડીના રાજા ધવલનો એક શિલાલેખ જે વિ. સં. ૧૦૫૩ નો છે તેમા મળે છે. ગ હથુડી કે. જેને હસ્તિકુન્ડી તીર્થ કહે છે તે પ્રસિદ્ધ જૈનતીર્થ **રાતા મહાવીર** તર પણ કહેવાય છે. હસ્તિકુન્ડીનો મોટો શિલાલેખ અજમેરના મ્યુઝીયમમા છે જે અ હમણા જ નજરે જોયો છે. જેની નકલ એપીગ્રાફિકા ઈન્ડિકામા છપાયેલ છે અને ઉપરથી પ્રસિદ્ધ ઈતિહાસવિત્ શ્રીમાન્ **જિનવિજયજીએ** પોતાના લેખસંગ્રહ ભ બીજામા એ લેખ અને તેનું વિસ્તૃત વિવેચન પણ પ્રગટ કર્યું છે. બની શકશે શ્રી રાતા મહાવીરજીના ઇતિહાસમાં આ લેખ પ્રગટ કરીશ.

લઈ ચંદ્રાવતી જીતવા મોકલ્યા. વિમલનો પ્રતાપ, ધાક, રણકુશલતા અને મુત્સદ્દીપણાનો તે વખતે ગુજરાતમાં સિક્કો બેઠો હતો. ચંદ્રાવતીના પરમારોએ સાંભળ્યુ કે વિમલ સૈન્ય લઈ આવે છે એટલે યુદ્ધ તો થયુ પરંતુ ધંધુક હારીને નાઠો અને ધારાનગરીના પ્રસિદ્ધ **ભોજરાજ** કે જે પરમાર હતા અને આ વખતે ચિત્તોડના કિલ્લામાં રહેતા તેની શરણે પહોંચી ગયો. વિમલે ચંદ્રાવતી કબ્જે કર્યું, પરમારોને વશ કર્યા અને તેમને ગુજરાતના સામંત બનાવ્યા એટલુ જ નહિ પરન્તુ ચિત્તોડના કિલ્લામાં ભરાઈ બેઠેલા ચંદ્રાવતીનરેશ ધંધુકરાજને સમજાવી, પુન. પાછો બોલાવી તેની ગાદી તેને સોંપી અને ગુજરાત અને ગુર્જરેશ્વરોની આજ્ઞા મનાવી. ભીમદેવે વિમલને ત્યાંનો દંડનાયક બનાવ્યો.

વિમલે ત્યા જઈ આબુ ગિરિરાજની મહત્તાનું માપ કરી ત્યાં સુંદર કારીગરીવાળા જૈનમંદિર બનાવવાનો નિશ્ચય કર્યો અને જિનવરેન્દ્રો ઉપર પરમ ભક્તિ અને દૃઢ અનુરાગથી પ્રેરાઈ ઉદારતાથી કરોડો રૂપિયા ખર્ચી **વિમલવસહી** નામનું આદિનાથ ભગવાનનુ પ્રસિદ્ધ મંદિર બનાવ્યુ.[3]

---

૩ આ મંદિરની મહત્તા સમજવા માટે નીચેના ત્રણ અભિપ્રાયો ઉપયોગી થઈ પડશે

(૧) ભારતના પ્રસિદ્ધ પુરાતત્ત્વવિદ્ અને ઇતિહાસકાર શ્રીમાન ગૌરીશંકરજી ઓઝા લખે છેઃ—

भीमदेव ने विमलशाह को, जो पोरवाड जाति का महाजन था अपनी तरफ से दंडनायक (सेनापति) नियत कर आवुपर भेज दिया, जिसने धधुक को चित्तोड से वुलाया और उसीके द्वारा भीम को प्रसन्न करवा दिया। फिर उस (विमलशाह) ने आवूपर वि. सं. १०८८ (इ. स. १०३१) में विमलवसही नामक आदिनाथ का जैनमदिर करोडो रुपये लगाकर बनवाया

—"सिरोहीराज्य का इतिहास"

(૨) મંત્રીશ્વર વિમલશાહના આ અદ્ભૂત જગપ્રસિદ્ધ મન્દિરની અનુપમ કલા, રચના–બાંધણી અને સુક્ષ્મચિત્રકામ જોઈ કર્નલ ટૉડ મુગ્ધ થયા હતા. તેમના ઉદ્ગારો આ પ્રમાણે છે.—

हिन्दुस्तानभर मे यह मन्दिर सर्वोत्तम है, और ताजमहल के सिवाय कोई दुसरा स्थान इसकी समानता नहीं कर सकता। इसके पास ही लुणवसही नामक नेमनाथ का मन्दिर है जिसको लोग वस्तुपाल–तेजपाल का मन्दिर कहते है। यह मन्दिर प्रसिद्ध मंत्री वस्तुपाल के छोटे भाई तेजपालने अपने पुत्र लुणसिंह तथा अपनी राणी अनुपमादेवी के कल्याण के निमित्त करोडो रुपये लगाकर वि सं. १२८७ (इ स १२३१) में वनवाया था। यही एक दुसरा मन्दिर है जो कारिगरी में उपर्युक्त विमलशाहके मन्दिर की समता कर सकता है।

(૩) પ્રસિદ્ધ ઇતિહાસવિદ્ વિશ્વેશ્વરનાથ રેઉ "આબુ કે પરમાર" નામક લેખમા લખે છે કેઃ—

× × × विक्रम सवत् १०८८ में इसी विमलशाह ने देलवाडे मे आदिनाथ का प्रसिद्ध मन्दिर वनवाया। मन्दिर बहुत ही सुन्दर है। वह भारत के प्राचीन शील्प का अच्छा नमुना है। उसके बनवाने मे करोडो रुपये लगे होगे।

—सरस्वती, भा. १६. अक ५, पृ० २८६.

ધંધુકનો ઉત્તરાધિકારી તેનો મોટો પુત્ર **પૂર્ણપાલ** વિ. સં. ૧૦૯૯ સુધી ચંદ્રાવતીનો રાજા હતો. તેની પછી તેનો નાનો ભાઈ **કૃષ્ણરાજ** રાજા થયો. એણે ગુર્જરેશ્વરોથી સ્વતંત્ર થવા પ્રયત્ન કરેલો, પરંતુ ભીમદેવે તેને જીવતો કેદ પકડ્યો હતો. અન્તે તેને નાડોલના રાજા **બાલપ્રસાદે** છોડાવ્યો હતો.[૪]

અહીં સુધી પરમારોની વંશાવળી શૃંખલાબદ્ધ મળી આવે છે. હવે પછીની વંશાવળી બરાબર મળતી નથી. ગુજરાતના પ્રસિદ્ધ મહામંત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલે બંધાવેલા આબુ ઉપરના સુપ્રસિદ્ધ મંદિરમાંના ૧૨૮૭ ના લેખમાં તથા અચલેશ્વર મહાદેવના મંદિરના લેખમા પણ પરમારોની વંશાવલી મલે છે. આ લેખ પરમાર રાજા સોમસિંહના સમયનો છે તેમાં આબુના પરમાર રાજાઓની પાછળની વંશાવળી મળી છે. તેમાં ઉપર્યુક્ત રાજાઓની નામાવલીમાં ધંધુક પછી ધ્રુવભટ આદિ રાજાઓ થયાનો ઉલ્લેખ છે. અને ત્યારપછી રામદેવનું નામ મળે છે અહી આદિ શબ્દથી એમ સમજાય છે કે ધ્રુવભટ પછી બીજા રાજા થયા છે પણ તેમનો ઉલ્લેખ નથી કર્યો.

આવી જ રીતે **કેરાડુનો** વિ. સં. ૧૨૧૮ નો એક લેખ મળ્યો છે જેમાં કૃષ્ણરાજ પછી **સોછરાજ, ઉદયરાજ** અને સોમેશ્વર રાજા થયાનું જણાવ્યું છે આ ઉપરથી એમ અનુમાન થાય છે કે કૃષ્ણરાજ પછી પરમારોની બે શાખાઓ થઈ હશે, જેમાંની મુખ્ય શાખા – આબૂની શાખામાં **ધ્રુવભટ, રામદેવ** આદિ રાજાઓ થયા હશે—થયા છે અને બીજી શાખા (કેરાડુની)માં **સોછરાજ, ઉદયરાજ** અને સોમેશ્વર વગેરે થયા હશે—થયા છે.[૫]

આબુના વસ્તુપાલના મંદિરમાં ધધૂક પછી ધ્રુવભટ અને રામદેવનુ નામ મળે છે. જેમને આપણે કૃષ્ણરાજની પછી થયાનુ માનવુ પડે છે. તેમનો અને કૃષ્ણરાજનો શો સંબધ હતો તે હજી જણાયુ નથી.

રામદેવ પછી તેનો પુત્ર યશોધવલ ગાદી પર આવ્યો તેના સમયનો વિ. સ ૧૨૦૨ નો અજારી[૬] ગામનો એક લેખ મળ્યો છે, જેમા તેને મહામંડલેશ્વર (સામત) તરીકેના વિશેષણથી નવાજેલ છે. તેની પટરાણી સોલંકી વંશની હતી અને એનું નામ **સૌભાગ્યદેવી** હતુ.

---

૪. આવો ઉલ્લેખ ચૌહાણ રાજા બાલપ્રસાદના વશજ ચાચિગદેવના સમયનો વિ. ૧૩૧૯ નો લેખ જે સુધાપહાડ (જોધપુર રાજ્યના જસવંતપુરા ઈલાકામા આ પહાડ છે) ઉપર માતાના મંદિરમાં છે તેમા મળે છે. આ સિવાય એના સમયને જણાવનારા વિ. ૧૨૧૭ અને ૧૧૧૩ ના એમ બે શિલાલેખો ભિન્નમાલમાથી પણ મળ્યા છે

૫. પરમારોની એક ત્રીજી શાખાનો ઉલ્લેખ જાલોરના વિ સ. ૧૧૭૪ ના આષાઢ શુદિ ૫ નો લેખ મળ્યો છે તેમાં જણાય છે જેમાં પરમાર વશમાં વાકપતિરાજની પછી ક્રમશઃ ચંદન, દેવરાજ, અપરાજિત, વિજ્જલ, ધારાવર્ષ અને વીસલ થયા.

૬. મારવાડમા આબુથી અજમેર લાઈનમાં પિંડવાડા–મજ્જનગેડ સ્ટેશનથી બે માઈલ દૂર અજારી છે, જ્યાં પ્રસિદ્ધ સુદર જૈન મંદિર છે, અને નાની પચતીર્થીનુ એક યાત્રા ધામ છે, અહી ભગવતી સરસ્વતીની સુદર મૂર્તિઓ છે.

આ સામંતે માલવાના રાજા બલ્લાલ સામેની કુમારપાલની ચઢાઈ વખતે કુમારપાલની સરદારી નીચે તેની સાથે લઢાઈમાં હાજરી આપી હતી. આ લઢાઈનો ઉલ્લેખ વિ. સં. ૧૨૮૭ (ઈ. સ. ૧૨૩૦) ના એક લેખમા મળે છે.

ગુજરાતનો શ્રૃંખલાબદ્ધ પ્રામાણિક ઇતિહાસ આલેખનાર ગુજરાતના સુપુત્ર આચાર્ય શ્રી **હેમચંદ્રસૂરિવરજી** પોતાના પ્રસિદ્ધ મહાકાવ્ય **દ્વાશ્રય**માં લખે છે કે "ગુજરેશ્વર કુમારપાલે અજમેરના ચૌહાણ રાજા આના (અર્ણોરાજ) ઉપર ચઢાઈ કરી (વિક્રમ સ. ૧૨૦૭, ઈ. સ. ૧૧૫૦) ત્યારે આબુનો સામંત વિક્રમસિંહ કુમારપાલની સાથે આબુથી જોડાઈ જાય છે અને અર્ણોરાજની સામે લઢે છે."

જ્યારે જિનમંડન ઉપાધ્યાય પોતાના કુમારપાલપ્રબંધમાં લખે છે કે આબુનો સામંત વિક્રમસિહ કુમારપાલની અર્ણોરાજ સામેની ચઢાઈ વખતે વિદ્રોહીઓને મળી ગયેલો હતો. અને કુમારપાલને પકડવાનું કાવત્રું પણ રચ્યું હતું, પરંતુ મહાપ્રતાપી અને કુશલ રાજનિતિજ્ઞ કુમારપાલને વિક્રમસિહના કાવત્રાની ગંધ આવી ગઈ અને આબુ આવતા પ્રથમ જ તેને કેદ પકડી યશોધવલને સોંપ્યો.

યશોધવલ ૧૨૦૨ માં મહામંડલેશ્વર હતો એમ તો આબુના લેખથી સિદ્ધ થાય છે જ. પરન્તુ કુમારપાલ જ્યારે ૧૨૦૭ માં અર્ણોરાજ પર ચઢાઈ કરે છે ત્યારે વિક્રમસિંહ ચંદ્રાવતીનો–આબુનો રાજા હતો, આ વિષયમાં તો શ્રી હેમચંદ્રસૂરિજી અને જિનમંડન ઉપાધ્યાયજી એક મત છે આ ઉપરથી એમ લાગે છે કે ૧૨૦૨ પહેલા યશોધવલ ગાદીએ બેઠો હશે પરન્તુ વિક્રમસિંહે તેનું રાજ્ય પડાવી લઈ તે પોતે રાજા બની બેઠો હશે અને એમાં એને અજમેરના રાજા અર્ણોરાજે મદદ પણ કરી હોય, જેથી કુમારપાલ જ્યારે અર્ણોરાજ ઉપર ચઢાઈ લઈ જાય છે ત્યારે વિક્રમસિહ કુમારપાલને મદદ કરવાને બદલે એનાથી પ્રતિકૂલ બને છે પરિણામે કુમારપાલે તેને કેદ પકડી ચદ્રાવતીના સિહાસનથી પદભ્રષ્ટ કરી મૂલ માલિક યશોધવલને ત્યાંનો રાજા નિમ્યો અને વિક્રમસિંહને પણ એને જ સોંપી દીધો. પછી તો યશોધવલ અજમેરની લઢાઈમાં કુમારપાલની સાથે રહે છે અને ગુર્જરેશ્વરોની આજ્ઞા માન્ય રાખે છે.[7]

અપૂર્ણ

---

७. कुमारपाल अणहिलवाड के सोलंकीओ मे सब से प्रतापी राजा हुआ है, परन्तु राज्य पाने से पहिले का समय इसने बडी ही आपत्ति मे व्यतीत कीया, क्योकी सोलंकी सिद्धराज जयसिंह इसको मरवाना चाहता था, जिससे यह भेष बदलकर प्राण बचाता फिरता था। इसने अजमेर के चौहान राजा अर्णोराज (आना) पर चढाई कर विजय प्राप्त की, मालवा के राजा बल्लाल को मारा और कोकण के शिलारावंशी राजा (मल्लीकार्जुन) पर दोवार चढाई की, और दुसरी चढाई में इसको विजय प्राप्त हूई। यह राजा बडा ही प्रतापी, देश विजयी और राजनीतिनिपुण था। इसके राज्य की सीमा दूर दूर तक फैली हूई थी। और मालवा तथा राजपुताना के कितनेक हिस्सोपर भी इसका अधिकार था। इसने हेमाचार्य के उपदेश से जैनधर्म स्वीकार कर लीया था। वि० स० ११९९ से १२३० (इ. स. ११४३ से ११७४) तक इसने राज्य कीया।

—'सिरोही राज्य का इतिहास" पृ. १३७, लेखक—रा. ब. गौरीशंकर ओझा.

# સમાચાર

પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજ આદિના સદુપદેશથી, અજમેરમા કેસરગંજમાં રહેલા ૩૦-૪૦ ઘરોના પલ્લીવાલ ભાઈઓએ શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનધર્મનો સ્વીકાર કર્યો છે આ નવા બનેલ જૈન ભાઈઓને માટે તે લત્તામા શ્રાવણ શુકલા પૂર્ણિમાના દિવસે એક જિનમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

અમરાવતી ( વરાડમાં ) માં થોડા દિવસ પહેલા થયેલા હિન્દુ મુસ્લીમ વચ્ચેના કોમી હુલ્લડ દરમ્યાન એક જૈન ઉપાશ્રય ઉપર હલ્લો કરવામાં આવ્યો હતો. પરંતુ પોલીસની વેળાસરની તકેદારીથી કંઈ અનિષ્ટ પરિણામ આવ્યુ નથી.

જોધપુર રાજ્યમા પહેલા સંવત્સરીનો દિવસ જાહેર તહેવાર તરીકે રજાના દિવસ તરીકે મનાતો હતો આ પ્રણાલિકા છેલ્લા ત્રણેક વર્ષથી બંધ કરવામાં આવી હોવાથી તે ફરીને જારી કરવા માટે કેટલાક જૈન સજ્જનો તરફથી હીલચાલ કરવામા આવી છે

શ્રી કટારીયા તીર્થના ઉદ્ધારક મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજ કટારીયામા શ્રાવણ સુદી સાતમના દિવસે કાલધર્મ પામ્યા.

દેવગણા ( કાઠીઆવાડ ) ના દેરાસરજીમાથી કેટલાક બદમાસો તાળાં વગેરે તોડી કટલેક ચાંદી-સોનાનો સામાન વગેરે ઉઠાવી ગયા છે. રૂપાનાં બારણા પણ તેઓ લઈ ગયા છે. આ માટે પોલીસ તરફથી તપાસ ચાલુ છે, પરન્તુ એનુ પરિણામ હજુ સુધી જણાયું નથી.

---

## આવતો અંક બંધ

આ વર્ષમાં અધિક માસ હોવાના કારણે ' શ્રી જૈન સત્ય પ્રકાશ " નો એક અંક બંધ રાખવાનો હોવાથી આગામી-દ્વિતીય ભાદ્રપદ શુકલા-પંચમીનો અંક બંધ રહેશે. એટલે બીજા વર્ષનો ત્રીજો અંક આશ્વિન શુકલા પંચમીના દિવસે બહાર પડશે.

---

મુદ્રક અને પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ, મણિ મુદ્રણાલય,
કાળુપુર, ખજુરીની પોળ, અમદાવાદ
પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય,
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

Regd. No. B-3801.



જૈનતત્ત્વજ્ઞાન, સાહિત્ય, કલા અને ઇતિહાસના વિષયો ચર્ચતું
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનું
માસિક મુખપત્ર

# શ્રી જૈન સત્ય પ્રકાશ

ક્રમાંક ૧૫

તંત્રી
શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૨] [અંક ૩



卐 卐



# श्री जैन सत्य प्रकाश

( मासिक पत्र )

## વિષય-દર્શન


| | | |
|---|---|---|
| ૧. श्री नेमिनाथस्तोत्रम् : | आचार्य महाराज श्री विजयपद्मसूरिजी | : ८५ |
| ૨. દિગંબરોની ઉત્પત્તિ : | આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરિજી | : ૮૮ |
| ૩. समीक्षाभ्रमाविष्करण : | आचार्य महाराज श्री विजयलावण्यसूरिजी | : ९२ |
| ૪. હીરવિહારસ્તવ : | મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી | : ૯૬ |
| ५. दिगंवर शास्त्र कैसे बनें : | मुनिराज श्री दर्शनविजयजी | : ९९ |
| ૬. ચંદ્રાવતીનો ઇતિહાસ : | મુનિરાજ શ્રી ન્યાયવિજયજી | : ૧૦૨ |
| ૭ જૈનોની અહિંસા અને દંડનાયક આભૂ : | શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી | : ૧૦૮ |
| ८. साधुमर्यादापट्टक : | श्रीयुत अगरचन्दजी नाहटा | : ११२ |
| ૯. વસંતવિલાસ : | શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ | : ૧૧૪ |
| ૧૦. શ્રીઅયોધ્યાનગરી : | આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી | : ૧૧૯ |
| ૧૧. પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય :— | | |
| (૧) પ્રાચીન લેખસંગ્રહ (૪ લેખો) : | મુનિરાજ શ્રી જયંતવિજયજી | : ૧૨૨ |
| ૧૨. સમાચાર અને સ્વીકાર | | : ૧૨૪ ની સામે |


## સૂચના

જે ગ્રાહકોનું લવાજમ આ અંકે પૂરું થતું હોય તેમણે "શ્રીમહાવીર નિર્વાણ વિશેષાંક" મેળવવા માટે તથા વી. પી. ખર્ચના ચાર આના બચાવવા માટે લવાજમના બે રૂપિયા મનીઑર્ડરથી વેળાસર મોકલી આપવા.

જે પૂજ્ય મુનિરાજોને "શ્રી જૈન સત્ય પ્રકાશ" મોકલવામા આવે છે તેઓશ્રીએ ચતુર્માસ પૂર્ણ થતાં, વિહાર દરમિયાન, પોતાનુ નવું નવુ સરનામું, દર માસની શુદી બીજ પહેલાં, જણાવતા રહેવાની કૃપા કરવી. જેથી માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળી જાય.


લવાજમ— સ્થાનિક ૧-૮-૦, બહારગામનું ૨-૦-૦

છૂટક નકલ— ૦-૩-૦

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे समीलिय सव्वसाहुसमइयं । पत्त मासियमेय भव्वाण मग्गय विसय ॥१॥

# श्री जैन सत्य प्रकाश

अण्णाणग्गहदोसगत्थमइणा कुव्वति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगय दाउ विसिट्ठुत्तरं॥
सोउ तित्थयरागमत्थविसए चे भेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजइणं सच्चप्पयासं मुया ॥ २॥

પુસ્તક ૨ | અંક ૩

વિક્રમ સંવત્ ૧૯૯૨ : | વીર સંવત્ ૨૪૬૨ | : સન ૧૯૩૬
(પ્રથમ) આશ્વિન શુક્લા પંચમી | મંગળવાર | ઑક્ટોબર ૨૦

## श्री गौतमस्वामि स्तोत्रम्

कर्ता—आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

॥ आर्यावृत्तम् ॥

णमिऊण महावीरं—सुगुणगरिट्ठं च णेमिसूरिवरं ॥
सिरिगोयमगणिथुत्तं—करेमि वरजोगखेमदयं ॥ १ ॥

सिरिवीरपहू होत्था—तिखंडराया जया णियाणवला ॥
तइया जो खलु आसी—करुणद्धि सारही समओ ॥ २ ॥

वंधुविसाहाणंदी—मरिऊणं सीहभावसंपत्तो ॥
माहोअ तं च णिवई—पुव्वभवुक्किट्ठदोसेणं ॥ ३ ॥

तइया य णमुक्कारं—मरंतसीहस्स सवणमज्झंमि ॥
जो य मुणावीअ मुया—तं पुज्जं गोयमं वंदे ॥ ४ ॥

दव्वजिणो सिरिवीरो—जइआ सिद्धत्थणंदणो जाओ ॥
तइआ जो पुहवीए—संपण्णो तणयभावेणं ॥ ५ ॥

विप्पो सिरिवसुभूई–जस्स पियामगहगोब्बरे गामे ॥
गोयमगुत्तखभाणू–जाओ जो जिट्ठणक्खत्ते ॥ ६ ॥

पढमं वरसंठाणं–संहणणं जस्स तारिसं परमं ॥
सत्तकरुस्सेहतणुं–तमिंदभूइं सया वंदे ॥ ७ ॥

चउदसविज्जाकुसलो–पणसयसीसे य जो भणावेए ॥
वाइसहाए विइओ–वायविहाणे सुदक्खमई ॥ ८ ॥

पण्णासवरिसमाणो–गिहिपरिआओ य जस्स परिकहिओ ॥
जो मज्झिमपावाए–समागओ जण्णकज्जट्ठं ॥ ९ ॥

वइसाहे वरमासे–सियपक्खिक्कारसीइ पुव्वण्हे ॥
महसेणवणुज्जाणे–दिक्खा समओ सुहो जस्स ॥ १० ॥

णियवेयपयत्थाणं–सव्वण्णुविसिट्ठवीरवयणेणं ॥
सोच्चा विणिच्छियत्थे–पव्वइओ सीसपरिवरिओ ॥ ११ ॥

जो छट्ठछट्ठणियमं–तवं कुणंतो वि रूवलद्धिवलो ॥
सज्झाणमंडियंगं–तं गणहरगोयमं वंदे ॥ १२ ॥

अडवीसइलद्धिगयं–जुगप्पहाणं पहाणचउणाणिं ॥
गुणगणरयणणिहाणं–गणहरसिरिगोयमं वंदे ॥ १३ ॥

चउदससहस्समुणीणं–जो पढमो वारसंगहरविउहो ॥
कारुण्णपुण्णहियओ–तं गणहरगोयमं वंदे ॥ १४ ॥

जेणं दिण्णा दिक्खा–पयच्छए केवलं मुणिंदाणं ॥
अच्चब्भुयमाहप्पं–तं गणहरगोयमं वंदे ॥ १५ ॥

तीसं वासाइ कया–अणण्णभावेण जेण गुरुभत्ती ॥
कणयरुइं विण्णवरं–तं गणहरगोयमं वंदे ॥ १६ ॥

जस्स य जीवणचरियं–अणुकरणिज्जं मुणिंदसंवेणं ॥
पत्थाणज्झाणगयं–तं गणहरगोयमं वंदे ॥ १७ ॥

णियलद्धीइ करेज्जा–अट्ठावयपव्वयस्स जो जत्तं ॥
तम्मि भवे सो होज्जा–सिद्धो इय वीरवयणाओ ॥ १८ ॥

विहिया जत्ताजेणं–तहेव भत्तिप्पमोयकलिएणं ॥
एवं सिवकयसद्धं–तं गणहरगोयमं वंदे ॥ १९ ॥

कत्तियवरसियपक्खे–पढमे दियहे प्पहायसमयम्मि ॥
जो सव्वण्णू जाओ–तं गणहरगोयमं वंदे ॥ २० ॥

सिरिवीरपट्टगयणे–दिणयर माणंददेसणापण्णं ॥
झाणाईयसहावं–गणहरसिरिगोयमं वंदे ॥ २१ ॥

वारससमपरियाओ–केवलिभावेण जस्स विक्खाओ ॥
वाणवइवरिसमाणं–संपुण्णं जीवियं जस्स ॥ २२ ॥

पाओवगमणभावे–मासियभत्तेण रायगिहणयरे ॥
संपण्णसिद्धिसंगं–गणहरसिरिगोयमं वंदे ॥ २३ ॥

अमरणरिंदा णिच्चं–जं पणमंति प्पहाणपुण्णपयं ॥
सो सिरिगोयमसामी–संघगिहे मंगलं कुज्जा ॥ २४ ॥

सुग्गहियनामधिज्जा–आयरिया जोगसुद्धिदित्तिहरा ॥
णामं जस्स पसत्थं–झाअंति लहन्ति सच्चसुहं ॥ २५ ॥

तं नत्थि भुवणमज्झे–सिज्झिज्जा जं न गोयमस्सरणा ॥
सिरिगोयमप्पभवा–पणट्ठपावा सरंति णरा ॥ २६ ॥

पण्णरसतावसपत्थ–प्पयाणसत्तं सुवण्णकयकमले ॥
सीहासणे निसण्णं–वंदे गुरुगोयमं विहिणा ॥ २७ ॥

वासवसेवियचरणं–छत्तत्तयचामराइकयसोहं ॥
जेणं सुररुक्खाई–पराजिया सप्पहावेणं ॥ २८ ॥

तं गुरुगोयमसामिं–अच्चंति णमंति लद्धपुण्णभरा ॥
सयउस्सवा य तेसिं–चित्तत्थो गोयमो जेसिं ॥ २९ ॥

जुम्मणिहिग्गहसोम–प्पमिए वरिसेऽन्नभद्दवयमासे ॥
सियपंचमिंदुवारे–पुण्णे सिरिरायनयरम्मि ॥ ३० ॥

सिरिगोयमपहुथुत्तं–गुरुवरसिरिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं–विहियं प्पमणंतु भव्वयणा ॥ ३१ ॥

लच्छीप्पहपढणट्ठं–रयणा थुत्तस्स भव्वभद्दयरा ॥
पढणाऽऽयण्णणभावा–सव्वेसिं सव्वओ सुहया ॥ ३२ ॥

---

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક: આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી

( ગતાકથી ચાલુ )

કદાચ કોઈ મહાનુભાવને એવો પ્રશ્ન થઈ આવે કે આ પ્રમાણે અત્યાર સુધી જે હકીકત સબંધી વિચાર કરવામાં આવ્યો છે તે કેવળ મતાગ્રહના ચશ્માને જ આભારી છે. આપણે દુનીયામાં હમેશાં જોઇએ છીએ કે વસ્તુ ગમે તેવા પ્રકારની હોય અને તે વસ્તુનુ અવલોકન કરનાર માણસ પણ ગમે તેવા પ્રકારનો હોય પરન્તુ જો તેણે જુદા રંગના જ ચશ્મા ચડાવ્યા હોય તો બધું જુદા જ રંગનું દેખાય છે, અને વસ્તુ પોતાના મૂળ રૂપમાં તેને દેખાતી જ નથી. કમળાથી પીડાતો માણસ કે પીળા ચશ્માને ધારણ કરનાર માણસ સફેદ વસ્તુને પણ રંગીન કહે છે એ આપણા સ્વાનુભવની વાત છે. તેવી જ રીત અહીં પણ કેમ ન થયું હોય કે સ્વમતના આગ્રહના ચશ્માની અંદરથી કેવળ પોતાનું તે જ સારુ એવો ખ્યાલ શ્વેતાબરોને થયો હોય અને તેથી દિગબરોની માન્યતાઓનુ ખડન કરતા હોય. પરન્તુ આવા પ્રશ્નને અહીં લેશ પણ અવકાશ નથી, કારણ કે કેવળ દિગબર ભાઈઓ જ, કે જેઓ વ્યવહાર અને પ્રરૂપણા એ બન્ને દૃષ્ટિએ જૈન શાસનથી દૂર થયેલા છે તેઓનો જ અચેલકપણાનો એકાન્ત આગ્રહ છે, અને સચેલક તરીકે કોઈ પણ સાધુ હોય જ નહી એવું એકાન્ત પ્રરૂપણ પણ તેઓ જ કરે છે. એટલે આવા એકાન્તપણાના કદાગ્રહના ચશ્મા તો એમની પાસે જ છે. શ્વેતાંબરોએ તો આવો એકાન્ત આગ્રહ કર્યો જ નથી. કારણ કે જો એવો એકાન્ત આગ્રહ શ્વેતાબરોએ રાખ્યો હોત તો તેઓ પણ દિગંબર ભાઇઓની માફક એમ જ પ્રરૂપણા કરત કે સચેલકપણા ( વસ્ત્રસહિતપણા ) સિવાય કદી પણ મોક્ષ કે મોક્ષના પરમ સાધનરૂપ સાધુતા સંભવે જ નહીં. પણ આવી, અનેકાન્તવાદના પરમ પવિત્ર સિદ્ધાતના મૂળમા જ કુઠારાઘાત કરનારી, વાત કદી પણ તેઓએ કરી જ નથી—તેઓ કરી શકે પણ નહીં!

વળી એક વસ્તુ એ પણ ભૂલવા જેવી નથી કે જો દિગંબર સંપ્રદાયમાંથી શ્વેતાંબર સમ્પ્રદાય નીકળ્યો હોત તો જરૂર શ્વેતાબર સંપ્રદાય સચેલકતા ( વસ્ત્રસહિતપણા ) નો ખૂબ ખૂબ આગ્રહ રાખત અને પરૂપણા

કરત કે વસ્ત્રસિવાય કોઇની પણ મુક્તિ થાય જ નહિ. અને આવી પ્રરૂપણા કરવાના હેતુ તરીકે ઉપકરણપણું જણાવી શકત. અર્થાત્ જેમ કોઈ પણ કાર્યની સિદ્ધિ તેના સાધન વગર થતી જ નથી તેમ મોક્ષમાર્ગના સાધનરૂપ જે ચારિત્ર કે જે અહિંસાદિસ્વરૂપ છે તે અહિંસાદિના પાલન માટે રજોહરણ, મુખવસ્ત્રિકાદિ ઉપકરણો છે. અને એ ઉપકરણો વગર ન જ ચાલી શકે એમ જણાવી શકત. આ બાબતમા એમ ન કહી શકાય કે કાયોત્સર્ગ આદિમાં રહેલા મુનિવરોના રજોહરણાદિ નિર્વ્યાપાર છે માટે તેની વ્યર્થતા છે. કારણ કે જયણાબુદ્ધિ એ જ ચારિત્ર છે અને જયણાબુદ્ધિથી જયણા કરવા માટે જ ઉપકરણો રાખેલાં છે એટલે સાધન જે રખાય તે સાધકતાની બુદ્ધિથી જ રખાય છે, માટે સાધનો તો સાધકતાની બુદ્ધિના દ્યોતક છે તેથી સાધનરહીત માણસ સાધકપણાની બુદ્ધિમા જ નથી એમ સ્પષ્ટ થાય છે. વળી શ્વેતાબરો એમ પણ કહી શકત કે સિદ્ધદશામા ચારિત્રમોહનીય કર્મનો ક્ષય થઈ ગયો છે છતા ત્યા ચારિત્રનાં સાધનો નથી તેથી જ ત્યાં ચારિત્ર નથી. દુનીયામા પણ આપણે જોઇએ છીએ કે ધનુર્ધરની સર્વ કળામાં પારગામી માણસ પણ ધનુષ્યના અભાવમાં પોતાની કળાનો ઉપયોગ કરી શકતો નથી, કે પોતાની કળા દેખાડી શકતો નથી. અતિ નિપુણ એવો પણ ચિત્રકાર રંગ, પીંછી કે કાગળ વગર પોતાની કળાનું પ્રદર્શન કરી શકતો નથી. માટીના વાસણો બનાવવામા અત્યત હુશિયાર એવો પણ કુંભાર જો તેની પાસે તેને ઉપયોગી અને જરુરી બધા સાધનો ન હોય તો શુ કરી શકે છે? આ અને આવા બીજાં ઉદાહરણો અને અનેક યુકિતઓથી શ્વેતાબર સંપ્રદાય, ( જો તે દિગબર સપ્રદાયમાથી જ ઉત્પન્ન થયો હોત તો ) જરુર સવસ્ત્રપણાનો આગ્રહ કરત અને સાથે સાથે સ્વલિંગે જ સિદ્ધ થઈ શકે એમ સાબિત કરત પરન્તુ જે સંપ્રદાય શ્રી જિનભાષિત મૂળ સિદ્ધાંતને માનતો હોય, અને જેને કેવળ બીજાની વાતને તોડી પાડવાની ખાતર જ અનેકાન્તવાદના સ્વસિદ્ધાતને તિલાજલી આપીને પણ પોતાનો કક્કો ખરો કરવાની ખોટી ભાવના ન હોય, તે શ્વેતાંબર સપ્રદાય આવી પ્રરૂપણા ન જ કરે એ સમજી શકાય એવુ છે! કારણ કે તે જાણે છે કે કેવળ બુદ્ધિવાદ કરતા શ્રદ્ધાવાદમાં જ ધર્મની પ્રાપ્તી છે. જેઓને વીતરાગ સર્વજ્ઞ પ્રભુના વચન ઉપર શ્રદ્ધા છે તેઓ તો બરાબર સમજે છે કે અનુમાનાદિની સિદ્ધિ તો માત્ર સવાદકપણે જ કાર્ય કરી શકે છે પણ વિધાયક તરીકે કાર્ય કરી શકતી નથી એટલે કે અમુક વસ્તુની પુષ્ટિમા અનુમાન જરુર ઉપયોગી થઈ પડે પરન્તુ કોઈ સિદ્ધાન્તનુ વિધાન કરવા જેટલી એની શક્તિ નથી જ. અને તેથી જ શ્વેતાબર સંપ્રદાયે બુદ્ધિપ્રેરિત

અનુમાનાદિની, ઉપર કહેલ, યુક્તિઓનો આશ્રય ન લીધો અને સચેલકતામાં જ સિદ્ધિ છે એવો આગ્રહ ન રાખ્યો. શ્વેતાંબરોનો સચેલકતામાં અને સ્વલિંગમાં જ આવા એકાંત આગ્રહનો સર્વથા અભાવ અને દિગંબરોની અચેલકપણામાં અને સ્વલિંગમાં જ મુક્તિની એકાંત માન્યતા એ બે જ વસ્તુ ઉપર જો યોગ્ય અને નિષ્પક્ષ વિચાર કરવામાં આવે તો તરત જ સમજી શકાય કે કોણ મૂળ હતું અને કોણે પાછળથી સ્વકલ્પિત પ્રરૂપણા કરી !

પ્રસંગવશાત્ ઉપર કહેલ અનુમાનાદિકની શક્તિ સંબંધી થોડોક વિચાર કરી લઈએ। ઉપર કહેવામા આવ્યુ છે કે અનુમાનાદિકનુ કાર્ય સવાદકપણાનું છે પણ નહી કે વિધાયકપણાનુ। વસ્તુસ્થિતિ આવી હોવાના કારણે જ પંડિતોએ હેતુવાદને પદાર્થજ્ઞાનમા અથવા અતીન્દ્રિય પદાર્થના નિશ્ચયમાં કારણ તરીકે માનવાનો ઇન્કાર કર્યો છે। શાસ્ત્રીય પદાર્થના જ્ઞાનમાં હેતુવાદને બીજો નબર આપેલો છે, અને શ્રદ્ધાને પહેલો નંબર આપવામાં આવ્યો છે તે ઉપરથી સ્હેજે સમજી શકાશે કે શ્રદ્ધા શું ચીજ છે, એનો ખાસ ઉપયોગ શું છે અને એનું મહત્વ કેટલું બધું છે આજ્ઞા-ગ્રાહ્ય અને હેતુગ્રાહ્ય એ બે પ્રકારના પદાર્થોમા પણ હેતુગ્રાહ્ય કરતા આજ્ઞા-ગ્રાહ્યને પ્રથમ સ્થાન આપવામા આવ્યુ છે. અથવા તો બહુ વિચાર કરીએ તો એમ પણ કહીએ કે હેતુગ્રાહ્ય એ કોઇ સ્વતંત્ર ભેદ જ નથી પરન્તુ આજ્ઞાગ્રાહ્યનો પેટા ભેદ જ છે. આ સ્થાને એવી શંકા ન કરવી કે ત્રિકાળાબાધિત શ્રી જિનશાસનના હિમાએ પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રકારે પદાર્થોનુ સમ્યગ્જ્ઞાન માન્યુ છે તો પછી પ્રરૂપણા લાયક પદાર્થોનો નિશ્ચય કરાવતી વખતે આજ્ઞાગ્રાહ્ય એટલે આગમીય અને હેતુગ્રાહ્ય એટલે આનુમાનિક એમ આગમ અને અનુમાન એ બે જ પ્રકાર કેમ રાખ્યા ? આવી શંકા નહીં કરવાનુ કારણ એ છે કે જેઓ અતીન્દ્રિય જ્ઞાનને ધારણ કરનારા છે તેઓ પશ્યક–દર્શક ગણાય છે અને તેવા દર્શકોને ઉપદેશ્યની કોટીમાં ગણવાના હોતા નથી. આ માટે સૂત્રકાર ફરમાવે છે કે उद्देसो पासगस्स नत्थि અર્થાત્ પશ્યકોને ઉપદેશ હોય નહિ. જેઓને અતીન્દ્રિયજ્ઞાન નથી તેઓ માત્ર મતિ અને શ્રુતજ્ઞાનના માલિક હોય છે અને તેવા શ્રોતા પુરુષોનુ જે ઇન્દ્રિયાદિ પ્રત્યક્ષ હોય છે તે વ્યવહારથી પ્રત્યક્ષ ગણાયા છતા પરમાર્થથી પરોક્ષ જ ગણાય છે એટલુ જ નહીં પણ સ્મરણાદિક અનેક પ્રકારનુ જ્ઞાન પરોક્ષ જ્ઞાન કહેવાય છે. શ્રોત્રાદિ જ્ઞાનોને લૈંગિક ગણીને જ પરોક્ષમા ગણેલ છે. તત્ત્વાર્થસૂત્રકારના आद्ये परोक्षं એ સૂત્રને માનનારા દિગંબર ભાઇઓ પણ આ વાતનો નિષેધ કરી શકે એમ નથી.

આ વાતને અત્રે જ ટૂંકાવી મૂળ વિષયમાં આવતાં એમ કહેવું જોઈએ કે શ્વેતાંબરોએ મોક્ષની પ્રાપ્તિ માટે વસ્ત્રસહિતપણાનો આગ્રહ નથી રાખ્યો એટલું જ નહીં પરંન્તુ તેમણે સ્વલિંગે સિદ્ધ, અન્યલિંગે સિદ્ધ અને ગૃહલિંગે સિદ્ધનો બહુ જ વિશાળ અને ઉદાર સિદ્ધાંત સ્વીકારેલો છે. તેઓ માને છે કે વ્યવહારથી કે દ્રવ્યથી એ ત્રણમાંથી ગમે તે લિંગ હોય તો પણ તે મોક્ષમાર્ગ, કે જેનો સિધો સંબંધ આત્માના પરિણામ સાથે જ છે તેને બાધક થતાં નથી. એટલે કે જેવી રીતે સ્વલિંગે સચેલકાદિપણે જીવ મોક્ષને સાધી શકે છે તેવી રીતે સ્વલિંગાદિરૂપ સચેલકપણું ન હોય તો પણ મોક્ષને સાધી શકે છે. આટલી હદ સુધીની ઉદારતા દિગંબર સંપ્રદાયને માન્ય સિદ્ધાંતમાં ક્યાંય મળતી નથી. એ જ જણાવે છે કે શ્વેતાંબરો દિગંબરોમાંથી નીકળ્યા નથી તેમજ તેમને દિગંબરોની માફક સચેલકપણાનો એકાંત આગ્રહ પણ નથી.

આપણે જોઈએ છીએ કે કોઈ માણસ એક પ્રાચીન વસ્તુથી જુદો પડીને નવી વસ્તુનો સ્વીકાર કરે છે ત્યારે તેને પોતાની નવી માન્યતાને સુરક્ષિત બનાવવા માટે એની આસપાસ અનેક પ્રકારના આગ્રહો અને કદાગ્રહોની વાડ ઉભી કરવી પડે છે. આ જ પ્રમાણે જુની માન્યતાઓમાંથી નવાપણે નીકળેલા દિગંબરોને પણ પોતાનુ સ્થાન સુરક્ષિત અને મજબુત બનાવવાના આશયથી દિગંબરપણા–અચેલકપણા–નો, શ્રીજિનપ્રરૂપિત શાસનનના મુખ્ય મૂળરૂપ અનેકાંતવાદના પરમ પવિત્ર સિદ્ધાતની અવગણના કરીને પણ, એકાંત આગ્રહ રાખવો પડયો. અચેલકતાના આ એકાંત આગ્રહના પરિણામરૂપે જ તેમને સમગ્ર સ્ત્રીજાતિને ચારિત્રનો અભાવ, ચારિત્રના અભાવથી કેવળજ્ઞાનનો અભાવ અને કેવળજ્ઞાનના અભાવથી યાવત્ મોક્ષનો અભાવ માનવો પડ્યો ખરેખર! આ એક પ્રકારનો હડહડતો અન્યાય જ થયો ગણાય. એ જ અચેલકતાના એકાન્ત આગ્રહથી સ્ત્રીચારિત્ર અને સ્ત્રી મુક્તિના નિષેધની માફક જ અન્યલિંગસિદ્ધ અને ગૃહલિંગસિદ્ધ જેવા. આત્મિક પરિણતિની ઉજ્જવલતા અને મોક્ષની અતિ નિકટતા બનાવતા સિદ્ધાતની પણ દિગંબર ભાઈઓને અવગણના કરવી પડી આત્માની અનંત શક્તિનો પરમ વિકાસ સાધવાની, માનવદેહમા રહેલી શકયતાનો આ પ્રકારે અસ્વીકાર કરવો એ કોઈ પણ સાચા જૈનથી તો કદી પણ ન જ બની શકે! અને આના પરિણામરૂપે આતર ત્યાગનુ મહત્ત્વ ભૂલીને કેવળ બાહ્ય ત્યાગમાં જ જાણે બધુ સમાપ્ત થઇ જતું હોય એવી ભૂલભરેલી માન્યતા તેઓએ સ્વીકારી લીધી. એક ખોટી વાતનો આગ્રહ માણસને શું શું અનર્થ કરવા નથી પ્રેરતો એનુ આના કરતા બીજું કયું વધારે સચોટ ઉદાહરણ મળી શકે?

(અપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा" मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

( गतांकथी चालु )

## साधु आहारपान कितने वार करे ?

मुनिने आहार लेवानां छ कारणो श्वेताम्बर सम्प्रदायमां तथा दिगम्बर सम्प्रदायमां पण प्रपिपादन करवामां आवेल छे। तेमाथी पण तारवी शकाय तेम छे के तपस्या करतां वेयावच्च गुण अधिक छे। आ वातनो आपणे काइक सविस्तर विचार करीए —

प्रथम तो आत्मकल्याणने माटे जेमणे विश्वना तमाम सुखसाधनोने तिलांजलि आपी छे अने अणाहारीपद जे मोक्ष तेने माटे ज जेनी प्रवृत्ति छे, आवा मुनिराजोने आहार शा माटे लेवो जोइए ? आना जवाबमां जणाववानु जे आत्मानु कल्याण अने मोक्षनी प्राप्ति धर्माराधनमां समायेली छे। धर्माराधन छे ते शरीरने आधीन छे, शरीर छे ते आहारने आधीन छे, माटे मोक्षाभिलाषीओने पण आहारनी जरुरत पडे छे। जेने माटे नीचे प्रमाणे कहेल छे—

जह कारणं तु तंतू पडस्स तेसिं च होंति पम्हाइ। नाणाइतिगस्सेव आहारो मोक्खनेमस्स ॥ १ ॥

[ यथा कारण तु तन्तवः पटस्य तेषां च पक्ष्माणि। ज्ञानादित्रिकस्यैवमाहारो मोक्षकार्यस्य ॥ १ ॥ ]

भावार्थ—जेम लुगडानु कारण तन्तुओ छे अने तन्तुनुं कारण रु छे तेम मोक्षनु कारण ज्ञान, दर्शन, अने चारित्र छे, ज्ञान, दर्शन, चारित्रनु कारण शरीर छे अने शरीरनुं कारण आहार छे ।

आ आहार पण माधुकरीवृत्तिथी उचित प्रसंगे लेवो जोइए के जेमां पापनो लेश मात्र पण न लागे। परन्तु नहि के ज्यारे मन फावे त्यारे अने गमे ते रीते। आटला माटे आहारनी अनेक रीते व्यवस्थाओ बतावबामां आवी छे। जेमां छ कारणे मुनिओ आहार ग्रहण करे तेम बतावबामां आवेल छे। आ बाबतमा श्वेताम्बर सम्प्रदायमां जुओ, स्थानाङ्गसूत्र, स्थान ६—

छहिं ठाणेहिं समणे निग्गथे आहारमहारेमाणे णाइक्कमइ तंजहा—

वेयणवेयावच्चे इरियट्ठाए य संजमट्ठाए। तह पाणवत्तियाए छट्ठं पुण धम्मचिंताए ॥

[ षड्भिः स्थानैः श्रमणो निर्गन्थ आहार-माहारयन्नातिक्रामति । तद्यथा । वेदनावैयावृत्ये इर्यार्थे च संयमार्थम् । तथा प्राणवृत्त्यै षष्ठं पुनर्धर्मचिन्तायै ]

भावार्थ—छ कारणथी आहार करता श्रमण निर्गन्थ जिनेश्वरदेवनी आज्ञानुं उल्लंघन करता नथी, अर्थात् आज्ञाना आराधक छे । ते छ कारणो आ प्रमाणे छे—१ वेदना २ वेयावच्च ३ ईर्या ४ संयम ५ प्राणवृत्ति ६ धर्मचिन्ता । आमां प्रथम वेदना कारण कह्युं । वेदना एटले भुख्या रहेवाथी थती पीडा । एने माटे कह्युं छे के—

पन्थसमा नत्थि जरा दालिद्दसमो य परिभवो नत्थि । मरणसमं नत्थि भयं खुहा समा वेयणा नत्थि ॥ १ ॥

[ पान्थत्वसमा नास्ति जरा द्रारिद्र्यसमश्च परिभवो नास्ति । मरणसमं नास्ति भयं क्षुत्समा वेदना नास्ति ॥ १ ॥ ]

भावार्थ—मुसाफरी जेवी वृद्धावस्था नथी, दरिद्रावस्था समान पराजय नथी, मृत्यु समान भय नथी अने क्षुधा समान वेदना नथी ।

तं नत्थि जं न बाहइ तिलतुसमित्तं पि एत्थ कायस्स । सन्निज्झं सव्वदुहाइ देंति आहाररहियस्स ॥ २ ॥

[ तन्नास्ति यन्न बाधते तिलतुषमात्रमप्यत्र कायम् । सान्निध्य सर्वदु खानि ददति आहाररहितस्य ॥ १ ॥ ]

भावार्थ—तलना फोतरा जेटली पण एवी वस्तु अहीं नथी के जे आहाररहितने पीडा न आपे तथा तमाम दु:खो आनी नजिकमां आवीने रहे छे । आ क्षुधाजन्य वेदनानी शांतिने माटे मुनि आहार ग्रहण करे ।

बीजुं कारण वेयावच्च बताव्युं । भुख्या रहेवाथी वेयावच्च न थइ शकतुं होय तो वेयावच्च करवाने माटे पण आहार ग्रहण करे । जेने माटे कहेल छे के—

गलइ बलं उच्छाहो अवेइ सिढिलेई सयलवावारे । नासइ सत्तं अरई विवड्ढए असणरहियस्स ॥ १ ॥

[ गलति बलमुत्साहोऽपैति शिथिलयति सकलव्यापारान् । नश्यति सत्त्वमरतिर्विवर्धतेऽशनरहितस्य ॥ १ ॥ ]

भावार्थ—जेणे भोजन न कर्युं होय तेनुं बळ गळी जाय छे, उत्साह जतो रहे छे, बधी प्रवृत्ति शिथिल थई जाय छे, सत्व नाश पामे छे अने दु:ख वधे छे ।

त्रीजुं ईर्या कारण कह्यु । भुख्या रहेवाथी ईर्यासमिति जो न पाली शकाती होय तो ईर्यासमितिना निमित्ते पण आहार करे । चोथुं कारण संयम कह्युं । भुख्या रहेवाथी पडिलेहणादिक संयमक्रिया न करी शकाती होय तो संयमने माटे पण आहार ग्रहण करे । पांचमुं कारण प्राणवृत्ति जणावी । भुख्या रहेवाथी प्राण एटले श्वासोच्छासादिक अथवा बळ जो हीन थतुं होय तो पण प्राण टकावी राखवा माटे आहार करे । छट्टुं कारण धर्मचिन्ता बतावी । भुख्या रहेवाथी वाचनादिक स्वाध्याय न थई शकतुं होय तो तेने माटे पण मुनि आहार

छे। आ छमांथी एक अथवा अनेक कारण होय तो पण पुष्टालम्बन छे माटे आहार करे।

छ कारणे आहार लेवाना सम्बन्धमां देखो दिगम्बर शास्त्र, मूलाचारमां पिण्डविशुध्य-धिकार, गाथा ६० :—

वेयणवेयावच्चे किरियाठाणे य संजमट्ठाए।
तह पाणधम्मचिंता कुज्जा एदेहिं आहारं ॥६०॥

[वेदनावैयावृत्ये क्रियार्थं च सयमार्थं।
तथा प्राणधर्मचिन्ता कुर्यादेतैराहारम्॥ ६०॥

भावार्थ—१ क्षुधाजन्यवेदना मटाडवा माटे, २ वेयावच्च करवा माटे, ३ छ आवश्यकनी क्रिया करवा माटे, ४ तेर प्रकारनां सयम पाळवा माटे अथवा आहार सिवाय इन्द्रियो विकल थइ जाय छे अने तेथी करीने जीवदया पाळी शकाती नथी माटे प्राण संयम अने इन्द्रिय-संयमने माटे, ५ प्राण बचाववा माटे, अने ६ क्षमादिक दश प्रकारना धर्मने माटे मुनि आहार ले।

उपर जणाव्या प्रमाणे श्वेताम्बरदर्शनमां तथा दिगम्बरदर्शनमां आहार लेवामां छ कारणो बताव्यां छे। आनी अंदर वेयावच्चने पण कारण तरीके गणावेल छे। हवे आपणे अहीयां विचारवानुं ए छे के तपस्यारूप आहारं त्यागने छोडावीने वेयावच्चने माटे आहार लेवो बतावेल छे। जो वेयावच्चगुण अधिक न होत तो वेयावच्चने माटे तपस्याना अभावरूप आहार बतावत ज नहि अने बतावेल छे माटे उभय सिद्ध वात छे के तपस्या करतां वेयावच्चगुण अधिक छे।

उपर्युक्त आहारनां छ कारणरूप पुष्टालम्बनो सचवाइ रहे ते रीते आहारत्यागरूप तपस्या करवी तथा नीचे जणावातां छ कारणोथी मुनि आहारनो त्याग करे। जुओ श्वेताम्बर दर्शनमां स्थानाङ्गसूत्र; स्थान ६ :—

छहिं ठाणेहिं समणे निग्गंथे आहारं वोच्छिदमाणे णाइक्कमइ। तंजहा :—
आतंके उपसग्गे तितिक्खे बंभचेरगुत्तीए।
पाणिदयातवहेउ सरीरवोच्छेयणट्ठाए ॥५००॥

[ षड्भिः कारणैः श्रमणो निर्गन्थ आहार व्यवच्छिन्दन्नातिक्रमति। तद्यथा :—
आतङ्के उपसर्गे तितिक्षणे ब्रह्मचर्यगुप्तेः प्राणिदयातपोहेतो. शरीरव्यवच्छेदार्थम्॥१॥]

भावार्थ—छ कारणने लइने आहारनो त्याग करता श्रमण निर्गथ तीर्थङ्करदेवनी आज्ञाने विराधता नथी अर्थात् आराधक बने छे। ते छ कारणो आ प्रमाणे छे : १ आतङ्क, २ उपसर्ग, ३ ब्रह्मचर्यगुप्तितितिक्षा, ४ प्राणि-दया, ५ तप अने ६ शरीरव्यवच्छेद।

आतङ्क कहेता ताव वगेर रोगो आव्या होय त्यारे आहारनो त्याग करे, जेने माटे कह्युं छे के :—

बलावरोधिनिर्दिष्ट ज्वरादौ लङ्घन हितम्।
ऋतेऽनिलश्रमक्रोधशोककामक्षतज्वरान्॥ १॥

बलने रोकी पाडनार एवुं लङ्घन ताव वगेरमां हितकारी छे, परन्तु वायुथी, परिश्रमथी, क्रोधथी, शोकथी, कामाभिलाषादिथी, गड-गुमडथी आवेलो ताव न होय तो आ वात समजवी।

२ उपसर्ग कहेतां राजा अने स्वजना-दिकथी करायेल अथवा देव, मनुष्य अने

तिर्यंचथी करायेला उपद्रवोने लइने गोचरी माटे न निकले अने आहार त्याग करे। जेम संगमना उपद्रव समये श्रमण भगवान महावीर परमात्माए छ मास सुधी आहारनो त्याग कर्यो हतो।

३ ब्रह्मचर्यगुप्तितितिक्षा कहेतां मोहनीय कर्मनो उदय थये छते ब्रह्मचर्य पालवा माटे आहारनुं वर्जन करे। कारण के आहार रोकवाथी मोहनो उदय पण रोकाय छे। जेने माटे गीताजीमां पण कहेल छे :—

विषया विनिवर्तन्ते, निराहारस्य देहिन ।
रसवर्ज रसोऽप्यस्य, पर दृष्ट्वा निवर्तते ॥१॥

भावार्थ—आहाररहित आत्माना इच्छा सिवायना विषयो निवृत्त थाय छे, इच्छा जे छे ते पण परमात्मस्वरूपने देखवाथी निवृत्त थाय छे।

प्राणीदया एटले व र्षाद वर्षतो होय, धुमार पडती होय अथवा सम्पातिमादि जीवथी आकुल प्रदेश थयेल होय त्यारे प्राणीओनी दया माटे गोचरी लेवा न जाय अने आहारने छोडे । तप एटले आहारना त्यागरूप उपवासादिक करवाना होय त्यारे पण आहार न करे। शरीरव्यवच्छेद एटले जिन्दगीना छेल्ला कालमां शरीर छोडवा माटे अणशण करवुं होय त्यारे आहार वर्जे।

दिगम्बर शास्त्रमां पण आ छ कारणे आहारनो त्याग बतावबामां आवेल छे । जुओ मूलाचार, पिण्डविशुध्यधिकार, गाथा ६१ :—
आदंके उपसग्गे तितिक्खणे बभचेरगुत्तीओ।
पाणिदयातवहेऊ सरीरपरिहारवुच्छेदो ॥६१॥
[ आतङ्के उपसर्गे तितिक्षणे ब्रह्मचर्यगुप्ते.।
प्राणिदयातपहेतौ शरीरपरिहारे व्युच्छेदः॥६१॥]

जोके आना विशेष व्याख्यानमां उपर जणाव्या करतां कांइ फेरफारो छे परंतु सामान्य अर्थ तो उपरना जेवो छे ।

आ रीते आहार लेवामां छ कारणो, अने आहार छोडवामां छ कारणो बताव्यां छे । आ बन्नेनो एक विषय छे के भिन्न भिन्न विषय छे, बन्नेना स्थलो कयां कयां, सुन्दोपसुन्द न्यायथी परस्पर अथवा पूर्वथी परनो के परथी पूर्वनो बाध थाय छे के केम, कोण अनवकाश, कोण सावकाश, इत्यादिक अनेक प्रकारना विचारनुं आ स्थान छे छता पण आ वस्तुमां अत्यारे विशेषरूपे नहि उतरतां सामान्य रीते एटलुं तो आपणे जरुर तारवी शकीशुं के पुष्टालम्बनरूप जे होय तेनो आदर करवो ।

आ चालता प्रश्नना अंग, वेयावच्च ए आहार लेवानां छ कारण पैकीनुं एक कारण छे अने तपस्या ए आहारने छोडवानां कारणमां छे, तो हवे आ बेमांथी कोने राखवुं अने कोने छोडवु आना स्पष्टीकरणमा आ प्रमाणे पण विचार करी शकाय के वेयावच्च अने आहारत्यागरूप तपस्या ए बन्ने साथे करवां। कदाच बन्ने साथे करवानी शक्ति न होय तो वेयावच्च करवी, वेयावच्चनी जरुरत न होय अथवा अन्य करनार होय तो तपस्या करवी । ( सम्पूर्ण )

# હીરવિહારસ્તવ

લેખક —
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

( બીજા વર્ષના ૧ લા અંકથી પૂર્ણ )

આ માસિકના બીજા વર્ષના પહેલા અંકમા 'હીરવિહાર સ્તવ'ની, તેના પરિચય સાથે ૩૪ કડીઓ મેં આપી હતી. બે પાનાની એ પ્રતિ મને પાટણમાં મુનિરાજ શ્રી જશવિજયજીએ આપેલી. એ બે પાનામાં માત્ર ૩૪ કડીઓ હતી. એ અધૂરુ હીર-વિહારસ્તવ પ્રકટ થયા પછી, શિનોરથી, વિદ્વાન્ મુનિવર્ય શ્રીમાન્ ચતુરવિજયજીએ, આ અધૂરા સ્તવનો ઉત્તરાર્ધ, પોતાના ગુરૂવર્ય શ્રીમાન્ અમરવિજયજી મહારાજના ડભોઈના ભંડારમાની એક પ્રતિ ઉપરથી પોતાના હાથે નકલ કરીને ઉતારી મોકલ્યો છે. બન્ને ગુરુશિષ્ય મુનિવર્યોનો આ બદ્દલ હુ અંતઃકરણથી આભાર માનુ છુ.

મુનિરાજ શ્રી ચતુરવિજયજીના લખવાથી માલુમ પડે છે કે, તેઓની પાસે ૪ પાનાની ( ૮ પૃષ્ટની ) પ્રતિ છે. તેના દરેક પૃષ્ટમાં ૧૧–૧૧ પંક્તિઓ છે અને દરેક લાઇનમા ૩૨–૩૨ અક્ષરો છે. તે પ્રતિના મથાળે પણ " મહોપાધ્યાય શ્રી ૫ નેમિસાગર ગણિ ગુરુભ્યો નમ: " એમ લખેલ છે. છેવટે પ્રતિ લખ્યાનો સવત્ કે લેખકનું નામ નથી. પરન્તુ અક્ષર ઉપરથી તેઓશ્રી અનુમાન કરે છે કે પ્રતિ તે જ સમયમાં લખાયેલી હોવી જોઇએ.

આ **'હીરવિહાર સ્તવ'** નો અંતિમ ભાગ તે વખતે નહિ મળેલો હોવાથી હું તેના કર્તાનુ નામ આપી શકયો નહોતો પરન્તુ આ સાથે આપેલા અવશિષ્ટના અંતિમ ભાગ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે આ કૃતિના કર્તા શ્રી **ધર્મદાસ** છે. અને તેનો રચ્યા સમય સંવત્ ૧૬૭૬ ના જ્યેષ્ઠ સુદિ પૂનમનો છે. સ્તવનની ૩૦ મી કડીમા છેલ્લી પ્રતિષ્ઠાનો સંવત્ બનાવ્યો છે તે આ છે

' સવત સોલ છહુત્તરિ જ્યેષ્ઠ સુદિ ચઉથિ ગુરૂવાર
કરિઅ પ્રતિષ્ઠા હર્ષસ્યુ મૂરતિ ત્રિણિ ઉદાર ॥ ૩૦ ॥

આ ઉપરથી મેં મારા પ્રથમ પરિચયમા જણાવ્યુ હતુ કે– સ ૧૬૭૬ ના જ્યેષ્ઠ સુદિ ૪ પછી આ સ્તવન બનાવ્યું હોવુ જોઇએ. અને તે વાત સ્તવનના અંતે આપેલી

" સંવત સોલ છહોતરે જ્યેષ્ઠ સુદિ પૂનિમ સાર,
જિહા લગઇ સસિરવિ તપઇ રે, સ્તવન તપો ચિરકાલ. ભજો. ૬૧

આ કડીથી પણ નિશ્ચિન થાય છે. અર્થાત્ છેલ્લી પતિષ્ઠા પછી તે જ પખવાડિઆમા આ સ્તવન રચવામા આવ્યું છે.

છેલ્લા **કળશ** મા કર્તાએ પોતાનો પરિચય માત્ર આટલો આપ્યો છે

" શ્રી ઋષભજિનવર ભવિક સુખકર હીરવિહાર સુહાકરુ,
શ્રીસૂરતિમંડણ દુરિતખંડણુ નમો પાસ જિણેસરુ,
વિજયરાજિઇ વિજયવંતો **વિજયદેવ** સૂરીસરુ
તાસ પસાઇ સ્તવન રચિઉં **ધર્મદાસ** સુહંકરો ૬૧

( ૩૪ મી કડીથી પછીનો ભાગ )

સાગર નામિઈ જિન હુઆ એ માલતડિ, અતીત ચઉવીસી જાણુ સુણાઉ.
વર્તમાન કાલિઈ હુઆ એ માલ્હંતડિ, શ્રીગુરૂ ચતુર સુજાણિ. સુણાઉ. ૩૫
તપગચ્છ નાયક ગુણનિલો એ ,, લક્ષ્મીસાગર સૂરિંદ. સુણાઉ.
જસ મહિમા અતિ દીપતો એ ,, સેવ કરઈ અમરિંદ ,, ૩૬
સાયર પરઈ ગભીર છઇ એ, ,, સોમ વદન જિમ ચંદ ,,
તપ તેજઈ દિનકર સમો એ, ,, કનકવર્ણ સુખકંદ ,, ૩૭
તસ પટિ શુભ મતિ આગલો એ, ,, સુમતિ સાધુ સૂરીશ ,,
તાસ સીસ મતિઈ નિર્મલો એ, ,, હેમ વિમળ ગુરૂઈશ, ,, ૩૮
તાસ પટ્ટઈ જગ ઉદ્ધર્યો એ, ,, આણંદવિમલ સૂરિરાય ,,
ઉપજઈ આણંદ નામથી એ, ,, મનવંછિત સુખ થાય. ,, ૩૯
શિથિલાચાર નિવારીયો એ, ,, આદર્યો શુદ્ધ આચાર. ,,
જિનશાસન દીપાવીઉ એ, ,, ધનિ ધનિ એ અણગાર. ,, ૪૦
તાસ પટ્ટોધર સુરતરૂ એ, ,, ગોઅમ સમ અવતાર. ,,
શ્રી વિજયદાનસૂરીસરૂ એ, ,, જિનશાસન સણગાર. ,, ૪૧
તાસ સીસ જગ સુખકરૂ એ, ,, હીરવિજય સૂરિરાય ,,
દીલ્લિપતિ પ્રતિબોધિઓ એ, ,, સેવ કરઈ સુરરાય. ,, ૪૨
પેસકસી પુસ્તક તણીએ, ,, ષટ્માસી અ અમારિ. ,
જીજીઓ જગહ મુંકાવીઉ એ, ,, કીધા પર ઉપગાર. ,, ૪૩
( શેત્રુંજ મુગતો સાર. ૪૩ ઇતિપાઠાંતરં. )
હીરસીસ સોહાકરૂ એ, માલ્હંતડિ, શ્રી વિજયસેન સૂરીશ સુણાઉ.
બિરૂદ સવાઈ સાહિઈ દીઉં એ, ,, પૂરઈ સયલ જગીસ. ,, ૪૪
તાસ પટોધર ગુણનિલો એ, ,, શ્રી વિજયદેવ સૂરિંદ. ,,
શીળ સત્ત્વ ગુણાઈ આગલો એ, ,, ઊગીઓ અભિનવો ચંદ. ,, ૪૫
સાગર ગાજઈ તુજથી એ, ,, ધર્મ કલ્લોલની વેલિ. ,,
સમકિતરયણ સૂધું દીઈ એ, ,, દિન દિન હુઈ રંગરેલિ. ,, ૪૬
તું ગુણસાગર ગાજતો એ, ,, મહીઅલિ માંહિ પ્રસિદ્ધ ,,
સુવિહિત શિર મુકટામણી એ, ,, આપઈ નિર્મલ બુદ્ધિ. ,, ૪૭
વાણી અમૃતરસ વરસતો એ, ,, દેશના દિઈ જિન વીર. ,,
સકલ કલા ગુણ આગલો એ, ,, સાયર પરિઈ ગંભીર. ,, ૪૮

ઢાળ—પ્રણમુ તુમ સીમંધરજી

મૂરતિ ઋષભ જિણંદની રે, સોહઈ હીરવિહારિ.
**હીર-જેસિંગની** પાદુકારે, ભવિજનઈ હિતકાર.
ભજો રે ભવિ! ભાવિઈ હીરવિહાર.—૪૯
નામમંત્ર નિશદિનઇ જપોરે, હોઈ જય જય કાર. આંકણી
ભજો ભવિ! ભાવિઈ હીરવિહાર. ૫૦

વીરતણી પરઈ તપ તપ્યો રે, સીલઈ જંબૂ કુમાર.
વૈરાગિઈ ગુરૂ રાજતો રે, ધનિ ધનિ એ અણગાર. ભજો૦ ૫૧
વાચકચક્રચૂડામણિ રે, વિદ્યાસાગર ઉવઝાય.
તેહતણી તિહાં પાદુકા રે, પ્રણમઈ સુરનરરાય ભજો૦ ૫૨
તાસ સીસ ગુણે ગાજતો રે, ધર્મસાગર ઉવઝાય.
વાદિગજ ઘટ કેશરી રે, આણ વહઈ જિનરાય. ભજો૦ ૫૩
તાસ સીસ સોહાકરૂ રે. લબ્ધિસાગર ઉવઝાય.
તેહતણી તિહાં પાદુકા છે, ભવિ મનિ આણંદ થાય ભજો૦ ૫૪
તાસ સીસ ગુણ આગલો રે, નેમિસાગર ઉવઝાય.
તેહ તણી છઈ પાદુકા રે, દર્શનિ શિવ સુખ થાય. ભજો૦ ૫૫
સુરગુણ આણ શિરઇ ધરી રે, રાખી તપગચ્છ મામ.
જિનશાસન દીપાવીઉં રે, સારિઉં આતમ કામ. ભજો૦ ૫૬
મૂરતિ સાતઈ સોહામણી રે, શ્રી તપગચ્છ સૂરીશ.
વાચક કેરી પાદુકા રે, ચ્યાર નમો નિશદીશ. ભજો૦ ૫૭
એ પરિવાર અનુક્રમઈ રે, જે સમરઈ નર નારિ.
લાછિ રમઈ નિતુ તે ઘરઈ રે, હુઈ જય જય કાર. ભજો૦ ૫૮
શ્રીસંઘ તિહાં ઉત્સવ કરઈ રે, કલ્યાણક દિન સાર.
નાટિક પૂજા ભાવસ્યુ રે, આણી હર્ષ અપાર. ભજો૦ ૫૯
હીરવિહાર જ નીપનો રે, જેહવું અમર વિમાન.
શાહ અમરસીનો ઉદ્યમ ઘણો રે, ધિન જીવું પરમાણ. ભજો૦ ૬૦
સંવત સોલ છહોતરે (૧૬૭૬) રે, જ્યેઠ સુદિ પૂનિમ સાર.
જિહાં લગઈ સસિ રવિ તપઈ રે, સ્તવન તપો ચિરકાલ. ભજો૦ ૬૧

કળશ

શ્રી ઋષભજિનવર ભવિક સુખકર હીરવિહાર સુહાકરૂ.
શ્રી સૂરતિ મંડણ દુરિતખંડણ નમો પાસ જિણેસરૂ.
વિજય રાજિઇ વિજયવંતો વિજયદેવ સૂરીસરૂ.
તાસ પસાઈ સ્તવન રચિઉં **ધર્મદાસ** સુહંકરો. ૬૧

ઇતિ જિનસ્તવન સંપૂર્ણ

# दिगम्बर शास्त्र कैसे बनें ?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी

## प्रकरण ८—श्री सिद्धसेन दिवाकर

( गतांक से क्रमशः )

कोटिक गण के आद्य आचार्य सुस्थितसूरि और सुप्रतिबद्धसूरि जिन की ध्यानभूमि व स्वर्गगमन भूमि प्रसिद्ध तीर्थ उदयगिरि और कुमारगिरि है उनके शिष्य, काश्यपगोत्रीय, विद्याधर गोवाल से, करीब वीर निर्वाण की पांचवी शताब्दि के प्रारंभ में "विद्याधरी शाखा" का प्रादुर्भाव हुआ। कुछ समय व्यतीत होनेके बाद उसीका नाम "विद्याधर-गच्छ" हुआ। इस विद्याधर गच्छमें श्री वृद्धवादिसूरि के कुमुदचन्द्र नामक एक शिष्य थे, जो आचार्य पद से विभूषित होने के पश्चात् सिद्धसेन दिवाकर के नामसे ख्यात हुए।

इन सिद्धसेन दिवाकर ने सन्मतितर्कप्रकरण, न्यायावतार, द्वात्रिंशद्द्वात्रिंशिका, कल्याणमंदिर स्तोत्र आदि शास्त्रग्रथों की रचना की, जो श्वेतांबर समाज में आप्त—वचन जैसे माने जाते हैं। श्वेतांबरीय आचार्यों ने उनके ग्रंथों पर अति विशद वृत्तियां निर्माण की हैं।

विक्रम राजा की राजसभा के नव रत्नों में आचार्य सिद्धसेन दिवाकर "क्षपणक" के नामसे निर्दिष्ट हैं। देखिए:—

**धन्वन्तरि—क्षपणका—ऽमरसिंह—शङ्कु—वेतालभट्ट—घटखर्पर—कालिदासाः।**
**ख्यातो वराहमिहिरो नृपतेः सभायां, रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥**

अर्थात् धन्वन्तरी, क्षपणक, अमरसिंह, शकु, वेतालभट्ट, घटखर्पर, कालिदास, वराहमिहिर और वररुचिः ये विक्रमकी सभा के नौ रत्न हैं।

जिनागम परिभाषा में तपस्या के लिए "क्षपण" शब्द का व्यवहार किया जाता है, जैसे मासक्षपण, पक्षक्षपण ( पासखमण ) आदि।

पारंचित तपवाले साधु बहुधा "क्षपणक" के उपनाम से सम्बोधित किये जाते है। अतः जैन शास्त्रों में भिन्न भिन्न स्थान पर कालगखवणा, सागरखवणा, सिंहगुहाखवणा ( उत्तराध्ययनसूत्र, नियुक्ति ), रक्खिय खवणा ( आवश्यक निर्युक्ति, गाथा ७७६ ), मुंडपाद क्षमण और घोषनंदी क्षमण ( तत्त्वार्थभाष्य, कारिका-प्रशस्ति ) इत्यादि महातपस्वीओं के नाम उल्लिखित है। आवश्यक निर्युक्ति, गाथा ७२९, की हरिभद्रसूरि-कृत टीकामें "खमण" का अर्थ "तपस्वी" लिखा है। सारांश यह है कि—क्षपणक, क्षपण, क्षमण, खवण ये सभी तपस्वी जैन श्रमणों के पर्याय—वाचक नाम हैं।

इससे यह स्पष्टतया सिद्ध होता है कि उपर्युक्त श्लोक में निर्दिष्ट क्षपणक, ये महातपस्वी जैनाचार्य सिद्धसेन दिवाकर जी ही है। "दिवाकर" शब्द पूर्ववित्पने का द्योतक है।

उपर की बात से इतना तो अवश्य निश्चित होता है कि सिद्धसेन दिवाकरजी तार्किक शिरोमणि, प्रकाण्डज्ञानी और पूर्व के ज्ञाता थे इतना ही नहीं वे प्रखर तपस्वी भी थे।

सिद्धसेन दिवाकरजी श्वेतांबर आम्नाय के आचार्य होते हुए भी दिगंबर समाज उन्हें दिगंबराचार्य मानता है। और इस बात के प्रमाण में "क्षपणक" शब्द को आगे धरता है। किन्तु उनकी यह कल्पना भ्रम-मूलक है। क्यों कि "क्षपणक" शब्द का अर्थ महातपस्वी श्रमण ही होता है, जो हम उपर बता चुके है।

यद्यपि विक्रम की दशवीं शताब्दि के बाद के ग्रन्थकारों ने "क्षपणक" शब्द का अर्थ "दिगम्बर साधु" किया है, किन्तु यह उनकी प्राचीन जैन परिभाषा विषयक अज्ञता का परिणाम है। प्राचीन जैन साहित्य और बौद्ध साहित्य में स्थान स्थान पर वस्त्रयुक्त जैन साधु के लिए ही श्रमण, क्षपणक, निर्ग्रन्थ इत्यादि शब्दों का प्रयोग किया है, जब कि दिगंबरीय साधुओं के लिए आजीविक, दिगबर, बोटिक, अह्रीक इत्यादि शब्द का उपयोग किया है। इसके लिए देखिए—"श्री तपगच्छ श्रमण वंशवृक्ष," द्वितीय संस्करण, पृष्ठ २६, २७ और ३२।

इसीसे श्रीमान् अक्षयवट मिश्र ने लिखा है कि—"क्षपणक जैन मतावलंबी थे, वे श्वेतांबर संप्रदाय के साधु थे। क्षपणक शब्द का अर्थ है संन्यासी। उनका नाम क्षपणक न था, यह उनकी उपाधी मात्र थी। उनका नाम था—सिद्धसेन दिवाकर।" श्रीमान् महामहोपाध्याय डॉ. सतीशश्चन्द्र विद्याभूषणजी का भी इस विषग में यही अभिप्राय है। देखिये—"सरस्वती" भाग १७, खंड २, अंक ३, पृष्ठ १३८।

दिगम्बर समाज आचार्य सिद्धसेन दिवाकर के सभी ग्रन्थों के विषय में मौन है। सिर्फ कल्याणमंदिर स्तोत्र का स्वीकार करता है। किन्तु उस स्तोत्र में दिगंबरीय मान्यताओं से विपरीत जो उल्लेख है उनका विचार दिगंबरीय विद्वानोंने कभी नहीं किया मालूम होता। देखिए:—श्लोक ६ में "केवलज्ञानी का कथन" स्वीकारा है।

श्लोक ९, १५, १६ में भव्य मनुष्य को मोक्ष का अधिकारी माना है। इसमें स्त्री जाति के मोक्ष का निषेध नहीं किया। और दिगम्बर सिद्धांत स्त्रीमोक्ष का सर्वथा अस्वीकार करता है।

श्लोक २१, २३ में तीर्थंकर की गंभीर वाणा का सूचन है जो कि तीर्थंकर के हृदय से उत्पन्न होती है। अर्थात् साक्षात् स्वय भगवान ही उपदेश करते है। दिगबर सिद्धांत भगवोन की वाणी का प्रादुर्भाव उनके ढिमाग से मानता है।

**...उज्ज्वलहेमरत्नसिंहासनस्थमिह भव्यशिखण्डिनस्त्वाम् ॥ २३ ॥**

अर्थात् ... . ... ....और सफेद सिंहासन पर बैठे हुए आपको भव्यजीवरूपी मयूर देख रहे है। इसमें तीर्थंकर का सिंहासन के उपर बैठने का उल्लेख है। और दिगम्बर समाज तीर्थंकर को सिंहासन के उपर निराधार रहे हुए मानता है।

श्लोक २७ में भगवानकी शोभा तीन प्रकार वर्णित है। क्या ढिगम्बर समाज माणिक, कनक, चांदी आदि को तीर्थंकर की प्रशंसा में प्रधानता देता है?

श्लोक २८ में भगवान के चरणों में पुष्पमाला की अवस्थिति का उल्लेख है।

श्लोक ३१, ३२, ३३ में कमठ के उपसर्गों का क्रमिक वर्णन है। जो दिगम्बरीय मान्यता से भिन्न है।

श्लोक ३४ में तीर्थंकर के त्रिकाल पूजन का कथन है।

इन सभी बातों से स्पष्ट मालुम होता है कि कल्याणमन्दिर स्तोत्र दिगम्बर सम्मत नहीं है। ऐसी परिस्थिति में सिद्धसेन दिवाकर को दिगम्बर आचार्य मानना कैसे उपयुक्त हो सकता है।

यह बात न्याय संमत है कि किसी भी संप्रदाय का अच्छा ग्रन्थ अपनाया जाय और उसे अच्छा माना जाय। और इसी से श्वेताबर व दिगम्बर दोनों सम्प्रदायवाले एक दूसरे के ग्रन्थों को अपने ग्रन्थ की तौर पर मानते है और उनका अध्ययन अध्यापन भी करते है। खास करके दार्शनिक-न्यायविषयक ग्रन्थों के बारे में यह बात अधिक प्रमाण में मालुम होती है। ऐसा होना अच्छा और जरुरी भी है। किन्तु एक अच्छे ग्रन्थ के कारण उसके कर्ता को भी अपने सम्प्रदाय का आचार्य मानना न केवल अनुचित ही किन्तु बहुत अन्याययुक्त भी है। सच्ची सहृदयता इसी में है कि उस अच्छे ग्रंथ से लाभ उठाना और उस ग्रंथ के निर्माता के इतिहास को विकृत करने की जरा भी चेष्टा या भावना न करना।

आचार्य सिद्धसेन ढिवाकर श्वेतांवरीय आचार्य है, और उनके बनाये हुये ग्रथ भी श्वेतांवरीय आम्नाय के अनुकूल है। ऐसी परिस्थिति में उनके कल्याणमंदिर स्तोत्र को अपनासा मानते हुए भी उनको श्वेतांवरीय आचार्य ही मानना—इस सत्य का साफ साफ शब्दोमें स्वीकार करना—दिगंबर भाईओं के लिये शोभाप्रद एवं औचित्यपूर्ण है। और इसी में सच्चे जैनत्व का रक्षण-पोषण है। (क्रमशः)

# ચંદ્રાવતીનો ઈતિહાસ

લેખક:—
મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

( ગતાંકથી પૂર્ણ )

યશોધવલનો પુત્ર પરમાર ધારાવર્ષ બહુ પ્રસિદ્ધ અને પરાક્રમી થયો છે. જેનું નામ અદ્યાવધિ 'ધારપરમાર' પ્રસિદ્ધ છે. આ પરમાર ધારાવર્ષ ગુજરાતના પ્રસિદ્ધ મહારાજા કુમારપાલદેવની, કોકણના રાજા મલ્લિકાર્જુનની લઢાઈમા કુમારપાલની સાથે ગયો હતો, અને મહામંત્રીશ્વર આબડના સેનાનાયકપણા નીચે લઢયો હતો આ યુદ્ધમા ગુર્જરેશ્વરનો જય થયો હતો. ધારાવર્ષના સમયના ૧૪ શિલાલેખો મળે છે ધારાવર્ષને ગીગાદેવી તથા શ્રૃગારદેવી નામની બે રાણીઓ હતી તેમાંથી શ્રૃગારદેવીએ પાર્શ્વનાથજીના મંદિરના નિભાવ માટે જમીન અર્પણ કરી હતી.[1]

તાજુલ મઆસિર નામક ફારસિ તવારીખમાં એક ઉલ્લેખ મળે છે કે હિજરી સંવત ૫૯૩ ( વિ. સં. ૧૨૫૪, ઈ સ ૧૧૯૭ ) ના સફર મહિનામા કુતુબુદ્દીન એબકે અણહિલવાડ ઉપર ચઢાઈ કરી હતી અને આબુની તળેટીમાં — નીચે મોટી લઢાઈ થઈ હતી, — ઘમસાન યુદ્ધ ચાલ્યુ હતુ.[2] આ વખતે ધારાવર્ષદેવ મુખ્ય સેનાપતિ હતો, જેમાં ગુર્જર સૈન્યની ભયંકર ખૂવારી અને સખ્ત હાર થઈ હતી. પરંતુ પુન. ઈ. સ. ૧૨૩૫માં મહમદ ઘોરી ગુજરાત ઉપર ચઢી આવ્યો ત્યારે મહમદ ઘોરીને હાર મળી હતી. અને તે વખતે પણ સેનાપતિ ધારાવર્ષ જ હતો.

ધારાવર્ષનો નાનો ભાઈ પ્રાલ્હાદન હતો જેણે પોતાના નામથી ચદ્રાવતીની દક્ષિણે પ્રાલ્હાદનપુર — પાલનપુર વસાવ્યુ. જેની પ્રશસા કીર્તિકૌમુદીમા સોમેશ્વરે કરી છે અને આબુના વસ્તુપાળના લેખોમા પણ એની પ્રશંસા મળે છે.

આ પ્રાલ્હાદન માટે જૈન ગ્રંથોમા ઉલ્લેખ મળે છે કે તેણે એક જૈન મંદિરમા વિરાજિત પાર્શ્વનાથ પ્રભુની સુવર્ણ પ્રતિમા ગળાવી મહાદેવજીનો પોઠીઓ બનાવ્યો હતો પરંતુ જિનપ્રતિમાના ખંડનના પાપથી તેના આખા શરીરે ભયંકર કુષ્ઠ રોગ થયો હતો. પછી તે પોતાના સામતોને રાજ્ય સોપી ચાલી નીકળ્યો અને અતિશય દુંખિત થયો. એક જૈનાચાર્યના દર્શન થતા તેણે પોતાના પાપનો એકરાર કરી એ મહારોગના નિવારણનો ઉપાય પૂછ્યો જૈનાચાર્યે તેને સાત્વન આપીને કહ્યુ કે પુન. તુ એવી મૂર્તિ તૈયાર કરાવ અને તારા શહેરના મધ્ય ભાગમા પધરાવ રાજાએ એ વાત સ્વીકાર કરી અને પાલ્હાદનપુરમા એક વિશાળ, ગગનચુમ્બી, ભવ્ય જિનમદિર બનાવીને તેમા જિનપ્રતિમાજી પધરાવી એના અભિષેકના જળથી રાજાનો રોગ દૂર થયો. અન્તે પાલ્હાદન જૈનધર્મી બન્યો, અને આબુના મદિરોનુ રક્ષણ પણ કર્યું અને એને લીધે જ સોમેશ્વરના ગ્રંથમા અને વસ્તુપાળના લેખોમા તેની પ્રશસા આળેખાઈ છે

---

૧ " आबू के परमार " લેખમા વિશ્વેશ્વરનાથ રેઉએ આ વિષયનો ઉલ્લેખ કરેલ છે.
—સરસ્વતી ભાગ ૧૬, અંક ૫, પૃ ૨૮૫.

૨. આ વખતે બાલ મૂલરાજ ગુર્જરેશ્વર હતો

આ ઉલ્લેખમા વાસ્તવિક રીતે એટલુ તો લાગે છે કે પ્રાલ્હાદને લોભવશ થઈ જૈન મૂર્તિ તોડી હશે પરન્તુ પાછળથી પોતાની ભૂલ સુધારી જૈનમંદિર બનાવ્યુ હશે, તેમજ મંદિરોના રક્ષણ માટે પુરતો પ્રબંધ પણ કર્યો હશે.

ધારાવર્ષ પછી તેનો પુત્ર સોમસિંહ આબુનો રાજા બન્યો. જેના રાજ્ય સમયમા વસ્તુપાલે આબુ ઉપર લૂણવસહી નામનુ શ્રીનેમનાથજી ભગવાનનુ પ્રસિદ્ધ વિશાલ જિનમંદિર બનાવ્યુ. ૧૨૮૭ મા આ મંદિર બન્યુ છે. પ્રલ્હાદનની છાપ આ રાજા ઉપર પડી, તેણે આબુના મંદિરોનુ રક્ષણ કર્યું અને મંદિરોના નીભાવ માટે બારઠ પરગણાનુ ડબાણી ગામ ભેટ આપ્યુ, 'જેનું નામ અત્યારે ડમાણિ પ્રસિદ્ધ છે. આ વિષયનો ઉલ્લેખ આબુના ૧૨૯૬ (ઈ. સ ૧૨૩૯)ના શ્રાવણ શુદિ પાચમના તે મંદિરના લેખમા મળે છે. જૂઓ એ લેખ.—

'महाराजकुलश्रीसोमसिंहदेवेन अस्या श्रीलूणसिहवसहिकायां श्रीनेमिनाथदेवाय पूजांगभोगार्थं वाहिरहद्यां डवाणीग्राम· शासनेन प्रदत्त ॥ स च श्रीसोमसिंहदेवाभ्यर्थनया प्रमारान्वयिभिराचंद्रार्कं यावत् प्रतिपालयः ।

**ભાવાર્થ**—તથા મહારાજશ્રી સોમસિંહદેવ આ લૂણવસહિકામા વિરાજમાન શ્રીનેમિનાથ તીર્થંકરની પૂજાઆદિના ખર્ચ માટે ડવાણી નામનુ ગામ દેવદાન તરીકે આપ્યુ છે. તેથી સોમદેવસિંહની પ્રાર્થના છે કે, તેમના પરમાર વંશમા જે કોઇ ભવિષ્યમાં શાસક થાય તેમણે સૂર્યચદ્ર રહે ત્યાસુધી આ દાનનુ પાલન કરવુ [3]

—શ્રીમાન જિનવિજયજી સંપાદિત 'પ્રાચીન લેખ સંગ્રહ," ભાગ ૨,
આબુના લેખોમાથી ઉધૃત.

સોમસિંહ પછી તેનો પુત્ર **કૃષ્ણરાજ** (કાન્હડદેવ) થયો જે પ્રતાપી અને દયાળુ હતો. તેનો પુત્ર **પ્રતાપસિંહ** થયો એના વખત પહેલા ચંદ્રાવતી મેવાડના રાજાઓના તાબામા ગઈ હતી. પિતાપુત્ર મેવાડના તે વખતના રાજા **જૈત્રસિંહને** હરાવી ચંદ્રાવતી પોતાના કબ્જે કરી હતી

અહીં સુધી પરમારોની વંશાવલી ક્રમબદ્ધ મળે છે ત્યારપછી ચૌહાણો આવ્યા, પરમારોનો પ્રતાપસૂર્ય અસ્ત પામ્યો પરન્તુ ચૌહાણો ચંદ્રાવતીનુ રાજ્ય બહુ ટુંક

---

३. इसीके समय मे विक्रम संवत् १२८७ (इस १२३०) में आबू पर तेजपाल के मन्दिर की प्रतिष्ठा हुई। यह मन्दिर हिन्दुस्तान की उतमोत्तम कारीगरी का नमूना समझा जाता है। इस मन्दिर के लिये इस राजाने डवाणी गाव दिया था।

--વિશ્વેશ્વરનાથ રેઉ

આ સિવાય આબુના વસ્તુપાલના વખતના શિલાલેખોમા ઉલ્લેખ છે કે "આબુના મન્દિરોના ઉત્સવ વખતે ચંદ્રાવતીના રાજા સોમસિંહ તથા યુવરાજ કાન્હડ હાજર હતા. તેમણે પ્રતિષ્ઠા ઉત્સવમા ખૂબ ભાગ લીધો હતો અને દરવર્ષના પર્વના ઉત્સવમા ચંદ્રાવતીની જૈન પ્રજાની સાથે રાજા પણ ઉપર આવી ઉત્સવમાં પૂરેપૂરો ભાગ લેતો અને રાજ્યની મદદ પણ આપતો.

સમય જાળવી શક્યા છે. એ જ અર્સામા અલ્લાઉદ્દીન ખુનીએ મારવાડમાં જાલોરનો પ્રસિદ્ધ કિલ્લો જીતી લીધો અને ત્યારપછી ગુજરાત તરફ જતા ચદ્રાવતી પણ જીત્યું. ચદ્રાવતીની શ્રી લુંટાઈ અને ત્યાર પછી તેનો ક્રમશઃ વિનાશ જ થતો ગયો છે.

ચૌહાણોએ પરમારોના હાથમાથી ૧૩૬૮ ની આસપાસમાં ચદ્રાવતી જીત્યું. આ જીત મેળવનાર ચૌહાણ **લુંભારાવ** હતા. એમના સમયના ત્રણ લેખો મળ્યા છે જેમાંના બે તો **વિમલશાહના દેલવાડાના** મંદિરમા છે અને એક અચલેશ્વરના મદિરમા છે. વિમલશાહના મંદિરનો લેખ વિ. સં. ૧૩૭૨ નો ઈ. સ. ૧૩૧૬ નો ચૈત્ર વદિ ૮ અને બીજો ૧૩૭૩ ઈ. સ. ૧૩૧૭ નો છે અચલેશ્વરનો લેખ ૧૩૭૭ નો છે. લુભાજીના મુખ્ય મંત્રી દેવસિ શાહ નામે ઓસવાલ જૈન હતા.

લુભાજીને અનુક્રમે **તેજસિંહ** અને **તિહુણાક** નામના બે પુત્રો હતા. વિમલ-શાહના મંદિરના ૧૩૭૮ ના લેખમા એનુ નામ મળે છે. લુભાજી ૧૩૭૭ માં સ્વર્ગે ગયા.

તેની પછી તેનો પુત્ર તેજસિંહ ગાદીએ આવ્યો. તેની રાજધાની ચંદ્રાવતી હતી. એના સમયના પણ ત્રણ લેખો મળે છે. એક તો **વિમલશાહના મંદિરનો** ૧૩૭૮ ના જેઠ શુદિ ૯ નો છે બીજો અચલેશ્વરના મદિરમાંનો ૧૩૭૮નો અને ત્રીજો ૧૩૯૩ નો છે.

તેજસિહ પછી એનો પુત્ર મહારાવ **કાન્હડદેવ** આબુનો રાજા થયો.

કાન્હડદેવના સમયમાં આબુ ઉપર અજૈન મદિરોનો જે અભાવ હતો—માત્ર એક અચલેશ્વર મહાદેવનુ જ મંદિર હતુ, બીજાં ન હતાં, તેની પૂર્તિરૂપે વશિષ્ઠનુ મદિર બન્યુ. ૧૩૯૪ નો વશિષ્ઠ મંદિરનો લેખ મળે છે. તેણે તેના નિભાવ માટે વીરવાડા ગામ આપ્યુ બીજો લેખ ૧૪૦૦ નો મળે છે જે અચલેશ્વરના મંદિરમાં રાજાની મૂર્તિ નીચે ખોદાયેલ છે. કાન્હડદેવ પછી સામંતસિંહ ત્યાનો રાજા થયો.

સામંતસિંહ પછી સલખા આબુનો રાજા થયો. તેની પછી મહારાવ **રણમલ** ગાદીએ બેઠો ત્યાર પછી **શિવભાણ**—મહારાવ શિવભાણ ગાદીએ બેઠો. એ રાજાએ સિરણવા નામની પહાડીની નીચે વિ. સ ૧૪૬૨ ( ઈ. સ. ૧૪૦૫ ) મા એક શહેર વસાવ્યુ, અને પહાડ ઉપર મજબુત કિલ્લો બનાવ્યો. એ શહેર રાજાના નામથી શિવપુરી કહેવાયુ, જે અત્યારે શિરોહીથી બે માઈલ દૂર ખંડેરના રૂપમા વિદ્યમાન છે. જેને લોકો પુરાણી સિરોહી કહે છે.

મુસલમાનોનો ગુજરાત ઉપરનો હલ્લો અવારનવાર ચાલુ જ હતો. હરવખત ચંદ્રાવતી લુટાતુ અને રાજાઓને પહાડીઓમા સતાવું પડતુ એના બચાવ માટે પહાડીમા જ ઉપર્યુક્ત શહેર વસાવવાની જરુર પડી હતી

શિવભાણ પછી તેનો પુત્ર સહસ્રમલ્લ ગાદીએ આવ્યો તેણે ૧૪૮૨ ( ઈ સ. ૧૪૨૫ ) મા વૈશાખ શુદિ બીજે વર્તમાન સિરોહી વસાવ્યુ. અલ્લાઉદ્દીને ચંદ્રાવતી લુટયા પછી ચૌહાણોએ સ્વરક્ષણ માટે સિરોહી વસાવ્યું અને ત્યાર પછી ધીમે ધીમે ચદ્રાવતી ઘસાતુ જ ચાલ્યુ

આ રાજાના સમયમાં ચંદ્રાવતી ચૌહાણોની રાજધાની મટી અને સિરોહી રાજધાનીનું શહેર બન્યું આ પછી બહુ અલ્પ કાળમાં ઇતિહાસ પ્રસિદ્ધ મહાનગરી ચંદ્રાવતીનો લગભગ વિનાશ થયો તેમા વળી છેલ્લે અહમદાવાદ વસાવનાર પ્રસિદ્ધ અહમ્મદશાહે આખા ચંદ્રાવતીને લુટયું, તેનાં મંદિરોનો વિનાશ કર્યો, તેના આરસપહાણના કિંમતિ પત્થરો અમદાવાદ પહોચાડયા અને ચંદ્રાવતીને તદન બેહાલ-વેરાન બનાવ્યુ

હવે આપણે જૈનગ્રંથોના થોડા ઉલ્લેખો જોઇએ:—

૧૦૯૫ માં ચંદ્રાવતીમાં ધનેશ્વરસૂરિજીએ **સુરસુંદરી** નામની રસિક પ્રાકૃત કથા રચી.

સં. ૧૩૬૩ પહેલા .જૈનાચાર્યજીએ રાઉલ ધાંધલની રાજસભામા એક મોટા મંત્રવાદિને જીતી તેને પ્રતિબોધ આપ્યો.

સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી ધર્મઘોષસૂરિજી[૪]ના ઉપદેશથી ૮૪ જુદા જુદા સ્થળોએ જિનમન્દિરો બંધાવ્યાનો ઉલ્લેખ મુનિસુન્દરસૂરિ[૫]ની ગુર્વાવલીમાં અને ધર્મસાગર ઉપાધ્યાયજીની તપગચ્છપટ્ટાવલીમાં મળે છે એમાં ચંદ્રાવતીમાં મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. જૂઓ —

श्रीधारानगरेऽथ वर्द्धनपुरे श्रीनेमिनाथः पृथक् १२—१३
श्री नाभेयजिनोऽथचंद्रकपुरीस्थाने १४ स जीरापुरे १५ ।
श्रीपार्श्वो जलपद्र १६ दाहडपुरस्थानद्वये १७ सम्पदं
देयाद्वीरजिनश्च हसलपुरे १८ मान्धातृमूलेजित. ॥ १९

—મુનિસુન્દરસૂરિકૃત ગુર્વાવલી, શ્લોક ૧૯૨

૪. **ધર્મઘોષસૂરિ**—તપગચ્છ પટ્ટાવલીમા ૪૬મા પટ્ટધર છે. તેઓ મહાવિદ્વાન્, અનેક ગ્રંથોના રચયિતા, મંત્રવાદી, મહાન્ યોગી અને ઉજ્જ્વલ ચારિત્રધારી મહાપુરૂષ થયા છે. તેમના ઉપદેશથી માડવગઢના મંત્રી પેથડે જુદા જુદા નગરોમાં; (જેમા ચંદ્રાવતી પણ છે.) ૮૪ જિનમંદિરો કરાવ્યાં, સાત જ્ઞાનભંડાળ ભરાવ્યા વિશેષ માટે પટ્ટાવલી સમુચ્ચય ભાગ ૧મા તપગચ્છ પટ્ટાવલી પૃ. ૬૦-૬૧ જૂઓ. તેઓ ૩૫૭મા સ્વર્ગે ગયા. ચૌદમી શતાબ્દીના તેઓ મહાન આચાર્ય છે

૫. **મુનિસુન્દરસૂરિ**—તપગચ્છ પટ્ટાવલીના ૫૧મા પટ્ટધર છે તેઓ મહાન અધ્યાત્મી, શુદ્ધ ઉજ્જ્વલ ચારિત્રધારી, મહાન વાદી અને ૧૦૦૮ અવધાનકાર હતા. ખંભાતના સુબાએ તેમને "વાદિગોકુલસંડ" અને દક્ષિણના પંડિતોએ "કાલીસરસ્વતી" નુ ઉજ્જ્વલ બિરૂદ આપ્યુ હતું તેમણે **સિરોહીના રાજા સરસમલ્લને** પ્રતિબોધ આપ્યો હતો તેઓ અધ્યાત્મકલ્પદ્રુમ, ગુર્વાવલી આદિ ગ્રંથોના રચયિતા છે. ગુર્વાવલી એક પ્રામાણિક ઐતિહાસિક ગ્રંથ મનાય છે. ૧૪૩૬મા જન્મ, ૧૪૪૩મા દીક્ષા, ૧૪૭૮મા આચાર્યપદ, ૧૫૦૩મા સ્વર્ગ. પંદર અને સોળમી સદીના તેઓ મહાન આચાર્ય છે

આ સિવાય એ જ ગુર્વાવલીમા ઉલ્લેખ મળે છે કે ચંદ્રાવતીના રાજાના મંત્રીશ્વર શ્રીમાન **કુંકુણરાજને** પ્રતિબોધ આપી **સર્વદેવસૂરિ**[૬] એ દીક્ષા આપી હતી

चंद्रावतीभूपतिनेत्रकल्प, श्रीकुकुण मंत्रिणमुच्चऋद्धिम् ।
निर्मापिनोत्तुंगविशालचैत्यं, योऽदीक्षयत् बुद्धगिरा प्रबोध्य ॥

—ધર્મસાગર ઉપાધ્યાયકૃત તપગચ્છ પટ્ટાવલી, ( પટ્ટાવલી સમુચ્ચય )

આ ચદ્રાવતી સૌથી પ્રથમ ક્યારે લુટાયુ તેને માટે મહાવિદ્વાન પંડિતરાજ, **ધનપાલ** સત્યપુરમંડન — મહાવીરોત્સાહ નામના ટુંકા કાવ્યમા લખે છે કે મુસલમાનોએ અણહિલવાડ પાટણ, ચંદ્રાવલી ( ચંદ્રાવતી અત્યારે ચંડાઉલી—ચંડાવલી કહે છે મૂલમા ચદ્રાવલી છે. ), સોરઠ દેલવાડા અને સોમેશ્વર-પ્રભાસપાટણ એ બધા સ્થાનોનો નાશ કર્યો આ સમય એ જ લાગે છે કે જ્યારે મહમદગિજની હિન્દ ઉપર ચડી આવ્યો હતો. કવિરાજ આ સમય લગભગ વિદ્યમાન હતા અને જાણે નજરે જોએલી હકીકત લખતાં હોય એમ તેઓ લખે છે કે "તુરુષ્કોએ ( મહમદ ગીજનીએ ) ઉપર્યુક્ત સ્થાનો તોડ્યાં અને લુંટયાં, પરન્તુ સત્યપુરમંડન મહાવીર દેવનુ મંદિર તેઓ ન તોડી શક્યા ત્યાના શાસનદેવ એટલા પ્રાભાવિક હતા

આ જ વિષયમા **વિવિધતીર્થકલ્પકાર** પણ કવિરાજને સમ્મતિ આપતા લખે છે કે " વિક્રમ સંવત્ ૧૦૮૧ માં ગજની—ગીજનીપતિએ ગુજરાત ભાંગ્યુ અને પછી સત્યપુરમાં આવ્યો હતો પણ મંદિર તોડી શક્યો ન હતો

**—વિવિધતીર્થકલ્પ, પૃ ૨૯, સત્યપુરતીર્થકલ્પ.**

આ ઉપરથી એટલુ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે મુસલમાનોએ **ભિન્નમાલ, પાટણ, પ્રભાસપાટણ** અને **ચંદ્રાવતી** આદિ ૧૦૮૧ લગભગમા તોડ્યા — લુટ્યા હતા

**ઉપદેશસપ્તતીમાં** ઉપાધ્યાય **સોમધર્મ** લખે છે કે :— " ચંદ્રાવતીમા ૪૪ અર્હત્પ્રાસાદો - જિનમંદિરો હતાં, ૯૯૯ શૈવમંદિરો હતાં. ભીમરાજાથી અપમાન પામીને આવેલા વીમળ મંત્રીશ્વર ચંદ્રાવતીના મુખ્ય રક્ષક હતા. તેમણે ૧૦૮૮ મા આબુ ઉપર આદિનાથ પ્રભુની પિત્તલની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. "

---

૬. **સર્વદેવસૂરિ**-તપગચ્છ પટ્ટાવલીમા ૩૬ મા પટ્ટધર આચાર્ય છે. તેઓના ગુરુનુ નામ ઉદ્યોતનસૂરિજી છે કે જેમણે ટેલીગ્રામ નજીક વટની છાયામા સર્વદેવપ્રમૂખ આઠ શિષ્યોને આચાર્યપદવી આપી અને **વડગચ્છની** સ્થાપના કરી હતી. એટલે વડગચ્છના આદ્ય આચાર્ય સર્વદેવસૂરિજી છે. એ ગચ્છનુ બીજુ નામ **બૃહદ્‌ગચ્છ** પણ છે. તેમણે વિ સં. ૧૦૧૦ મા રામસૈન્યપુરમા ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરી હતી અને ચંદ્રાવતીમા વિશાલ મંદિર બનાવનાર મંત્રી કુકુણને દીક્ષા આપી હતી. તેઓ અગીયારમા શતાબ્દિના મહાન્ આચાર્ય છે. (જુઓ "પટ્ટાવલી સમુચ્ચય"મા તપગચ્છ પટ્ટાવલી, પૃ-૫૩) આ સિવાય બીજા સર્વદેવસૂરિ બારમી શતાબ્દીમા થયા છે.

વસ્તુપાલચરિત્રમાં[૭] **જિનહર્ષ**સૂરિ લખે છે :—"ચંદ્રાવતીમાં પ્રાગ્વાટ વંશના વિમલ નામે દંડનાયક – દંડપતિ થયા. તેઓ વિમલાચલની યાત્રામાં ચાર કોટી સુવર્ણનો વ્યય કરી સંઘપતિ થયા (અર્થાત્ સિદ્ધાચલજીનો સંઘ કાઢ્યો અને એમાં ચાર કોટી સુવર્ણ ખર્ચ્યું) તેમની સ્ત્રીનું નામ શ્રીદેવી હતુ. મંત્રીશ્વરે ૧૦૮૮માં આબુમાં આદિનાથજીની ધાતુમય પ્રતિમાની પ્રતિષ્ઠા બૃહદ્‌ગચ્છીય રત્નસૂરિજીના હાથથી કરાવી."

ચંદ્રાવતીની પાસે શ્રીનગર હતુ. મને લાગે છે કે વિમલ મંત્રીશ્વરે પોતાની સ્ત્રીના નામથી આ શહેર વસાવ્યું હોય. પરન્તુ એ નગર ચંદ્રાવતીની સાથે જ વિનાશ પામ્યુ છે. એ નગરનું નામ આજે સગોતરા છે. તે ચંદ્રાવતીની નજીકમાં જ છે અને ત્યાં એક વિશાલ અતિ પ્રાચીન બાવન જિનાલયનું મંદિર હતુ. આજે તેના ખંડેરો પડ્યા છે. એ મંદિરનો ઘણો પત્થર પાલનપુર આવ્યો છે. અને હજી પણ કામ પડે છે ત્યારે અહીંથી પત્થરો લઈ જવાય છે. આજે પણ એ મંદિર પોતાના પ્રાચીનતા, ગૌરવ, ભવ્યતા અને વિશાલતાની ખાત્રી આપતુ ખંડેરરૂપે સગોતરાના પાદરમાં ઉભું છે. આવાં કેટલાંય પ્રાચીન મંદિરો વિનાશના ગર્ભમાં પડ્યાં છે જેનો ઈતિહાસ પણ નથી મળતો.

અન્તમાં ચંદ્રાવતીની પ્રાચીનતાનો પ્રથમ પરિચય આપનાર અંગ્રેજ વિદ્વાનનાં વાક્યો ટાંકી લેખ સમાપ્ત કરું છુ.

आबूरोड स्टेशन से करिब ४ माइल दक्षिण में चन्द्रावती नामक प्रसिद्ध और प्राचीन नगरी के खंडहर दूर दूर तक नजर आते हैं। यह नगरी पहिले आबू के परमार राजाओं की राजधानी थी और बडी ही समृद्धिवाली थी, जिसकी साक्षी यहां के अनेक टूटे हुए मन्दिरों के निशान तथा जगह जगह पडे हुए सगमर्मर के ढेर अब तक दे रहें है। ऐसी प्रसिद्धि है कि जब मुसलमानों की फोज इधर होकर निकली, इस धनाढ्य नगरी को बराबर लूटती रही। इसी आपत्ति से यह उजड हो गई और यहां के रहनेवाले बहुधा गुजरात में जा बसे। यहां पर संगमर्मर के बने हुए बहुत से मन्दिर थे, जिनमें से कइ एक के द्वार, तोरण, मूर्तियां, आदि लोगोंने उखाड कर दूर दूर के मन्दिरों में

(જુઓ પૃષ્ઠ ૧૧૧)

૭ વસ્તુપાલ તેજપાલ માટે ભારતીય, પ્રસિદ્ધ ઈતિહાસજ્ઞ મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા सिरोही राज्य का इतिहासમાં લખે છે —

"× × × इसके मुख्यमन्त्री वस्तुपाल तथा तेजपाल नामक दो भाई थे, (जो पोरवाड जातिके महाजन थे) जिन्होंने जैनधर्म सम्बन्धी कामों में अगणित द्रव्य व्यय किया। आबु परके दलवाडा गाव का लूणवसही नामक सुन्दर मन्दिर जो विमल शाह के मन्दिर के पास है, तेजपाल ने अपने पुत्र लूणसिंह के निमित्त करोडों रुपये लगा कर वि. स. १२८७ (ई. स. १२३०) मे बनवाया था। ये दोनों भाई वीरधवल के राज्य को बडी उन्नत्ति देनेवाले हुए। पृ १४० × × × जैन धर्मस्थानों के निमित्त उनके समान द्रव्य खर्च करनेवाला दूसरा कोई पुरुष नहीं हुआ। × × × वस्तुपाल तेजपाल जैन होने पर भी उन्होंने कई शिवालयों का जीर्णोद्धार करवाया था। जिसका उल्लेख भी मिलता है। पृ ६४.

# જૈનોની અહિંસા અને દંડનાયક આભૂ

## લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

અણહિલપુરનો સીમાડો આજે સૈનિકોના જવર, અવર ને ઘોંઘાટથી ચેતનવંતો બની ગયો છે ચોતરફ ગુજરાતનું સૈન્ય પથરાયું છે આરોય દિવસ બીજા દિવસના પ્રાતઃકાળ પૂર્વે મંડાનાર યુદ્ધ માટેની તૈયારી કરવામાં લગભગ પૂરો થવા આવ્યો છે. સંધ્યાનાં આગમન થઈ રહ્યાં છે મુસલમાનો સામે અડગપણે ઉભા રહી, રાજધાની અણહિલપુરનું સંરક્ષણ કરી શકાય તેવી ઉચિત વ્યૂહરચના દંડનાયક આભૂએ ગોઠવી છે.

છતાં સૈનિકોમાના કેટલાક અને નાયકોમાંના કોઈ કોઈ હજુ પણ એક બીજાના કાનમા આવતી કાલના વિજયને માટે શંકાના સ્વર ઉચ્ચરે છે! વિવિધરંગી રાવટીઓમા દૃષ્ટિપાત કરી, ધ્યાનપૂર્વક શ્રવણ કરતાં એટલી વાત અવશ્ય કાને આવે છે કે:—

"ગુર્જર ભૂમિને આજે કોઈ કાળ ઘડી પ્રાપ્ત થઈ છે કે નૃપતિ ભીમદેવ નગરીમાં મૌજૂદ નથી અને રાણીમાતાએ રાજધાનીના સંરક્ષણનો ભાર એક નવા આવેલા, શ્રીમાળી વણિકશ્રાવક, દંડનાયક આભૂને સોંપવામાં ગંભીર ભૂલ કરી છે! એ ધર્માચરણી વાણિયાથી લડાઇના કાર્યોમાં શું શુકરવાર વળવાનો હતો? જે વાતવાતમાં કીડી મંકોડાની દયા ચિંતવે, ઉભયકાળ પાપની આલોચના ન છોડે એવા શ્રાવકોથી સમરાંગણમા શત્રુઓ સામે તરવાર ફેરવવાનું અને ચીભડાની માફક શત્રુઓનાં માથાં વાઢવાનું બન્યુ કદી સાભળ્યું છે ખરૂ? સાભળ્યાં પ્રમાણે આ નવા સેનાધિપતિ એટલા ધર્મચુસ્ત છે કે ગમે તેવા સંયોગોમા પણ એમના ધર્મની 'પડિક્કમણ' કહેવાતી ક્રિયાને કદી ચૂકતા નથી. આવતી કાલના વિજયની તેવું ટકા તો ચિંતા જ છે, કેમકે જેનો નાયક આધળો હોય તેનુ લશ્કર કુવામા પડે જ ને! પણ રાજમાતાને આપણાથી શું કહેવાય!"

આ પ્રસંગે, ઉપર પ્રકારની છુટી છવાઈ કલ્પનાઓના તરંગોમાં જેમનાં હૃદય મુંઝાયાં છે અને જેમને મન માતૃભૂમિ પાટણ માટે અગાધ પ્રેમ છે એવા એ સૈનિકો ગુપ્ત રીતે દંડપતિની કરણી તરફ બારિક નજર રાખવા અને જરુર જણાય તો એ વાતથી રાણીમાતાને માહિતગાર કરવા સેનાપતિના તંબુ સમીપ ઉપસ્થિત થયા

આવતા વેંતજ તેમણે જોયુ કે દંડનાયક એક હસ્તિની પીઠ પર બેસી એકાગ્રતાથી કોઈ ધર્મ ક્રિયામાં મગ્ન બનેલ છે ત્યારે તેમના અંતર હતાશ બન્યાં વણિકવર આભૂને 'એગિંદિયા-બેઇંદિયા' આદિ પદોના ઉચ્ચારણ પૂર્વક સૂક્ષ્મ પાપોની આલોચના કરતાં સાંભળ્યો ત્યારે તેમને એમજ લાગ્યું કે આ વાણિયાની આગેવાની જરુર પરાજયને નોતરશે! તેઓ આ વાતથી રાણીને વાકેફ કરવા તત્પર બન્યા આભુને હાથમા પકડેલી વસ્ત્રની મુહપત્તિને ઉકેલી ફેરવી ફેરવીને નીરખતો જોઈ તેમને મનમાં એટલો તો ગુસ્સો આવ્યો કે જો તેમનુ ચાલતુ હોત તો અત્યારે ને અત્યારે તેને સેનાપતિ પદ પરથી પદભ્રષ્ટ કરી લશ્કરી છાવણીમાંથી પાનીચુ પકડાવત! પણ લાચાર!

બસ, હવે વધુ જોવાની તેમની ધીરજ ખૂટી ગઈ! તેઓ મારતે ઘોડે રાજધાની તરફ ઉપડયા અને શ્વાસ ખાધા વગર રાજ્ય મહાલયમાં આવી રાણીમાતાને સારોય વ્યતિકર

સુણાવ્યો. એ વૃતાન્ત સાંભળીને એ સ્ત્રીહૃદય સંદિગ્ધ થયુ. વણિકવૃત્તિમાં સાચું ક્ષાત્ર તેજ ન જ હોઈ શકે એમ તેણીને લાગ્યું. આભૂ વાણિયાને સૈન્યનો અધિકાર સોંપવમાં ઉતાવળ થઈ છે એમ પણ સમજાયું, પણ હવે શું થાય? નિશાના અંધકારના ઓળા ક્યારનાયે ચોતરફ પથરાઈ ચૂકયા હતા। સવાર ઉગતાં તો શત્રુ સૈન્યની ભેટ કરવાની હતી! આભૂ દંડનાયકને સર્વ પ્રકારની સત્તા પહેલેથી જ સોંપી દેવામાં આવી હતી, એટલે અત્યારે કંઈ કહેવાય તેમ પણ નહોતુ. એટલે પ્રભુ પર ભરોસો રાખી, આવેલ સૈનિકોને સાંત્વન આપી, જે થાય તે જોવાનો નિરધાર કર્યો અને સૈનિકોને વિદાય કર્યા.

* * *

સૂર્યોદય થતાં પૂર્વે તો યુદ્ધભૂમિ મારો મારો અને કાપો કાપોના ભીષણ નાદોથી ગાજી રહી હતી રાજાની ગેરહાજરીનો લાભ લઈ, પાટણ પર હલ્લો કરી વિજયશ્રી વરવાના કોડ સેવતી મુસલમાન સેના ગુર્જર યોદ્ધાઓના હાથે મખત માર ખાતી હતી ગઈ કાલનો, હાથીની અંબાડી પર બેઠો બેઠો “જે મે જીવા વિરાહીઆ” ઇત્યાદિ પદ ઉચ્ચારતો વણિક આભૂ આજે કોઇ જૂદા જ રૂપે દષ્ટિગોચર થતો હતો. તેની નાડીયોમા આજે શૂરવીરતાનુ શોણિત ધમારાબંધ વહી રહ્યુ હતુ તે ચોતરફ એક યમરાજના જેવા ભયંકર આટોપ સહિત ઘુમી રહ્યો હતો. નવીન આગંતુકને પહેલી દષ્ટિયે સ્વપ્નમાં પણ ન સમજાય કે ગઇ કાલનો ધર્માચરણી આભૂ અને આજનો આ વીર લડવૈયો એ એક જ વ્યકિત છે

નાયકના આ જાતના જુસ્સાએ સેનામાં અનેરા પ્રાણ પૂર્યા. આગલી સાંજે જેઓ હતાશ બન્યા હતા તેઓ દંડનાયકનુ આ પરાક્રમ નીહાળી આભા બન્યા અને પૂર જોરથી લઢવા લાગ્યા. આવા પ્રબળ ધમારા સામે—રાજધાની માટે પ્રાણ ન્યોછાવર કરવા માટે બહાર પડેલા લડવૈયા સામે—મુસલમાની સેના ટક્કર ન લઈ શકી એના સરદારે શસ્ત્રો નીચા કરી યુદ્ધ બંધ કરવાની પ્રાર્થના કરી સેનાધિપતિ આભૂએ ગૂર્જરના રાજવીને છાજે તેવી શરતોથી તેની સાથે સંધી કરી, અણહિલપુરનો ધ્વજ અણનમ રાખ્યો અને ગૌરવવન્તી ગૂર્જર માતાના કંઠમા એક વધુ વિજયમાળા પહેરાવી!

* * *

અણહિલપુર પાટણની પ્રજામાં દંડનાયક આભૂની વિજય વાર્તા પહોચતા જ સર્વત્ર જયજયકાર વર્તી રહ્યો મહારાણીએ સન્માનપૂર્વક તેનું સ્વાગત કર્યું અને દરબાર ભરી રાજા તેમજ પ્રજા તરફથી યોગ્ય માન આપ્યું.

આ આનંદના પ્રસંગે રાણીને મનમા આ વણિક સરદાર પ્રત્યે પહેલાં જે શંકા ઉત્પન્ન થઈ હતી અને એની હાથીની પીઠ પરની ધર્મ ક્રિયાનુ જે રહસ્ય સમજાતુ ન હતુ એનું નિરાકરણ કરવા, તેણીએ હસતા હસતા પ્રશ્ન કર્યો.

“સેનાપતિ મહાશય, તમોએ જ્યારે સમરાંગણમા યુદ્ધ કૌશલ્ય દાખવી શત્રુનો પરાભવ કર્યો અને એમ કરવામાં સેંકડો માણસોનો સંહાર કરી હિંસા આચરી તો પછી આગલી સાંજે કરેલ પ્રતિક્રમણનો શો હેતુ હતો? એમા એક પ્રકારનો દંભ નથી જણાતો? એક તરફ સેનાધિપતિ તરિકેનો અધિકાર કે જેમા મારપીટને તલવારાદિ શસ્ત્રોના વારંવાર ઉપયોગ સિવાય બીજો વ્યવસાય જ નથી હોતો અને બીજી તરફ સૂક્ષ્મમા સૂક્ષ્મ પાપની આલોચના કરવા તત્પર બની અહિંસાના ઉપાસક કહેવડાવવુ, એનો

મેળ કેવી રીતે બેસે ? સંધ્યા સમયે જ્યારે તમે મુખવસ્ત્રની ફેરવણી કરતા હતા ત્યારે ખુદ તમારા સૈનિકોના મનમાં એમ વસ્યુ કે આ જાતના ધર્મભીરુ સરદારથી આવતી કાલે કેવી રીતે શસ્ત્રોની રમત રમાશે ? નાયક તે વળી અહિંસક રહી શકે ખરા ? ધર્મશીલ ને અહિંસાપ્રેમી પુરુષથી તે લડાઈ સરખું ક્રૂર કાર્ય કેવી રીતે બની શકે ?

આમ છતાં બીજા દિવસની તમારી વીરતાએ અને શીઘ્રતાથી પ્રાપ્ત કરેલી વિજય વરમાળાએ અમો સર્વને આશ્ચર્ય પમાડ્યુ છે ! અને તેથી જ અમે જાણવા ઇચ્છીએ છીએ કે એક બીજાથી ભિન્ન દિશામાં જતી વાતનો તમો કેવી રીતે સમન્વય સાધો છો ? અર્થાત્ હિંસા કરવા છતાં તમો ધર્મપાલન કરી કઈ રીતે અહિંસક રહી શકો છો ? ”

દંડનાયક આભૂએ સ્વસ્થતા પૂર્વક પોતાની વાત સમજાવી.—

“મહારાણી. મારું અહિંસા વ્રત મારા આત્માની સાથે સબંધ રાખે છે. મેં જે એકેંદ્રિયથી માંડી પંચેદ્રિય સુધીના કોઈ પણ જીવનો વધ ન કરવાના શપથ લીધા છે તે મારા સ્વાર્થની અપેક્ષાએ હોઈ એમાં પણ શ્રાવક ધર્મોચિત ઘણા ઘણા ભાંગા છે દેશની રક્ષા માટે કે રાજાની આજ્ઞાથી મારે વધકર્મ કરવું પડે તો એમ કરવામાં એક દંડનાયક તરિકે હું કર્તવ્ય સમજું છું; કારણ કે મારું શરીર એ એક દૃષ્ટિએ રાષ્ટ્રની સંપત્તિ છે. તેથી રાષ્ટ્રની આજ્ઞા કે આવશ્યકતા મુજબ એનો ઉપયોગ થવો જોઈએ. શરીરમાં વાસ કરતો આત્મા યા મન એ મારી પોતાની સંપત્તિ છે, અને તે બન્નેને સ્વાર્થી હિંસાના પરિણામથી અલિપ્ત રાખવા એ મારા અહિસાવ્રતનુ લક્ષણ છે. મેં જોયું કે યુદ્ધભૂમિ પર મારી હાજરીની જરુર છે ને નજીકમાં કોઈ એકાંતસ્થાન પણ નથી એટલે હાથીની અંબાડી પર રહીને મારે મારું આત્મિક સાધન સાધવું પડ્યું. મારા મન સાથે દિવસભરના લાગેલા નાના મોટા દરેક દોષોની મેં આલોચના કરી, દેવગુરુના સ્મરણપૂર્વક મારા આત્માની શુદ્ધિ કરી. હેતુ વગર કોઈ પણ જીવને મારવાના તો શુ પણ સામાન્ય રીતે કદર્થના ઉપજાવવાના પણ વિચાર મનમાંથી કહાડી નાખી મેં મારા હૃદયને નિર્મળ બનાવ્યું. બીજા દિવસે મેં જે કંઈ આચરણ કર્યુ એમાં મારા પરિણામ મુસલમાની સેનાને વિનાકારણ હાની પહોચાડવાના ન હતા, પણ જે રાજ્યનુ હું લૂણ ખાઉ છુ એ રાજ્ય પર એણે ( એ સેનાએ ) હલ્લો લાવીને અપરાધ કર્યો છે એટલે એ સૈન્યને યોગ્ય શિક્ષા આપી માત્ર રાજ્ય પ્રતિની મારી ફરજ અદા કરવારૂપ જ મારા પરિણામ હતા. ફરજ બજાવવી એ તો સંસારસ્થ આત્માનો ધર્મ રહ્યો. જ્યા સુધી હું શ્રાવક ધર્મમા છું ત્યા સુધી મારાથી સર્વદેશીય અહિંસાપાલનના શપથ ન જ લઈ શકાય. મારે મારા ક્ષાત્રવ્યવસાયને ઉચિતકાર્ય કરવુ જ ઘટે ! કેવળ સ્વચ્છંદતાથી, કોઈ પણ હેતુ સિવાય હું કોઈ પણ જીવની હિંસા ન જ સેવું, ન જ કરી શકું, તેમ માત્ર મારી ઇન્દ્રિય લાલસા તૃપ્ત કરવા કે માનસિક શોખ અર્થે પણ અન્ય જીવોનો ઘાત ન જ કરી શકુ. એમ કરવામાં તો ચોકખો સ્વાર્થ જ સમાયેલો છે, અને જ્યા સ્વાર્થ છે ત્યાં અહિંસા ધર્મ ટકી શકતો નથી ટુકમા કહુ તો એટલુ જ કે, ન ચાલે—નિરુપાયે પાપાચરણ કરવુ પડે એમા અને પાપાચરણ કરવાના શોખમા ઘણો ફેર છે પરિણામની ચઢઉતરમા તો કર્મ બધનમા ઘણો ફેર પડી જાય છે હિંસા—અહિસાનુ સ્વરૂપ સમજવામાં અતિ સૂક્ષ્મ બુદ્ધિની જરુર છે એના કેટલાય પ્રકારો

છે. એ સર્વ સમજ્યા વિના માત્ર બાહ્ય દૃષ્ટિથી તોલ કરનાર કદી પણ એનુ આંતર રહસ્ય ન જ ઉકેલી શકે। એવો યત્ન તો કેવળ ધુમાડાના બાચકા જેવો જ થાય।

'પરોપકાર એ પુન્ય અને પરને પીડા એ પાપ છે' એ આની અતિ સ્થૂલ સમજુતી કહી શકાય" સેનાપતિનુ લાબુ વિવેચન સાભળી આખી સભાને હર્ષ થયો અને દરેકની શંકાનુ સમાધાન થયુ કે અહિંસા ધર્મનુ પાલન અને વીરતાનુ દર્શન એ પરસ્પર વિરોધી વસ્તુઓ નથી અહિંસા એ નિર્બળનુ નહિ પણ શૂરાનુ હથિયાર છે ખડ્ગાદિ સાધનમા તો કેવળ શારીરિક શક્તિ જોઈએ છે જ્યારે અહિંસાના ઉપયોગમા તો આત્મિક બળનુ ઘણુ પ્રયોજન રહે છે

જૈનો અહિંસાધર્મી રહ્યા એટલા માટે તેમને લડાઈથી કાયર ગણવા એ ભૂલ છે પ્રાચીન ઇતિહાસ વિલોકતા શૂરાતન દાખવ્યાના અને દેશ કે ધર્મ માટે પ્રાણ પણ ન્યોછાવર કરવાનાં જ્વલંત ઉદાહરણો, એક નહિ પણ, સંખ્યાબંધ મળી આવે છે અલબત એવા પ્રસંગે પણ ઉપર કહેલ અહિંસાની વિચારણાને અનુરૂપ વર્તાવ જરુર દેખાશે જ અસ્તુ!

દંડનાયક આભૂના જેવા અનેક ઐતિહાસિક દૃષ્ટાન્ત ચક્ષુ સામે વિદ્યમાન હોવા છતાં જેઓ જૈન રાજકર્તાઓને કે જૈન કર્મચારીઓને તેમના દયાધર્મ પાલન માટે હલકા ચીતરવાનો પ્રયાસ કરે છે તેઓ એક જ્વલંત અને ગૌરવભર્યા ઇતિહાસ તરફ ઇરાદાપૂર્વકનાં આંખમીચામણાં કરે છે એટલુ જ નહિ પણ તેઓ ઇતિહાસનુ એક પ્રકારે ખૂન કરે છે। ઇતિહાસનો સાચો ઉપાસક આ વાત કદી ન સાખી શકે!

---

(૧૦૭મા પૃષ્ઠનુ અનુસંધાન)

लगा दिए। और बचे हुए मन्दिर राजपुताना मालवा रेल्वे के ठेकेदारों ने तोड डाले। ई. स. १८२२ (वि. सं. १८७९) में राजपुताना के प्रसिद्ध इतिहास लेखक कर्नल टॉड साहब यहां आये थे। उन्हों ने "ट्रावेल्स इन वेस्टर्न इन्डिया" नामक अपनी पुस्तक में यहां के बचे हुए मन्दिरों के चित्र दिये है। जिनसे उनकी कारीगरी, सुन्दरता, आदि का अनुमान हो सकता है। ई. स. १८२४ (वि. सं. १८८१) में सर चार्ल्स कोल्विल साहब अपने मित्रों सहित यहां आये उस समय संगमर्मर के बने हुए २० मन्दिर यहां पर बचे हुए थे। जिनकी सुन्दरता की प्रशंसा उक्त साहब ने की है।

इस समय यहां पर एक भी मन्दिर अच्छी स्थिति में नहीं रहा। इस प्रकार इस प्राचीन नगरी के महत्त्व का खेदजनक अन्त हुआ। अब तो उन अनुपम मन्दिरों के दर्शन, महानुभाव कर्नल टॉड के दिये हुए सुन्दर चित्रों के सिवाय किसी प्रकार से नहीं हो सकते।

—सिरोही राज्य का इतिहास

ધન્ય છે એ અંગ્રેજ વિદ્વાનને, જેણે ચંદ્રાવતીના મન્દિરોનાં ફોટા—ચિત્રો ઉતારી તેને અમર બનાવ્યા છે જૈનસમાજ હજી પણ જાગૃત થાય અને ચંદ્રાવતીનાં રહ્યાં સહ્યા ધ્વસ્ત જૈનમંદિરના અવશેષોનો સંગ્રહ કરે અને પ્રાચીન જૈનપુરીના સ્મારકો સાચવે એ જ શુભેચ્છા સાથે આ લેખ સમાપ્ત કરું છુ. (સંપૂર્ણ)

श्री आ न न्द वि म ल सू रि नि र्मि त

# साधुमर्यादापट्टक

सम्पादकः—श्रीयुत अगरचन्दजी नाहटा, सिलहट ।

तपगच्छ के आचार्यों के निर्मित ४ पट्टक, जैनधर्म प्रसारक सभा द्वारा (वर्तमान भाषा मे परिवर्तित ) प्रकाशित हुए है । उनके अतिरिक्त हमारे बीकानेर के संग्रहालय में प्रस्तुत ५वां पट्टक उपलब्ध है, जिसको यहां अक्षरशः प्रकाशित किया जाता है । खरतरगच्छ के भी कई व्यवस्थापत्र उपलब्ध हैं, जिनमें श्री जिनप्रभसूरिजी और श्री युगप्रधान जिनचन्द्रसूरिजी एवं जिनरत्नसूरिपट्टधर जिनचन्द्रसूरि के व्यवस्थापत्र हमारे संग्रह में हैं। इनमें प्रथम द्वय "जिनदत्तसूरिचरित्र" उत्तरार्द्ध और हमारे लिखित "युगप्रधान जिनचन्द्र-सूरि" पुस्तक में प्रकाशित भी हो चुके हैं ।

साधुमर्यादापट्टकों की उपयोगिता आदि के विषय में मुनिराज श्री विद्याविजयजी महाराज का एक महत्त्वपूर्ण लेख 'जैनज्योति' में प्रकाशित हो ही चुका है, तदर्थ यहां पर विशेष नहीं लिखा जाता ।

संवत् १५८३ वर्षे । पत्तननगरे ज्येष्ठमासे श्रीसघसमुदायमध्ये श्रीआणंदविमलसूरि-भिर्लिखित । सहू ऋषिनइ एटला वोल पाळवा :—

१. गुरुनइ आदेशइ विहार करिवउं ।

२. वणिगनइ दीक्षा देवी बीजानइ नहि ।

३. गीतार्थनी निश्रायइं मास तीनइ दीक्षा देवी बीजी परि नहीं ।

४. वेगला थका गीतार्थ कन्हइ कोइ एक दीक्षा ल्यइ तेहनी परीक्षा करी वेष पलटाइवउ पिण विधइ दीक्षा गुरु पासइ दिवराविवी ।

५. पाटण माहे एक गीतार्थना संघाडा चउमासि रहइ ।

६. क्षेत्रे एक चउमोसि रहइ । आठ मास बीजे क्षेत्रे रहइ ।

७. वेगला एकुं [वुं ?] कागल आदेश मगाइवउ ।

८. एकलइ महात्मइं विहार न करिवुं। एकलेउ हींडइ तेहनी मांडलइ किणही न बइसिवुं ।

९. बीज, पांचम, इग्यारिस, अमावसि, पूनम एवं मास माहे १२ दिन विगइ न वहिरवी, उपवास आंविल निवी वा सकति पचखाण करिवउ ।

१०. तिथि वाधइ तिहां एक दिन विगइ न वहिरवी ।

११. पात्रे रोगान न देवउ पात्रा काला काट्टआ करिवा ।

१२. योग वह्या पाखइं सिद्धांत वाचिवउ नही ।

१३ एक समाचारीना साधु किवारइ बीजइ उपाश्रय रह्या हुइ तउ तीण गीतार्थ समीपइ आवी वांदणा देइ सिज्यातर ही(पी?)इ पूछी वहिरवा जाइवुं।

१४. दिवसमाहि आठ थुईए देव वांदिवा।

१५. दिनप्रति साधुनइ २५ सइं गुण्यां जोईयइ, न गुणइ तउ जघन्यट एक सहश्र गुणिवउं।

१६. परिग्रह वस्तु कांबला ठामडा पृठइं बांधी न मूकिवा, चालतां डीलइ ऊपाडइ, गृहस्थ पाहइ न उपाडिवउ।

१७. वरस माहे एक धोवणी बीजी धोवणी नही।

१८. पोसाल माहे किगही न रहिवउ।

१९. पोसालइ किणही भणिवा न जाइवउ।

२०. सहश्र प्रमाण ग्रंथ अधिकुं न लिखाइवउ।

२१. द्रव्य आपी किगही भट्ट पासइ न भणिवुं।

२२. जिणइं गामइं चउमासि रहइ तिहांथी पडवा दिनइ पारणउ करी पांगरिवउं।

२३. जिहां चतुमासि रह्या हुइं तिहां तिणइ साधइं २ मास लगइ वस्त्र वहिरवउ नही।

२४. अकाल सज्झा हुइ तउ आंबिल करिवउं।

२५. एकासणउ पच्चक्खाण जावजीव करिवउ, छट्ठ नइ पारणइ जिम गुरु कहइ तिम करिवउ।

२६. पारिट्ठावणीयागार किणइ न साचिवउं।

२७. आठमि चउदसि पांचमि उपवास करिवउ, कारणइ किवारइ न करइ तउ मास दिवस माहि पांच उपवास करिवा।

२८. आठमि चउदसि विहार न करिवउ।

२९. एक निवी माहि त्रीस निवीता माहि एकै निवीतउ न लेइवउ।

३०. चउगसी गछ माहिलउ माहात्मा गुरुना कह्या पाखइ किगही न राखिवु।

३१. गुरुनइ अणपूछयइ नवी प्ररूपगा नवी समाचारी न करवी।

३२. ए बोल न पालइ तेहनइ गुरु गीतार्थ श्रीसघइ ते पांहि पालाविवा। श्री विजयदानसूरि, उपाध्याय श्री हर्षसागर गणि, प० श्रुतसमुद्र गणि, प० सीहविमलगणि, उदयवर्द्धन गणि, श्रीपति गणि। एटला जण टाली दीक्षा ल्यइ तेहनइ वेष पहिगविवउ नही।

३३ ऋषि किणइही नवउ ऌगडउ न लेइवउ, सरवर कारउ वहिरवउ कोग माहे गउडिआ व साढ़ किणही न लेइवउ। गीतार्थनइ मोकलउ।

—१७वीं शताब्दि का लिखा हुआ एक पत्र, जो हमारे संग्रह में है।

# વસંતવિલાસ

લેખક–શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ
( આર્કિયોલોજિકલ ડીપાર્ટમેન્ટ, વડોદરા. )

વિ. સં. ૧૫૦૮ માં લખાએલું 'વસંતવિલાસ' નામનું એક શૃંગારિક સચિત્ર કાવ્ય મૂળે કોઈ જૈન ગ્રંથભંડારનું અગર કોઈ જૈન સાધુના સંગ્રહનું ખીજડાની પોળ–અમદાવાદ–ના એક શાસ્ત્રીની હસ્તલિખિત પોથીઓ વેચાતી હતી તેની સાથે ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરરત્ન, દીવાન બહાદુર, શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવને મળી આવ્યું હતું. આ કાવ્ય ખેળવાળા સુંવાળા કપડાના ચીંગ ઉપર આસરે ચોર્યાશી તકતીમાં ઉતારેલું છે. પ્રત્યેક તકતીના આરંભે જૂની ગુજરાતી ભાષામાં એક તૂક (ટુંક) તથા તે પછી કેટલાક સંસ્કૃત પ્રાકૃત શ્લોક આપેલા છે, અને તે ઉતારાની નીચે દરેક પ્રસંગને લગતું ગુજરાતની જૈનાશ્રિત કળાની ઢબનું ચિત્ર આળેખેલું છે. કાવ્યની નકલ, ધોળી ભોંય ઉપર સોનેરી (સોનાની) શાહીથી, પડિમાત્રાવાળી જૈન દેવનાગરી લિપિમાં ઉતારેલી છે. લાલ, કાળી અને ભૂરી શાહીનાં લખાણ વાંચી શકાય તેવાં છે, પરંતુ સોનેરી શાહીને ઘસારો લાગ્યો હોવાથી એનું લખાણ ઝાંખું પડી ગયું છે શરુઆતની છએક તકતીઓ નાશ પામી છે. કાવ્યને છેડે આ પ્રમાણે પ્રશસ્તિ લખેલી છે

शुभं भवतु लेखक–पाठकयो. ॥ छ ॥ छ ॥ श्री गूर्जर श्रीमालवंसे(शे) साह श्रीदेपालसुत–साहश्रीचंद्रपाल–आत्मपठनार्थं ॥ श्रीमन्नृप–विक्रमार्क–समयातीत संवत् १५०८ वर्षे महामांगल्य–सभाद्रपद शुदी ५ गुरौ अद्येह श्रीगूर्जरधरित्र्यां महाराजाधिराजस्य पातशाह–श्रीअहमदसाह कुतुबदीनस्य विजय–राज्ये श्रीमदहम्मदाबाद–वास्तुस्थाने आचार्य रत्नागरेण लिखितोऽयं वसंतविलासः ॥ छ ॥ छ ॥

આ કાવ્ય કપડાના લાંબા ટીપણારૂપે લખેલું છે. આજે પણ કેટલાક વૃદ્ધ જ્યોતિષીઓ ટીપણા રૂપે જન્મોત્રી તૈયાર કરે છે. આ પટની લંબાઈ ૩૬॥ ફુટ અને પહોળાઈ ડાબા હાથ તરફ એક ઈંચ તથા જમણા હાથ તરફ પોણા ઈંચના હાંસીઆ સુદ્ધાં ૯.૨ ઈંચ છે.

'वसंतविलास' ચમક ચમક થતી ચાંદરણીના જેવું કાવ્ય છે. એ નરસિંહ મહેતાના સમયની જૂની ગુજરાતીમાં રચાએલું છે. કવિની બાની (વાણી) અસંત મધુર અને ભાવભરી છે. શબ્દાલંકાર અને અર્થાલંકાર તેના માધુર્યનું અને રસનું પોષણ કરે છે શૈલી સંસ્કારી છે. રસિક કર્તાનું નામ નથી મળતું એટલો મનને અસંતોષ રહે છે.'*

પ્રસ્તુત કાવ્ય અમદાવાદમાંથી મળી આવેલી એક પ્રતને આધારે સૌથી પ્રથમ 'ગુજરાત શાળાપત્ર' માસિકના ૩૧ મા પુસ્તકમાં ઈ. સ. ૧૮૯૨માં પા ૮૯ થી ૯૫, ૧૧૩ થી ૧૧૬, ૧૩૫ થી ૧૩૮, ૧૬૨ થી ૧૬૭ તથા ૧૯૩ થી ૧૯૬ ઉપર કકડે

---

*જુઓ 'વસંતવિલાસ' નામનો દી. બ. કે. હ. ધ્રુવનો 'હાજીમહમ્મદ–સ્મારક–ગ્રંથ'માંનો લેખ, પા. ૧૯૭–૧૯૯.

ક્કડે દી બ કેશવલાલ ધ્રુવે છપાવ્યું હતું ત્યારપછી બીજી એક પ્રત ડેક્કન કોલેજના સરકારી સંગ્રહમાંથી વસંતવિલાસના એકલા કાવ્યની તેઓએ પાછળથી મેળવી, અને તેના આધારે ઈ સ. ૧૯૨૨ મા 'હાજીમહમ્મદ-સ્મારક-ગ્રંથ'મા પાના ૧૮૭ થી ૧૮૮ માં કેટલાક શ્લોકો અર્થ સાથે પ્રસિદ્ધ કર્યા આ પટનાં ચિત્રોની 'ગુજરાતની કળા' તરીકે સૌથી પ્રથમ શ્રીયુત રવિશંકર રાવળે તે જ લેખની સંપાદકીય નોંધમા ઓળખાણ કરાવી વળી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી ઈ. સ ૧૯૨૭ મા પ્રસિદ્ધ કરવામાં આવેલા 'પ્રાચીન ગુર્જર કાવ્ય' નામના ગ્રંથમા પાના ૧૫ થી ૨૩ મા બીજી પ્રત મેળવીને શુદ્ધ કરી તૈયાર કરેલા ૮૬ શ્લોકો મૂળ પ્રાચીન ગુજરાતી ભાષામાં અને પ્રસ્તુત ગ્રંથના પરિશિષ્ટમા વસંતવિલાસના ચિત્રપટમા ઉતારેલા સસ્કૃત-પ્રાકૃત શ્લોકો પાના ૧૪૫ થી ૧૫૮માં તેઓએ પ્રસિદ્ધ કર્યા

ધ્રુવ સાહેબનો આ ચિત્રપટ તથા તેઓના પ્રસ્તુત લેખોનો મુખ્ય આધાર લઈને શ્રી નાનાલાલ સી. મહેતાએ આ ટીપણાની ચિત્રકળા ઉપર એક લેખ પહેલવહેલો અંગ્રેજી ભાષામાં Rupam ત્રૈમાસિકના ઈ સ ૧૯૨૫ના અંક ૨૨ અને ૨૩ ના પાના ૬૧ થી ૬૫ સુધીમાં પ્રસિદ્ધ કર્યો ત્યારપછી બીજો લેખ The Studies in Indian painting નામના ગ્રથના બીજા પ્રકરણમાં Seculor Painting in Gujarat-XVth Century નામનો પાના ૧૫ થી ૨૮ માં લખ્યો, અને ત્રીજો વિસ્તૃત લેખ Gujarati Painting in the Fifteenth Century નામના India Society તરફથી ઈ. સ ૧૯૩૧માં પ્રસિદ્ધ થએલા પુસ્તકમા લખ્યો અને એ રીતે આ જૈન ચિત્રપટનાં ચિત્રોની ઓળખાણ જગતને કરાવી.

પ્રસ્તુત લેખોમા આ બંને વિદ્વાન મહાશયો તરફથી આ ચિત્રો ચીતરાવનારને તથા તેના કાવ્યના કર્તાને તે જૈન હોવા છતા, જૈનેતર સાબિત કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે, જે નીચે પ્રમાણે છે

૧ 'આ શૃંગારી કાવ્યનો કર્તા અંધારપછેડો ઓઢી અગોચર રહ્યો છે. તેથી તેની જાતભાત વિષે કલ્પના કરવી જોખમભરેલી છે, તથાપિ વસંતવિલાસ કાવ્યમા કડીએ કડીએ જે જીવનનો ઉલ્લાસ ઉભરાઈ જાય છે તે ઉપરથી અટકળ થાય છે કે તે કવિ સંસારથી કંટાળેલો વિરાગી નહિ, પણ વિશ્વના વૈભવમા પરિપૂર્ણ રસ લેનારો રાગી પુરુષ હશે વસંતના વર્ણનનુ કાવ્ય હોવા છતા તેણે તેને ફગુ સંજ્ઞા આપી નથી. ત્યમ વળી સમગ્ર કાવ્યમાં કોઈ પણ સ્થળે જૈનધર્મનો સુવાસ સ્ફુરતો નથી તેથી એ જૈનેતર એટલે વૈદિક કવિ હોય પ્રસ્તુત કાવ્યની ચોત્રીસમી કડીની છાયા પંડિત કવિ રત્નેશ્વરના દ્વાદશ માસમાં દૃષ્ટિ ખેંચે છે.'[1]

૨. 'Men and Women decorated the ears with Karna-Phool (large circular ear-rings) and both put Vaishnavite symbols on the forhead.'[2]

અર્થાત્-પુરુષો અને સ્ત્રીઓએ કર્ણફૂલથી કાનને શણગાર્યા છે અને બંનેના કપાળ ઉપર વૈષ્ણવતાનુ ચિન્હ (જોવામા આવે) છે

૧ 'પ્રાચીન ગુર્જર કાવ્ય'ની પ્રસ્તાવના, પા ૧૪-૧૫.

૨ 'The Studies in Indian Painting' p. 20

પ્રસ્તુત પહેલા ઉલ્લેખમાં માન્યવર ધ્રુવ સાહેબ આપણી સામે એક કલ્પના રજુ કરે છે કે 'વસંતવિલાસમાં કડીએ કડીએ જે જીવનનો ઉલ્લાસ ઉભરાઈ આવે છે તે ઉપરથી અટકળ થાય છે કે તે કવિ સંસારથી કંટાળેલો વિરાગી નહિ પણ વિશ્વના વૈભવમાં પરિપૂર્ણ રસ લેનારો રાગી પુરુષ હશે.' તેઓશ્રીની આ કલ્પનાનો સ્વીકાર કરતાં પહેલાં આપણે ઉપલબ્ધ જૈન સાહિત્ય કૃતિઓમાં જૈન ત્યાગીઓએ આવી જાતનાં શૃંગારિક કાવ્યોની રચના કરેલી મળી આવે છે કે નહિ તે તપાસી લઈએ.

૧. સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાએલાં પ્રાચીન જૈન કથાનકોના ગ્રંથોમાં શૃંગારરસનું અદ્ભુત વર્ણન કરેલુ મળી આવે છે, તે તો સુવિદિત છે

૨. સોળમાં સૈકામાં થએલા વાચક કુશલલાભે 'ઢોલા મારવણીની કથા' સંવત્ ૧૬૧૭ ના વૈશાખ સુદ ૩ ને ગુરુવારના રોજ અને 'માધવાનલ કામકુંડલા ચોપાઈ-રાસ'[1]ની રચના રાવલ હરરાજજીના કુતૂહલ ખાતર રચી છે. આ બંને કૃતિઓમાં શૃંગારરસની જમાવટ કોઈ અદ્વિતીય પ્રકારની છે.

૩. સંવત્ ૧૬૧૪ માં શ્રીજયવંતસૂરિએ સતી શીલવતીના ચરિત્રરૂપે (અભિનવ) શૃંગારમંજરી એ નામની છટાદાર શૃંગારિક કૃતિ રચી છે

૪. સંવત્ ૧૬૩૯ માં કવિ બિલ્હણની પંચાશિકા નામની પ્રેમકથા વર્ણવવા સારંગે ચોપાઈની રચના કરી છે

૫. ઉપર્યુક્ત બધી યે કૃતિઓને ટપી જાય એવી કોકશાસ્ત્ર (કોક ચઉપઈ)ની રચના નર્બુદાચાર્ય નામના જૈન યતિએ (સાધુપણામાંથી પતિત થયા પછી યતિપણામાં) કરી છે.

પ્રસ્તુત નોંધો ઉપરાંત આગળ કહેવામા આવશે તે અનુસાર જૈનોમા આ કાવ્યની ખ્યાતિ પણ વધારે હોવાથી તેનો કર્તા જૈન જ હોય તેમા કશું અસંભવિત નથી; એટલે દી બ. ધ્રુવ સાહેબ તથા શ્રીયુત મહેતાની કલ્પના અસ્થાને હોય એવુ સ્પષ્ટ ભાસે છે.

જેમ કુશલલાભ વાચકે રાવલ હરરાજજીના કુતૂહલ ખાતર 'માધવાનલ કામકુંડલા ચોપાઈ-રાસ' તથા 'ઢોલા મારવણીની કથા' રચી, તેમજ, સંભવે છે કે 'વસંતવિલાસ' કાવ્યના લેખક આચાર્ય રત્નાગરે પણ આ કૃતિની રચના ચંદ્રપાલની વિનતિથી સંસ્કૃત-પ્રાકૃત કાવ્યોનો આધાર લઈને પ્રાચીન ગુજરાતી ભાષામાં કરી હોય, કારણકે 'આદિનાથ જન્માભિષેક' નામની એક નાની કૃતિ કે જે તેજ સમયના વિદ્યમાન કવિ 'દેપાલ ભોજક' વિરચિત સ્નાત્રપૂજા સાથે મિશ્રિત થઈ ગએલી છે, તેના ઉપરથી આચાર્ય રત્નાગરમાં કવિત્વ શક્તિ હતી તેમ પુરવાર થાય છે

માન્યવર દી. બ. ધ્રુવ સાહેબની બીજી કલ્પના એ છે કે 'તેણે (તેના રચનારે) તેને પ્રાચીન જૈન કવિઓની માફક 'ફગુ' સંજ્ઞા આપી નથી.'

'ફગુ' સંજ્ઞા આપવાની આવશ્યકતા જેવું અહીં તેને જણાયું નહિ હોય, કારણ કે આ કાવ્યમાં વસંતઋતુની અંદર નાયક—નાયિકાના વિલાસનુ વર્ણન મુખ્ય ભાગ ભજવે છે. અને કવિ બાલચંદ્ર વિરચિત 'વસંતવિલાસ'[2] નામની કૃતિ તેની સન્મુખ હોવાથી

---

[1] જુઓ 'આનંદ કાવ્ય મહોદધિ' મૌક્તિક ૭ મું.

[2] ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ, નં. ૭ મો.

'ફગુ' ને બદલે 'વસંતવિલાસ' નામ જ તેના રચનારે રાખવાનું યોગ્ય ધાર્યું હશે એમ સહેજે કલ્પના થઈ શકે તેમ છે.

તેઓશ્રીની ત્રીજી કલ્પના એ છે કે 'સમગ્ર કાવ્યમાં કોઈ પણ સ્થળે જૈનધર્મનો સુવાસ સ્ફૂરતો નથી, તેથી એ જૈનેતર એટલે વૈદિક કવિ હોય'.

આખા કાવ્યમાં જૈનધર્મનો કોઈ પણ સ્થળે સુવાસ સ્ફૂરતો નથી એટલે એનો કર્તા જૈનેતર એટલે વૈદિક કવિ હોય તેમ માનવાની કાંઈ પણ જરૂર નથી, કારણકે તેમાં જેમ જૈનધર્મનો સુવાસ સ્ફૂરતો નથી તેમ વૈદિક ધર્મનો નામનિર્દેશ પણ સમગ્ર કાવ્યમાં મળી આવતો નથી

વળી તેઓશ્રી ઠેઠ સત્તરમા સૈકામાં થએલા જૈનેતર કવિકૃત દ્વાદશ માસ, ફાગણ, કડી ૩ માંની નીચે મુજબની છાયા માત્ર ઉપર આપણુ ધ્યાન ખેંચીને આ શૃગારિક કાવ્યના કર્તા જૈનેતર હોવાની ચોથી કલ્પના કરે છેઃ

'કેસુ કુસુમની પાખડી ( વાંકડી થઈ પેર )
જાણે મન્મથ આંકડી રાકડીને કરે કેર.'

પરંતુ જૈન સાધુ રત્નમંદિરગણિ કૃત 'ઉપદેશતરંગિણી' કે જેની એક પ્રત પૂનાના ડેક્કન કોલેજના સરકારી સંગ્રહમાં સંવત્ ૧૫૧૯ ના ચૈત્ર સુદી ૨ ના દિવસે લખાએલી* ( એટલે કે આ 'વસંતવિલાસ' કાવ્ય લખાયા પછી અગિયારમે વર્ષે જ લખાએલી ) છે તેમાં આ કાવ્યની ૭૮ મી ટૂક-

'અખિ! અલિ ચરણ ન ચાપાઈ ચાંપાઈ લિઈ નવિ ગન્ધ,
કૂડઈ દ્રોહગ લાગઈ આગઈ ઈસ્યુ નિબન્ધુ.' ૭૮

થોડા નજીવા ફેરફાર તથા કાવ્યના નામ સાથે અવતરણ તરીકે પાના ૨૬૮ ઉપર લીધેલી છેઃ

वसन्तविलासेऽपि—

'અલિયુગ! ચરણુ ન ચાપએ, ચાંપએ અતિહિ સુગન્ધ
કૂડએ દ્રોહગ લાગએ આગએ એહ નિબન્ધ. ॥૫॥

પ્રસ્તુત સમકાલીન અવતરણ ઉપરથી તેઓશ્રીની આ કલ્પના પણ નિર્મૂળ ઠરે છે અને આ શૃંગારિક કાવ્યના કર્તા જૈન જ હોવાની મારી દલીલોમા એક વધારે દલીલ મળી આવે છે.

વળી તેઓશ્રી જાતે જ 'પ્રાચીન ગુર્જર કાવ્ય' ની પ્રસ્તાવનાના પાના ૧૩ ઉપર જણાવે છે કે "પ્રસ્તુત પ્રતમા આરંભની ૭ તકતી નાશ પામી હોવાથી તથા બચેલી તકતીમાંથી કેટલીક દુર્વાચ્ય નીવડવાથી 'વસતવિલાસ' ની બીજી હાથપ્રત મેં પૂનાના સરકારી સંગ્રહમાથી મેળવી હતી તે પ્રત પોથીના આકારમા હતી. એમાં કુલ પત્ર આઠ, પૃષ્ઠવાર લીટી અગિયાર અને દરેક લીટીમા અક્ષર અડતાળીસ હતા. ગ્રથમાન બસેં પચીસ શ્લોક આપ્યુ હતુ. પ્રત જૈન દેવનાગરી લિપિમા ઉતારેલી હતી. તે સુવાચ્ય હતી, પણ બહુ શુદ્ધ ન હતી. ઓળીઆની અને પોથીની ગુજરાતી તૂકો લગભગ સમાન હતી.... આ બે પ્રતો ઉપરાંત સુરતના સાહિત્ય પ્રદર્શનમા રજુ થએલી એક જૈન પોથીમાની 'વસંતવિલાસ'ની કેટલીક ગુજરાતી કડીઓ જૂની ગુજરાતીના

* 'ઉપદેશ તરંગિણી', પ્રસ્તાવના, પાનુ. ૨.

રસિયા સદ્ગત મણિલાલ બકોરભાઈ વ્યાસે મારા ઉપર ઉતારીને મોકલી હતી, તેનો પણ મેં સંશોધનમાં ઉપયોગ કર્યો છે.''

તેઓશ્રીનું આ કથન પણ મારી માન્યતાને વધારે પુષ્ટિકર્તા છે, કારણ કે સંશોધન કાર્યમાં જે બે પોથીઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો તે બે પોથીઓ પણ જૈન પોથીઓ જ હતી અને તેથી આ કાવ્યનો કર્તા મૂળે જૈન અને તેનો પ્રચાર પણ જૈનોમાં વધારે પ્રમાણમાં હોવાની મારી અટકળ સાચી ઠરે છે.

વળી લખાણની તારીખ ભાદરવા સુદ ૫ ને મહામાંગલ્ય પંચમી તરીકે લેખકે ઓળખાવી છે. ભાદરવા સુદ ૫ ને આજે પણ મહામાંગલ્ય પંચમી તરીકે જૈનોમાં ગણવામા આવે છે; તેનુ કારણ એ છે કે પહેલા જૈન સંપ્રદાયના મહામંગલકારી પર્યુષણા પર્વની સમાપ્તિ ભાદરવા સુદ ૫ ના રોજ થતી હતી, પરંતુ કાલકાચાર્યના સમયથી પંચમીની ચતુર્થી કરવામા આવી અને ત્યારથી તેની પૂર્ણાહુતિ ભાદરવા સુદ ૪ના રોજ થાય છે, જે પ્રથા આજે પણ ચાલુ છે. પરંતુ પ્રાચીન પ્રથાની યાદગીરી નિમિત્તે ભાદરવા સુદ ૫ ના દિવસને મહામાંગલ્ય પચમી તરીકે જૈન સંપ્રદાયમાં સંબોધવામાં આવે છે. જ્યારે ઇતર સંપ્રદાયમાં તેને ઋષિપંચમી તરીકે ઓળખવામાં આવે છે.

કાવ્યના લેખક પણ એક જૈન આચાર્ય છે, સામાન્ય સાધુ નહિ. આચાર્યની પાસે ઘણા શિષ્ય સાધુઓ હોય છે. શિષ્ય વગરના એકલા સાધુને આચાર્ય જેવી જોખમદાર પદવી જૈન સંપ્રદાયમાં કદાપિ આપવામાં આવતી ન હતી. આ બધાં ઉપલબ્ધ સાધનો ઉપરથી મારી માન્યતા એવી છે કે આ કાવ્યના લેખક આચાર્ય રત્નાગર પોતે જ આ કાવ્યના બનાવનાર હોવા જોઇએ. વિદ્દ્વર્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજીએ મારા તરફથી તાજેતરમાં પ્રસિદ્ધ થએલ 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થની અંદર 'ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા' નામના લખેલા નિબંધની અંદર જણાવ્યું છે તે મુજબ આચાર્યો તથા વિદ્વાન સાધુઓ ઘણી વખત પોતાની ખાસ કૃતિઓ પોતાના હાથે જ લખતા. વળી 'ઉપદેશ તરંગિણી' વગેરેના સમકાલીન અવતરણ ઉપરથી એમ પણ અનુમાન થઈ શકે છે કે આચાર્ય રત્નાગરની આ કૃતિ તે વખતે જઇન સમાજમાં બહુ પ્રચલિત હશે.

પ્રસ્તુત બીજા ઉલ્લેખમાં શ્રીયુત મહેતા આપણી સામે એક વધુ કલ્પના રજુ કરે છે કે 'ચિત્રની અંદરમા ચીતરેલા પુરુષ અને સ્ત્રી બંનેના કપાળમા વૈષ્ણવતાનું ચિન્હ છે.' આ ચિન્હ ઉપરથી આ કાવ્યના કર્તા અગર ચીતરાવનારને જૈનેતર માની લેવાની ભૂલ કરતાં પહેલાં મારા તરફથી તાજેતરમા જ પ્રસિદ્ધ થયેલ 'જૈનચિત્રકલ્પદ્રુમ' નામના ગ્રન્થમા 'ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ' એ નામના નિબંધના પાના ૩૭-૩૮ ઉપરનો ખુલાસો વાચી જોવાથી ખાત્રી થશે કે શ્રીયુત મહેતાની કલ્પના પણ તદ્દન નિરર્થક છે.

વિદ્વાનોની દુનિઆમા વર્ષો થયા પ્રસિદ્ધિમાં આવેલ આ જૈન ચિત્રપટના શૃગારિક કાવ્યનો અક્ષરશ: ઉતારો માગશર માસના "જૈન સત્ય પ્રકાશ"ના અંકમા વાચકો સમક્ષ રજુ કરવાની ઇચ્છા રાખતો અને પાંતે આ ઐતિહાસિક કૃતિ ગમે તે રીતે આજે વોશિંગ્ટનના Freer Gallery of Art મા જૈનોની બેદરકારીથી પહોંચી ગઈ છે, અને ત્યાં સુરક્ષિત છે તે વાતનો નિર્દેશ કરવાની રજા લઉ છું

એક અતિ પ્રાચીન કલ્યાણક–ભૂમિ

# શ્રીઅયોધ્યાનગરી

લેખક.—**આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી**

અવિચ્છિન્ન પ્રભાવશાલિ, ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્રદર્શન દુનિયાના તમામ દર્શનોમાં અગ્રેસર છે, કારણકે આત્માને નિર્મલ બનાવવા માટે સર્વાંગપૂર્ણ સાધનો જૈનદર્શન સિવાય બીજા દર્શનોમા દેખાતા જ નથી. આ દર્શનથી જ જીવ, કર્મ વગેરેના અપૂર્વ તત્ત્વજ્ઞાનનો પણ અનુભવ મલી શકે છે. કર્મોના ક્ષયોપશમ, ઉપશમ, ક્ષય આદિ જેમ દ્રવ્ય, કાલ, ભાવ, અને ભવદ્વારા થાય છે તેમ ક્ષેત્રના પ્રભાવે પણ થાય છે. માટે જ પરમ પૂજ્ય શ્રીશત્રુંજયાદિ તીર્થોની માફક કલ્યાણક ભૂમિઓ પણ અજ્ઞાન દશાથી બાધેલાં કર્મોનાં ક્ષયોપશમાદિ કરાવી શકે છે તેવા પવિત્ર સ્થલોની સ્પર્શના મનની ઉપર સારામા સારી અસર કરી શકે છે. નિર્યુક્તિકાર પરમ પૂજ્ય શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામિ મહારાજે ફરમાવ્યું છે કે. "મોક્ષરૂપિ મહેલના પાયા સમાન શ્રીસમ્યગ્દર્શનાદિનો અપૂર્વ લાભ મેળવવાની ઇચ્છાવાળા ભવ્ય જીવોએ તેવા પવિત્ર ક્ષેત્રની સ્પર્શના જરૂર કરવી જોઈએ."

શ્રીઅયોધ્યાનગરી કલ્યાણક ભૂમિ તરીકે જૈન શાસ્ત્રોમાં ખૂબ પ્રસિદ્ધ છે. જુઓ પ્રાતઃસ્મરણીય શ્રીકલ્પસૂત્ર, શ્રીજંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ આદિ સૂત્રોમા અને શ્રીત્રિષષ્ઠિશલાકા-પુરુષ ચરિત્ર વગેરે ગ્રથોમા અનેક પ્રસગે અયોધ્યાનો ઉલ્લેખ આવે છે તેથી આ નગરીનો ઇતિહાસ જાણવા માટે દરેક જિજ્ઞાસુને ઉત્કઠા રહે એ સ્વાભાવિક છે. વાચકવર્ગ તેની બીના જાણીને વંદનપૂજનાદિથી આત્માને નિર્મલ બનાવે એ આશયથી તીર્થકલ્પાદિ અનેક ગ્રથોને આધારે શ્રીઅયોધ્યાનગરીનો ઇતિહાસ નીચે પ્રમાણે જણાવુ છુ. જેમા વચમાં જૈનપુરી રાજનગર (અમદાવાદ) ની નજીક આવેલ શ્રી સેરીસા તીર્થની પણ ટૂક બીના આવશે.

વર્તમાન ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રીઆદીશ્વર પ્રભુના રાજ્યાભિષેકના પ્રસગે યુગલિઆઓએ કમલિનીના પાદડાઓના દડીઆ બનાવી તેમા પાણી ભરી લાવી પ્રભુના ચરણકમલની ઉપર સ્થાપન કર્યુ (ધાર કરી). સૌધર્મેન્દ્રે–યુગલિકોની આ વિનય પ્રવૃત્તિ જોઈને કહ્યુ કે–"આ મારા વિનીત (વિનયવાળા) પુરૂષો છે" ત્યારથી અયોધ્યાનગરી **'વિનીતા'** આ નામથી પ્રસિદ્ધિ પામી બીજા ગ્રથોમા આ નગરીને **કોશલા, સાકેતપુર, ઇક્ષ્વાકુભૂમિ, રામપુરી** વગેરે નામોથી ઓળખાવી છે. સુગૃહીત નામધેય–શ્રી આદિનાથ, શ્રી અજિતનાથ, શ્રી અભિનદન સ્વામિ, શ્રી સુમતિનાથ અને શ્રી અનંતનાથ, એમ પાચે તીર્થંકરોની તથા શ્રી મહાવીરદેવના નવમા ગણધર[1] શ્રી અચલ ભ્રાતાની પણ–જન્મભૂમિ આ જ નગરી છે. આજ નગરીમા પૂર્વે દશરથ, રામચંદ,

---

1. આ બાબતની વિશેષ બીના, શ્રી મહાવીર નિર્વાણ વિશેષાકમા આપવામાં આવશે.

ભરત વગેરે અનેક રાજાઓ થઈ ગયા છે. જેઓની સંપૂર્ણ બીના કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજીએ બનાવેલા તેસઠશલાકાપુરૂષચરિત્રના ૭ મા પર્વમાંથી મળી શકે તેમ છે.

વિમલવાહન વગેરે સાતે કુલકરો પણ આ જ નગરીમાં થઇ ગયા. અહીં જ બલદેવ શ્રી રામચંદ્રજી આદિને સતી શિરોમણિ સીતાએ પવિત્ર શીલનો ચમત્કાર બતાવ્યો હતો. સીતા અગ્નિમાં પડવાની તૈયારી કરે છે, ત્યાં શીલના જ પ્રભાવે અગ્નિ જલરૂપ થઈ જાય છે. તે મહાસતીએ શીલના જ મહિમાથી જલના ઉપદ્રવથી પીડાતી આખી નગરીને ( પ્રજાને ) બચાવવી. [1]

ભરતક્ષેત્રના મધ્યમા રહેલી આ નગરી જ્યારે ઇંદ્રની આજ્ઞાથી કુબેરદેવે વસાવી ત્યારે લંબાઈમાં ૧૨ યોજન પ્રમાણ અને પહોળાઇમા ૯ યોજન પ્રમાણ હતી. પૂર્વે આ સ્થલે રત્નમય ભવ્ય વિશાલ મંદિર હતુ, જેમાં સંઘના સકલ વિઘ્નો હઠાવનાર ચક્રેશ્વરી માતાની અને ગોમુખયક્ષની મહાપ્રભાવશાલિ મૂર્તિઓ હતી. અહીનો ઘર્ઘર નામનો વિશાલદ્રહ, જે સ્થલે સરયૂ નદીને મલે છે, તે સ્થલ સ્વર્ગદ્વાર એવા નામથી ઓળખાયેલ છે. આ શ્રીઅયોધ્યાનગરીની ઉત્તર દિશામા બાર યોજન છેટે શ્રીઅષ્ટાપદ નામનો ભવ્ય પર્વત આવેલ છે. અહી દેવાધિદેવ શ્રી ઋષભદેવ, માહ વદિ તેરસ ( ગુજરાતી પોષ વદિ ૧૩ ) ને દિવસે, ૭ ઉપવાસ કરીને પદ્માસને ૧૦૦૦ પુરુષોની સાથે સિદ્ધપદ પામ્યા છે. એથી ષટ્ખંડનાયક, ૫૦૦ ધનુષ્યની કાયાવાલા, ૮૪ લાખ પૂર્વના આયુષ્યવાળા તથા આરીસા ભુવનમા અનિત્યભાવના તથા અશુચિભાવના ભાવીને કેવલ-જ્ઞાન મેળવનાર શ્રી ભરત ચક્રવર્તિએ–"સિંહનિષદ્યાયતન' નામનો ત્રણ ગાઉ ઉંચો ભવ્ય પ્રાસાદ બંધાવ્યો. અને એમાં વર્તમાન ચોવીશીના ચોવીશે તીર્થંકરોનાં, દરેકના વર્ણ, ઉંચાઈ અને સંસ્થાનને અનુસારે ચોવીશ બિંબો પધરાવ્યા હતા. તે બિંબોનો ક્રમ આ પ્રમાણે ગોઠવવામાં આવ્યો હતો—પૂર્વદિશામાં, પૂર્વાનુપૂર્વીક્રમ પ્રમાણે, પહેલા બે તીર્થંકરોના બિંબો, અને દક્ષિણ દિશામા શ્રી સંભવનાથ આદિચાર પ્રભુનાં બિંબો, પશ્ચિમ દિશામા શ્રી સુપાર્શ્વનાથ આદિ ૮ પ્રભુના બિંબો તથા ઉત્તરદિશામા શ્રી ધર્મનાથ આદિ ૧૦ પ્રભુના બિંબો પધરાવ્યા. તે ઉપરાંત પોતાના ભાઇઓના ૧૦૦ સ્તૂપો ( દેયડીઓ ) કરાવ્યા.

પ્રભુ શ્રીઆદિદેવ વગેરેના સમયમા આ નગરીના લોકો આ પર્વતની નીચાણવાલી ભૂમિમાં આનન્દભેર ક્રીડા કરતા હતા. અહી હાલ પણ શ્રી ઋષભદેવનુ ભવ્ય મંદિર હયાત છે; તથા શ્રી પાર્શ્વનાથ વાટિકા ( વાડી ) અને સહસ્રધાર સીતાકુંડ આ નગરીની શોભામાં વધારો કરી રહ્યાં છે. આ નગરીના કોટની ઉપર મદોન્મત્ત સિંહ યક્ષ છે–કે જેની આગળ થઇને હાથીઓ હાલ પણ ચાલી શકતા નથી અને ચાલે તો જરુર મરણને જ શરણ થાય. અન્ય દર્શનિઓ પણ અહીં યાત્રાર્થે આવે છે, કારણકે ગોપ્રકરાદિ લૌકિક તીર્થો અહીં છે. અહીં આવનારને સાત તીર્થની યાત્રાનો લાભ થાય છે. અહીંની સરયૂ નદીનો ઘોઘપ્રવાહ ઠેઠ ગઢની ભીંત સુધી આવે છે

૧. આ બનાવ બન્યા બાદ સીતાજી–સંસારનો વિચિત્ર સ્વભાવ વિચારી રામની પહેલાં જ સંયમ લે છે. છેવટે બારમા અચ્યુત દેવલોકે સમ્યગ્દ્રષ્ટિ ઇંદ્ર થાય છે.

## મહાપ્રભાવક શ્રી સેરીસાતીર્થની બીના

આ અયોધ્યાનગરીમાંથી નવ અંગોની ઉપર ટીકાઓ બનાવનારા શ્રીઅભયદેવસૂરીશ્વરજીની પરંપરામાં થયેલા શ્રીદેવેન્દ્રસૂરિજી મહારાજ દિવ્યશક્તિથી આકાશમાર્ગે વિશાલ ચાર બિંબો મહાપ્રાચીન તીર્થભૂમિ શ્રીસેરીસા તીર્થમાં લાવ્યા. તે બીના સંક્ષેપમાં આ પ્રમાણે છે.—

ગ્રામાનુગ્રામ વિચરતા પૂજ્ય આચાર્યદેવ શ્રીદેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજ, કે જેમણે ધરણેન્દ્ર–પદ્માવતીની આરાધના કરી છે, આ શ્રીસેરીસાનગરમાં ઉત્કુરૂટિક (ઉકરડા) જેવા સ્થાને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. એમ અનેકવાર આચાર્ય મહારાજને ત્યાં કાઉસ્સગ્ગ કરતાં જોઈને શ્રાવકોએ ગુરુજીને પૂછ્યું કે હે ભગવંત! આમ વારંવાર આ જગ્યાએ કાઉસ્સગ્ગ કરવાનું શું કારણ? ગુરુએ ખુલાસો કર્યો કે અહીં પાષાણની વિશાલ શિલા છે તેમાંથી મહાપ્રભાવશાલિ શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિમા થઈ શકે તેમ છે. આ કાર્ય પદ્માવતી દેવીની સહાયથી બની શકે તેમ છે. ગુરુજીના આ વચનો સાંભળી શ્રાવકોએ કહ્યું કે જો એમ હોય તો કૃપા કરી આપશ્રી અઠ્ઠમ તપથી દેવીની આરાધના કરો. ગુરુજીએ શ્રાવકના કહેવાથી અઠ્ઠમની તપસ્યા કરવાપૂર્વક દેવીની આરાધના કરી. દેવીએ પ્રત્યક્ષ થઈ કહ્યું કે સોપારક નામના ગામમાં એક આંધળો સૂતાર રહે છે, તે જો અહીં આવીને અઠ્ઠમનો તપ કરી સૂર્ય આથમ્યા બાદ પ્રભુ શ્રીપાર્શ્વનાથની પ્રતિમાને ઘડવા માંડે, તો સૂર્ય ઉગ્યા પહેલાં તે સંપૂર્ણ બનાવી શકશે. દેવીએ કહેલી બીના ગુરુમહારાજે શ્રાવકોને જણાવી. જેથી તે સલાટને માણસ મોકલીને તેમણે ત્યાંથી બોલાવ્યો. સલાટે આવીને પ્રતિમા ઘડવા માંડી. મસ્તક ઉપર ધરણેન્દ્રની ફણાના દેખાવવાળી પ્રતિમા ઘડતા ઘડતા છાતીના ભાગમાં મશ (મસો) પ્રકટ થયો. સલાટે તો સામાન્ય ડાઘ જાણીને તે વાતને ધ્યાનમાં ન લીધી. પ્રતિમા સંપૂર્ણ ઘડી રહ્યા બાદ જ્યારે સમારકામ (ઘર્ષણ) કરતાં એને લાગ્યું કે આ તો મશ છે ત્યારે તેને દૂર કરવા માટે હથિયાર ઠોકયું તો તે મશના ભાગમાંથી લોહીની ધાર છૂટી. આ વાતની શ્રીગુરુમહારાજને ખબર પડતા તેમણે સલાટને ઠપકો આપતાં જણાવ્યું કે હથિયાર ઠોકવાની કંઇ પણ જરૂર ન હતી. જો આ મશને તેમને તેમ રહેવા દીધો હોત તો આ પ્રતિમા મહાચમત્કારિ બનત. પછી અંગુઠો ત્યાં દબાવવાથી લોહી નીકળતુ બંધ પડયુ. આ પ્રતિમા તૈયાર થયા બાદ બીજી પણ ચોવીશ પ્રતિમાઓ અહીં સ્થાપન કરાવી. ત્યારબાદ દેવતાઈ શક્તિથી (દેવ મારફત) ગગનમાર્ગે રાત્રિએ બીજા ત્રણ બિંબો અયોધ્યાથી અહીં લાવવામાં આવ્યા. અને ચોથુ બિંબ અહીં લાવતા વચમાં ધારાસેનક ગામના ક્ષેત્રમાં પ્રભાતકાલ થવાથી તે ત્યાં સ્થિર થયું. અને અહીં સેરીસાતીર્થમાં, પરમાર્હત શ્રીકુમારપાલે ચોથું બિંબ ભરાવી સ્થાપન કર્યું.

આ શ્રીસેરીસાપાર્શ્વનાથની મહાચમત્કારિ પ્રતિમાને હાલ પણ શ્રી સંઘ પૂજા કરવા દ્વારા ભક્તિભાવથી આરાધી સકલ વિઘ્નોને હઠાવી ઋદ્ધિસિદ્ધિ મેળવે છે. આ તીર્થમાં આ પ્રતિમાના પ્રભાવે મ્લેચ્છો પણ ઉપદ્રવ કરી શકતા નથી. એ પ્રમાણે શ્રીઅયોધ્યાનગરીની અને શ્રીસેરીસાતીર્થની ટુંક બીના યથાપ્રમાણ જાણીને ભવ્યજીવો તીર્થભક્તિમાં ઉજમાલ બની સ્વકલ્યાણ સાધે એ જ હાર્દિક ભાવના. અવસરે શ્રીસેરીસાતીર્થની સંપૂર્ણ પ્રાચીન બીના પણ આપવા ભાવના છે.

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

(૧) પ્રાચીન લેખ સંગ્રહ (ચાર લેખો)

સંપાદકઃ–
**મુનિરાજ શ્રી જયન્તવિજયજી**

(૧૬)[૧૦]

. . . . . .श्रीनागेंद्रगच्छे श्रीसीलग(गु)णसूरिसंताने श्रे० राम्वणसुत श्रे० सोना तथा श्रे० जसरासुत . . . . . .श्रीचारूपग्रामे श्रीमहातीर्थे श्रीपार्श्वनाथ परिकरकारित-प्रतिष्ठित श्री देवचंद्रसूरिभि [.]

. . . . . . .શેઠ રાવણના પુત્ર શેઠ સોના તથા શેઠ જસરાજના પુત્ર . . . . .એ કરાવેલ **શ્રીચારૂપ** ગામમાં વિરાજિત **મહાતીર્થ**સ્વરૂપ **શ્રીપાર્શ્વનાથ** ભગવાનના પરિકરની **શ્રીનાગેન્દ્ર**ગચ્છના **શ્રીશીલગુણસૂરિ**ની પરંપરામા થયેલા **શ્રીદેવચંદ્રસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી હતી.

વિશેષતાઃ—આ લેખમાં, **ચારૂપ** ગામના જિનાલયમાં વિરાજિત **શ્રીપાર્શ્વનાથ** ભગવાનને **મહાતીર્થ**સ્વરૂપ લખેલ છે. એટલે એ કાળમાં આ **ચારૂપ મહાતીર્થ** ગણાતુ. હાલ પણ ખાસ યાત્રા કરવા લાયક છે.

(૧૭)[૧૧]

ॐ श्रैमालधर्कटाम्नाये वइरात्मजो रूवल (पलः)।
यथार्थो विमल. श्राद्धः सुधीर्धर्म्मपरायणः ॥ १
थारापद्रीयसताने मंकास्थाने जिनालये।
पितुः पुण्याय तेनेयं प्रतिमाकारी सुंदरा ॥ २
संवत(त्) ११२६ वैशाख वदि ११ शनिदिन ॥

---

૧૦. આ લેખ, **પાટણ** પાસે આવેલા **ચારૂપ** ગામના જિનાલયના મૂળનાયક **શ્રીપાર્શ્વનાથ** ભગવાનની નીચેની પરિકરની ગાદી પર ખોદેલો છે. ઘણાં વરસો પહેલા પરિકર જીર્ણ થતા તેને કાઢીને રંગમંડપમા જ જમીનમાં ભંડારી દીધેલ. જીર્ણોદ્ધાર વખતે તેનુ ખોદકામ થતાં પરિકરની ગાદીના ટુકડા નીકળ્યા, તેને સમરાવીને શ્રીમૂળ-નાયકજીની નીચે ફરીને સં૦ ૧૯૮૪ના જેઠ શુદિ પાંચમે થયેલ પ્રતિષ્ઠા વખતે સ્થાપન કરેલ છે. તેના પર આ લેખ ૨ા લાઈનમા ખોદેલો છે. તેમાંની પ્રથમની બે લાઈનોનો પ્રારંભનો થોડો થોડો ભાગ નષ્ટ થયો છે. તેથી સંવત્ જતો રહ્યો છે. ત્રીજી લાઈન વચ્ચેથી શરૂ કરેલી હોવાથી તેનો પ્રારંભનો ભાગ નષ્ટ થયો નથી. લેખ પડીમાત્રાવાળી લિપિમા છે. લેખની લિપિ અને પરિકરની કોરણી વગેરે ઉપરથી તે ૧૨મી યા ૧૩મી શતાબ્દીનો હોવાની પૂરી સંભાવના છે.

૧૧. આ લેખ; પાટણ અને હારીજની વચ્ચે આવેલા 'જમણપુર' ગામના જિનાલયના મૂળનાયક શ્રીચંદ્રપ્રભ ભગવાનની ફરી પ્રતિષ્ઠા કરતી વખતે દાખલ કરેલી 'મંકાસ્થાન'થી આવેલી પરિકરની પ્રાચીન ગાદી પર ખોદેલો છે. નં. ૧૮ વાળો લેખ પણ પરિકરની ગાદીમા ખોદેલો છે કે જે ગાદી જમણપુરના ઉપાશ્રયમા પડી છે. બન્ને લેખની લિપી પ્રાચીન છે. આના જેવી જ પ્રાચીન પરિકરની લેખ વિનાની ગાદી અને પરિકરનો ઉપરનો ભાગ અહીના ઉપાશ્રયમાં રાખી મુકેલ છે.

સંવત્ ૧૧૨૬ ના વૈશાખ વદિ ૧૧ ને શનિવારે, શ્રીમાલજ્ઞાતીય અને ધર્કટગોત્રના શેઠ વઈરિના, બુદ્ધિશાળી, નિર્મળ ગુણોવાળા, ધર્મકાર્યોમા તત્પર રહેનાર, શ્રાવક અને નામ જેવા ગુણવાળા 'રૂપક્ષ' નામના પુત્રે, મંકા (માકા)[12] નામના સ્થાનના શ્રીથારાપ્રદીપ ગચ્છના જિનમદિરમા પોતાના પિતાના કલ્યાણ માટે સુન્દર આ પ્રતિમા કરાવી.

(૧૮)

ॐ थारापद्रगच्छे श्रीमालविशालधर्कटान्वयजः।
श्रीवरणागमहत्तम–तनयः श्रीसतुकामात्यः॥ १
तज्जननीसपूण्या (र्या) पुण्याय स्वस्य कारयामास।
मङ्कास्थानकचैत्ये सद्विंयमिदं जिनेन्द्रस्य॥ २
सं ११२६ वैशाख [व]दि ११ शनौ।

---

૧૨. હારીજ અને ચાણસ્માની વચ્ચે હારીજથી આશરે પાચેક ગાઉ દૂર 'માંકા' નામનુ એક ગામડું છે. ત્યાં હાલ એક પણ શ્રાવકનું ઘર, ઉપાશ્રય કે જિનાલય કંઈ પણ નથી. પરંતુ સં. ૧૯૩૪ ની સાલમાં ઉક્ત માકા ગામના સીમાડાના ખેતરમાથી જિનેશ્વર ભગવાનના પ્રાચીન આશરે ૭૫ પરિકર નીકળ્યાં હતા. તે પરિકરો આસપાસના ગામના શ્રાવકો પોતપોતાની જરૂરીઆત અને સગવડ પ્રમાણે લઈ ગયા હતા. તેમાથી ચાર નગ જમણપુર લાવવામા આવ્યાં હતા. તેમાની એક ગાદી ફરીવારની પ્રતિષ્ઠા વખતે મૂળનાયકજીની નીચે ગાદી તરીકે ગોઠવી છે. બાકીના ત્રણ નગ જમણપુરના ઉપાશ્રયમાં અસ્તવ્યસ્ત રીતે પડેલા છે.

એ જ માંકા ગામના ખેતરમાંથી દશેક વરસ પહેલાં એવી જ બીજી બે પરિકરની ગાદીઓ અને એક પરિકરનો ઉપરનો ભાગ નીકળેલ, તે રાજ્યમા દાખલ થઈ કેટલોક વખત હારીજની કોર્ટમા પડી રહેલ. પછી હારીજના સઘને સોપવામાં આવેલ. અમો સં. ૧૯૮૮ માં હારીજ ગયા તે વખતે ત્યાના દેરાસરમા એ ત્રણે ચીજો છુટી પડી હતી. ત્યાર પછી નવા દેરાસરની પ્રતિષ્ઠા થતા તેનો શુ ઉપયોગ કરવામા આવ્યો તેની ખબર નથી.

માકા ગામનાં ખેતરોમાંથી આટલા બધા પરિકરો નીકળ્યા ત્યારે તે સીમાડાના કોઈને કોઈ ખેતરોમા તીર્થંકર ભગવાનની મૂર્તિઓ પણ અવશ્ય ભડારેલી હોવી જોઈએ. શોધખોળ કરવાથી તેનો પત્તો લાગી શકે

જે 'મંકા' ના ખેતરોમાંથી આટલા આટલા પરિકરો નીકળે અને જેમાના કેટલાક, ગુજરાતના મહારાજા ભીમદેવ (પહેલો) અને કર્ણદેવના મહામાત્ય સાતુ મંત્રી જેવા એ ભરાવેલા હોય તે મંકા સ્થાનની તે વખતમા કેટલી જાહોજલાલી અને પ્રસિદ્ધિ હશે, તે વાચકો સ્વયં સમજી શકશે મંકા નગરી સંબંધી વિશેષ જાણવા ઇચ્છનારે "જૈન" ના તા. ૧૫–૫–૩૨ ના અંકમા પ્રગટ થયેલ મારો 'મકાનગરી' નામનો લેખ જોવો જોઈએ.

(૧૯)[૧૩]

ॐ थारापद्रगच्छे। श्रीमालविशालधर्कटान्वयजः

श्रीवरणागमहत्तम–तनयः श्रीसंतुकामात्यः ॥

तज्जननीसंपूण्या(र्या) पुण्याय स्वस्य कारयामास

मंकास्थानकचैत्ये सद्वियमिद जिनेद्रस्य ॥

सं ११२६ वैशाख वदि ११ [शनौ]

નં. ૧૮ અને ૧૯ના લેખોવાળી પરિકરની ગાદીઓ અત્યારે ભિન્ન ભિન્ન ગામોમાં હોવા છતા એ બન્ને માંકા નામના ગામના ખેતરમાંથી આવી છે આ બન્ને લેખો એક જ ધણીના સરખી હકીકતવાળા અને એક જ સાલ–મિતિના છે. તે બન્ને લેખોનો સારાંશ આ પ્રમાણે છે :—

શ્રીથારાપદ્રીય ગચ્છની આમ્નાયવાળા, શ્રીમાલીજ્ઞાતીય અને ધર્કટ નામના વિસ્તારવાળા ગોત્રમાં ઉત્પન્ન થયેલા શ્રીવરનાગ નામના મંત્રીનો પુત્ર શ્રી સાંતુ[૧૪] નામનો મહામંત્રી થઈ ગયો, તેની સંપૂણી (સંપૂરી) નામની માતાએ, મંકા નામના સ્થાનના જિનાલયમાં પોતાના કલ્યાણ માટે શ્રી તીર્થંકર ભગવાન્‌નું આ પરિકર, વિ. સં. ૧૧૨૬ ના વૈશાખ વદિ ૧૧ ને શનિવારે કરાવ્યું.

---

૧૩ ઉપર્યુક્ત ‘મંકા’ ના ખેતરમાંથી પાછળથી નીકળેલી પરિકરની બે ગાદીઓ અને એક પરિકરનો ઉપરનો ભાગ, આ બધું હારીજના ધર્મશાળા પાસેના નવા દેરાસરના સભામંડપમા સં. ૧૯૮૮ માં છુટું પડયું હતુ. તેમાંની એક ગાદી ઉપર આ લેખ ખોદેલો છે. બીજી ગાદી પર લેખ નથી. પરંતુ એ ત્રણે ચીજો સુંદર કોરણીવાળી અને પ્રાચીન છે.

૧૪ આ સાતૂ મંત્રી ગુજરાતના સોલંકી મહારાજા પહેલા ભીમદેવ અને મહારાજા કરણદેવના રાજ્યકાળમા મહામંત્રી હતો, અને મહારાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળના પ્રારંભના થોડાં વર્ષો સુધી પણ એણે મંત્રીપદ ભોગવ્યું હતું નાના હોદ્દાઓ ઉપરથી આગળ વધતા વધતાં તે લાટ દેશ (ભૃગુકચ્છ – ભરૂચ) નો દંડનાયક–સુબો થયો હતો. તે વટપદ્ર (વડોદરા)નો રહેવાસી હતો. તેનાં માતા–પિતાનું નામ અનુક્રમે સંપૂરી અને વરણાગ હતુ. (વરણાગ પણ મંત્રી હતો) મંત્રી સાંતૂની સ્ત્રીનું નામ શિવાદેવી અને બે પુત્રોના નામ અનુક્રમે નીના અને ગીગા હતાં. “જૈન”ની ગયા વરસની ભેટ તરીકે “સાન્તૂ મહેતા” નામની ઐતિહાસિક નવલકથા છપાણી છે, તેમાં તેના પિતાનુ નામ ‘ધરણાગ’ આપેલુ છે અને તેનુ મૂળ નામ સંપત્કર આપેલું છે. પરંતુ આબુ–દેલવાડાના વિમલવસહી મંદિરમાથી વિ. સં ૧૧૧૯ નો ઉક્ત મંત્રીનો એક લેખ મલ્યો છે, તેમા તેનુ મૂળ નામ શાંતિ અમાત્ય લખેલ છે. ‘શાંતિ’ કે સંપત્કર ઉપરથી ટુકું નામ ‘સાન્તૂ’ પડી ગયુ હશે એમ જણાય છે તેણે આબુ–દેલવાડાના વિમલવસહી મંદિરની ભમતીની તેરમી દેરીમા મૂળનાયકજીની મૂર્તિ પોતાના પુત્રોના શ્રેય માટે ભરાવી હતી. મંત્રી સાંન્તૂ મહાપરાક્રમી, શૂરવીર, બુદ્ધિશાળી અને રાજ્યકારણમા પ્રવીણ હોવા સાથે જૈનધર્મમાં દૃઢ શ્રદ્ધાવાળો શ્રાવક હતો.

# સમાચાર

¶ ભરતપુરમાં ગોપાલગઢ મહોલ્લામા શ્રીમાળી જૈનોએ બનાવેલ શ્રી આદિશ્વર ભગવાનના દેરાસરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો છે અને બીજા ભાદરવા સુદી સાતમને બુધવારના દિવસે પ્રભુજીની પ્રતિમા બિરાજમાન કરવામા આવી છે.

¶ શ્રીનેમિનાથ ભગવાનની જન્મકલ્યાણક ભુમિ શૌરીપુર તીર્થના અંગે દિગંબરોની સામે ચાલતા કેસના અંગે આગરાની શ્રીશૌરપુર તીર્થરક્ષક કમીટીએ ફંડ કરવાનું શરુ કર્યું છે. કેટલાક ભાઈએ એ આ તીર્થરક્ષાના કામમા પોતાના દ્રવ્યનો ઉપયોગ કર્યો છે કસની તારીખ બીજી નવેમ્બરની છે. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી આ કામને અંગે રૂા. ૫૦૦૦)ની રકમ આપવાનું તથા પેઢીના મેનેજર શ્રીમાન્ નાગરદાસ કસ્તુરચંદ શાહ બી એ. એલ. એલ. બી ને મોકલવાનુ નક્કી કર્યાના સમાચાર મળ્યા છે.

¶ અજમેરથી "ધર્મરત્ન" નામનું માસિક પત્ર નીકળવું શરુ થયુ છે. આ માસિક પત્ર ત્યાંના શ્વેતામ્બર જૈન પલ્લીવાલ સંઘનું મુખપત્ર રહેશે.

¶ દિલ્હીમાં કુતુબખાનામાં આવેલ એક જૈન મંદિરના બગીચાને કેટલાક મુસલમાનોએ તે કબ્રસ્થાન હોવાની વાત ઉપજાવી કાઢીને તેનો કબજો મેળવવા માટે દિલ્હીની વક્ફ રક્ષણસમિતિ દ્વારા કોર્ટમા કેસ નોધાવ્યો છે દિલ્હીના જૈનો આ માટે યોગ્ય વિચારણા કરી રહ્યા છે.

¶ મદ્રાસ તરફની એક ફીલ્મ કંપનીએ પોતાની એક ફીલ્મમા જૈનોની લાગણી દુભાય એવી વસ્તુ ઉતારી હતી મદ્રાસના જૈનોના પ્રયત્નથી એ ફીલ્મ કંપનીએ પોતે ઉતારેલી ફીલ્મમા યોગ્ય સુધારો વધારો કરવાનુ કબુલ્યું છે.

## સ્વીકાર

૧. **શ્રીતપગચ્છ શ્રમણ વંશવૃક્ષ**—સંપાદક અને પ્રકાશક જયંતીલાલ છોટાલાલ શાહ, ઝવેરીવાડ, સાતભાયાની હવેલી, અમદાવાદ. પુસ્તકાકાર બીજી આવૃત્તિ, મૂલ્ય એક રૂપિયો.

૨. **તત્ત્વાર્થસૂત્ર જૈનાગમસમન્વય**—સમન્વયકર્તા ઉપાધ્યાય મુનિશ્રી આત્મારામજી (પંજાબી), મળવાનુ ઠેકાણું-જૈન સાહિત્ય મંડળ, સૈદમિઠ્ઠા બાજાર, લાહોર (પંજાબ)

---

મુદ્રક અને પ્રકાશક: ચીમનલાલ ગોકળદાસ શાહ, મણિ મુદ્રણાલય,
કાળુપુર, ખજુરીની પોળ, અમદાવાદ
પ્રકાશનસ્થાન: શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય,
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

Regd. No. B-3801.

भत्तिइ वंदे सिरिवद्धमाणं

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૨ ] શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક [ અંક ૪–૫

ક્રમાંક ૧૬–૧૭

તંત્રી

શાહ ચીમનલાલ ગોકળદાસ

૧૯૯૩

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા
અમદાવાદ
( ગુજરાત )

વાર્ષિક લવાજમ: સ્થાનિક દોઢ રૂપિયો: બહારગામ બે રૂપિયા.

છુટક નકલ–ત્રણ આના. આ અંકનું મૂલ્ય–બાર આના

# વિષય-દર્શન


૧. પ્રભુ શ્રી વીરને વંદન (કવિતા) : ૧૨૫
૨ તંત્રીસ્થાનેથી : ૧૨૬
૩. महावीर-चरित्र-मीमांसा मुनिराज श्री कल्याणविजयजी : १३३
૪. પ્રભુ મહાવીરની મહત્તા : આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી . ૧૬૧
૫ શ્રી મહાવીર પ્રભુની અનન્યતા (કવિતા) : શ્રીયુત પ્રભુદાસ બેચરદાસ પારેખ : ૧૬૪
૬ ભ મહાવીરસ્વામીના પૂર્વભવ યાને ક્રમિક વિકાસ · મુનિરાજ શ્રી ન્યાયવિજયજી : ૧૬૫
૭ સત્તાવીશ ભવ મુનિરાજ શ્રી સુશીલવિજયજી · ૧૭૫
૮ મથુરાનો કંકાલીટીલો અને ભ. મહાવીરના જીવનના બે વિશિષ્ટ પ્રસંગો
મુનિરાજ શ્રી દર્શનવિજયજી : ૧૭૯
૯ મહાવીર-જીવન-જ્યોતિ મુનિરાજ શ્રી દક્ષવિજયજી : ૧૮૪
૦ યુગમૂર્તિ મહાવીર · શ્રીયુત રતાજી એમ. ઠાકોર · ૧૯૫
1 Observation on life-incidents of Lord Mahavira :
Muniraja Shree Ratnaprabhavijayaji · ૧૯૭
२ वीर निर्वाण सवत् म म, रा. व श्रीमान् गौरीश कर हीराचन्द ओझा . २२६
૩ શૂલપાણિયક્ષનો ઉપસર્ગ અને ભ મહાવીરનાં દશ સ્વપ્નાં :
મુનિરાજ શ્રી હિમાંશુવિજયજી : ૨૨૯
૪. भ. महावीर का दिव्य जीवन श्रीयुत पं० ईश्वरलालजी जैन : २३८
૫. શ્રી મહાવીરદેવ અને મંખલીપુત્ર : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી : ૨૪૨
૬. भ. महावीर के उपसर्ग : श्रीयुत राजमलजी लोढा : २४६
૭. જગદુપકારી વર્ધમાન અને હાલિક : ક્રમાટી : ૨૫૨
' અત્યંત રાગી ઉપર પણ નીરાગી . શ્રીમાન શેઠ કુંવરજી આણંદજી . ૨૫૬
· ભ મહાવીર : યુગપ્રવર્તક તરીકે : મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી : ૨૫૮
·. 'શ્રી મહાવીર નિર્વાણ': શ્રીયુત સારાભાઇ મણિલાલ નવાબ ; ૨૬૩
.. भ. महावीर के भक्त जैन भूपति मुनिराज श्री ज्ञानसुन्दरजी . २७५
મહાવીરસ્વામી પાસે દીક્ષિત થનારા થોડાક અનગારોનો પરિચય ·
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી : ૨૮૨
· અગિયાર ગણધરો (શ્રી ગણધર મહામંત્ર સાથે) :
આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયપદ્મસૂરિજી : ૨૮૯
શ્ર. ભ. મહાવીર મહારાજાએ વિસ્તારેલું તત્ત્વજ્ઞાન :
આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી : ૩૦૧
સાર્વ-સિદ્ધાંતની જડ : શ્રીયુત પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ એ. : ૩૧૭
શ્રી ક્ષયોપશમભાવ : પંન્યાસજી મહારાજ શ્રી ધર્મવિજયજી : ૩૨૫
श्री महावीर-स्तव (कविता) . श्रीयुत अगरचंदजी नाहटा : ३३६
સત્યપુર—સાચોર તીર્થ : મુનિરાજ શ્રી જયંતવિજયજી : ૩૩૮
મહાતીર્થ મુંડસ્થલ · મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી · ૩૪૨
· श्री मधुमतीमंडन श्री जीवत्स्वामि-द्वात्रिंशिका : आचार्य महाराज श्री विजयपद्मसूरिजी : ३४७



**આમલકી ક્રીડાનાં ત્રણ ચિત્રો.**

મથુરાના કંકાલીટીલામાંથી મળેલા બે હજાર વર્ષથી પણ પૂર્વેનાં જૈનસ્થાપત્યના અવશેષો.

જુઓ: 'મથુરાનો કંકાલીટીલો અને ભગવાન મહાવીરના જીવનના બે વિશિષ્ટ પ્રસગો' શીર્ષક મુનિરાજ શ્રી દર્શનવિજયજીનો લેખ. પૃષ્ઠ ૧૭૯



**મહાતીર્થ મુંડસ્થલનું જિનમંદિર**

આ મદિર પોતાની ભગ્નાવસ્થામા પણ ભૂતકાલીન ભવ્યતાનો સાચો ખ્યાલ આપી રહ્યુ છે

જુઓ: 'મહાતીર્થ મુડસ્થલ' શીર્ષક મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજીનો લેખ. પૃષ્ઠ ૩૪૨

णमो त्थु णं भगवओ महावीरस्स

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૨ ] શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક [ અંક ૪-૫

વિક્રમ સંવત્ ૧૯૯૩ · વીર સંવત્ ૨૪૬૩ : સન ૧૯૩૬
કારતક-માગસર શુકલા પંચમી શુક્રવાર નવેમ્બર-ડીસેમ્બર ૧૮

## પ્રભુ શ્રી વીરને વંદન !

पुढोवमे धुणइ विगयगेही,
न सण्णिहिं कुव्वति आसुपन्ने ।
तरिउ समुद्द व महाभवोघं,
अभयंकरे वीर अणंतचक्खू ॥

—श्री सूत्रकृतांग

— ઉપજાતિવૃત્ત —

(૧)

આધાર પૃથ્વીસમ સર્વકેરા,
કર્મોતણી સૌ રજ ટાળનારા,
દૂરે થયા છે અભિલાષ જેના,
જરાય જે સંગ્રહને કરે ના,—

(૨)

પ્રજ્ઞા ઘણી વેગવતી જ જેની,
સર્વત્ર, નીત્યે, સહુ જાણનારી;
ઘણા મહાસંકટથી ભરેલા,
સમુદ્ર જેવા ભવને તરેલા;—

(૩)

જેથી બધા જીવ પ્રમોદ પામે,
એવા હમેશા અભયંકરા જે;
છે કેવળજ્ઞાન સહાય જેને,
સદા નમું શ્રી પ્રભુવીરને તે

[ નીચે લીટીવાળા શબ્દો મૂળ ગાથાના અક્ષરશઃ અનુવાદ રૂપ ગણવાના છે ].

# તંત્રીસ્થાનેથી

"શ્રી જૈન સત્ય પ્રકાશ"નો પહેલો વિશેષાંક "શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક તરીકે અમારા વાચકો સમક્ષ રજૂ કરતાં અમને આનંદ થાય છે. કેટલાક મહિનાઓ પહેલા, અમારી સમિતિના પૂજ્ય મુનિરાજોએ શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના જીવન ઉપર ભિન્ન ભિન્ન વિદ્વાનોના લેખોના સંગ્રહરૂપે એક વિશેષાંક પ્રગટ કરવાની યોજના તૈયાર કરી હતી. આજે એ યોજનાના ફળરૂપે આ વિશેષાક તૈયાર થઈ શક્યો છે.

અત્યારનો જમાનો ભૌતિકવાદ તરફ વધુને વધુ ઢળતો જાય છે; લોકોની અધ્યાત્મ-પ્રિયતા દિવસે દિવસે હણાતી જાય છે. આવા પ્રસંગે પરમાત્મા મહાવીરસ્વામી કે તેમના જેવા આત્મ-સાધક મહાપુરુષોના જીવનસંબંધી જેટલું સાહિત્ય પ્રગટ કરવામાં આવે તેટલું લોકોને વધુ જાણવાનું અને વિચારવાનું મળી શકે. એ પચીસસો વર્ષ પહેલાના ઇતિહાસનું અવલોકન કરતા આપણને જણાશે કે તે વખતે વધતી જતી આધ્યાત્મિક જડતાની સામે એક વિરાટ આંદોલન ઉભું કરીને ભગવાન્ મહાવીરસ્વામીએ લોકોને સત્ય માર્ગનું દર્શન કરાવ્યુ હતુ—

**તે યુગની વિકૃત પરિસ્થિતિ :**

તેવીસમા તીર્થંકર ભગવાન શ્રી પાર્શ્વનાથને થયા હજુ અઢીસો વર્ષ જ થયા હતા. તેમણે પ્રરૂપેલા મોક્ષમાર્ગના અભિલાષી અનેક આત્માઓ ત્યારે પણ ભાગવતી દીક્ષા અંગીકાર કરી પોતાનુ શ્રેય સાધતા હતા અને લોકોને ધર્મ-માર્ગનુ દર્શન કરાવતા હતા. પણ બીજી બાજૂ આ અવસર્પિણી કાળના સુષમદુષમા નામના ચોથા આરાનો પ્રાત-છેવટોનો કાળ નજીક આવતો જતો હતો; તેની અસર અનુક્રમે જીવોના ભદ્ર પરિણામ ઉપર થવા લાગી હતી અને જૈનશાસ્ત્રોના વર્ણન પ્રમાણે જીવોમાં જડતા અને વક્રતાનો પ્રચાર થતો હતો. જાણે કે પંચમ આરાના ઓળાઓ અત્યારથી જ ન દેખાવા લાગ્યા હોય એમ એ પચીસસો વર્ષ પહેલાંના, શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીએ પોતાની ઉપદેશ-ધારા વહેવરાવી એ પહેલાંના, એ યુગમા પ્રજામાં આત્મિક અકર્મણ્યતા વધુને વધુ પ્રસરી રહી હતી અને આધ્યાત્મિક સુષુપ્તિ વધુ ગાઢ બનતી જતી હતી લોકભાવનાનો પ્રવાહ સાંસારિક-ક્ષણિક-સુખો મેળવવાની દિશામાં પ્રવાહિત થઈ રહ્યો હતો ઐહિક સુખ મેળવ-વાની માનવીની લાલમાએ એટલુ બધુ ઉગ્ર રૂપ ધારણ કર્યું હતુ કે માનવી ગમે તે કરવામા જરાય અચકાતો ન હતો. પોતાનુ માની લીધેલુ કલ્યાણ સાધવા માટે એ લોહી-તરસ્યો બન્યો હતો. યજ્ઞયાગનાં ક્રિયા-કાંડોને ઉજવવા માટે, સેંકડો નિર્દોષ પશુઓને, મારાના છરા નીચે રહેંસાઈ જતા સગી આંખે નીહાળવા છતાં, એને લેશમાત્ર દયાની લાગણી કે અરેરાટી ઉપજતી ન હતી. ઉલટું એવા યજ્ઞો કરીને અને નિર્દોષ પ્રાણીઓને હોમીને

એને કોઈ મહાન્ ફતેહ મેળવ્યાનો સંતોષ થતો હતો. પોતાની નાની નાની ઇચ્છાઓની તૃપ્તિ માટે ડગલે ને પગલે એ દેવદેવીઓની માનતા કરવામા મશગૂલ રહેતો. આ નાનાં નાના દેવદેવીઓની માનતાએ માણસને એટલો બધો અંધ બનાવી દીધો હતો કે "આત્મીયતત્ત્વ જેવી વસ્તુનુ અસ્તિત્વ છે અને તેમાં અતુલ-અનંત સામર્થ્ય રહેલુ છે," એ વાતનો એને વિચાર સુદ્ધા આવતો નહિ. આથી આગળ વધીને, નહિ જેવી વાત માટે યુદ્ધમા હજારો નિર્દોષ માનવીઓના સંહારથી ભૂમિને શોણિતભીની બનાવવાની પાશવી વૃત્તિએ માનવીની વિવેકબુદ્ધિને આવરી લીધી હતી. સ્ત્રીજીવનની દુર્દશા પણ પરાકાષ્ઠાએ પહોચી હતી, સમાજ-જીવનમા તેનું સ્થાન બહુ જ હલકું ગણાવા લાગ્યુ હતુ. આ બધુય માનવીની વધતી જતી હિંસક વૃત્તિનુ જ પરિણામ હતું.

આમ, એક યુગપરિવર્તનના આંદોલન માટે જોઇએ એટલી હદે તે વખતની સમગ્ર પરિસ્થિતિ વિકૃત બની ગઈ હતી અને એમા સમગ્ર માનવ સમુદાય ખૂબ પીલાઇ રહ્યો હતો. અધઃપાતની અમાવાસ્યા લગભગ આવી લાગી હતી. બીજના નવીન ચંદ્રનાં દર્શન કરાવે એવા માર્ગદર્શકની દુનિયા રાહ જોઈ રહી હતી.

**સામાજિક પરિવર્તનની મુશ્કેલીઓ :**

સંસારમા રાજનૈતિક પરિવર્તન કે રાજકીય ક્રાંતિ કરવામાં તેના નેતાને જે અનેક મુશ્કેલીઓની સામે ઝઝુમવુ પડે છે, તેના કરતા, સામાજિક કે ધાર્મિક પરિવર્તન કરનાર નેતાને અનેકગણી મુશ્કેલીઓ અને મુઝવણોમાથી પસાર થવુ પડે છે આનું કારણ સ્પષ્ટ છે; રાજકીય પરિવર્તન વખતે મોટે ભાગે પોતાનાથી બહારની પારકી ત્રીજી જ વ્યક્તિ સામે મોરચા માડવાના હોઈ આખી પ્રજા એમા એક શક્તિરૂપ એકત્રિત થઈ શકે છે. જ્યારે સામાજિક કે ધાર્મિક પરિવર્તનમા તો પોતાના ઘરના જ — એક જ દેશ કે જાતિના — માણસો સામે — તેમની અવળી પ્રવૃત્તિઓ સામે જેહાદ જગવવાની હોઈ તેમા ડગલે ને પગલે અવળું પરિણામ આવવાની ધાસ્તી રહેલી હોય છે વળી રાજકીય પરિવર્તનમા સત્તા અને બળનો ઉપયોગ કરી બીજાને દાબી દેવાના હોય છે, જ્યારે સામાજિક પરિવર્તનમા તો સમાજનુ જીવન — સમાજની દરેક વ્યક્તિનુ જીવન — ઉન્નત બનાવવાનો ઉદ્દેશ હોઈ ત્યા બળ કે સત્તાને સ્થાને પ્રેમ અને આત્મશુદ્ધિની જરૂર હોય છે

**પ્રભુ મહાવીરની સફળતા; અહિંસાનો મહામંત્ર :**

આમ એક તરફ આખોય સમાજ વિકૃત દશામાં સડી રહ્યો હતો અને બીજી તરફ તેનુ પરિવર્તન આટલુ કઠિન હતું, એવી વિકટ પરિસ્થિતિ હોવા છતા આખાય સમાજને સાચા રાહે દોરવાનુ કાર્ય પરમાત્મા મહાવીરસ્વામીએ પૂરું પાડ્યું હતુ એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે. એમના પ્રયત્ને યજ્ઞની ઘોર હિંસાઓ બંધ થઇને હજારો-લાખો નિર્દોષ પશુઓને અભય મળ્યુ હતુ. સંસારિક સુખ માટે દિનગત અસંતુષ્ટ રહેનાર માનવી ત્યાગ અને આચારના માર્ગને ચાહતો થયો હતો. અવનત થઈ ગયેલા સ્ત્રી-જીવનને ઉન્નતિનો રાહ મળ્યો હતો અને પુરુષની માફક યાવત્ મોક્ષ મેળવવા માટે સ્ત્રીજાતિ અધિકારિણી છે એ, તેમજ નાનામા નાના કીડી-કુંથવા જેવા પ્રાણીથી લઈને મનુષ્ય સુધીના બધાય શરીરધારીઓનો આત્મા એક સરખો જ છે એ, સનાતન સત્યનું પ્રભુ શ્રી મહાવીરદેવે જગતને ભાન કરાવ્યુ હતું.. એ ભૂતકાળનું અવલોકન

કરનાર કોઈ પણ મનુષ્ય જોઈ શકશે કે ભૂતકાળના એ આંગણા ઉપર ભગવાન મહાવીરે ધર્મભાવના અને સદાચાર – ભાવનાના અનેક કંકુવર્ણા સાથિયા પૂર્યા હતા. અહિંસાનો ગભીર નાદ સંભળાવીને માનવી હૃદયના દયાના અંકુરને વિકસાવીને ભગવાને અશક્ય લાગતુ કામ શક્ય કર્યું, અને **અહિંસાના મહામૂલા મંત્રની જગત્‌ને** પ્રાપ્તિ કરાવી.

**પ્રભુ મહાવીરની સફળતાની મુખ્ય ચાવી: સંપૂર્ણ આત્મશુદ્ધિ**

પોતે આદરેલા ધર્મ–પ્રરૂપણાના કાર્યમા પરમાત્મા મહાવીરે મેળવેલ સફળતાનો મુખ્ય આધાર એ મહાપ્રભુની આત્મશુદ્ધિ અને આત્મશક્તિના અનંત વિકાસ ઉપર છે.

પોતાની આસપાસના સંસારને દુઃખમાં ડુબેલો જોઈને તેમાથી તેનો ઉદ્ધાર કરવાની ભાવુક લાગણીઓના પ્રવાહમા તણાઈને પોતાના આત્માનુ કલ્યાણ કરવાનુ વિસારી મૂકવાની સહજ ભૂલ ઘણાય માનવીઓ કરી બેસે છે પરમાત્મા મહાવીર-દેવના જીવનની ખાસ વિશિષ્ટતા એ છે કે તેમણે લોકોપકારની અપાર લાગણીઓના પ્રવાહને રોકીને સાડાબાર વર્ષ જેટલા લાબા સમય સુધી, સાવ એકાકી જીવન ગાળી, અનેક ઘોર સકટો સહન કરીને અને ઉગ્ર તપસ્યા કરીને પહેલા સપૂર્ણ આત્મ–સિદ્ધિ મેળવી, અને પછી લોકઉદ્ધારના માટે પદાર્પણ કર્યું. આત્મ–સાધના પછીની એમની લોકકલ્યાણની પ્રવૃત્તિની સફળતાનુ શું કહેવું? શુ રાજાઓ કે શું મહારાજાઓ; શું બ્રાહ્મણો કે શુ બ્રાહ્મણેતરો, શુ સામાન્ય માણસો કે શું રાજપુત્રો, એ બધાય એમની આસપાસ ટોળે મળતા અને એમના ઉપદેશનો બોલે બોલ ઝીલીને પોતાનું કલ્યાણ કરતા! "જે તરી શકે તે તારે, જે જીતી શકે તે જીતાડે" એ વૃદ્ધવચન ખરે જ, ઘણુ સાચું છે.

**ધાર્મિક–કલહો અને સ્યાદ્વાદ–અનેકાંતવાદની ભેટ:**

એક બીજી મહત્ત્વની વસ્તુ પણ ન ભૂલવી જોઇએ તે વખતે જેમ હિંસાદિક ખૂબ વધી ગયા હતા તેમ, સાપ્રદાયિક મત મતાતરો પણ ખૂબ વધી ગયા હતા અને દરેક સંપ્રદાય પોતાના મતવ્યને સાચું બતાવવાની અને બીજા ધર્મોના તત્ત્વોને બીલકુલ ખોટા બતાવવાની એકાંત પ્રરૂપણા કરતો હતો. પરિણામે રાત દિવસ ધાર્મિક કલહ થતા હતા અને એ કલહની આગથી આખો સમાજ સતપ્ત થઇ ગયો હતો. પરમાત્મા મહાવીરદેવે, આ સાપ્રદાયિક કલેશોને શાત કરવાનો એક મહામંત્ર શોધી કાઢચો. એ મંત્ર તે સ્યાદ્વાદ–અનેકાન્તવાદ! એ અનેકાતવાદનો ઉપદેશ આપીને પ્રભુએ, કેવળ એક જ આંખે અને વસ્તુની એક જ બાજૂને જોવાને ટેવાઇ ગયેલા માનવીઓને અનેક દૃષ્ટિએ અને એક જ વસ્તુની અનેક બાજૂઓને દેખતા કર્યા પરિણામે ગેરસમજણ કે મતાધતાના કારણે અથડાઈ પડતા લોકો એક બીજાને સમજતા થયા અને નિરથક કલેશનો અંત આવ્યો. આમ મહાવીરદેવે જગતને અનેકાતવાદ — સ્યાદ્વાદની મહાન ભેટ કરી!

આ પ્રમાણે પ્રભુ મહાવીરે લોકોને ખૂબ જાગ્રત કર્યા, 'દરેક પ્રાણીનો આત્મા સરખો છે' એ દયાની ભાવનાનો પ્રવાહ દરેકના હૃદયમાં વહેતો કર્યો અને એવી રીતે આત્મિક અકર્મણ્યતા અને આધ્યાત્મિક સુષુપ્તિનો અંત આણ્યો

**અત્યારની વિષમ પરિસ્થિતિ:**

આ બધી તો ૨૫૦૦ વર્ષ પહેલાંના એ યુગથી વાત થઈ! પણ અત્યારે જો આપણે જોઈશું તો આપણને લાગ્યા વગર નહી રહે કે અત્યારે આખો સમાજ બહુ

જ બારીક પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. એ મહાપ્રભુના શાસનની શીતળ છાયામાં, પવિત્રપણે પોતાનુ જીવન જીવનારાઓની સંખ્યા આજે દિન પ્રતિદિન વધુને વધુ મર્યાદિત થતી જાય છે ધીમે ધીમે આપણી ભાવનાનો પ્રવાહ આધ્યાત્મિકતા કરતા ભૌતિકતા તરફ વહેતો જાય છે જડવાદ જગત ઉપર પોતાનું વર્ચસ્વ જમાવતો જાય છે. મૈત્રી, પ્રમોદ અને વિશ્વબંધુત્વની ઉદાત્ત ભાવનાઓ આજે અલોપ થતી જોવાય છે માનવી ધીમે ધીમે વધુને વધુ સ્વાર્થપરાયણ બનતો જાય છે પરમાત્મા મહાવીરના યુગ પહેલા જે હિંસા ધર્મના નામે કરવામા આવતી હતી, લગભગ તેટલી જ —કદાચ પ્રમાણમા તેથીય વધારે–હિંસા આજે માનવી પોતાના પોષણ માટે કે પોતાની વિલાસી વૃત્તિને પોષવા માટે કરે છે પોતાની ઇચ્છા થાય તો કેવળ એક સુંદર કમરપટો મેળવવા માટે આજનો માનવી નિર્દોષ સર્પને મારી નાખે છે અને પોતાની ઇચ્છા થાય તો, પોતાના બીનજરૂરી શોખને માટે, જીવતા જાનવરની ચામડી ઉતરડાવતા પણ એ અચકાતો નથી. વિજ્ઞાનની સાથે વધતી જતી મનુષ્યની સ્વરક્ષણ–ભાવના એટલી હદે પહોંચી ગઇ છે કે, પોતાને જુવાન થવાની ભાવના જાગે તો તે એકાદ વાનર ઉપર શસ્ત્રક્રિયા કરી તેની બલગ્રંથી પોતાના શરીરમા દાખલ કરી દે અને છતાય એને એ વાનર માટે જરાય કરુણા ન ઉપજે! અલબત આજે એ યજ્ઞની હિંસા નહિવત્ બની ગઈ છે, પણ બીજી બાજૂ આવી મોજશોખ અને શરીરપોષણની હિંસા ખૂબ વધી ગઈ છે એટલે પરિણામે નિર્દોષ પ્રાણીઓનો સંહાર તો ખૂબ વધી ગયો છે.

**પ્રભુ મહાવીરની યાદ: જિનબિંબ અને જિનાગમ:**

આ યુગનુ આવુ ભયાનક સ્વરૂપ જોતા સહેજે આપણને પ્રભુ મહાવીરની યાદ આવી જાય છે નાનામા નાના કીટાણુથી લઈને મોટામા મોટા ચક્રવર્તી સુધી દરેકને સમભાવની સ્નેહભરી નજરે નિરખનાર, અજોડ અહિંસક એ પરમકરૂણામૂર્તિ પ્રભુના ઉપદેશના પ્રચારની આજે ખરેખર ખૂબ જ આવશ્યકતા છે

શાસ્ત્રના વચનો પ્રમાણે આપણે જાણીએ છીએ કે સમગ્ર વિશ્વનો ઉદ્ધાર કરવાની શક્તિવાળા તીર્થંકર જેવા પરમ પુરુષો અત્યારે મળવા શક્ય નથી. પણ એ જ શાસ્ત્રો આપણને ફરમાવે છે કે, જિન–તીર્થંકરના અભાવમા જિનબિંબ અને જિનાગમની ઉપાસનાથી માનવી પોતાનુ કલ્યાણ સાધી શકે છે. જગત માટે જીવી જનારા પુણ્યશ્લોક પુરુષો છેવટે તો પોતાના અક્ષરદેહે–પોતે આપેલા ઉપદેશના માહિત્યરૂપે–જ અમર થાય છે. એમના એ અક્ષરદેહ–ઉપદેશ–ની ઉપાસનામા માનવી પોતાનુ શ્રેય સાધી જાય છે.

**જિનાગમ-જૈન સાહિત્યના પ્રચારની અગત્ય:**

એટલે જો આપણને જનતામા વધતી જતી આધ્યાત્મિક બેદરકારી તરફ તિરસ્કાર ઉત્પન્ન થતો હોય અને એને આપણે દૂર કરવા ચાહતા હોઈએ તો અમને લાગે છે કે આપણે વહેલામા વહેલી તકે એ પ્રભુભાષિત ઉપદેશોનો વધારેમા વધારે પ્રચાર કરવો જોઈએ. આ દિશામા હવે વધુ દુર્લક્ષ્ય કરવુ આપણને પાલવે એમ નથી. આપણું જૈન-સાહિત્ય એવં જિનભાષિત આગમો દુનિયાના કોઈ પણ તત્ત્વજ્ઞાન કરતા સરસાઈ ભોગવે એવા છે એ નિર્વિવાદ છે. જરૂર માત્ર એને જનતા સમક્ષ રજૂ કરવાની જ છે. જો એ સાહિત્ય અનેક ભાષાઓમા પ્રકટ કરાવીને લોકોના હાથમા મૂકવામા આવે તો લોકજીવન

ઉપર એની સુંદર અસર થયા વગર નહીં રહે એવો આપણે વિશ્વાસ રાખીએ. આવી રીતે એ ઉપદેશોનો પ્રચાર કરવો તે પણ એ મહાપ્રભુની ઉપાસના જ છે

**"મહાવીર-ચરિત્ર"ની માગણી અને અગત્ય :**

આ પ્રસંગે એક બીજી, અને અત્યારે ઘણી જ અગત્યની ગણાતી, વસ્તુનો નિર્દેશ કર્યા વગર અમે રહી શકતા નથી ! એ વસ્તુ છે પ્રભુ મહાવીરના જીવન-ચરિત્રની વાત ! જોકે પ્રખર વિદ્વાન, ગીતાર્થ અનેક પૂર્વાચાર્યોએ સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષામાં રચેલાં, શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનાં, અનેક વિદ્વતાભર્યા સુંદર જીવન-ચરિત્રો આપણા વિપુલ સાહિત્યભંડારમાં હયાત છે છતાં અત્યારની પલટાતી લોક-રુચિને અનુકૂળ થઈ પડે એવા અને દરેકે દરેક — જૈન કે અજૈન — મહાનુભાવ જેનો સ્વીકાર કરવા પ્રેરાય એવા "મહાવીર-ચરિત્ર"ની ઊણપ તો જરૂર જણાઈ આવે છે અને તેથી આજે પૌર્વાત્ય સભ્યતા (Oriental Culture)ના ઉપાસક દરેક, જૈન કે અજૈન વિદ્વાન એક સુંદર, સર્વાંગપૂર્ણ મહાવીર-ચરિત્રની એકી અવાજે માગણી કરી રહ્યા છે. એક વ્યક્તિ પોતાની જાતે ગમે તેટલી ઊંચી કે ગમે તેટલી મહત્ત્વપૂર્ણ હોય, તોપણ જો તે વ્યક્તિને તેના યોગ્ય સ્વરૂપમા જનતા સમક્ષ મૂકવામા ન આવે તો, જનતા એ વ્યક્તિને એના સાચારૂપે ન ઓળખી શકે કે એના ઉન્નત એવા પણ જીવનથી લાભ ન ઉઠાવી શકે એ સમજી શકાય એવી વાત છે એટલે આપણે આશા રાખીએ કે આપણા સમાજનો વિદ્વદ્વર્ગ એ તરફ ધ્યાન આપી એ ઊણપને દૂર કરવા પ્રયત્નશીલ થશે.

**સાહિત્યમાં જીવન-ચરિત્રોની મહત્તા :**

આજે 'સાહિત્ય'ના નામે ઘણુંય સાહિત્ય પ્રકાશિત થતુ જાય છે. પણ માનવ-જીવનના અંતિમ કલ્યાણને બતાવી શકે એવા સાહિત્યની ખૂબ ખોટ છે. એવા સાહિત્ય વગર દુનિયાને ઉન્નતિનો માર્ગ ન મળી શકે એ દીવા જેવી વાત છે. એવા સાહિત્યમા આત્મસાધક તરીકેનુ આધ્યાત્મિક-જીવન જીવી જનારા મહાપુરુષોના જીવન-ચરિત્રોનુ સ્થાન ઘણુ ઊંચુ છે. જીવન ચરિત્રને વાચવાથી એક વાસ્તવિક જીવનની ઊંડી અસર માણસ ઉપર પડે છે અને એમાંથી માણસ અનેક પ્રેરણાઓ અને આશાઓને મેળવી શકે છે.

**'મહાવીર-ચરિત્ર' તૈયાર કરવામાં મુશ્કેલી :**

જે મહાપુરુષને થયા આજે પચીસ સૈકા જેટલો લાંબો સમય વીતી ગયો અને જે કાળમા આત્મ-લઘુતામા જ આનંદ માણતો માનવી કોઈ પણ વિશિષ્ઠ પ્રકારના ઇતિહાસને સંઘરતો ન હતો, એવા યુગના એક મહાપુરુષનુ ઐતિહાસિક મહત્ત્વવાળું જીવન-ચરિત્ર તૈયાર કરવામાં અનેક મુશ્કેલીઓ રહેલી છે એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ. પણ સાથે સાથે નમ્ર ભાવે એ પણ જણાવીએ છીએ કે એવી ગમે તેટલી મુશ્કેલીઓ હોય તોપણ તે દૂર ન જ થઈ શકે એવું કશુંય નથી ! પ્રયત્ન કરવામા આવે તો અવશ્ય સફળતા મળે જ ! અલબત્ત એક ઐતિહાસિક મહાપુરુષ માટે કોઈ કોઈ બાબતમા વિચારકો અને વિદ્વાનોમાં પ્રામાણિક મતભેદ જરૂર હોય પણ એ મતભેદના કારણે એ મહાપુરુષની મહત્તામાં જરાય ઊણપ નથી આવતી. એટલે એવી-મતભેદ જન્ય કે બીજી કોઈ પણ મુશ્કેલીઓથી આપણને આપણા કાર્યમાં અટકાયત ન જ થવી જોઈએ. ભગવાન્ મહાવીરની માફક ભગવાન્ બુદ્ધદેવ પણ

આજથી ૨૫ સૈકા પહેલાં થઈ ગયા છે. છતા આજે એમના અનેક જીવન-ચરિત્રો ઉપલબ્ધ થાય છે. આ દાખલાથી પણ આપણને આ કાર્યમાં ઉત્તેજના મળવી જોઈએ!

**આપણાં શક્તિ અને સાધનો, મહાવીર-ચરિત્રની યોજના :**

વળી ભગવાન્ મહાવીરનુ ચરિત્ર તૈયાર કરવામાં બીજાં કોઈ પણ જાતનાં સાધનોની આપણે ત્યા ઊણપ હોય એમ અમે નથી માનતા! વખત આવ્યે જરૂરિયાત પ્રમાણે નાણા ભેગાં કરવા માટે આજે પણ આપણો સમાજ પંકાય છે. બીજી તરફ પૂજ્ય મુનિરાજો અને ગૃહસ્થોમાં આપણે ત્યાં એવા વિદ્વાનો પણ હયાત છે કે જેઓ ધારે તો અવશ્ય મહાવીર-ચરિત્ર તૈયાર કરી શકે! કોઇ વિશિષ્ટ પ્રકારનાં સાધનોના અભાવે સરસ મહાવીર-ચરિત્ર તૈયાર થઇ શકયુ નથી એ વાતને અમે બહુ વજુદ નથી આપતા. આ માટે જો કોઈ જવાબદાર હોય તો તે કેવળ આપણુ દુર્લક્ષ્ય-બેદરકારી જ છે.

"મહાવીર-ચરિત્ર" કેવી રીતે તૈયાર કરવુ એની યોજનાના વિવેચનમા ઉતર્યા વગર એટલુ તો અમે અવશ્ય સૂચવવા માગીએ છીએ કે એક આદર્શ "મહાવીર-ચરિત્ર" નિર્માણ કરવા માટે કેવળ એક જ વિદ્વાનના પ્રયત્નો ધારી સફળતા ન જ અપાવી શકે. એના માટે તો એક "શ્રી મહાવીર-ચરિત્ર પ્રકાશનમંડળ" કે એવા કોઇ નામનું વિદ્વદ્-મંડળ કાયમ કરવું જોઈએ અને એમાં જૈન તેમજ જૈનોનાં તત્ત્વોને અપનાવી રહેલા અજૈન વિદ્વાનોને દાખલ કરવા જોઈએ. એ મંડળ મારફત જુદા જુદા વિષયોની સંપૂર્ણ માહિતી મેળવીને, જ્યાં જરૂરી જણાય ત્યા અમુક માહિતી મેળવવા માટે ઇનામી નિબંધો વગેરેની યોજના દ્વારા જરૂરી માહિતી મેળવીને, એક સુદર "મહાવીર-ચરિત્ર" તૈયાર થઈ શકે, અને આવી રીતે તૈયાર થએલ "મહાવીર-ચરિત્ર"નો મુખ્ય મુખ્ય બધી ભાષામા અનુવાદ કરીને તે તે ભાષાભાષિયોને તે પહોંચાડી શકાય!

જરૂરત જણાય તો આ ચરિત્રને અંગે અમેરીકાના નોબલ પારિતોષિક જેવી એકાદ મોટી ઇનામી યોજના કરવી પડે તો તે પણ આપણને ન પરવડે એમ તો નથી જ!

**લોકભોગ્ય "મહાવીર-ચરિત્ર" :**

મહાવીર-ચરિત્રની આટલી બધી અગત્ય હોવાને કારણે એક બીજી વસ્તુ તરફ પણ અમે સૌનુ ધ્યાન દોરવા માગીએ છીએ એક ગ્રંથ અને ખાસ કરીને જીવન-ચરિત્રને લગતો ગ્રથ સર્વાંગસંપૂર્ણ-બધીય ઐતિહાસિક અને બીજી માહિતીથી પૂર્ણ-હોય તો જ એ જીવન ઉપર અસર કરે છે એવુ ખાસ તો કશુ જ નથી! જાહેર સામાન્ય પ્રજા તો સામાન્ય ચરિત્રોમાથી પણ પ્રેરણાને મેળવી શકે છે તેથી ઉપર કહ્યા પ્રમાણેનુ સમગ્ર માહિતીવાળુ એવું વિદ્વદ્ભોગ્ય "મહાવીર-ચરિત્ર" તૈયાર થાય ત્યાસુધી તેની રાહ જોઇને બેસી ન રહેતા, લોક-ભોગ્ય એવા નાના મોટા અનેક "મહાવીર-ચરિત્રો" તૈયાર કરવા અને પ્રકાશિત કરવા તરફ આપણે ધ્યાન આપવુ જોઈએ વળી કેવળ સળંગ જીવન-ચરિત્રો જ શું પણ કવિતાઓ, નાની મોટી કથાઓ કે એવા છૂટક સાહિત્ય દ્વારા પણ મહાવીરસ્વામીના જીવન-પ્રસગો જનતા જાણતી થાય એમ કરવુ જોઇએ આમ કરવાથી કવિ તરીકેની, કથા લેખક તરીકેની કે ગંભીર સાહિત્યના લેખક તરીકેની કળાને ધારણ કરનાર દરેક વિદ્વાનને એમા પોતાનો ભાગ આપવાનો સુયોગ મળશે અને સમાજને એક જ વિષયને લગતુ વિવિધ રસભર્યું સાહિત્ય વાચવા મળશે. વિદ્વાનોના આવા

ઉપર એની સુંદર અસર થયા વગર નહી રહે એવો આપણે વિશ્વાસ રાખીએ. આવી રીતે એ ઉપદેશોનો પ્રચાર કરવો તે પણ એ મહાપ્રભુની ઉપાસના જ છે.

**"મહાવીર-ચરિત્ર"ની માગણી અને અગત્ય :**

આ પ્રસંગે એક બીજી, અને અત્યારે ઘણી જ અગત્યની ગણાતી, વસ્તુનો નિર્દેશ કર્યા વગર અમે રહી શકતા નથી ! એ વસ્તુ છે પ્રભુ મહાવીરના જીવન-ચરિત્રની વાત ! જોકે પ્રખર વિદ્વાન, ગીતાર્થ અનેક પૂર્વાચાર્યોએ સંસ્કૃત તેમજ પ્રાકૃત ભાષામાં રચેલાં, શ્રમણ ભગવાન મહાવીરસ્વામીનાં, અનેક વિદ્વતાભર્યા સુંદર જીવન-ચરિત્રો આપણા વિપુલ સાહિત્યભંડારમાં હયાત છે છતા અત્યારની પલટાતી લોક-રુચિને અનુકૂળ થઈ પડે એવા અને દરેકે દરેક — જૈન કે અજૈન — મહાનુભાવ જેનો સ્વીકાર કરવા પ્રેરાય એવા "મહાવીર-ચરિત્ર"ની ઊણપ તો જરૂર જણાઈ આવે છે અને તેથી આજે પૌર્વાત્ય સભ્યતા (Oriental Culture)ના ઉપાસક દરેક, જૈન કે અજૈન વિદ્વાન એક સુંદર, સર્વાંગપૂર્ણ મહાવીર-ચરિત્રની એકી અવાજે માગણી કરી રહ્યા છે એક વ્યક્તિ પોતાની જાતે ગમે તેટલી ઊંચી કે ગમે તેટલી મહત્ત્વપૂર્ણ હોય, તોપણ જો તે વ્યક્તિને તેના યોગ્ય સ્વરૂપમા જનતા સમક્ષ મૂકવામા ન આવે તો, જનતા એ વ્યક્તિને એના સાચારૂપે ન ઓળખી શકે કે એના ઉન્નત એવા પણ જીવનથી લાભ ન ઉઠાવી શકે એ સમજી શકાય એવી વાત છે એટલે આપણે આશા રાખીએ કે આપણા સમાજનો વિદ્વદ્વર્ગ એ તરફ ધ્યાન આપી એ ઊણપને દૂર કરવા પ્રયત્નશીલ થશે.

**સાહિત્યમાં જીવન-ચરિત્રોની મહત્તા :**

આજે 'સાહિત્ય'ના નામે ઘણુંય સાહિત્ય પ્રકાશિત થતુ જાય છે. પણ માનવ-જીવનના અંતિમ કલ્યાણને બતાવી શકે એવા સાહિત્યની ખૂબ ખોટ છે. એવા સાહિત્ય વગર દુનિયાને ઉન્નતિનો માર્ગ ન મળી શકે એ દીવા જેવી વાત છે. એવા સાહિત્યમા આત્મસાધક તરીકેનુ આધ્યાત્મિક-જીવન જીવી જનારા મહાપુરુષોના જીવન-ચરિત્રોનુ સ્થાન ઘણુ ઊંચુ છે. જીવન ચરિત્રને વાચવાથી એક વાસ્તવિક જીવનની ઊંડી અસર માણસ ઉપર પડે છે અને એમાંથી માણસ અનેક પ્રેરણાઓ અને આશાઓને મેળવી શકે છે.

**'મહાવીર-ચરિત્ર' તૈયાર કરવામાં મુશ્કેલી :**

જે મહાપુરુષને થયા આજે પચીસ સૈકા જેટલો લાંબો સમય વીતી ગયો અને જે કાળમા આત્મ-લઘુતામા જ આનંદ માણતો માનવી કોઈ પણ વિશિષ્ઠ પ્રકારના ઇતિહાસને સંઘરતો ન હતો, એવા યુગના એક મહાપુરુષનુ ઐતિહાસિક મહત્ત્વવાળું જીવન-ચરિત્ર તૈયાર કરવામાં અનેક મુશ્કેલીઓ રહેલી છે એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ. પણ સાથે સાથે નમ્ર ભાવે એ પણ જણાવીએ છીએ કે એવી ગમે તેટલી મુશ્કેલીઓ હોય તોપણ તે દૂર ન જ થઈ શકે એવું કશુય નથી ! પ્રયત્ન કરવામા આવે તો અવશ્ય સફળતા મળે જ ! અલબત્ત એક ઐતિહાસિક મહાપુરુષ માટે કોઈ કોઈ બાબતમા વિચારકો અને વિદ્વાનોમાં પ્રામાણિક મતભેદ જરૂર હોય પણ એ મતભેદના કારણે એ મહાપુરુષની મહત્તામાં જરાય ઊણપ નથી આવતી. એટલે એવી-મતભેદ જન્ય કે બીજી કોઈ પણ મુશ્કેલીઓથી આપણને આપણા કાર્યમાં અટકાયત ન જ થવી જોઈએ. ભગવાન્ મહાવીરની માફક ભગવાન્ બુદ્ધદેવ પણ

આજથી ૨૫ સૈકા પહેલાં થઈ ગયા છે. છતાં આજે એમના અનેક જીવન-ચરિત્રો ઉપલબ્ધ થાય છે. આ દાખલાથી પણ આપણને આ કાર્યમાં ઉત્તેજના મળવી જોઈએ!

**આપણાં શક્તિ અને સાધનો, મહાવીર-ચરિત્રની યોજના:**

વળી ભગવાન્ મહાવીરનુ ચરિત્ર તૈયાર કરવામાં બીજાં કોઈ પણ જાતનાં સાધનોની આપણે ત્યા ઊણપ હોય એમ અમે નથી માનતા! વખત આવ્યે જરૂરિયાત પ્રમાણે નાણા ભેગાં કરવા માટે આજે પણ આપણો સમાજ પંકાય છે. બીજી તરફ પૂજ્ય મુનિરાજો અને ગૃહસ્થોમાં આપણે ત્યાં એવા વિદ્વાનો પણ હયાત છે કે જેઓ ધારે તો અવશ્ય મહાવીર-ચરિત્ર તૈયાર કરી શકે! કોઇ વિશિષ્ટ પ્રકારનાં સાધનોના અભાવે સરસ મહાવીર-ચરિત્ર તૈયાર થઇ શકયું નથી એ વાતને અમે બહુ વજુદ નથી આપતા. આ માટે જો કોઈ જવાબદાર હોય તો તે કેવળ આપણુ દુર્લક્ષ્ય-બેદરકારી જ છે.

"મહાવીર-ચરિત્ર" કેવી રીતે તૈયાર કરવુ એની યોજનાના વિવેચનમા ઉતર્યા વગર એટલુ તો અમે અવશ્ય સૂચવવા માગીએ છીએ કે એક આદર્શ "મહાવીર-ચરિત્ર" નિર્માણ કરવા માટે કેવળ એક જ વિદ્વાનના પ્રયત્નો ધારી સફળતા ન જ અપાવી શકે. એના માટે તો એક "શ્રી મહાવીર-ચરિત્ર પ્રકાશનમંડળ" કે એવા કોઇ નામનુ વિદ્વદ્-મંડળ કાયમ કરવું જોઈએ અને એમાં જૈન તેમજ જૈનોનાં તત્ત્વોને અપનાવી રહેલા અજૈન વિદ્વાનોને દાખલ કરવા જોઈએ. એ મંડળ મારફત જુદા જુદા વિષયોની સંપૂર્ણ માહિતી મેળવીને, જ્યા જરૂરી જણાય ત્યા અમુક માહિતી મેળવવા માટે ઈનામી નિબંધો વગેરેની યોજના દ્વારા જરૂરી માહિતી મેળવીને, એક સુદર "મહાવીર-ચરિત્ર" તૈયાર થઈ શકે, અને આવી રીતે તૈયાર થએલ "મહાવીર-ચરિત્ર"નો મુખ્ય મુખ્ય બધી ભાષામા અનુવાદ કરીને તે તે ભાષાભાષિયોને તે પહોંચાડી શકાય!

જરૂરત જણાય તો આ ચરિત્રને અંગે અમેરીકાના નોબલ પારિતોષિક જેવી એકાદ મોટી ઈનામી યોજના કરવી પડે તો તે પણ આપણને ન પરવડે એમ તો નથી જ!

**લોકભોગ્ય "મહાવીર-ચરિત્ર".**

મહાવીર-ચરિત્રની આટલી બધી અગત્સ હોવાને કારણે એક બીજી વસ્તુ તરફ પણ અમે સૌનુ ધ્યાન દોરવા માગીએ છીએ એક ગ્રંથ અને ખાસ કરીને જીવન-ચરિત્રને લગતો ગ્રથ સર્વાંગસપૂર્ણ-બધીય ઐતિહાસિક અને બીજી માહિતીથી પૂર્ણ-હોય તો જ એ જીવન ઉપર અસર કરે છે એવું ખાસ તો કશુ જ નથી! જાહેર મામાન્ય પ્રજા તો સામાન્ય ચરિત્રોમાથી પણ પ્રેરણાને મેળવી શકે છે તેથી ઉપર કહ્યા પ્રમાણેનુ સમગ્ર માહિતીવાળુ એવું વિદ્વદ્ભોગ્ય "મહાવીર-ચરિત્ર" તૈયાર થાય ત્યાસુધી તેની રાહ જોઇને બેસી ન રહેતા, લોક-ભોગ્ય એવા નાના મોટા અનેક "મહાવીર-ચરિત્રો" તૈયાર કરવા અને પ્રકાશિત કરવા તરફ આપણે ધ્યાન આપવુ જોઈએ ળી કેવળ સળગ જીવન-ચરિત્રો જ શું પણ કવિતાઓ, નાની મોટી કથાઓ કે એવા છૂટક સાહિત્ય દ્વારા પણ મહાવીરસ્વામીના જીવન-પ્રસગો જનતા જાણતી થાય એમ કરવું જોઇએ આમ કરવાથી કવિ તરીકેની, કથા લેખક તરીકેની કે ગભીર સાહિત્યના લેખક તરીકેની કળાને ધારણ કરનાર દરેક વિદ્વાનને એમા પોતાનો ભાગ આપવાનો સુયોગ મળશે અને સમાજને એક જ વિષયને લગતું વિવિધ રસભર્યું માહિત્ય વાચવા મળશે વિદ્વાનોના આવા

નાના કે મોટા પ્રયત્નોને ઉત્તેજન આપીને કે એવાં પુસ્તકો અનેક ભાષાઓમા લોકોને ઓછામાં ઓછા મૂલ્યે મળી શકે એવી વ્યવસ્થા કરીને ધનવાનો પોતાની લક્ષ્મીને સાર્થક કરવાની સાથે એ પ્રભુની ઉપાસનામાં પોતાનુ અર્ધ્ય આપી શકે!

ફરીને એક વખત આપણા બધાય વિદ્વાનોનુ આ અતિ મહત્ત્વના કાર્ય તરફ ધ્યાન દોરીને અમે આશા રાખીએ છીએ કે આપણે બધાય જરૂર એ દિશામાં આપણા પ્રયત્નોના પ્રવાહને પ્રવાહિત કરીશું અસ્તુ!

**પ્રસ્તુત વિશેષાંક બાબત :**

પ્રસ્તુત વિશેષાંકની યોજના પણ મહાવીર–ચરિત્રની અત્યારની ખામી અને વધતી જતી અગત્યના કારણે જ કરવામાં આવી છે. સંભવ છે આવો એકાદ વિશેષાક જોઈને કોઇક વિદ્વાન ને "મહાવીર – ચરિત્ર" તૈયાર કરવાની પ્રેરણા જાગે!

આ વિશેષાંકમાં ભગવાન્ મહાવીરસ્વામી સંબંધી, જુદા જુદા વિદ્વાનોના અનેક લેખો આપવા છતાં, અમારી ઇચ્છા પ્રમાણેનુ સાહિત્ય કદાચ અમે નહિ આપી શકયા હોઈએ — નથી આપી શક્યા એ વાત સાચી છે. આમ છતાંય અમે, જરાય નિરાશ નહિ થતાં, જરૂર આશા રાખીએ છીએ કે આજે આટલા વિદ્વાનોનો સહકાર મેળવનારું "શ્રી જૈન સત્ય પ્રકાશ" એક વખત બધાય પૂજ્ય મુનિરાજો અને વિદ્વાનોનો સહકાર મેળવી શકશે!

આ પ્રસંગે એક વાત અમારે સ્પષ્ટ કરવી જોઈએ! અમે પહેલાં કહી ગયા તેમ એક ઐતિહાસિક મહાપુરુષના જીવન માટે વિદ્વાનોમાં કોઈક વિષય પરત્વે પ્રામાણિક મતભેદ હોય એ બનવા જેવું છે શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીના જીવનની કોઈ કોઈ ઘટના માટે પણ આવા પ્રામાણિક મતભેદને અવકાશ હોઈ શકે। આ અંકમાના કોઈ કોઈ લેખમાં પણ કદાચ એવો મતભેદ દૃષ્ટિગોચર થશે! પણ એનો, કેવળ એ "મતભેદ" હોવાના કારણે જ, સ્વીકાર કે તિરસ્કાર ન થવો જોઈએ, તેમજ આ માસિકમા એ છપાએલ છે એટલે અમારે એ સ્વીકાર્ય જ છે એમ પણ કોઈએ ન માની લેવુ ઘટે!

અમે જાહેર કરેલી યોજના પ્રમાણે આ વિશેષાક કાર્તિક શુકલા પંચમીના દિવસે અમારે પ્રકટ કરવો જોઈતો હતો પરન્તુ જુદા જુદા વિદ્વાનોને લેખ માટે વિજ્ઞપ્તિ–પત્ર મોકલી તેમની પાસેથી લેખ મેળવવામા થયેલ વિલંબ તેમજ અંકનું કદ ધાર્યા કરતા લગભગ દોઢ – બેગણું થઈ જવાથી તે કાર્યને પહોંચી વળવાનુ કાર્ય, આ બધા કારણોને લઈને એક મહિનાના વિલબ પછી કાર્તક અને માગસરના ભેગા અંક તરીકે આ વિશેષાંક પ્રકટ કરવાનુ અમારા માટે અનિવાર્ય થઈ પડયું હતુ. આશા છે કે અમારા વાચકો અમારી આ મુશ્કેલીઓનો વિચાર કરી આ વિલબને જતો કરશે!

આ વિશેષાંક તૈયાર કરવામા જે જે વિદ્વાનોએ પોતાના લેખો મોકલવાની ઉદારતા બતાવીને અમારા આ કાર્યમા અમને સહકાર આપ્યો છે તેમના અમે અત્યંત આભારી છીએ. અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમા પણ તેઓ આવો જ સહકાર આપતા રહેશે!

છેવટે – આ વિશેષાક જોઈને આપણામા "મહાવીર – ચરિત્ર" તૈયાર કરવાની ભાવના જાગે અને વહેલામા વહેલી તકે આપણે એક સુંદર "મહાવીર–ચરિત્ર" સમાજને ભેટ ધરી શકીએ એ જ ભાવના!

# महावीर-चरित्र-मीमांसा

लेखक
मुनिराज श्री कल्याणविजयजी

## १ जीवनचरित्र की दुर्गमता

आज चारों तरफ से भगवन् महावीर के 'जीवनचरित्र' की मांग है। एतद्देशीय और विदेशीय सभी जैनधर्म के अभ्यासी विद्वान् 'महावीरचरित्र' के लिये लालायित है। यह पंक्तिलेखक भी इसी आवश्यकता के वश लगभग १५ वर्ष से इस विषय की तरफ झुका हुआ है, तथापि अब तक सर्व-भोग्य फलप्राप्ति नहीं हुई। इसका कारण महावीर के जीवनचरित्र की दुर्गमता है। इस विषय का जितना अधिक अध्ययन और चिन्तन किया जाता है, उतना ही वह अधिक दुर्गम और अव्यक्त प्रतीत होता जाता है। हमारी प्रवृत्ति के जानकार कई सज्जन पूछा करते है—'आपका महावीरचरित्र सबन्धी परिश्रम कभी सफल भी होगा या नही?' और इस प्रकार उलहना देते देते कइ सज्जन तो इस संसार से बिदा भी हो चुके, फिर भी हमारा आरब्ध कार्य अभी संपूर्ण नहीं हुआ। इस दीर्घ विलंब कारण क्या है? इसकी चर्चा की यहां विशेष जरूरत नहीं, पाठकगण हमारे इस कार्य की कारणसामग्री के विषय में जब सुनेंगे तो उन्हें स्वयं विश्वास हो जायगा कि यह कार्य जैसा सरल समझा जाता है, वास्तव में वैसा नहीं है।

## २ चरित्र की मौलिक सामग्री

यदि हम भगवान् महावीर के जीवनचरित्र की मौलिक सामग्री के विषय में कुछ कहना चाहें तो हमारी दृष्टि सब से पहले १ आचाराङ्ग, २ कल्पसूत्र और ३ आवश्यक-सूत्र की निर्युक्ति, भाष्य, चूर्णि तथा टीका पर पडती है। इन सूत्रों में भगवान के जीवनचरित्र संबन्धी सविस्तर चर्चा है।

उक्त सूत्रों के अतिरिक्त आचार्य नेमिचन्द्र और हेमचन्द्रसूरिकृत मध्यकालीन 'महावीरचरित्रो' में भी भगवान के जीवनचरित्र के 'कुछ अंग' उपलब्ध होते है।

हमारे इस 'कुछ अंग' का तात्पर्य यह है कि इन सभी सूत्रों और ग्रन्थों मे व्यवस्थित रूप से भगवान की छद्मस्थावस्था की ही चर्चा है। केवली-जीवन के ३०

वर्ष का लंबा समय भगवान ने कहां व्यतीत किया, कौन वर्षाचातुर्मास्य किस स्थान में किया और वहां क्या क्या धर्मकार्य हुए, कौन कौन प्रतिबोध पाये इत्यादि बातों का कहीं भी निरूपण नहीं मिलता। पिछले चरित्रों में भगवान के केवलीजीवन के कतिपय प्रसंगों का वर्णन अवश्य दिया है, परन्तु उन में भी कालक्रम न होने से चरित्र की दृष्टि से वे बिलकुल महत्त्व—हीन हो गये है।

### ३ मौलिक सामग्री में पारस्परिक विरोध

हमारी शिकायत यहीं पूरी नहीं होती। मौलिक चरित्र लेखक भी कई स्थानों में एक दूसरे के कथन से विरुद्ध चले गये है, और सब से विशेष शोचनीय बात तो यह है कि उन्होंने विषयनिरूपण मे घटनाओं के कालक्रम का तो विचार ही नहीं किया।

नीचे के विवरण से हमारे उक्त कथन की सत्यता समझ में आ सकेगी।

आचाराङ्गसूत्रकार महावीर के तप के सम्बन्ध में लिखते हैं—

"छठेणं एगया भुंजे अहवा अठमेण दसमेणं दुवालसमेणं एगया भुंजे" अर्थात् 'वे कभी दो उपवास के बाद भोजन करते, कभी तीन, कभी चार और पांच उपवास के अन्त में भोजन करते हैं।'

अब आवश्यक निर्युक्ति, भाष्य और चूर्णि का मत देखिये, इन ग्रन्थों में महावीर के कुल तप और पारणा के दिन गिना दिये है जिनमें चार और पांच उपवास के तप का उल्लेख ही नहीं है।

इसी प्रकार आवश्यक में महावीर की छद्मस्थावस्था का समय बराबर १२ वर्ष, ६ मास और १५ दिन का माना है और इसी हिसाब से उनके तप और पारणों की दिनसंख्या मिलाई है, परन्तु महावीर ने मार्गशीर्ष वदि १० को दीक्षा ली और तेरहवें वर्ष वैशाख सुदि १० को केवलज्ञान पाया, यह छद्मस्थकाल सौर वर्ष की गणना से १२ वर्ष और साढे पांच मास, प्रकर्म संवत्सर की गणना से १२ वर्ष साढे सात मास और चान्द्र संवत्सर की गणना से १२ वर्ष साढे नव मास के बराबर होता है। आवश्यककार की कही हुई १२ वर्ष साढे छः मास की संख्या किसी भी व्यावहारिक गणना से सिद्ध नहीं होती।

### ४ चरित्रों की अनवस्थित शैली

उक्त सूत्रकारों ने तो भगवान के केवलि—जीवन का स्पर्श ही नहीं किया, परन्तु चरित्रकारों ने भी उसके लिखने का उपक्रम करके भी साधनाभाव से अथवा तो

रुचिवैचित्र्य के कारण घटनाक्रम से कोई बात नहीं लिखी। केवलिजीवन के ३० चातुर्मास्यों में से अन्तिम चातुर्मास्य के सिवा शेष २९ चातुर्मास्य भगवान ने किस समय कहां कहां किये ? किस चातुर्मास्य में क्या क्या महत्त्वपूर्ण घटनायें घटीं इत्यादि महत्त्वपूर्ण बातों के संबन्ध में उन्होंने एक शब्द भी नहीं लिखा। हां, केवलिजीवन से सम्बन्ध रखनेवाली अपनी पसन्दगी की कुछ घटनायें उन्होंने अपने चरित्रों में अवश्य लिख दी है, जिनमें कालक्रम का कोई खयाल नही रक्खा गया।

### ५ चरित्रों का केवलि-विहारक्रम

भगवान के छद्मस्थ जीवन के संबन्ध में हमें कुछ भी नहीं कहना। क्योंकि इस विषय में सूत्र और चरित्र सभी लगभग एक मत है। मतभेद अथवा अनवस्था केवलि-जीवन के सम्बन्ध में ही है, अतः यहां हम केवलिविहार का ही विचार करेंगे।

आजकल अधिक प्रसिद्ध और लभ्य महावीरचरित्र तीन है—१ला नेमिचन्द्रसूरि-कृत प्राकृत महावीरचरित्र, २ रा गुणचन्द्रसूरिरचित प्राकृत महावीरचरित्र और ३ रा आचार्य हेमचन्द्रसूरिविरचित त्रिषष्टिशलाकापुरुषचरित्रान्तर्गत संस्कृत महावीरचरित्र।

यहां हम उक्त तीनों चरित्रों में वर्णित भगवान के केवलि-विहार का कुछ विवरण देंगे ताकि हमारे कथन की वास्तविकता समझ में आ जायगी।

लाघवार्थ यहां हम उक्त चरित्रों का क्रमशः 'क' 'ख' और 'ग' चरित्र के नाम से उल्लेख करेंगे, पाठक महाशय इस 'परिभाषा' को लक्ष्य में रक्खें।

(१) 'क' चरित्र के लेखानुसार भगवान् महावीर मध्यमा के महासेन उद्यान से विहार करते हुए राजगृह पहुचे थे, जहां उनके उपदेश से राजा श्रेणिक और अभयकुमार क्रमशः सम्यग्दृष्टि और देशविरति श्रावक हुए थे।

'ख' चरित्र के कथनानुसार महावीर महासेन से निकल कर विहार क्रमसे विचरते हुए ब्राह्मणकुण्ड तथा क्षत्रियकुण्ड पधारे थे और वहां ऋषभदत्त, देवानन्दा, जमालि और प्रियदर्शना आदि को दीक्षायें दी थीं।

'ग' चरित्र के वर्णनानुसार भगवान् मध्यमा के महासेन वन से विचरते हुए राजगृह की तरफ जाते है और वर्षों तक वहां उपदेश करते है। सर्व प्रथम वहां नागरथिक और सुलसा को प्रतिबोध होता है। श्रेणिक-चेल्लना का विवाह भी उसी समय में होता है। अन्य अवसर पर भगवान् फिर राजगृह जाते हैं और मेघकुमार तथा कुछ समय के बाद नन्दीषेण को दीक्षा देते है। तीसरी वार आप राजगृह पधारते है तब चेल्लना के सतीत्व के सबन्धमें श्रेणिक पूछता है और भगवान् उसकी शंका का

निवारण करते है। चौथी बार फिर भगवान राजगृह पधारते है और श्रेणिक की दुर्गन्धा रानी की दीक्षा तथा गोशालक के साथ आर्द्रकुमार मुनि की चर्चा होती है। इस प्रकार ४ बार भगवान राजगृह गये और जो जो घटनायें घटी उन सभी का 'ग' चरित्र ने एक ही साथ वर्णन कर दिया है।

(२) 'क' चरित्र के अनुसार भगवान् राजगृह से चम्पाकी तरफ विहार करते है जहां पृष्टचम्पा के राजा युवराज सालमहासाल की दीक्षा होती है।

'ख' चरित्र के मत से भगवान् क्षत्रियकुण्ड से कौशाम्बी की तरफ विचरते हैं।

'ग' चरित्र भी राजगृह सम्बन्धी अनेक घटनाओं का वर्णन करने के बाद भगवानको वहां से कौशाम्बी की तरफ विहार करवाता है।

'ख' 'ग' दोनों चरित्र कौशाम्बी में मृगावती तथा चण्डप्रद्योत की अंगारवती प्रमुख ८ पट्टरानियों की दीक्षा का वृत्तान्त वर्णन करते है।

(३) 'क' चरित्र सालमहासाल की दीक्षा के बाद कालान्तर में पृष्टचम्पा के राजा गागलि, पिठर आदि की दीक्षा का प्रतिपादन करता है।

'ख' तथा 'ग' चरित्र कौशाम्बी से वाणिज्यग्राम की तरफ भगवान को विहार कराते है और एक ही सिलसिले में आनन्दादि दशों ही श्रावकों के प्रतिबोध का निरूपण करते हैं।

(४) 'क' चरित्र इसके बाद गौतम के अष्टापद गमन सम्बन्धी प्रसंग का वर्णन करता है।

'ख' और 'ग' फिर भगवान को कौशाम्बी की तरफ विहार कराते है, और सविमान सूर्यचन्द्र के उतरने की बात कहते है।

(५) 'क' चरित्र के मत से गौतम के अष्टापद जाने के बाद भगवान् श्रावस्ती जाते है, और वहां गोशालक के साथ क्लेशप्रसंग उपस्थित होता है।

'ख' तथा 'ग' चरित्र के अनुसार भगवान् कौशाम्बी से श्रावस्ती जाते है; जहां गोशालक के साथ तकरार होती है।

(६) गोशालकवाली तकरार, उस के बाद भगवान की बिमारी और उसकी निवृत्ति इन बातों के निरूपण में तीनों चरित्र एक–मत हैं।

फिर 'क' चरित्र मेघ, मृगावती, सुलसा, नन्द, उदायन, दशार्णभद्र, अतिमुक्तक, शालिभद्र, धन्य, आनन्द आदि के प्रतिवोध का निर्देश मात्र कर के अपनी कथा समेटता है, और भगवान् अपापापुरी पहुंचते हैं।

આધિક સમય સુધીમાં માત્ર શૂલપાણિના ઉપસર્ગથી અંતર મુહૂર્ત નિદ્રાનો પ્રમાદ થયો તે સિવાય કદીએ નિદ્રા તથા અન્ય પ્રમાદને તેમણે સેવ્યો નથી.

સૂના મકાનમાં કુકર્મ માટે આવેલા વ્યભિચારિઓ પૂછતા કે કોણ ઉભો છે? ત્યારે પ્રભુ મૌન રહેતા તેથી ઘણી વખતે દષ્ટિ—મુષ્ટિ—પાદ પ્રહારની તાડનાઓ તેઓ સમભાવે સહન કરતા કોઈ વખતે તેવું કારણ જોઈ બોલતા કે હું ભિક્ષુ છુ, ત્યારે તેનાઓ કહેતા કે અહીંથી ચાલ્યો જા, તો પ્રભુ, તેમને અપ્રીતિ ન થાય તે માટે ઘણી વખતે, ત્યાંથી ચાલ્યા પણ જતા ! વંદનો હો ! મહાવીરની એ સમભાવી વીર-વૃત્તિને!

પોતાનાં તીવ્ર કર્મ ખપાવવા માટે અનાર્ય દેશમાં વિચરતા પ્રભુને કેટલાક અનાર્ય માણસો બચકાં ભરતા અને કેટલાક સળગતાં ઊંબાડીયાં ચાંપતા. વાઘ જેવા ક્રૂર કુતરાઓ પ્રભુને જોઈ. ભોં ભોં કરી દોડી આવતા અને દાઢોથી પ્રભુનું માંસ કાઢી ખાતા. તેવા સમયે પણ હજારો માણસોમાથી એક પણ, મહાવીરની રક્ષા કરવાને તૈયાર ન્હોતો થતો, ઉલ્ટા તેઓ કુતરાઓને, સીત્કાર મારફતે, ઉશ્કેરીને કરડાવતા અને ખુશ થતાં. પ્રભુ મહાવીરે તેવા ક્રૂર દેશમાં પણ છ છ મહીનાઓ સુધી વિહાર લબાવ્યો, પણ ટુંકાવ્યો નહી. જગતભરના બીજા વીરોથી પ્રભુ મહાવીરની વીરતાની આ કેવી વિશિષ્ટતા? આથી જ બીજા વીરો કહેવાય છે ત્યારે પ્રભુ **મહાવીર** કહેવાય છે.

જેમ જબ્બર હાથી સેનાના મધ્યમાં ઉભો રહી પરના સૈન્યને જીતી પાર થાય છે, તેમ અનાર્ય દેશના મધ્યમાં રહી પરીષહની સેનાને જીતી પ્રભુ મહાવીર પારગામી થયા.

જેમ કોઈ જબ્બરદસ્ત શૂરવીર સંગ્રામમાં બરછી, ભાલા, તીર, તલવારના ઘા સહી શત્રુ—સૈન્યને પાછું હઠાવી વિજય મેળવે છે તેમ પ્રભુ મહાવીરે અનાર્ય દેશના દુસહ પરીષહોને સહી જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ મોક્ષમાર્ગમા આડા આવતા કર્મોને હટાવી પૂરું પરાક્રમ દર્શાવ્યુ હતુ

દુનિયામા રોગના કારણે પણ ઊણું ઉદર રાખનારા ઓછા હોય છે પરંતુ પ્રભુ મહાવીર સર્વ રીતે નીરોગ છતાં તપના માટે ઊણોદરી કરતા હતા શરદ્ ઋતુમાં છાયા તળે અને ગરમીમા અગાસે ટાઢ તડકાને ઝીલતા કર્મને પીલતા, ખીલતા ચ્હેરે સર્વ સહન કરતા હતા પાણી પણ પ્રભુ મહાવીર, કદી પન્નર દિવસે, કદી મહિને, કદી બે મહિના થયા પછી અને કોઇ વખતે છ છ મહિના ગયા પછી પીતા! કેટલી ધીરતા કેવુ વીર્ય કેવી સહનશીલતા, કેવી આત્મરમણતા, કેવો પૌદ્ગલીક ત્યાગ કે જેમણે પાણીની પણ પરવા નથી કરી! "અન્ન વિણ ચાલે અધઘડી જલ વિણ ચાલે ન પલ" આવી લોકોની કહેવત પણ ખોટી ઠરાવી દીધી!

જે પ્રભુએ સાડાબાર વર્ષથી પણ અધિક સમય સુધીમા માત્ર ૩૪૯ ( ત્રણસો ઓગણપચાશ ) દિવસ, એક વર્ષ કરતાં પણ ઓછો સમય, ખાધુ છે અને બાકીના સમયમા ચારે આહારનો ત્યાગ કર્યો હતો, એવા તે આત્મ–સાધના માટે શરીરથી પણ બેદરકાર રહેનાર મહાવીર પ્રભુને હજારો નમસ્કાર હો!

અનેક આફતોની વેગવતી ઝડીઓ વચ્ચે પણ આત્મ-સાધનાના મહામત્રની સાધનાની દિવ્ય જ્યોતને સદા પ્રદીપ્ત રાખવામા જ પ્રભુ મહાવીરના જીવનની મહત્તા સમાયેલી છે.

વંદન હજો એ મહાપ્રભુને અને એ મહાપ્રભુની મહત્તાને!

# શ્રી મહાવીરપ્રભુની અનન્યતા

રચયિતા—
**શ્રીયુત પ્રભુદાસ બેચરદાસ પારેખ**

(૧)

વીર! તારા ચરણનું
શરણું જગતમાં એક છે,
સર્વ ગુણની ખાણ
જીવન સર્વથા નિર્દોષ છે;
વિશ્વ-વત્સલ હૃદય ત્હારું
વિશ્વનો આધાર છે,
સર્વજ્ઞ તું, તે તત્ત્વજ્ઞાને
તાહરા પૂરવાર છે.

(૨)

પ્રેરણાઓ મેળવી
નિગૂઢ તુજ જીવન થકી,
આજ પણ વિસ્તરી રહી
એ જીવન-જ્યોત્સ્ના તાહરી;
ઉદ્યોત શીતલ તવ હૃદયનો
વિશ્વમાં જે વ્યાપ્ત છે,
પ્રેરી રહ્યો સન્માર્ગમાં
તે સકલ વિશ્વ-સુકેન્દ્ર છે.

(૩)

આધાર શાસન તાહરું
સૌ ધર્મકેરો એક છે,
વિજ્ઞાનકેરા કેન્દ્રમાં
તવ તત્ત્વજ્ઞાન જ એક છે;
મહાપુરુષ-માળાવિષે
મેરુ-મણિ તું એક છે,
ભાવિમાં પણ શરણ સૌનું
તુંહી એક જ એક છે!

# ભગવાન મહાવીરસ્વામીના પૂર્વભવ

### યાને

## ક્રમિક વિકાસ

લેખક.— મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

ઉપરનું મથાળું વાંચી કોઈ એમ ન સમજે કે આ લેખમા ભગવાન મહાવીર સ્વામીના પૂર્વના સત્યાવીશે ભવોનુ વર્ણન આવશે. અહીં તો માત્ર પૂર્વના થોડા ભવોની કાર્યવાહીનું ટુકું નિરીક્ષણ જ આપ્યુ છે.

આ જીવ, સંયોગોને વશ થઈ, કઈ સ્થિતિએ પહોંચે છે, કેવાં કેવા સુખ અને દુઃખ ભોગવે છે, ઉન્નતિ—જીવન વિકાસના માર્ગમા આવ્યા છતાંય કેવી રીતે અધઃપાતનાં ઉડા ખાડામાં પટકાઈ પડે છે અને પછી કેટલો પુરૂષાર્થ અને કેવું અપૂર્વ વીર્ય ફોરવી પુન સંપૂર્ણ ઉન્નતિના શિખરે પહોંચે છે એનાં દષ્ટાંતો જગતમાં બહુ જ વીરલ હોય છે. એ દષ્ટાતોમા શ્રમણ ભગવાન મહાવીરદેવનુ જીવન મુગુટમણિસમું શોભે છે.

ભગવાન મહાવીર દેવનો જીવ એક વખત સામાન્ય સ્થિતિએથી અસામાન્ય સ્થિતિએ પહોંચે છે જો ત્યા અમુક પ્રસંગો ન બન્યા હોત તો તે એ જ ભવમાં સંપૂર્ણ દશાને પ્રાપ્ત કરવા સમર્થ બનત કિન્તુ વિધિનુ વિધાન કે તીર્થંકર દેવનું વચન કોણ મિથ્યા કરી શકે? એટલે ત્યાથી પતનની શરુઆત થાય છે. એ પતન એવુ આકરુ, એવું ભીષણ છે કે એ વાચતાં કોઇનું પણ હૈયુ દ્રવ્યા વગર ન રહે!

સંસારમા અનેક જીવો જન્મે છે અને મૃત્યુ પામે છે. એની કોઈને ગણનાયે નથી પરંતુ વિપત્તિના પહાડ તુટી પડયા હોય, એક વખત ઉન્નતિના માર્ગે ચઢયા છતાં અધપાતના ઉડા ગર્તમા પડવુ પડયું હોય અને છતાંય હિમ્મતભેર, ગૌરવભેર, કોઈનીયે દયાની ભીક્ષા કર્યા સિવાય, લેશ પણ આર્તધ્યાન કે રૌદ્રધ્યાન કર્યા સિવાય, પોતે કરેલા કર્મોના ફળમા બીજાને ભાગ લેવાની ઇચ્છા કર્યા સિવાય, એ કર્મનાં ફળોને બહાદુરીથી ભોગવી, તેને તોડી ફોડી, બાળી, ભસ્મ કરી; ઉન્નત દૈવી જીવન જીવી, સંસારભરના પ્રાણીઓનુ કલ્યાણ કરી અને આત્માનો સંપૂર્ણ વિકાસ સાધી ઉન્નતિના શિખરે ચઢનાર જીવો જ મહાપુરુષ તરીકે જગદ્વંદનીય બને છે સંસારના પુણ્યશ્લોક ઇતિહાસમાં એવા મહાપુરુષોની યશોગાથા મુક્ત કંઠે ગવાય છે. ભગવાન મહાવીર સ્વામી એ જ કોટીના મહાપુરુષ છે આપણે એ મહાન પુરુષના પુર્વ જીવન તરફ દષ્ટિ નાંખીએ.—

**સમ્યકત્વની પ્રાપ્તિ :**

નયસાર નામનો ગામેતિ, રાજાના હુકમથી જંગલમાં લાકડાં કાપવા ગયો છે. મધ્યાન્હ થયો છે. સવિતા નારાયણ પોતાના પૂરેપૂરા આકરા સ્વરૂપમાં તપી રહેલ છે, અને પેટમાં પણ જઠરાગ્નિ પ્રદીપ્ત થયેલ છે. એક સુદર ઘટાદાર વૃક્ષની છાયામાં નયસારના નોકરો રસોઈ હાજર કરે છે ભુખ્યાડાંસ જેવા નયસારને તે વખતે પણ એમ થાય છે કે આજે અતિથિને દાન આપ્યા સિવાય વાંઝીયું અનાજ ખાવું પડશે. જો આવા ભીષણ જંગલમાં આ મધ્યાહ્ન સમયે કોઈ સાધુ, સત કે અતિથિ આવે, અને તેમને હું દાન આપી ભોજન કરું તો કેવું અહોભાગ્ય! આ વિચારથી તે ચોતરફ દૃષ્ટિ ફેરવે છે. ખરેખર, જાણે નયસારનો પુણ્ય પુંજ જ જાગી ઉઠયો હોય એમ એક સાર્થવાહ સાથે જતા કેટલાક મુનિરાજો ભૂલા પડી એ જંગલમાં આવી ચડે છે. ઉપરની સૂર્યની ગરમી અને નીચેની ધોમ તપી રહેલી ધરતીએ મુનિરાજોનાં શરીર રેબઝેબ કરી મૂકયાં છે આવા મહાત્યાગી મુનિવરોને દૂરથી આવતા જોઈ નયસાર ઘણો પ્રસન્ન થાય છે. નયસાર વિચારે છે: આ સાધુઓ મારા અતિથિ થયા એ બહુ સારુ થયું પછી નયસાર મુનિરાજોને બધા વર્તમાન પૂછે છે. મુનિરાજ આપવીતી કથે છે એ વૃત્તાંત સાંભળી નયસારનું હૃદય દ્રવે છે અને સાર્થવાહ પ્રત્યે એ વિષયનો પોતાનો રોષ ઠાલવે છે. પછી મુનિજનોને પોતાના ભોજન સ્થાનમાં લઈ જઈ અન્નપાણી વહોરાવે છે. મુનિરાજોએ આહારપાણી કર્યા પછી નયસાર તેમની પાસે આવે છે અને તેમને નગરનો સીધો રસ્તો બતાવે છે; અને પોતે ત્યાંસુધી મુનિરાજોની સાથે જાય છે. સીધો રસ્તો આવ્યા પછી મુનિરાજો, પોતાને દ્રવ્યમાર્ગ બતાવનાર નયસારને ભાવમાર્ગનો ઉપદેશ આપે છે સ્વાતિનુ જલ છીપમાં પડે અને મહામૂલુ મોતિ નીપજે તેમ મુનિરાજનો ઉપદેશ નયસારના હૃદયમાં પરિણમે છે અને એ જીવને સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે

ત્યારપછી મોટા મનવાળો નયસાર સદા ધર્મનો અભ્યાસ કરતો, સાત તત્ત્વને ચિંતવતો અને સમકિતને પાળતો કાળ નિર્ગમન કરે છે એ પ્રમાણે આરાધના કરતો નયસાર નમસ્કાર મંત્રનુ સ્મરણ કરતો મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમા ઉત્પન્ન થાય છે. આ નયસાર એ જ વીર પ્રભુનો સમ્યકત્વ પ્રાપ્તિનો શરૂઆતનો ભવ!

**નિકાચિત નીચ ગોત્રકર્મનું ઉપાર્જન :**

નયસાર દેવલોકમાંથી ચ્યવી આ ચોવીશીના આદિ તીર્થંકર શ્રી આદીશ્વર ભગવાનના પૌત્રરૂપે એટલે ચક્રવર્તી ભરતના પુત્રરૂપે ઉત્પન્ન થાય છે અહીં શ્રી ઋષભદેવજી ભગવાનને કેવળજ્ઞાન થયા પછી એ બીજાઓની સાથે સાધુપણું સ્વીકારે છે. એમનું નામ મરીચિ હતુ. મરીચિ સાધુપણામા રહી સુંદર શાસ્ત્રાભ્યાસ કરે છે, સચોટ વકતૃત્વશકિત મેળવે છે અને જૈનશાસનના ધુરંધર પંડિત સાધુ તરીકે પૂજાય છે. ઋષભદેવજીના પૌત્ર, તેમના જ શિષ્ય, અગીયાર અંગનુ વિશાલ જ્ઞાન અને કોઈ પણ સાધનોની કમી નહીં, પછી શું બાકી રહે? પરન્તુ સાધુપણુ પાળવુ એ કાંઈ બચ્ચાના ખેલ નથી. એ તો મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવું આકરુ છે મરીચિથી શુદ્ધ સાધુપણું નથી પાળી શકાતુ એટલે તે ત્રિદંડીનો એક નવો જ વેશ કલ્પી કાઢે

છે પરન્તુ છતાય એક વાત એમના હૃદયમા બરાબર ઠસેલી હતી કે સાચું સાધુપણું શ્રી ઋષભદેવજીના શિષ્યોમા જ છે એ સાધુતા પ્રત્યે મરીચિને પૂર્ણ પ્રેમ અને રુચિ હતા માત્ર શુદ્ધ સાધુપણુ પાળવાની અશક્તિના પ્રતાપે નવીન વેશ અને નવીન આચાર વિચાર કલ્પ્યા. તેઓ પોતાની સચોટ ઉપદેશક શક્તિથી ઉપદેશ આપી પ્રતિબોધ પામનારને સત્ય ધર્મ બતાવી શ્રીઋષભદેવજી પાસે મોકલી શુદ્ધ સાધુના સ્વીકાર કરાવતા.

ભારતના પુણ્યશ્લોક ઇતિહાસમા શ્રી ઋષભદેવજી ભગવાન પ્રથમ ધર્મોપદેશક થયા છે. તે વખતે બીજો કોઈ ધર્મ ન હતો, બીજી માન્યતાવાળો કોઈ સાધુ કે બીજા પ્રકારનો કોઈ સાધુવેષ ન હતો. મરીચિએ સૌથી પ્રથમ નવીન સાધુવેષ અને નવીન આચરણા ખડી કરી હતી. એટલે ભારતમા નવીન ધર્મની પ્રરૂપણા કરવાનુ સૌથી પ્રથમ માન (!) મરીચિને ભાગે જાય છે.

એક વખતે ભગવાન ઋષભદેવજી વિનીતા નગરીમાં પધાર્યા છે ભરતચક્રવર્તી પ્રભુજીને વંદના કરવા આવ્યા છે. તેઓ પૂછે છે કે "પ્રભુ, આ સભામા તમારી જેમ આ ભરતક્ષેત્રમા, આ ચોવીશીમા તીર્થંકર થનાર કોઈ ભવ્ય જન છે?" પ્રભુ મરીચિને ઉદ્દેશીને કહે છે, "આ તારો પુત્ર મરીચિ આ ચોવીશીમા અન્તિમ તીર્થંકર થશે. તે પ્રથમ વાસુદેવ થશે અને વિદેહમા ચક્રવર્તિ પણ થશે" આ સાંભળી ભરત મહારાજા ખુશી થાય છે અને મરીચિ પાસે આવે છે ત્રણ પ્રદક્ષિણા દઈ કહે છે "તમે આ ચોવીશીના અન્તિમ તીર્થંકર, પ્રથમ વાસુદેવ અને વિદેહના ચક્રવર્તી થશો હું તમારા વાસુદેવપણાને, ચક્રીપણાને કે સન્યાસીદશાને નથી વાદતો કિન્તુ તમે ભાવિ તીર્થંકર થવાના છો માટે તમને વંદના કરું છુ"

મરીચિએ પોતાના પિતા પાસેથી ઉપર્યુક્ત શુભ અને ગૌરવાસ્પદ સમાચાર સાંભળ્યા, એ સાભળતા જ મરીચિ સ્વદશા — ભાન ભૂલ્યા અને અભિમાનના શિખરે ચઢી ગર્વોન્મત્ત બની હર્ષાતિરેકથી એટલા ખુશી થયા કે ઉભા થઈ તાલી પાડી નાચવા લાગ્યા. "મારા દાદા પ્રથમ તીર્થંકર, મારા પિતા ભરત પ્રથમ ચક્રવર્તી અને હું પ્રથમ વાસુદેવ, ચક્રવર્તી અને ચોવીસમો તીર્થંકર. અહા! શું મારું કુલ ઉંચું છે, અહા! આ જગતમા મારી સમાન બીજો કોઈ ઉચ્ચ, કુલીન કે ખાનદાન છે ખરો?" આમ કહી પુન: પુન: ખુબ કુદ્યા, નાચ્યા અને તાલીઓ પાડી

બસ, કર્મરાજાએ વિકાસ દશામા આગળ વધતા આ જીવને તમાચો મારી—સો ભેગો કર્યો. મરીચિએ અહીં કુલાભિમાન અને ગર્વના પ્રતાપે નિકાચિત નીચ ગોત્ર કર્મ ઉપાર્જ્યું.

**સમકિતનાશ અને કોટાનુકોટિ સંસારવૃદ્ધિ**

આ પતન આટલેથી જ ન અટક્યુ. પ્રભુ ઋષભદેવજી નિર્વાણ પામ્યા પછી મરીચિ ત્રિદંડી વેશે જ સાધુઓ સાથે વિચરે છે એક વખત પોતાની માદગી પછી મરીચિને એક શિષ્ય કરવાની ભાવના જાગે છે દૈવયોગે કપિલ નામનો રાજપુત્ર તેમને મળી આવે છે. પોતાના ઉપદેશથી પ્રતિબોધ પામ્યા પછી મરીચિ કપિલને શ્રીઋષભદેવજીના

સાધુઓ પાસે જઈ સાધુપણું સ્વીકારવાનુ કહે છે. પણ કપિલ માનતો નથી. બન્ને વચ્ચે પ્રશ્નોત્તરી ચાલે છે. છેવટે કપિલ પૂછે છે "શું તમારા માર્ગમાં ધર્મ નથી?"

બસ, મરીચિ મનુષ્યસુલભ નબળાઈનો ભોગ બને છે; તેનો શિષ્યલોભ જાગૃત થાય છે. પરિણામે અસત્ય એવા સ્વધર્મ–પંથને માટે એ વ્યવહારુ બને છે અને કહે છે કે "કપિલ! જૈનમાર્ગમાં પણ ધર્મ છે અને મારા માર્ગમાં પણ ધર્મ છે." એટલે કપિલ મરીચિનો શિષ્ય થાય છે.

જૈનશાસ્ત્રકારો સાફ કહે છે કે આ મિથ્યા ભાષણના પ્રતાપથી મરીચિએ કોટાનુકોટિ સંસાર વધાર્યો. આ મિથ્યા ભાષણની આલોચના કર્યા સિવાય જ મરીચિ મૃત્યુ પામી દેવ થાય છે.

નયસારના જીવે મરીચિના ભવમાં કુલમદ કર્યો અને ભયંકર મિથ્યા ભાષણ કર્યું, જેથી સંસાર તો વધાર્યો પરંતુ ત્યારપછીના અનેક ભવોમાં પ્રાયઃ નીચ કુલમાં તેને જન્મ લેવો પડે છે; તે ત્રિદંડી બને છે. મરીચિનો આ જાતિમદ — કુલમદ ઠેઠ મહાન પદ-તીર્થંકરના ભવમા પણ ઉદય આવે છે જે આપણે આગળ ઉપર જોઈ શકીશું.

**પુનઃ સમ્યક્ત્વની પ્રાપ્તિ:**

મરીચિને કૌશિક, પુષ્પમિત્ર, અગ્ન્યુદ્યોત, અગ્નિભૂતિ, ભારદ્વાજ અને સ્થાવર આ મુખ્ય છ ભવોમાં ભિક્ષુ કુલમા જન્મ, દારિદ્રપૂર્ણ જીવન અને મહામિથ્યામતિ ધર્મનો ઉદય આવે છે. એક વાર આવીને ચાલ્યું ગયેલું સમ્યગ્દર્શન રત્ન જલદી હાથ નથી આવતું. મહામહેનતે, પૂર્વના પરમ પુણ્યોદયે અકસ્માત મળેલુ આ ચિન્તામણિ ગુમાવ્યાના ફળરૂપે મરીચિને અનેક ભવો સુધી મિથ્યાત્વાંધકારમાં રહેવુ પડે છે. તે અજ્ઞાન કષ્ટક્રિયા–તપસ્યાદિક કરે છે. વચમાં વચમા દેવ બનતા જાય છે અને એ સિવાય ઘણા ભવોમા ભ્રમણ કરે છે. અંતે કંઈક પૂર્વપૂણ્યના ઉદયે રાજગૃહીના યુવરાજ વિશાખાભૂતિના પુત્ર વિશ્વભૂતિરૂપે (મરીચિનો જીવ) જન્મ લ્યે છે તે ઉચ્ચ ક્ષત્રિયકુલ–રાજકુટુંબમા જન્મ પામે છે. મરીચિના ભવ પછીનો આ પ્રથમ જ ભવ છે, જેમાં તેનો ઉચ્ચ કુલમા જન્મ થાય છે અને સુખસંપન્ન સ્થિતિ મળે છે. ત્યા રાજરાણી સાથે ખટપટ થવાથી ભર યુવાવસ્થામા રાજપાટ છોડી તે આર્હતી દીક્ષા ગ્રહણ કરે છે, ખૂબ ત્યાગ અને ઘોર તપશ્ચર્યા આદરે છે અને વિશુદ્ધ ચારિત્રથી આત્માને શુદ્ધ કરી સમ્યગ્દર્શનથી સુવાસિત બનાવે છે.

**નિયાણાનું બાંધવું:**

પરંતુ નીચે પડવુ જેટલુ સહજ અને સુલભ છે તેટલુ બલ્કે તેથીયે અત્યધિક મુશ્કેલ ઉંચે ચઢવાનુ કાર્ય છે. એમા અનેકવાર વિઘ્નોની આશંકા રહે જ છે. વિઘ્નોના કારણે ઉંચે ચઢેલો—વિકાશના ઉન્નત માર્ગમા આવેલો આત્મા નીચે — અધઃપાતના ઉંડા ગર્તમા પટકાય છે. અહીયા જૈનસાધુપણું પામ્યા છતાય ક્રોધ અને અભિમાન તેને ઐહિક સુખની લાલસામા સપડાવે છે. તે ઉગ્ર તપ અને ઉજ્જવલ ચારિત્ર એક નિયાણામાં પાણીને મૂલ્યે વેચી દે છે.

સાધુ થયેલા વિશ્વભૂતિ એક વાર મથુરામા ગૌચરી નીકળ્યા છે મધ્યાન્હ તપી રહ્યો છે, ઉગ્ર તપસ્યાથી સાધુજીનુ શરીર તદ્દન દુર્બલ અને શુષ્ક થઈ ગયુ છે. તેઓ અદીન ભાવે નીચુ જોઈ ચાલ્યા જાય છે, ત્યા અચાનક એક ગાય માથે અથડાવાથી મુનિરાજ નીચે પડી જાય છે. આ વખતે મુનિરાજનો કાકાનો પુત્ર વિશાખાનદી લગ્ન માટે ત્યા આવેલ છે એણે, ગાયે મુનિરાજને પાડી નાંખ્યા તે જોયુ અને પૂર્વની ઓળખાણ સાથે હસતા હસતાં કટાક્ષમાં બોલ્યો "ક્યા ગયુ કોઠાંના ફળોને પાડવાનુ તારું બળ[1]?" આ સાંભળી તપસ્વી મુનિરાજને ક્રોધ ચઢ્યો અને ગાયને શીંગડાથી પકડી આકાશમા ઉછાળી પોતાનુ બળ બતાવ્યુ અને માથે જ નિયાણું કર્યુ કે "આ તપસ્યાના બળે ભવાતરમાં હુ મહાબળશાળી અને આ વિશાખાનંદીના નાશ માટે થાઉ."

ત્યાથી પાપની આલોચના કર્યા વિના જ મૃત્યુ પામી વિશ્વભૂતિ મુનિ મહાશુક્રમા દેવ થાય છે ત્યાથી ચ્યવી ભરતક્ષેત્રના પોતનપુર નગરના રિપુપ્રતિશત્રુ રાજાની પુત્રી મૃગાવતી કે જેને તેના પિતાએ (રાજા રિપુપ્રતિશત્રુએ) જ પોતાની પત્ની બનાવી હતી એની કુક્ષિમા સાત સ્વપ્નોથી સૂચિત પુત્રરૂપે જન્મે છે.

મરીચિના ભવમા કરેલ કુલમદનો પુન અહી ઉદય થાય છે. રાજકુલ ખરુ, ઉચ્ચ જાતિ ખરી, પણ જન્મ ક્યા, કોની કુક્ષિમાં; જે પિતાએ પુત્રીને જન્મ આપ્યો, એ જ પિતાએ પુત્રીના રૂપરાશિ ઉપર મુગ્ધ થઇ જેને પોતાની પત્ની બનાવી એ પુત્રી-પત્નીની કુક્ષિમા જન્મ એ કેટલુ નિંદ્ય અને ગર્હણીય કહેવાય! પણ કર્મને શરમ નથી એ આનુ નામ! તે મહાબલશાલી વાસુદેવરૂપે જન્મે છે પણ દુનિયા તો તેને પુત્રી પતિના પુત્ર તરીકે જ ઓળખે છે!

અહીં વિશ્વભૂતિનુ નામ ત્રિપૃષ્ટ પડે છે અનુક્રમે યુવાવસ્થામા શાળીના ખેતરમા ભયકર સિહને હાથથી વિના શસ્ત્રે જ મારે છે આ સિંહ એ જ હતો કે જેણે સાધુપણામા વિશ્વભૂતિની મશ્કરી કરી હતી અને વિશ્વભૂતિ મુનિએ જેને મારવાનુ નિયાણું બાધ્યુ હતુ.

**શય્યાપાલકના કાનમાં સીસુ રેડાવે છે:**

વિશ્વભૂતિનો જીવ ત્રિપૃષ્ટના ભવમા પુન એક ઉગ્ર પાપ કરે છે. પણુ તે મરીચિના ભવ જેવી મિથ્યા પ્રરૂપણા નથી કરતો. આ ભવનુ ઉગ્ર પાપ એ છે કે તે શય્યા-પાલકના કાનમા ઉનુ ઉનુ સીસું રેડાવે છે અને પોતાની સત્તાનો મદ–અભિમાનનો પરચો બતાવે છે. પણ આ પાપનુ પરિણામ કેવુ કડુ અને ભયકર આવે છે એ આપણે વીરના ભવમા જોઈએ છીએ. આ સિવાય પણ બીજા અનેક ઉગ્ર પાપો બાંધી અહીથી મૃત્યુ પામી ત્રિપૃષ્ટ વાસુદેવ સાતમી નરકે જાય છે. ત્યાથી સિહ થઈ, ચોથી નરકે જાય છે અને એવી રીતે તે તિર્યંચ અને મનુષ્ય ભવમા રખડે છે

---

૧ સાધુ થયા પહેલા વિશ્વભૂતિએ પોતાના વિરોધીઓને એક મુઠી મારી કોઠીના ઝાડમાથી કોઠા પાડીને બતાવ્યું હતુ કે હું વિરોધીઓનાં માથા આવી રીતે તોડી–છેદી શકવા સમર્થ છું, પરન્તુ કુટુમ્બ પ્રેમથી એવું નથી કરતો, આમ કહી પછી દીક્ષા લીધી હતી. અહીં એ કુટુમ્બીમાના એકે આ વસ્તુનો ઇશારો કરી તેના બળ ઉપર કટાક્ષ કર્યો છે.

સાધુઓ પાસે જઈ સાધુપણુ સ્વીકારવાનું કહે છે. પણ કપિલ માનતો નથી. બન્ને વચ્ચે પ્રશ્નોત્તરી ચાલે છે. છેવટે કપિલ પૂછે છે "શું તમારા માર્ગમાં ધર્મ નથી?"

બસ, મરીચિ મનુષ્યસુલભ નબળાઈનો ભોગ બને છે, તેનો શિષ્યલોભ જાગૃત થાય છે. પરિણામે અસત્ય એવા સ્વધર્મ-પંથને માટે એ વ્યવહારુ બને છે અને કહે છે કે "કપિલ! જૈનમાર્ગમાં પણ ધર્મ છે અને મારા માર્ગમાં પણ ધર્મ છે." એટલે કપિલ મરીચિનો શિષ્ય થાય છે.

જૈનશાસ્ત્રકારો સાફ કહે છે કે આ મિથ્યા ભાષણના પ્રતાપથી મરીચિએ કોટાનુકોટિ સંસાર વધાર્યો. આ મિથ્યા ભાષણની આલોચના કર્યા સિવાય જ મરીચિ મૃત્યુ પામી દેવ થાય છે.

નયસારના જીવે મરીચિના ભવમાં કુલમદ કર્યો અને ભયંકર મિથ્યા ભાષણ કર્યું, જેથી સંસાર તો વધાર્યો પરંતુ ત્યારપછીના અનેક ભવોમાં પ્રાયઃ નીચ કુલમાં તેને જન્મ લેવો પડે છે; તે ત્રિદંડી બને છે. મરીચિનો આ જાતિમદ — કુલમદ ઠેઠ મહાન પદ-તીર્થંકરના ભવમા પણ ઉદય આવે છે જે આપણે આગળ ઉપર જોઈ શકીશું.

**પુનઃ સમ્યક્ત્વની પ્રાપ્તિ:**

મરીચિને કૌશિક, પુષ્પમિત્ર, અગ્ન્યુદ્યોત, અગ્નિભૂતિ, ભારદ્વાજ અને સ્થાવર આ મુખ્ય છ ભવોમાં ભિક્ષુ કુલમા જન્મ, દ્રારિદ્રપૂર્ણ જીવન અને મહામિથ્યામતિ ધર્મનો ઉદય આવે છે. એક વાર આવીને ચાલ્યું ગયેલું સમ્યગ્દર્શન રત્ન જલદી હાથ નથી આવતું. મહામહેનતે, પૂર્વના પરમ પુણ્યોદયે અકસ્માત મળેલુ આ ચિન્તામણિ ગુમાવ્યાના ફળરૂપે મરીચિને અનેક ભવો સુધી મિથ્યાત્વાંધકારમાં રહેવુ પડે છે. તે અજ્ઞાન કષ્ટક્રિયા-તપસ્યાદિક કરે છે. વચમા વચમા દેવ બનતા જાય છે અને એ સિવાય ઘણા ભવોમા ભ્રમણ કરે છે. અંતે કઈક પૂર્વપૂણ્યના ઉદયે રાજગૃહીના યુવરાજ વિશાખાભૂતિના પુત્ર વિશ્વભૂતિરૂપે (મરીચિનો જીવ) જન્મ લ્યે છે તે ઉચ્ચ ક્ષત્રિયકુલ-રાજકુટુંબમા જન્મ પામે છે. મરીચિના ભવ પછીનો આ પ્રથમ જ ભવ છે, જેમાં તેનો ઉચ્ચ કુલમાં જન્મ થાય છે અને સુખસપન્ન સ્થિતિ મળે છે. ત્યા રાજરાણી સાથે ખટપટ થવાથી ભર યુવાવસ્થામાં રાજપાટ છોડી તે આર્હતી દીક્ષા ગ્રહણ કરે છે, ખૂબ ત્યાગ અને ઘોર તપશ્ચર્યા આદરે છે અને વિશુદ્ધ ચારિત્રથી આત્માને શુદ્ધ કરી સમ્યગ્દર્શનથી સુવાસિત બનાવે છે.

**નિયાણાનું બાંધવું:**

પરંતુ નીચે પડવું જેટલું સહજ અને સુલભ છે તેટલુ બલ્કે તેથીયે અત્યધિક મુશ્કેલ ઉચે ચઢવાનું કાર્ય છે. એમાં અનેકવાર વિઘ્નોની આશકા રહે જ છે. વિઘ્નોના કારણે ઉચે ચઢેલો—વિકાશના ઉન્નત માર્ગમા આવેલો આત્મા નીચે — અધઃપાતના ઉંડા ગર્તમા પટકાય છે. અહીયા જૈનસાધુપણું પામ્યા છતાંય ક્રોધ અને અભિમાન તેને ઐહિક સુખની લાલસામા સપડાવે છે. તે ઉગ્ર તપ અને ઉજ્જવલ ચારિત્ર એક નિયાણામા પાણીને મૂલ્યે વેચી દે છે.

સાધુ થયેલા વિશ્વભૂતિ એક વાર મથુરામા ગૌચરી નીકળ્યા છે મધ્યાન્હ તપી રહ્યો છે, ઉગ્ર તપસ્યાથી સાધુજીનુ શરીર તદ્દન દુર્બલ અને શુષ્ક થઈ ગયુ છે. તેઓ અદીન ભાવે નીચુ જોઈ ચાલ્યા જાય છે, ત્યા અચાનક એક ગાય સાથે અથડાવાથી મુનિરાજ નીચે પડી જાય છે. આ વખતે મુનિરાજનો કાકાનો પુત્ર વિશાખાનદી લગ્ન માટે ત્યા આવેલ છે એણે, ગાયે મુનિરાજને પાડી નાંખ્યા તે જોયુ અને પૂર્વની ઓળખાણુ સાથે હસતાં હસતાં કટાક્ષમાં બોલ્યો "કયા ગયુ કોઠાંના ફળોને પાડવાનુ તારું બળ[1] ?" આ સાંભળી તપસ્વી મુનિરાજને ક્રોધ ચઢયો અને ગાયને શીંગડાથી પકડી આકાશમા ઉછાળી પોતાનુ બળ બતાવ્યુ અને સાથે જ નિયાણું કર્યુ કે "આ તપસ્યાના બળે ભવાંતરમાં હુ મહાબળશાળી અને આ વિશાખાનંદીના નાશ માટે થાઉ."

ત્યાંથી પાપની આલોચના કર્યા વિના જ મૃત્યુ પામી વિશ્વભૂતિ મુનિ મહાશુક્રમા દેવ થાય છે ત્યાંથી ચ્યવી ભરતક્ષેત્રના પોતનપુર નગરના રિપુપ્રતિશત્રુ રાજાની પુત્રી મૃગાવતી કે જેને તેના પિતાએ (રાજા રિપુપ્રતિશત્રુએ) જ પોતાની પત્ની બનાવી હતી એની કુક્ષિમા સાત સ્વપ્નોથી સૂચિત પુત્રરૂપે જન્મે છે.

મરીચિના ભવમા કરેલ કુલમદનો પુન અહી ઉદય થાય છે. રાજકુલ ખરુ, ઉચ્ચ જાતિ ખરી, પણ જન્મ કયા, કોની કુક્ષિમા, જે પિતાએ પુત્રીને જન્મ આપ્યો, એ જ પિતાએ પુત્રીના રૂપરાશિ ઉપર મુગ્ધ થઇ જેને પોતાની પત્ની બનાવી એ પુત્રી-પત્નીની કુક્ષિમા જન્મ એ કેટલુ નિંદ્ય અને ગર્હણીય કહેવાય ! પણ કર્મને શરમ નથી એ આનુ નામ ! તે મહાબલશાલી વાસુદેવરૂપે જન્મે છે પણ દુનિયા તો તેને પુત્રી પતિના પુત્ર તરીકે જ ઓળખે છે !

અહીં વિશ્વભૂતિનુ નામ ત્રિપૃષ્ટ પડે છે અનુક્રમે યુવાવસ્થામા શાળીના ખેતરમા ભયકર સિંહને હાથથી વિના શસ્ત્રે જ મારે છે આ સિંહ એજ હતો કે જેણે સાધુપણામા વિશ્વભૂતિની મશ્કરી કરી હતી અને વિશ્વભૂતિ મુનિએ જેને મારવાનુ નિયાણું બાધ્યુ હતુ.

**શય્યાપાલકના કાનમાં સીસુ રેડાવે છે:**

વિશ્વભૂતિનો જીવ ત્રિપૃષ્ટના ભવમાં પુન એક ઉગ્ર પાપ કરે છે. પણ તે મરીચિના ભવ જેવી મિથ્યા પ્રરૂપણા નથી કરતો. આ ભવનુ ઉગ્ર પાપ એ છે કે તે શય્યા-પાલકના કાનમા ઉનુ ઉનુ સીસું રેડાવે છે અને પોતાની સત્તાનો મદ-અભિમાનનો પરચો બતાવે છે. પણ આ પાપનુ પરિણામ કેવુ કટુ અને ભયકર આવે છે એ આપણે વીરના ભવમા જોઈએ છીએ. આ સિવાય પણ બીજા અનેક ઉગ્ર પાપો બાંધી અહીથી મૃત્યુ પામી ત્રિપૃષ્ટ વાસુદેવ સાતમી નરકે જાય છે. ત્યાથી સિંહ થઈ, ચોથી નરકે જાય છે અને એવી રીતે તે તિર્યંચ અને મનુષ્ય ભવમા રખડે છે

---

૧ સાધુ થયા પહેલા વિશ્વભૂતિએ પોતાના વિરોધીઓને એક મુઠ્ઠી મારી કોઠીના ઝાડમાંથી કોઠા પાડીને બતાવ્યું હતુ કે હું વિરોધીઓના માથા આવી રીતે તોડી-છેદી શકવા સમર્થ છુ, પરન્તુ કુટુમ્બ પ્રેમથી એવું નથી કરતો, આમ કહી પછી દીક્ષા લીધી હતી. અહીં એ કુટુમ્બીમાના એકે આ વસ્તુનો ઇશારો કરી તેના બળ ઉપર કટાક્ષ કર્યો છે.

સાધ્ય તરફ પ્રગતિ.

ત્યાં ફરતા ફરતા પુન પુણ્યોદયે અપર વિદેહમા ચક્રવર્તિપણે જન્મે છે અનુક્રમે છ ખંડ ધરતીના માલિક—અધિપતિ થયા પછી ન્યાયથી પ્રજાનુ પાલન કરી પ્રજાપતિ બને છે. અન્તે એ ક્ષણિક રાજ્યલક્ષ્મીને તિલાંજલિ દઈ શ્રી પોટ્ટીલાચાર્ય પાસે આર્હતી દીક્ષા લ્યે છે. એક ક્રોડ વર્ષ સુધી ઉજ્જવલ ચારિત્ર પાળે છે ઉગ્ર તપશ્ચર્યા પણ કરે છે સુકોમલ દેહને દમે છે. અનેક પૂર્વકૃત કર્મોને બાળે છે—ખપાવે છે અને અદીન ભાવે આવતા કષ્ટોને ભોગવે છે. આ ક્રોડ વર્ષના ઉજ્જવલ ચારિત્રે ઘણું કામ કર્યું. એમને સાધક દશામા લાવી મૂક્યા. આ પછી તેમને ચારિત્રનો ઉદય હરેક (દેવના સિવાયના) ભવોમાં આવે છે. અને તેઓ સાધ્યની વધુ ને વધુ નિકટ જતા જાય છે.

તીર્થંકર ન.મકર્મનું ઉપાર્જન:

ત્યાથી કાળધર્મ પામી મહાશુક્રમા દેવપણે ઉત્પન્ન થાય છે અને ત્યાથી ચ્યવી છત્રા નગરીમાં નંદ નામે રાજપુત્ર થાય છે. આ ભવ વીર પ્રભુ થવા પહેલાનો ત્રીજો ભવ છે. અનુક્રમે ચોવીશ લાંખ વર્ષ રાજ્ય પાળી—ગૃહસ્થ દશામાં રહી—પછી ભાગવતી દીક્ષા લ્યે છે. આ ભવમાં તીર્થંકરના ભવની પૂરેપૂરી તૈયારી થાય છે. જેમ બહુ દૂર દેશમાં જનાર, વચમા આવતાં ભયંકર જગલો, અને સમુદ્રો આદિને વટાવવા યોગ્ય સામગ્રી એકત્રિત કરીને જાય છે, યોગ્ય પાથેયનો સંપૂર્ણ સંગ્રહ કરે છે તેમ અહીં તીર્થંકરના ભવને યોગ્ય મહાપુણ્ય રાશિ ઉપાર્જન કરે છે. સાધક દશાનો પૂરેપૂરો વિકાસ અહીંથી જ શરુ થાય છે. જે મહાન ભવ્ય પદની પ્રાપ્તિ માટે જેવી યોગ્યતા જોઈએ, જે ભૂમિકા જોઈએ, સસારભરના પુણ્યશ્લોક ઇતિહાસમાં અમર સ્થાનની પ્રાપ્તિનાં જે સાધનો જોઈએ, મહાવીરને યોગ્ય જે પુરુષાર્થ, જે પુણ્યસંચય, જે આત્મબળ, જે ગાંભીર્ય—અગાધ ગાંભીર્ય જોઈએ તેનો સંચય અહીં પૂરેપૂરો થાય છે. આપણે વર્તમાન ચોવીશીના દરેક તીર્થંકરદેવો કરતાં પરમાત્મા શ્રી મહાવીરદેવના ભવમાં જે વિશેષતા, જે ક્ષમતા, જે સહનશીલતા. ઉદારતા આદિ જોઈએ છીએ એ બધુ તેમના જુદા જુદા ભવોના અભ્યાસનો જ પ્રતાપ છે. સોનુ જેમ વધારે તપાવો તેમ વધુ ઉજ્જવલ થાય એમ વીર પ્રભુ પણ પહેલાના ભવોમા ખુબ તપ્યા છે જેથી તીર્થંકરના ભવમા વધુ આકર્ષક લાગે છે. મરીચિના ભવમા જે અછકલાપણું કે અધુરાપણુ હતુ, જે યોગભ્રષ્ટતા સાંપડી હતી તે બધાનો બદલો આ ભવમાં વળી જાય છે.

આ (નંદનઋષિ–મુનિ)ના ભવમા કેવી તૈયારી કરે છે એ આપણે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર" ના દશમા પર્વમાના શબ્દોમાં જ વાંચીએ:

"નિરંતર માસોપવાસ કરવા વડે પોતાના શ્રામણ્યને ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચાડતા નંદનમુનિ ગુરુની સાથે ગ્રામ, આકર, અને પુરમા વિહાર કરવા લાગ્યા. તે બન્ને પ્રકારના અપધ્યાનથી અને દ્વિવિધ બંધનથી વર્જિત હતા. ત્રણ પ્રકારના દંડ, ત્રણ પ્રકારના ગૌરવ અને ત્રણે જાતિના શલ્યથી રહિત હતા ચાર કષાયને તેમણે ક્ષીણ કર્યા હતા. ચાર સંજ્ઞાથી વર્જિત હતા. ચાર પ્રકારની વિકથાથી રહિત હતા. ચતુર્વિધ

ધર્મમાં પરાયણ હતા. અને ચાર પ્રકારના ઉપસર્ગોથી પણ તેમનો ઉદ્યમ અસ્ખલિત હતો પંચ વિધ મહાવ્રતમા સદા ઉદ્યોગી હતા, અને પંચ વિધ કામના સદા દ્વેષી હતા. પ્રતિદિન પાચ પ્રકારના સ્વાધ્યાયમાં આસક્ત હતા પંચ પ્રકારની સમિતિને ધારણ કરતા હતા, અને પાચે ઇન્દ્રિયોને જીતનારા હતા ષડ્જીવનિકાયના રક્ષક હતા. સાત ભયના સ્થાનથી વર્જિત હતા. આઠ મદના સ્થાનથી વિમુક્ત હતા નવવિધ બ્રહ્મચર્યની ગુપ્તિને પાળતા હતા. એ દશ પ્રકારના યતિધર્મને ધારણ કરતા હતા. સમ્યક્ પ્રકારે એકાદશાગનુ અધ્યયન કરતા હતા. બાર પ્રકારની યતિ પ્રતિમાને વહન કરવાની રુચિવાળા હતા દુ:સહ એવી પરીષહની પરંપરાને તેઓ સહન કરતા હતા. તેઓને કોઈ પણ પ્રકારની સ્પૃહા ન હતી આવા નંદનમુનિએ એક લાખ વર્ષ પર્યંત તપ કર્યું. એ મહાતપસ્વી. મહામુનિએ અર્હંત ભક્તિ વગેરે વીશ સ્થાનકોના આરાધનથી દુ:ખે મેળવી શકાય એવુ તીર્થંકરનામકર્મ ઉપાર્જ્યું."

આ ભવની આ ઉગ્ર તપશ્ચર્યા અને પરીષહસહનના પ્રતાપે જ હોય તેમ વીર પ્રભુના ભવમાં તેઓ મહાતપસ્વી બને છે અને वीरस्य घोरं तपः નુ ગૌરવવન્તુ બિરુદ પામે છે તેમજ પરીષહસહનની પણ અદ્ભૂત, અદ્વિતીય અને અલૌકિક શક્તિ પામે છે અને અન્તમા ભાવના ભાવે છે

'પ્રાણી એકલો જ જન્મે છે, એકલો જ મૃત્યુ પામે છે, એકલો જ સુખ અને દુ:ખને અનુભવે છે × × × ધીર કે કાયર સર્વ પ્રાણીએ અવશ્ય મરવાનુ તો છે જ, પરન્તુ બુદ્ધિમાન પુરુષે એવી રીતે મરવુ કે પુન પુન મરવુ ન પડે! મારે અર્હંત પ્રભુનુ શરણ હજો, સિદ્ધ ભગવતનુ શરણુ હજો, સાધુઓનુ શરણ હજો અને કેવળી ભગવતે કહેલા ધર્મનુ શરણ હજો! જિનધર્મ મારી માતા છે ગુરુઓ પિતા છે સાધુઓ અને સ્વધર્મીઓ મારા બન્ધુઓ છે એ સિવાય આ સસારમા સર્વ જાળવત્ છે."

આ જ શુભ ભાવના અને શુભ પુરુષાર્થ જો તેમણે મરીચિના ભવમાં કર્યો હોત તો એ જીવને આટલું રખડવુ ન પડત અન્તમા સમસ્ત ભવોના પાપોની આલોચના કરતા, તીર્થંકરોને વંદન કરતા, પંચ પરમેષ્ઠિને નમતા, સર્વ જીવો સાથે ક્ષમા યાચના કરતા "સાવદ્ય બાહ્ય તથા આભ્યતર ઉપાધિને હુ યાવજ્જીવ મન વચન કાયાથી વોસરાવુ છુ. હુ યાવજ્જીવ ચતુર્વિધિ આહારનો ત્યાગ કરુ છુ અને ચરમ ઉચ્છ્વાસ સમયે દેહને પણ વોસરાવુ છુ. એમ વિચારવા પૂર્વક દુષ્કર્મની ગર્હણા, પ્રાણીઓની ક્ષામણા, શુભ ભાવના, ચતુ:શરણ, નમસ્કાર–સ્મરણ અને અનશન આ છ પ્રકારની આરાધના કરી નંદનમુનિ ધર્માચાર્યને, સાધુઓને, સાધ્વીઓને ખમાવવા લાગ્યા અનુક્રમે સાઠ દિવસનુ અનશન કરી, પચીશ લાખ વર્ષનુ કુલ આયુષ્ય પાળી, કાળધર્મ પામી નંદનમુનિ પ્રાણત દેવલોકમાં ઉત્પન્ન થાય છે

**અંતિમ ભવ – શ્રી મહાવીર સ્વામી**

દેવલોકમા પણ સમ્યગ્દૃષ્ટિ દેવોચિત કાર્યક્રમ કરી તીર્થંકર દેવોના કલ્યાણકોત્સવ આદિમા ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક ભાગ લઈ નિર્મોહપણે ચ્યવી મનુષ્ય લોકમા જન્મે છે

સમ્યકત્વની પ્રાપ્તિનુ પ્રથમ લક્ષણુ જ એ છે કે એ જીવની પુદ્ગલરસિકતા ઘટે છે, તે વિભાવ દશામાંથી સ્વભાવ દશામા આવે છે· તેને વિષય કષાય ઉપર અરુચિ, અભાવ જાગે છે અને એ જીવનો સંસાર પણ પરિમિત બને છે. પરન્તુ સમ્યકત્વની પ્રાપ્તિ પછી કદાચ તે ઉલ્ટે માર્ગે ઉતરી જાય તોપણ એ જીવ પ્રકાશનો આનંદ, વિકાસ દર્શનનો પરમ આલ્હાદ ભૂલતો નથી અને પુનઃ સરલ માર્ગે આવી લાંબા સમયે પણ અવશ્ય આત્મકલ્યાણ મેળવે છે.

નયસારના ભવમા એ જીવ વિકાસનો માર્ગ—સમ્યગ્દર્શન પામે છે પરન્તુ એ જ જીવ મરીચિના ભવમાં મિથ્યા–ઉત્સૂત્રપ્રરૂપણા દ્વારા પુન. અધઃપાતના ઉંડા ગર્તમાં પટકાય છે. પરન્તુ સમ્યગ્દર્શનની ઝાંખી પુનઃ થોડા ભવોમાં થાય છે અને તે આલંબન મેળવી પુનઃ વિકાસના માર્ગે પળે છે. અને છેવટે લાંબા સમયે પણ સાધ્યસિદ્ધિ કરે છે. આ દરમ્યાન આ જીવ આપણને ઘણો ઘણો ઉપદેશ આપે છે.

**પૂર્વભવની એ ઘટનાઓનો ઉપદેશ:**

આપણે ધર્મમાર્ગમાં કે તત્ત્વજ્ઞાનની પ્રરૂપણામાં અસત્યને સત્ય કહીએ તો તેથી મહાઅનર્થ નીપજે. સ્યાદ્વાદનો અર્થ એવો નથી કે અસત્યને પણ સત્ય કહેવાય. મરીચિ પક્ષ-વ્યામોહમા આવી જઈ મિથ્યા ધર્મને પણ સાચો ધર્મ કહેવાનુ સાહસ ખેડે છે, પરિણામે તે ભવ–ભ્રમણ અને સંસારવૃદ્ધિ ઉપાર્જે છે.

જીવ અસાવધાનપણે કયારેક એવા કર્મ કરી બેસે છે કે જેને ભોગવતા,–ખપાવતા ઘણો સમય જાય છે. હસતા બાંધેલા કર્મો રોતા પણ નથી છુટતાં એ અવશ્ય ખ્યાલ રાખવાની જરુર છે.

સાથે જ વૃથા અભિમાન કરનારા, અહભાવ અને મમત્વ બતાવનારા મહાનુભાવો મરીચિનો ભવ તપાસે! એમાં અહંભાવ, અભિમાન ને કુળમદ કરવાનુ જે કટુ પરિણામ ભોગવવુ પડ્યુ છે એનો અભ્યાસ કરે!

સત્તાનો મદ કેવો અનિષ્ટ છે—કેવો બૂરો છે એ વસ્તુ ત્રિપૃષ્ટનો ભવ આપણને બરાબર બતાવે છે. પોતાની સત્તા, નાની કે મોટી સત્તા, અને વૈભવના બળે બીજાને પીડવા, દુઃખી કરવા, ગરીબોને, અનાથ, અસહાય, નિરપરાધી જીવોને રંજાડવા, નોકરોને દબાવવા એનુ ફળ કેવુ મળે છે, એમાં કેટલી અનુચિતતા અને અમાનુષિકતા છે એના પાઠ માટે ત્રિપૃષ્ટનો ભવ દૃષ્ટાન્તરૂપ છે એ ભવનો કરેલો સત્તામદ એ જીવને કઈ ગતિએ પહોંચાડે છે, તેને એ જ દુઃખો પુન પુન· કેવી રીતે ભોગવવા પડે છે એનો અભ્યાસ કરવાની જરુર છે જે જીવે દ્વારપાલના કાનમાં ગરમ ગરમ સીસુ રેડાવ્યુ, એ જ જીવને વીરપ્રભુના ભવમા એ જ જીવના હાથે કેવી આકરી, હૃદયભેદક વેદના સહેવી પડે છે એ સમજવા જેવું છે. ક્ષણિક ક્રોધના આવેશમા આવી જેઓ ન કરવાનુ કરી બેસે છે તેમને કેવું ફળ ભોગવવું પડે છે તે માટે તેઓ આ પાઠ જરુર ભણે, વાચે, વિચારે અને જીવનમા ઉતારે. તેમજ આ પહેલાનો વિશ્વભૂતિનો ભવ પણ આપણને મહાન બોધ આપે છે

આ તેમનો તીર્થંકરનો ભવ છે અહીં પણ અવશેષ રહેલ નીચ ગોત્રકર્મ ઉદય આવે છે અને. તેમને ભિક્ષુકુલમા આવવું પડે છે ૮૨ દિવસ ત્યાં રહી પછી હરિણગમેષી દેવદ્વારા ગર્ભનું હરણ થાય છે અને ત્રિશલા રાણીની કુક્ષિમાં આવે છે. કર્મરાજાના ઝપાટામાંથી કોણ છુટી શકે? એને કોઈની યે શરમ નથી એક મહાન્ જગદુધ્ધારક, મહાપુણ્યપુંજ, મહાત્માને કર્મવશ ભિક્ષુ માતાની કુક્ષિમાં રહેવું પડે એ ઓછા દુઃખ અને શરમની વાત છે? પરન્તુ કર્મરાજા આગળ કોનું ચાલે તેમ હતું?

તેમણે ભર યુવાનીમાં દીક્ષા લીધી ચાર જ્ઞાન પ્રગટ્યાં છતાં યે ઘણાં કર્મો બાકી હતાં જેના પ્રતાપે તેમને સાડા બાર વર્ષપર્યંત ઘોર પરીષહો, ભયંકર ઉપસર્ગો સ્હેવા પડ્યાં. ઘોર તપશ્ચર્યા કરી, અનાર્ય દેશોમાં વિચરી અનેક અવહેલના સહી; તેમના કાનમાં ખીલા ભોંકાયા, સગમે છ મહીના સુધી કરીને ઠામ બેસવા ન દીધા; આહારપાણી લેવા ન દીધા અને જગતમાં કોઈ પણ મહાપુરુષને સહેવા ન પડ્યાં હોય એવાં દુઃખો અને ઉપસર્ગો કર્યાં. અન્તે કર્મ ખપાવી વર્ધમાન કુમાર સાધ્યપદને પામ્યા. કેવળજ્ઞાન, કેવળદર્શન પામ્યા અને જગદુદ્ધારક મહાવીર બન્યા

મહાવીર બનનારે કેવી યોગ્યતા મેળવવી જોઈએ, કેવી ક્ષમા, સહનશીલતા, ઉદારતા, મહાનુભાવતા કેળવવી જોઈએ એનું જીવતું જાગતું દૃષ્ટાંત આ જ છે. બધાયે તીર્થંકરો પૂજ્ય ખરા, કર્મશત્રુને જીતનાર પણ ખરા પરન્તુ અન્તિમ તીર્થંકરના જીવનમા જે આદર્શો આપણને મળે છે એવા અન્યત્ર ભાગ્યે જ જડે છે.

શ્રી વીરપરમાત્માનુ જીવન, વિકાસક્રમનુ એક અદ્‌ભૂત દૃષ્ટાન્ત પૂરુ પાડે છે।

અહી આપણે થોડી વિચારણા કરી લઈએ. નયસારના ભવથી જ વીર પ્રભુના ભવોની ગણના કેમ કરી? એનુ કારણ એ જ છે કે જ્યાસુધી જીવ અપૂર્વકરણ નથી કરતો અને તેને સમ્યક્ત્વની પ્રાપ્તિ નથી થતી ત્યાસુધી જીવ સુકાન વિનાના નાવની માફક સંસારસાગરમાં અનિયંત્રિતપણે — આમ તેમ ડોલ્યા કરે છે. એને સાધ્યનુ લક્ષ નથી રહેતુ તેમ સમ્યક્ત્વ વિનાનો જીવ પણ સ્વચ્છંદપણે સંસારસમુદ્રમા રઝળપાટ કર્યા કરે છે. સમ્યક્ત્વ વિનાનું જીવન જ નકામુ અને લક્ષહીન મનાય છે. સમ્યક્ત્વ વિનાની ક્રિયા પણ એકડા વિનાના મીંડા જેવી કહી છે સમ્યક્ત્વ વિનાનુ જ્ઞાન, ધ્યાન, તપ, સયમ, સ્વાધ્યાય, તીર્થયાત્રા, પૂજા, પૌષધ, પ્રતિક્રમણ આદિ અજાગલસ્તનવત્ છે. અરે એટલું જ નહિ કિન્તુ એ બધુ દુઃખપ્રદ, કષ્ટપ્રદ છે. નયસારના ભવમા સમ્યક્ત્વ પ્રાપ્તિ થઈ જૈનધર્મનો એ સિદ્ધાન્ત છે કે જીવ એક વાર વિકાસના દર્શન પામ્યા પછી યદિ તે સીધે જ માર્ગે ચાલે તો તો જલદી ચિદાનંદમય બની જાય છે, શાશ્વત સુખનો — મોક્ષપદનો અધિકારી થાય છે. પરંતુ જૈનધર્મનો સિદ્ધાન્ત એમ પણ માને છે કે એક વાર જીવ વિકાસ સ્થાને પહોચ્યા પછી અધઃપાતના માર્ગે પણ ઉતરી જાય છે મનુષ્ય જીવનમા જો વિકાસદર્શન થયુ અને અધઃપતન ન થયુ તો એનો પૂર્ણ વિકાસ ક્યારે થશે એ નિશ્ચિત ન કહેવાય પણ જલદી સાધ્ય સિદ્ધિ મળે છે, એમાં સંદેહ નથી; પરન્તુ વિકાસ-દર્શન પામેલા જીવનો અધઃપાત થવા છતાયે, અસલ સ્થાને, મૂળ સાધ્ય-સ્થાને આવતા તેને વધારે સમય નથી લાગતો

પરન્તુ "જેનું છેવટ સારું એનું સૌ સારું," એ માટે તીર્થંકર પહેલાનો ત્રીજો ભવ — નંદનમુનિનો ભવ જુઓ. એમાં જે મહત્તા, જે મહાનુભાવતા, જે સાધુચારિતા, ઉદારતા, ક્ષમા, વીરતા, ધીરતા, ઉજ્જ્વલ જ્ઞાન-દર્શન-ચારિત્રની આરાધના અને મહાન તપશ્ચર્યા મળે છે તે આપણને મુગ્ધ કરે છે. જે દિવસે આપણી આ દશા આવશે ત્યારે આપણુ કલ્યાણુ દૂર નથી, એ જ પ્રભુ મહાવીરદેવના પૂર્વ જીવનનો સાર છે. દરેક આવું આદર્શ જીવન ઘડવા પ્રયત્ન કરે એ જ શુભેચ્છા!

પરમાત્મા મહાવીરદેવના પૂર્વજીવનનું આવુ વર્ણન વાંચતાં આપણને જૈન શાસ્ત્રકારોની સત્યપ્રિયતા બરાબર જણાઈ આવે છે. સ્વધર્મના ઇષ્ટ દેવાધિદેવના ચરિત્ર-ચિત્રણમાં પણ તેમણે ક્યાંય અત્યુક્તિ, મિથ્યા કલ્પના કે સત્યનુ ગોપન નથી કર્યું. મરીચિના ભવની અસત્યવાદીતા જાહેર કરી, સાતમી નરકે, ચોથી નરકે તથા અન્યાન્ય તુચ્છ યોનિમાં જન્મ બેધડક જાહેર કર્યા. આ જીવે કરેલા અઘોર પાપો નિર્ભીકતાથી બતાવ્યાં. સાથે એવી દશાવાળો જીવ પણ સાધક બની, વિકાસ પામી સાધ્યસિદ્ધિ પામે છે, એમ બતાવી આપણને શીખવ્યુ કે દરેક પ્રાણી સાધક બનીને વિકાસ-માર્ગનુ દર્શન કરી શકે છે અને પોતાના અંતિમ સાધ્યને જલદી પ્રાપ્ત કરી શકે છે. આપણે પણ આત્મસિદ્ધિના એ માર્ગે પળીએ એ જ ભાવના!

## કલ્યાણની સાધના

नालं ते तव ताणाए वा सरणाए वा, तुमंपि तेसि नालं ताणाए वा सरणाए वा। जाणित्तु दुखं पत्तेयसायं अणभिकन्तं च खलु वयं संपेहाए खणं जाणाहि पंडिए जाव सोत्तपरिन्नाणेहिं अपरिहायमाणेहिं आयट्ठं सम्मं समणुवासेज्जासि—त्ति वेमि।

(२ : ६८-७१)

તારાં સગાંસંબધી, વિષયભોગો કે દ્રવ્યસંપત્તિ તારુ રક્ષણ કરી શકતા નથી, કે તને બચાવી શકતા નથી; તેમજ, તું પણ તેમનુ રક્ષણ કરી શકતો નથી, કે તેમને બચાવી શકતો નથી. દરેકને પોતાનાં સુખ દુઃખ જાતે જ ભોગવવા પડે છે. માટે, જ્યાસુધી પોતાની ઉમર હજુ મૃત્યુથી ઘેરાઈ નથી, તથા શ્રોત્રાદિ ઇંદ્રિયોનું બળ તેમજ પ્રજ્ઞા સ્મૃતિ મેધા વગેરે કાયમ છે, ત્યાસુધી, અવસર ઓળખી, શાણા પુરુષે પોતાનુ કલ્યાણ સાધી લેવુ જોઈએ.

—શ્રી આચારાંગસૂત્ર

[ "મહાવીરસ્વામીનો આચારધર્મ" માંથી ]

# સત્તાવીશ ભવ

## શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના સત્તાવીશ ભવમાં બનેલ જાણવા યોગ્ય ઘટનાઓની સંક્ષિપ્ત નોંધ

લેખક—**મુનિરાજ શ્રી સુશીલવિજયજી**

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના જીવે નયસાર નામના ભવમા સમ્યક્ત્વની પ્રાપ્તિ કરી એટલે તે ભવ પ્રથમ ભવ તરીકે ગણાય છે ત્યારથી લઈને તેમણે મોટા મોટા સત્તાવીશ ભવ કરેલા છે. આ સિવાયના ઘણાય નાના નાના ભવો પણ કરેલા છે, પણ શાસ્ત્રકારોએ એ ભવોને ગણત્રીમાં લીધા નથી. આ સત્તાવીશ ભવમાનો છેલ્લો ભવ તે શ્રી મહાવીરસ્વામીનો ભવ।

| [ ઉત્પત્તિસ્થાન ] | [ જાણવા યોગ્ય ઘટના ] |
|---|---|
| **૧લો ભવ**—નયસાર નામના ગ્રામચિંતક હતા. | આ પ્રથમ ભવની અન્દર અરણ્યમા ભૂલા પડેલા મુનિવરોને દાન આપ્યું હતુ, અને તેમને રસ્તા ઉપર ચઢાવ્યા હતા, તેથી આ ભવની અન્દર તેમણે સમ્યક્ત્વ ઉપાર્જન કર્યું હતુ. |
| **૨જો ભવ**—સૌધર્મદેવલોકની અંદર પલ્યોપમના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા. | |
| **૩જો ભવ**—પ્રથમ તીર્થંકર જે ઋષભદેવ ભગવાન, તેમના પુત્ર જે ભરત ચક્રવર્તી, તેમના પુત્ર મરીચિપણે ઉત્પન્ન થયા. [ મરીચિનો ભવ ] | આ ત્રીજા ભવની અન્દર તીર્થંકર ભગવાન જે ઋષભદેવ, તેમની પાસે સંયમ અંગીકાર કર્યો, અને પાછળથી તે સંયમને છોડી દીધો. અને ઉચ્ચ કુલનુ અભિમાન કરવાથી નીચ ગોત્રનો બંધ થયો અને ઉત્સૂત્રભાષણ કરવાથી એક કોટાકોટિ કાલ પ્રમાણ સંસારને વધાર્યો. |
| **૪થો ભવ**—પાચમા બ્રહ્મદેવલોકની અંદર દશ સાગરોપમના આયુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થયા | |
| **૫મો ભવ**—કોલ્લાક નામના ગામને વિષે એંશી લાખ [૮૦૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા કૌશિક નામે બ્રાહ્મણ થયા. | ઉત્તર અવસ્થામાં ત્રિદંડી સંન્યાસી થયેલા છે આ પાચમા ભવમાથી ચ્યવીને કેટલાક ક્ષુલ્લક ભવો કર્યા છે. |

**૬ઠો ભવ**—સ્થુણા નામના ગામમાં બોંતેર લાખ [૭૨૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા પુષ્યમિત્ર નામના બ્રાહ્મણ થયા.

ઉત્તર અવસ્થામાં ત્રિદંડી સંન્યાસી થયા છે.

**૭મો ભવ**—સૌધર્મદેવલોકની અંદર મધ્યમ સ્થિતિવાળા દેવપણે ઉત્પન્ન થયા.

**૮મો ભવ**—ચૈત્ય નામના ગામની અંદર ચોસઠ લાખ [૬૪૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા અગ્ન્યુદ્યોત નામના બ્રાહ્મણ થયા.

પશ્ચાત્ અવસ્થામાં ત્રિદંડી સંન્યાસી થયા છે.

**૯મો ભવ**—ઈશાન દેવલોકને વિષે મધ્યમ આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

**૧૦મો ભવ**—મંદિર નામનાં ગામમાં છપ્પન લાખ [ ૫૬૦૦૦૦૦ ] પૂર્વના આયુષ્યવાળા અગ્નિભૂતિ નામના બ્રાહ્મણ થયા.

આ દશમા ભવની અન્દર પણ ત્રિદંડી સંન્યાસીપણું અંગીકાર કરેલ છે.

**૧૧મો ભવ**—સનત્કુમાર દેવલોકને વિષે મધ્યમ આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

**૧૨મો ભવ**—શ્વેતાંબિક નામના નગરમાં ચુમ્માલીશ લાખ [૪૪૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા ભારદ્વાજ નામના વિપ્ર થયા.

આ બારમા ભવમાં ત્રિદંડી સંન્યાસીપણું અંગીકાર કરેલ છે.

**૧૩મો ભવ**—મહેન્દ્ર નામના દેવલોકને વિષે મધ્યમ સ્થિતિવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

આ તેરમા ભવમાંથી ચ્યવીને કેટલાક ક્ષુલ્લક ભવો કર્યા છે

**૧૪મો ભવ**—રાજગૃહી નગરીમાં ચોત્રીસ લાખ [૩૪૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા સ્થાવર નામના બ્રાહ્મણ થયા.

ઉત્તરાવસ્થામાં ત્રિદંડી સંન્યાસીપણું અંગીકાર કરેલ છે.

**૧૫મો ભવ**—બ્રહ્મ નામના દેવલોકને વિષે મધ્યમ સ્થિતિવાળા દેવતાપણે ઉત્પન્ન થયા

આ પંદરમા ભવમાંથી ચ્યવીને કેટલાક નાના ભવો કર્યા છે.

**૧૬મો ભવ**—રાજગૃહી નગરીમાં વિશ્વનંદી નામના રાજા હતા, તેમના નાના પુત્ર વિશાખભૂતિ નામના અને તેમની સ્ત્રી જે ધારણી, તેમનાથી વિશ્વભૂતિ નામે પુત્ર થયા.

આ સોળમા ભવની અન્દર યુવાવસ્થામા જ ચારિત્રને ગ્રહણ કર્યું હતુ, અને નિર્મલ ચારિત્ર પાળ્યુ હતુ. ચારીત્રની અન્દર મહાન તપશ્ચર્યા કરી હતી. એ તપશ્ચર્યાના પારણે મથુરા નગરીમાં ગોચરી

લેવાને માટે જતા તેમનુ ક્ષીણ શરીર જોઈને વિશાખાનદીએ તેમની મશ્કરી કરી તેથ તેમને ક્રોધ ઉત્પન્ન થયો. અને તે જ ભવમ તેમણે તેને મારવાને માટે નિયાણું કર્યું.

**૧૭મો ભવ**—મહાશુક્ર નામના દેવલોકને વિષે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

**૧૮મો ભવ**—ચોરાશી લાખ [૮૪૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા ત્રિપૃષ્ટ વાસુદેવ થયા.

વિશાખાનંદિનો જીવ ઘણા ભવ કરી તુઙ્ગગિરિમા કેશરીસિંહપણે ઉત્પન્ન થયો એ સિંહનો તેમને આ અઢારમા ભવની અન્દર વધ કર્યો. આ વખતે ગૌતમસ્વામિને જીવ આ ત્રિપૃષ્ટ વાસુદેવના સારથીપણે હતે અને આ જ ભવમા શૈય્યાપાલકના કાન તપાવેલુ શીશુ રેડાવી તે શૈય્યાપાલકને મા નાખ્યો, તેથી તેમને અશાતા વેદની નિકાચિત કર્મ બાંધ્યુ તે કર્મ તેમને છેલ્લ તીર્થંકરના ભવમા કાનની અન્દર ખીલ નાખવારૂપે ઉદયમા આવ્યુ

**૧૯મો ભવ**—સાતમી જે તમસ્તમઃપ્રભા નામની નારકી તેને વિષે નારકીપણે ઉત્પન્ન થયા.

**૨૦મો ભવ**—કેશરીસિંહપણે ઉત્પન્ન થયો

**૨૧મો ભવ**—ચોથી પંકપ્રભા નામની જે નારકી તેને વિષે નારકીપણે ઉત્પન્ન થયા.

નારકીના ભવમાથી આયુષ્ય પૂ થયે તિર્યંચના ભવમા આવ્યા ત્યાથી તેમ મનુષ્ય અને તિર્યંચના ઘણા ભવો કર્યા છે

**૨૨મો ભવ**—રથપુર નગરને વિષે વિમલ નામે રાજા થયા

આ બાવીશમા ભવની અન્દર વખતે વનમા ક્રીડા કરવાને માટે ગયો ત્યા પીડા પામતા એવા મૃગલાઓને છોડાવ તે દયાભાવ અને ભદ્રિક પરિણામથી મનુ ગતિનો બંધ કર્યો છેવટે તેમણે દ લીધી, ત્યાં તેમણે મહાન્ તપશ્ચર્યા ક અને ચક્રવર્તીની પદવીને લાયક કર્મ ઉપાજ કર્યું. છેલ્લી અવસ્થામા એક મા અનશન કરી શુભ ભાવથી કાલ કર્યો

**૨૩મો ભવ**—અપર વિદેહમાં ચોરાશી લાખ [૮૪૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા પ્રિયમિત્ર નામના ચક્રવર્તી થયા.

**૨૪મો ભવ**—શુક્ર દેવલોકમાં સત્તર સાગરોપમના આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

**૨૫મો ભવ**—ભરતખણ્ડની અન્દર છત્રા નામની નગરીને વિષે પચીશ લાખ [૨૫૦૦૦૦૦] પૂર્વના આયુષ્યવાળા નન્દ નામે રાજા થયા.

આ પચીશમા ભવની અન્દર ચોવીશ લાખ [૨૪૦૦૦૦૦] વર્ષની ઉમ્મર સુધી રાજ્ય ભોગવ્યુ, ત્યારપછી રાજ્યને તિલાજલિ દઈને પોટીલાચાર્ય પાસે સંયમને અંગીકાર કર્યો. તેમા માસોપવાસ, વીશસ્થાનકપદનુ આરાધન કર્યું, અને આ ૨૫મા ભવની અન્દર તીર્થંકર નામકર્મનો બંધ પાડયો પ્રાંતે આઠ દિવસનું અનશન કર્યું.

**૨૬મો ભવ**—પ્રાણત નામના દશમા દેવલોકમાં પુષ્પોત્તર નામના વિમાનમા, ઉપપાતિ નામની શય્યામા, વીશ સાગરોપમના આયુષ્યવાળા દેવતાપણે ઉત્પન્ન થયા.

**૨૭મો ભવ**—ત્રિશલાનન્દન, કાશ્યપ ગોત્રીય, ચરમ તીર્થંકર, સિદ્ધાર્થ રાજાના પુત્રપણે ઉત્પન્ન થયા

**[ મહાવીરસ્વામી ]**

બોતેર વર્ષનુ આયુષ્ય ભોગવી પ્રાંતે સર્વ ઘાતિ અને અઘાતિ કર્મનો ક્ષય કરી અનંત, અવ્યાબાધ, અવિચલ એવા મોક્ષપદને પ્રાપ્ત કર્યું

ચરમ તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માનો આ અન્તિમ ભવ છે. આ અન્તિમ ભવમા પ્રભુ મહાવીરે આગામી ભવના આયુષ્યનો બંધ પાડેલો નથી ચરમ શરીરી સિવાય સર્વ પ્રાણીઓ આગામી ભવના આયુષ્યનો બંધ પાડયા સિવાય મરણની અંતિમ પરાકાષ્ટાને પામી શકતા નથી, એ જગતના સર્વ પ્રાણીઓને માટે સાધારણ નિયમ છે.

દુનિયાના સર્વે પ્રાણીઓએ પૂર્વે અનંતા કાળમા અનંતા પુદ્ગલપરાવર્તન કરેલા હોય છે. કેવળ જે ભવને વિષે પ્રાણી સમ્યકત્વપણાને પ્રાપ્ત કરે છે, ત્યારથી તે ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ અપાર્ધપુદ્ગલ પરાવર્તન કાળમા નિયમપૂર્વક રાગદ્વેષથી પરિપૂર્ણ એવા સંસારનો અંત કરી અનંત, અવ્યાબાધ, અવિચલ એવા મોક્ષપદને પ્રાપ્ત કરે છે.

પ્રભુ મહાવીરે આ અંતિમ ભવને વિષે છદ્મસ્થાવસ્થામા અપ્રમત્ત દશામાં રહી રાગદ્વેષરૂપી મહાન શત્રુઓને જીતવાને માટે અણાહારી પદની વાનગીરૂપ મહાન તપશ્ચર્યાને કરીને અનંત અવ્યાબાધ એવા મોક્ષપદને પ્રાપ્ત કર્યું

આ પદને પ્રાપ્ત કરનાર પ્રાણીઓ પોતાનું આત્મદ્રવ્ય શુદ્ધ અને સ્ફટિકરત્નની પેઠે અતિ નિર્મળ બનાવે છે.

કાશ્યપગોત્રીય, ત્રિશલાનંદન, ચરમ તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માએ અનંત, અવ્યાબાધ, અવિચલ એવા મોક્ષપદની જે ઋદ્ધિને પ્રાપ્ત કરી છે, તેવી ઋદ્ધિ પ્રાપ્ત કરવાને માટે દુનિયાના સર્વે પ્રાણીઓ ઉદ્યમશીલ બનો, એ જ ભાવના !

# મથુરાનો કંકાલીટીલો

અને

# ભગવાન મહાવીરના જીવનના બે વિશિષ્ટ પ્રસંગો

લેખક :— **મુનિરાજ શ્રી દર્શનવિજયજી**

**મ**થુરાના કંકાલીટીલાના ખોદકામ દરમ્યાન મળી આવેલ જૈન દેરાગર અને મૂર્તિઓના ટુકડાઓ, શિલાલેખો કે શિલાલેખોના ભગ્ન થયેલા અવશેષો, આયાગપટ્ટો અને કોઈ કોઈ પત્થરો ઉપર ખોદવામા આવેલા ચિત્રો કે જે ચિત્રોમા જૈન માન્યતાનુસારની કોઈના કોઈ ઐતિહાસિક ઘટનાઓનુ ચિત્રણ કરવામા આવ્યું છે તે બધી વસ્તુઓએ જૈનશાસ્ત્રોમા વર્ણવામા આવેલ કેટલીક બીનાઓની ઐતિહાસિક બાજૂ ઉપર ઘણો સારો પ્રકાશ પાડયો છે. જે વિદ્વાનો કેટલીય બીનાઓને ઐતિહાસિક પ્રામાણ્ય આપવામાં અચકાતા હતા તેઓ પણ મથુરામા મળી આવેલા આ ભગ્નાવશેષોનો બરાબર અભ્યાસ કરવાથી તે બીનાઓને સાચી — ઐતિહાસિક માનતા થયા છે

પરમાત્મા મહાવીરદેવના જીવનની કેટલીક વિશિષ્ટ ઘટનાઓ એવી છે કે જેનુ કેવળ બુદ્ધિબળથી પૃથક્કરણ કરવામા આવે અથવા તો એ ઘટનાઓના સત્યની કસોટી કેવળ બુદ્ધિ ઉપર જ કરવામા આવે તો એ ઘટનાઓનો ઉકેલ લાવતા માણસ વિમાસણમાં પડી જાય! આવી ઘટનાઓનો ઉકેલ બુદ્ધિની સાથે સાથે શાસ્ત્રીય-શ્રદ્ધાનો મોટો આધાર લેવામા આવે તો જ થઈ શકે! અસ્તુ.

**બે વિશિષ્ટ ઘટનાઓ**

ભગવાન મહાવીરદેવના જીવનની એવી વિશિષ્ટ ઘટનાઓમા આ બે ઘટનાઓનો પણ સમાવેશ થાય છે ૧. ગર્ભાપહરણ (ભગવાન મહાવીર સ્વામીનુ ગર્ભાવસ્થામા એક માતાના ઉદરમાથી બીજી માતાના ઉદરમા પરિવર્તન થવા)ની ઘટના અને ૨ બાલ્યકાળમા આમલકીક્રીડા વખતે દેવને પરાસ્ત કરવાની ઘટના

જૈન આગમોમા આ બન્ને ઘટનાઓ સબધી ઉલ્લેખ મળે છે અને મથુરામાથી મળેલા ચિત્રોમા પણ આ ઘટનાઓના ચિત્રો મળતા હોવાથી એ ચિત્રોની સાથે, જૈનશાસ્ત્રોમા વર્ણિત ઉલ્લેખોનો સમન્વય બતાવવાનો પ્રસ્તુત લેખનો આશય છે એટલે એ ચિત્રો સંબંધી વિચાર કર્યા પહેલા આપણે જૈન આગમોમા વર્ણિત એ ઘટનાઓનો ઉલ્લેખ તપાસીએ.

જૈનશાસ્ત્રો મુખ્ય રીતે ૧ મૂળ આગમ, ૨ નિર્યુક્તિ, ૩ ભાષ્ય, ૪ ટીકા અને ૫ ચૂર્ણિ; આ પાંચ ભાગોમાં વહેંચાયેલા છે. અને એમાંના કેટલાંકમાં પરમાત્મા મહાવીરદેવના જીવન-વૃત્તાન્તનો ઉલ્લેખ મળી આવે છે. ખાસ કરીને આચારાંગ સૂત્ર, સૂત્રકૃતાંગ સૂત્ર, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતીસૂત્ર), કલ્પસૂત્ર, અને આવશ્યક નિર્યુક્તિમાં એ સંબંધી સવિશેષ વર્ણન મળે છે.

**આગમ-વર્ણિત ગર્ભાપહરણની ઘટના :**

ભગવાન મહાવીરસ્વામીના જીવનના ૬ વિશિષ્ટ પ્રસંગોમાંનો બીજો પ્રસંગ ગર્ભાપહરણનો છે. એનું સવિસ્તર વર્ણન શ્રી આચારાંગસૂત્રના ભાવના અધ્યયનમાં નીચે પ્રમાણે આપેલ છે. —

समणे भगवं महावीर इमाए ओसप्पिणीए सुसमसुसमाए समाए वीइक्कन्ताए, सुसमाए समाए वीइक्कन्ताए, सुसमदुस्समाए वीइक्कन्ताए, दुस्समसुसमाए बहु वीइक्कंताए पन्नहत्तरीय वासेहिं मासेहिं य अद्धनवमेहिं सेसेहिं जे से गिम्हाणं चउत्थे मासे अट्ठमे पक्खे आसाढसुद्धे तस्स णं आसाढसुद्धस्स छट्ठी पक्खेणं हत्थुत्तराहिं नक्खत्तेणं जोगमुवागएणं ...वद्धमाणाओ विमाणाओ वीसं सोगरोवमाइं आयुयं पालइत्ता आउक्खएणं, ठिइक्खएणं, भावक्खएणं चुए, चइत्ता इह खलु जम्बुदीवेणं दीवे भारहे वासे दाहिणड्ढभरहे दाहिण-माहण-कुण्डपुरसन्निवेसम्मि उसभदत्तस्स माहणस्स कोडालसगोत्तस्स देवानंदाए माहणीए जालंधरस्स गुत्ताए सीहुब्भवभूएणं अप्पाणेणं कुच्छिसिं गब्भं वक्कन्ते ।

. तओणं समणे भगवं महावीरे हिआणुकम्पएणं देवेणं जीयमेयं तिकट्टु जे से वासाण तच्चे मासे पंचमे पक्खे आसोयबहुले तस्सणं आसोयबहुलस्स तेरसीपक्खेणं हत्थुत्तराहिं नक्खतेणं जोगमुवागएणं वासीहिं राइंदिएहि वइक्कंतेहिं तेसी इमस्स राइंदियस्स परियाए वट्टमाणे दाहिण–माहण–कुंडपुरसन्निवेसाओ उत्तर–खत्तिय–कुंडपुरसन्निवेसम्मि नायाणं खत्तियाणं सिद्धत्थस्स खत्तियस्स कासवगुत्तस्स तिसलाए खत्तियाणीए वासिट्ठगुत्ताए कुच्छिसि गब्भं साहरइ । जे विय से तिसलाए खत्तियाणीए कुच्छिसि गब्भे त पिय........ देवानंदाए कुच्छिसि गब्भं साहरइ ।

— सूत्र (१७६)

અર્થાત–" શ્રમણ ભગવાન મહાવીરસ્વામી આ અવસર્પિણી, કાળમાં સુષમસુષમા (પહેલો આરો) વીતી ગયે છતે, સુષમા (બીજો આરો) વીતી ગયે છતે, સુષમદુષમા (ત્રીજો આરો) વીતી ગયે છતે અને દુષમસુષમા (ચોથા આરા) નો ઘણો કાળ વ્યતીત થઈ ગયા પછી તેના ૭૫ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે તે સમયે ગ્રીષ્મઋતુના ચોથા મહિનામાં, આઠમા પખવાડિયામાં આષાઢ સુદી છઠના દિવસે (રાત્રિના સમયે). ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં. × × ×

× × ×વર્ધમાન નામના વિમાનમાંથી, વીસ સાગરોપમનુ આયુષ્ય ભોગવીને એ આયુષ્ય, સ્થિતિ અને ભાવનો ક્ષય થવાથી ચ્યવ્યા. ચ્યવીને આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રના દક્ષિણાર્ધ ભરતમા દક્ષિણના બ્રાહ્મણ કુંડનગરની[1] પાસે કોડાલ ગોત્રવાળા ઋષભદત્ત બ્રાહ્મણની જાલધર ગોત્રવાળી પત્ની દેવનંદા બ્રાહ્મણીના ઉદરમાં ગર્ભરૂપે આવ્યા. × × × × ×

ત્યારપછી શ્રમણ ભગવાન મહાવીરની હાર્દિક ભકિત કરવાવાળા દેવે, મારો આ પરંપરાગત આચાર છે, એમ વિચારીને વર્ષાઋતુના ત્રીજા મહિનામાં, પાંચમા પખવાડીયામા આશોવદી તેરશને દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમા, ૮૨ રાત્રિદિવસ પછી ૮૩ મા રાત્રિદિવસના સમયમાં દક્ષિણના બ્રાહ્મણકુંડપુરના સન્નિવેશમાથી લઈને ઉત્તરના ક્ષત્રિયકુંડપુર[2] સન્નિવેશમા જ્ઞાતક્ષત્રિય, કાશ્યપગોત્રીય સિદ્ધાર્થ નામના ક્ષત્રિયની વશિષ્ઠગોત્રવાળી ત્રિશલા નામની પત્નીના ઉદરમા ગર્ભ મૂક્યો. અને ત્રિશલા ક્ષત્રિયાણીના ઉદરમાંના ગર્ભને × × × × × દેવાનંદાની કુક્ષિમા મૂક્યો. (આ ગર્ભ પુત્રીનો હતો)

શ્રી કલ્પસૂત્રમા પણ થોડા ઘણા ફેરફાર સાથે આ જ પાઠ મળે છે. આવશ્યક નિર્યુક્તિમા આ ઘટનાનો ઉલ્લેખ કવિતાબદ્ધ આપ્યો છે, જે ૪૫૦, ૪૫૭ અને ૪૫૮મી ગાથામાં મળે છે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતી સૂત્ર) માં ગર્ભાપહરણના પ્રસંગનો ઉલ્લેખ માત્ર મળે છે

**આમલકી-ક્રીડાની ઘટના :**

આમલકીક્રીડાની વાર્તા બહુ લાંબી છે. પરન્તુ આગમોમા એનો ઉલ્લેખ સંક્ષેપથી જ મળે છે કલ્પસૂત્રની કલ્પકિરણાવલી[3] નામક ટીકામા એનુ વિશેષ વર્ણન આપેલુ છે એ ઘટના સંક્ષેપમા આ પ્રમાણે છે

વર્ધમાન કુમારની ઉમર સાડાસાત વર્ષની થઇ ત્યારે એક વખત તેઓ શહેરના છોકરાઓ સાથે આલમકી (આમલી પીપળીની) ક્રીડા કરી રહ્યા હતા. આ વખતે ઇંદ્રે

૧. આ સ્થાન બિહાર અને ઓરીસા પ્રાતમાં મુગેર જીલ્લામા સિકંદરાની પાસે લછવાડાથી બે માઈલ પશ્ચિમે છે. એ ગામને અત્યારે "માહણા" કહે છે. અહીં બ્રાહ્મણોની વસતી મોટા પ્રમાણમા છે

૨ મુગેર જીલ્લામા સિકંદરાથી બે માઈલ દક્ષિણમા (લીછવી રાજાઓની પ્રાચીન રાજધાની) લછવાડા ગામ છે ત્યાથી પહાડી માર્ગથી છ માઈલ દક્ષિણમા પર્વત ઉપર "જન્મસ્થાન" ભૂમિ છે. જેનું પ્રાચીન નામ કુડપુર હતુ. પહાડ ઉપર ચઢવાના રસ્તાનુ નામ કુડઘાટ છે. કુડઘાટના પાસેના જ પ્રદેશોમા ક્ષત્રિયકુંડ સન્નિવેશના પ્રાચીન ખંડેરો પડયા છે. આશ્ચર્યની વાત છે કે ત્યા પહાડી પ્રદેશ હોવા છતા ઝાડી-વૃક્ષો અને પાણી ખૂબ છે. એક બાંધેલો પાકો કુવો છે. અહીની ઇંટો નાલંદાની ઇંટોથી મોટી છે જન્મસ્થાનનો પહાડી પ્રદેશ અત્યારે પણ ઝાઝા-પરખંડાના રાજા ચંદ્રમૌલિના અધિકારમા છે આ રાજાનું માનવું છે કે તેઓ નંદીવર્ધન (ભગવાન મહાવીરના ભાઈ) ના વંશ જ છે

૩ કલ્પસૂત્રની આ ટીકાના કર્તા મહોપાધ્યાય ધર્મસાગર ગણી છે. કલ્પસૂત્ર ઉપર બીજી પણ અનેક ટીકાઓ છે.

કરેલી ભગવાનના બળ અને નિર્ભીકતાની પ્રશંસા સાંભળીને તેની પરીક્ષા કરવાના ઉદ્દેશથી એક દેવ ત્યાં આવી પહોંચે છે અને રમત કરતાં છોકરાઓને બીવરાવવા માટે મોટા સર્પનું રૂપ ધારણ કરી ઝાડની આસપાસ વીંટાઈ જાય છે. સર્પને જોઇને બધા બાળકો આમતેમ દોડી જાય છે. પરન્તુ વર્ધમાન કુમાર જરા પણ ડર્યા વગર સર્પને હાથથી પકડીને દૂર ફેંકી દે છે. છોકરાઓ ફરીને ભેગા થઈને રમવાનુ શરુ કરે છે. તે દેવ પણ બાળકનુ રૂપ લઇને તેઓની સાથે રમવા લાગે છે. રમતની શરત એ કરવામાં આવે છે કે જે બાળક હારે તે જીતનાર છોકરાને પોતાના ખંભા ઉપર બેસાડે. થોડી જ વારમાં બાળક બનેલ તે દેવ વર્ધમાન કુમારથી પોતાની હાર કબુલ કરે છે અને તેમને પોતાના ખંભા ઉપર બેસાડે છે. તરત જ તે દેવ, વર્ધમાન કુમારને બીવરાવવા માટે, સાતતાડ જેવડું રૂપ ધારણ કરે છે. પરન્તુ આ વખતે પણ વર્ધમાન કુમાર લેશ પણ ડર્યા વગર પોતાની મુક્રીના પ્રહારથી તે દેવનુ અભિમાન તોડી નાખે છે.

વર્ધમાન કુમારનુ આ બળ જોઈ દેવને ખાત્રી થાય છે, તે માફી માગે છે અને ત્યારથી તેમને વીરનુ નામ આપવામાં આવે છે.

**મથુરામાં મળેલ પત્થર ઉપર ખોદેલાં ચિત્રો :**

જૈનશાસ્ત્રો પ્રમાણે આપણે ઉપરના બન્ને પ્રસંગોનું વર્ણન જોયું. આ ઘટનાઓ સત્ય હોવાની શ્રદ્ધા આજથી બે હજાર વર્ષ પહેલાંના લોકોના હૃદયમા સચોટ રીતે હતી જેની સાક્ષી બે હજાર વર્ષથી પણ પહેલાંના કાળમાં પત્થર ઉપર કોતરલ એ ઘટનાઓના ચિત્ર ઉપરથી મળે છે. આવા, પત્થર ઉપર ખોદેલા, કેટલાય જૈન ઐતિહાસિક કથાઓના પ્રસગો મથુરાના કંકાલીટીલાના ખોદકામમાંથી મળી આવ્યા છે. એમા આ બે ઘટનાઓના ચિત્રોનો પણ સમાવેશ થાય છે,

પ્રાચીન કાળમાં મથુરા એ ઉત્તરાપથની એક વિરાટ જૈનપુરી હતી, જે સંબંધી વિસ્તૃત ઐતિહાસિક ઉલ્લેખ પ્રાકૃત તીર્થકલ્પમાં મળે છે. આ નગરમા ૫૦૦ જિન મન્દિરો હતા અહીં ચૌરાશી નામનુ એક જિનમન્દિર હતુ. ચૌરાશી આગમોની વાચના આ જ નગરમાં થઈ હતી. અહી જૈનોની બહુ મોટી વસતી હતી. મુસલમાનોના શાસનકાળમાં આ નગરીનુ પતન થયુ ક્રમે કરી જિનમન્દિરો ભુશાયી થઈ ગયાં અને જમીનમા દટાઈ ગયાં આજે મથુરામા અનેક ટેકરાઓ નજરે પડે છે. કંકાલીટીલો પણ એમાનો એક છે અને એમાંથી ઘણું જૈન સ્થાપત્ય મળી આવ્યું છે. આ બધી વસ્તુઓમાની કેટલીક લખનૌના કેસર બાગમા છે અને કેટલીક મથુરાના મ્યુઝીઅમમા છે. આ બન્ને પ્રસંગના ચિત્રોવાળા પત્થરો પણ ત્યાથી મળી આવ્યા છે

**ગર્ભાપહરણનું ચિત્ર :**

એમાનો ગર્ભાપહરણના ચિત્રવાળો પત્થર લખનૌમા છે જ્યારે આમલકી ક્રીડાના પ્રસંગનું ચિત્ર મથુરામા છે. ગર્ભાપહરણના ચિત્રની લંબાઈ લગભગ $2\frac{1}{2}\times1\frac{1}{2}$ ફુટની છે. એ પત્થરનો જમણી બાજુનો થોડો ભાગ તૂટી ગયો છે આ ચિત્રમા નૈગમેષી ( હરિણૈગમેષી ) દેવનુ ચિત્ર આપેલુ છે. તેનુ મોઢું ઉચું અને હરણના જેવું બતાવ્યું છે. બન્ને હાથ મેળવીને એમા ભગવાનને ધારણ કરેલ છે. પાસે જ ત્રિશલારાણી

સૂતેલાં છે. પંખો નાખનારી દાસીને પણ નિદ્રાધીન સ્થિતિમા બનાવેલ છે ચિત્ર બહુ જ સ્પષ્ટ રીતે ખોદાયેલુ છે. આનો નંબર J 626 છે.

**આમલકી-ક્રીડાનું ચિત્ર**

મથુરામાં આમલકી ક્રીડાના ત્રણ ચિત્રો છે (નંબર ૧૦૪૬, E ૧૪ તથા ૧૧૧૫) તેમાથી પહેલા ચિત્રમા એક પહેલવાન જેવી પ્રચંડ કાયાવાળો અને મેષના જેવા મુખવાળો પિશાચ-દેવ ઉભેલ બતાવ્યો છે. જમણા હાથમાં તેણે બે બાળકોને ઉઠાવેલા છે ડાબા ખંભા ઉપર વર્ધમાન કુમારને બેસારેલ છે અને જમણા ખંભા ઉપર બીજા છોકરાને ઉઠાવેલ છે પ્રથમ દર્શને અમે આ ચિત્રનો આશય ન સમજી શકયા પરન્તુ ત્યાના ક્યુરેટર મહાશયે એ ચિત્ર જૈન હોવાનુ આગ્રહ પૂર્વક જણાવ્યું ત્યારે અમે એનો આશય સમજી શકયા.

બીજા ચિત્રમા પણ ઉભો અને મેષમુખવાળો પિશાચ આપેલ છે તેમા તેણે ડાબા ખંભા ઉપર વર્ધમાન કુમાર અને જમણા ઉપર બીજા છોકરાને ઉપાડેલ છે

ત્રીજુ ચિત્ર લગભગ પહેલા ચિત્રના જેવુ જ છે.

બે હજાર વર્ષ કરતાં પણ અધિક પુરાતન અને મથુરામાંથી મળી આવેલ, ભગવાન મહાવીરના ગર્ભાપહરણના અને આમલકી-ક્રીડાને લગતા આ બે ચિત્રો અને બીજા શિલાલેખો ઉપરથી એમ માનવુ જ પડે છે કે તે કાળમા લોકો આ ઘટનાઓને અવશ્ય માનતા હતા

પુરાતત્ત્વના ઊંડા અભ્યાસીઓ આ વિષય ઉપર યોગ્ય વિચાર કરે અને આ સબંધી વિશેષ પ્રકાશ પાડે તો અવશ્ય લોકોને ઘણુ જાણવાનુ મળે અને જૈનશાસ્ત્રોમા વર્ણિત વસ્તુઓ ઐતિહાસિક પુરાવાઓ પૂર્વક સિદ્ધ કરી શકાય

આજે આપણે મથુરાને અને જૈન ઇતિહાસની દૃષ્ટિએ એના મહત્ત્વને ભૂલી ગયા છીએ, પણ ઇતિહાસ-પ્રધાન આ યુગમા એ પાલવે એમ નથી આપણે આપણા ભુતકાળના ગૌરવસમી એ નગરીની યોગ્ય શોધખોળ માટે તત્પર થઈએ, તેના માટે સર્વ પ્રયત્ન કરીએ અને એ માટી નીચે દટાએલા જૈન ગૌરવને જગત આગળ રજુ કરીએ એ જ ભાવના!

---

## સાચો બુદ્ધિશાળી

से मेहावी अणुग्घायणखेयन्ने, जे य बन्धपमुक्खमन्नेसी। (सू० १०३)

જે અહિંસા (પાળવા) મા નિપુણ હોય અને જે બંધથી મુક્તિ મેળવવાની શોધમા હોય તે સાચો બુદ્ધિશાળી છે.

—**શ્રી આચારાંગસૂત્ર**

# મહાવીર-જીવન-જ્યોતિ :

## પરમાત્મા મહાવીરસ્વામીના જીવનના વિશિષ્ટ પ્રસંગો

લેખક—મુનિરાજ શ્રી દક્ષવિજયજી

પરમ પવિત્ર વિશ્વવંદ્ય શ્રમણ ભગવાન્ મહાવીર પ્રભુની જીવન જ્યોતિની આછી રૂપરેખા પણ જગતના જન્તુમાત્રને અદ્યાવધિ આહ્લાદ આપી રહી છે, એટલુ જ નહિ પરંતુ પ્રાણી માત્રનાં આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ અનેક સંતાપનાઓના પ્રચંડ તાપથી શુષ્કપ્રાય: બની ગયેલા જીવન-વૃક્ષોને નવપલ્લવિત કરવા માટે અમીધારાને નિરંતર વર્ષાવનારી છે.

યદ્યપિ આ નિબંધનો ઉદ્દેશ પ્રભુ શ્રી માહાવીરદેવનું સમસ્ત જીવન-ચરિત્ર લખવાનો નથી કારણ કે તેમા તો વૉલ્યુમનાં વૉલ્યુમ ભરાય, છતા શ્રી મહાવીર પ્રભુની જીવનપ્રભામાંથી કેટલીક વિશેષ ઘટનાઓ વાનગી તરીકે રજુ કરવાનો આ પ્રયત્ન છે કે જેથી આપણને આછો ખ્યાલ આવે કે-પ્રભુશ્રીએ કેવી રીતે પોતાનુ જીવન વિકસિત બનાવ્યુ, કેવી રીતે તેઓ જગદુદ્ધારક બની જગતને આદર્શરૂપ થયા અને કેવી રીતે કઠીન કર્મોના મર્મોને હણી અવ્યાબાધ શાશ્વતુ સુખ પ્રાપ્ત કર્યું વગેર વગેરે. વળી તે પ્રભુના સંતાનીઆ તરીકેનુ આપણુ શુ કર્તવ્ય છે, તેનુ આપણને ભાન થાય.

દરેક તીર્થંકરની જેમ પ્રભુ શ્રી મહાવીરદેવના પણ પાચ કલ્યાણકો થયા છે. તેમા પહેલુ ચ્યવન કલ્યાણક, બીજુ જન્મ કલ્યાણક, ત્રીજું દીક્ષા કલ્યાણક, ચોથુ કેવળજ્ઞાન કલ્યાણક અને પાંચમું નિર્વાણ કલ્યાણક ઉપર્યુક્ત પાંચે કલ્યાણકોમાં શક્રેન્દ્ર મહારાજાનું અચળ સિંહાસન કે જે અસંખ્યાતા યોજન દૂર છે, તેનુ ચલાયમાન થવુ, એ પ્રભુશ્રીના અલૌકિક પુણ્ય પુંજની આકર્પક શક્તિ જ કહી શકાય ત્રણ જગતના નાથ, સકળ જીવોને અભયદાતા પરમાત્માઓનો જ્યારે જન્મ થાય છે ત્યારે તેઓનો અનેક ભવસંચિત પુણ્ય પ્રકાશનો એટલો બધો ઉત્કર્પ હોય છે કે જેને લઇને સમગ્ર ત્રણે ભુવનમા પ્રકાશ પ્રકાશ ફેલાઈ જાય છે; એટલુ જ નહિં પરંતુ નરકમા કે જ્યાં ઘોર અંધકાર નારકીના જીવોને નિરંતર સતાવી રહ્યો હોય છે, ત્યા પણ ઘડીભર વિદ્યુતના ચમકારાની જેમ પ્રકાશ થઈ જાય છે, અને દુ:ખની ખાણમા પડેલા નરકના જીવોને પણ ક્ષણ માત્ર સુખનો અનુભવ થાય છે. તે લોકોત્તર પુરુષોના પુણ્યપુંજના પરમાણુઓના આન્દોલનો એટલાં તો પ્રબળ હોય છે કે જે અતિ તીવ્ર ગતિએ ચારે તરફ ફેલાઈ સમસ્ત જગતને પ્રકાશમય બનાવી દે છે, તેમજ પ્રાણીમાત્ર ઉપર શાંતિનું સામ્રાજ્ય સ્થાપી પૃથ્વી મંડળને આનંદના

કલ્લોલોથી લલિત બનાવી સમગ્ર વિશ્વના ભૂષણ રૂપ પરમાત્માઓના જન્માદિક પ્રસગોને વ્યકત કરે છે.

**ઇદ્રની શંકા અને મેરુનું સંચાલન**

વર્તમાન શાસનાધિપતિ પ્રભુ મહાવીરદેવને ઇંદ્રાદિક મેરુપર્વત ઉપર જન્માભિષેક કરવા લઈ જાય છે ત્યા અભિષેક સમયે શક્રેંદ્રને મનમાં એક સકલ્પ થાય છે કે, આ બાળક કે જેને જનમ્યે હજુ ચોવીશ કલાક તો પૂરા થયા નથી તે આ લાખો કળશોના લાખો અભિષેકોને કેવી રીતે સહન કરી શકશે પ્રભુ તો બાળક છતા મતિ, શ્રુત અને અવધિ એમ ત્રણે જ્ઞાનવાળા હતા, તેથી શક્રેંદ્રે કરેલા મનોગત સંકલ્પને જાણી તેને દૂર કરવા માટે પ્રભુ દેવે મેરુ પર્વતને પોતાના ચરણ કમળના અંગુઠાથી સ્પર્શ માત્ર કર્યો જેના પ્રતાપે મેરુપર્વત ચારો તરફથી ધ્રૂજવા માડ્યો. શિખરો ધડા ધડ પડવા માડયા, સમુદ્રો ખળભળી ઉઠ્યા અને વસુધરા પણ મોટો જબરજસ્ત ધરતીકપ થયો હોય તેમ ડોલવા માડી આ પ્રસગને અંગે કવિ ઉત્પ્રેક્ષા ( ઘટના ) કરે છે કે, મહપરાક્રમશાળી શ્રી મહાવીર પ્રભુએ શક્રેંદ્રના હૃદયના સકલ્પને દૂર કરવા માટે જ્યારે પોતાના ચરણકમળના અગુષ્ઠથી મેરુ પર્વતને સ્પર્શ કર્યો, ત્યારે મેરૂ મનમા વિચારવા લાગ્યો કે, ઓહો ! અનાદિ કાળથી અનન્તા તીર્થંકરોના જન્માભિષેકો મારા ઉપર થયા છે તે અનંતા તીર્થંકરો પૈકી કોઈએ મારો સ્પર્શ કર્યો નથી; પરંતુ આજે આ ચરમ તીર્થંકર દયાળુ પ્રભુએ મને પોતાના ચરણ કમળથી સ્પર્શ કર્યો તેથી હુ કૃતપુણ્ય થયો છુ. કૃપાસિંધુ પરમાત્માએ મારા ઉપર અનુગ્રહ કરી મને કૃતકૃત્ય કર્યો છે અહો ! આજ મારા અહોભાગ્ય ખીલ્યા ! આજથી આ બધા પર્વતોનો હું રાજા થયો, કેમકે આ દયાળુ પ્રભુનુ જન્માભિષેકનુ સ્નાત્રજળ મારા ઉપર પડવાથી મારો પણ અભિષેક થયો, આ પ્રમાણે હર્ષના તરગોમા મેરૂપર્વત નૃત્ય કરવા લાગ્યો. સમુદ્રો અને સરોવરો પણ પોતાના જળથી પરમાત્માનો જન્માભિષેક થયો જાણી, પોતાને ધન્યવાદ આપતા આનદના કલ્લોલોથી વૃદ્ધિ પામ્યા વસુંધરા પણ પોતાની કુક્ષિમાથી ઉત્પન્ન થયેલા બાળ નગ્રત્નનુ અતુલ પરાક્રમ દેખી ક્ષણવાર દોડવા માડી. અહીયા કોઈ એમ કહેકે—એક દિવસના બાળકમા આટલુ પરાક્રમ સભવે કઇ રીતે ? આ વાત અતિશયોક્તિયુક્ત છે આવુ કહેનારાઓ — માનનારાઓએ સમજવુ જોઈએ કે—

પ્રભુ શ્રી મહાવીરદેવ એક સકલ્પ માત્રથી જ મેરુ વગેરેને કંપાવવામા સમર્થ હતા. ચરણ-સ્પર્શ તો વ્યવહાર માત્ર હતો. બીજુ કેવળી ભગવન્તો તથા સિદ્ધ ભગવન્તોના પરાક્રમોના જ્યા વર્ણન ચાલ્યા છે, ત્યા પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે તેઓના એક એક આત્મપ્રદેશમા એટલુ વીર્ય (પરાક્રમ) હોય છે કે સમગ્ર લોકને અલોક રૂપે પલટાવી નાખવા ધારે અથવા અલોકને લોક બનાવવા ધારે તોપણ તેઓ બનાવી શકે આવા અનન્ત વીર્યના ધણી પરમાત્માઓને આપણા દશ્ય તેમજ કલ્પ્ય પરાક્રમોને બતાવવા એ તો લીલા માત્ર છે આત્મામા અનન્ત શક્તિ રહેલી છે તે સિદ્ધ થાય છે, અને તે શક્તિને પરમાત્માએ યથાર્થ રીતે વિકસાવી હતી. તે પ્રભુ પોતના ચરણ સ્પર્શથી મેરૂ વગેરેને કંપાવે—એમા બીલકુલ અતિશયોક્તિ નથી એ તદન દીવા જેવી વાત

છે. ઉપર્યુક્ત પ્રભુ શ્રી મહાવીર દેવના ચરણકમળના અંગુષ્ઠના સ્પર્શ માત્રથી જન્ય એવા ખળભળાટણે જાણ્યા સિવાય શક્રેંદ્ર મહારાજા ઉપસ્થિત ભયંકર દૃશ્ય જોઇ વિચારવા લાગ્યા કે–અરે ! એવો કોણ દુષ્ટ છે કે જેણે આવા માંગલિક અવસરે આ ખળભળાટ ઉઠાવ્યો છે? અને વિચારણા બાદ શક્રેદે અવધિજ્ઞાનનો ઉપયોગ મુકી જાણ્યુ કે–ઓહો ? આ તો બધુ પ્રભુશ્રીએ પોતે જ, મારા હૃદયગત સંકલ્પને દૂર કરવા સારું કર્યુ છે. આ પ્રમાણે જાણ્યા પછી પશ્ચાત્તાપ પૂર્વક શક્રેંદ્ર મહારાજા વારંવાર પોતાની અજ્ઞાનતાનુ (ઉપયોગ્ય-શૂન્યતાનુ) પ્રદર્શન કરતા થકા, બાળ છતા અતુલ પરાક્રમશાળી પ્રભુશ્રીને પુનઃ પુનઃ નમીને અનેકશઃ ક્ષમા માગે છે.

**દેવની પરીક્ષા અને "મહાવીર" નામ કરણ**

પ્રભુ જ્યારથી ત્રિશલા માતાના ગર્ભમાં પધાર્યા ત્યારથી ભગવાનના માતપિતા અનેક રીતે વૃદ્ધિ પામતા હતા માટે ગુણનિષ્પન્ન અને 'यथा नाम तथा गुणा' એ યુક્તિને અનુસરનારૂ 'વર્ધમાન' એવુ નામ ભગવાનનાં માતપિતાએ પાડ્યું હતુ એકદા તે વર્ધમાન કુમાર પોતાના બાળમિત્રો સાથે આમલકી ક્રીડા કરવા, પોતાની ક્રીડાની અભિલાષા નહિ છતા, મિત્રોની પ્રેરણાથી નગર બહાર પધાર્યા પોતાના બાળ મિત્રો સાથે વર્ધમાન કુમાર કુમાર અવસ્થાની વાસ્તવિક મોજમજા ઉડાવી રહ્યા હતા તે દરમ્યાન શક્રેંદ્ર મહારાજે પોતાની સુધર્મા સભામા પ્રભુશ્રીના અનુપમ પરાક્રમની પુનઃ પુનઃ પ્રશંસા કરી જેથી એક દેવ કે જેને ઇંદ્ર મહારાજાના વચનમા અતિશયોક્તિ ભાસી, તેણે વર્ધમાન કુમારના પરાક્રમની પરીક્ષા કરવા માટે જે વૃક્ષ નીચે પ્રભુ મિત્રો સાથે રમત કરી રહ્યા હતા, તે વૃક્ષને અતિ ભયાનક સર્પનુ રૂપ ધારણ કરી વીંટી લીધુ,

આ ભયંકર ફુંફાડા મારતા સર્પને જોઇ બધાં બાળકો ત્યાંથી ડરીને દૂર ભાગી ગયા, પરંતુ મહાપરાક્રમી વર્ધમાન કુમારે તે અતિ ભયાવહ સર્પને પોતાના હાથ વડે પકડીને દોરડીની જેમ દૂર ફેંકી દીધો અને પાછા બાળકો એકત્ર થઇ રમવા લાગ્યાં. ત્યારબાદ તે દેવ બાળકનુ રૂપ ધારણ કરી બાળકો સાથે રમવા માંડ્યો. રમતની શરત એવી હતી કે જે હારી જાય તે જીતનારને પોતાના ખભા ઉપર બેસાડે આવી શરતે રમવાનું શરુ થયુ. થોડી વારે તે દેવ 'હૂં હારી ગયો અને વર્ધમાન જીતી ગયા' એ પ્રમાણે પોકારવા લાગ્યો. વર્ધમાન કુમાર તે દેવના ખભા ઉપર ચઢી બેઠા. દેવે શ્રી વર્ધમાન કુમારને બીવડાવવા સારુ મોટું સાત તાડ જેટલુ ઉચુ શરીર બનાવ્યું. તરત ભગવાન વર્ધમાન કુમાર ચેતી ગયા, અને પોતાની વજ્ર સમાન મુષ્ટિથી તે દેવ ઉપર એવો પ્રહાર કર્યો કે જેના પ્રતાપે તે દેવ બિચારો રાંકડો બની ગયો. ત્યારબાદ પોતાનું અસલી સ્વરૂપ પ્રગટ કરી, વારંવાર પ્રભુશ્રીના ચરણકમળમા પડી ક્ષમાની યાચના કરવા લાગ્યો, અને પોતાની આવી પ્રવૃત્તિનો બધો વ્યતિકર કહી સંભળાવ્યો. શક્રેંદ્ર મહારાજાએ વર્ણવેલ અતુલ પરાક્રમનો સાક્ષાત્ અનુભવ થવાથી વર્ધમાન કુમારનુ નામ તે દેવ 'મહાવીર' એ પ્રમાણે પાડ્યુ, અને એ દેવ પાછો દેવલોકમા ચાલ્યો ગયો. ત્યારથી વર્ધમાન કુમાર 'મહાવીર' એ નામથી પ્રસિદ્ધિમાં આવ્યા.

**પરમાત્મા મહાવીરદેવની પ્રવ્રજ્યા અને મન:પર્યવજ્ઞાનની પ્રાપ્તિ :**

જ્ઞાતપુત્ર શ્રી મહાવીર દેવ, વૃદ્ધિ પામતા યૌવન વનમા પ્રવેશ કર્યો જે વનની અંદર સાંસારિક અનેક મોજશોખોરૂપી તરુણ તરુઓની સુંદર ઘટાઓ હતી. રાજવૈભવ જેવા ભોગવિલાસના વિવિધ સાધનોરૂપી પીકપક્ષિઓના મનોહર મધુર નાદો કામદેવને આમંત્રણ કરી રહ્યા હતા. આવા તરુણાવસ્થારૂપ વનમાં વિચારતા ભગવાને પૌદ્ગલિક સુખોને ક્ષણિક તેમજ તૃણ સમાન તુચ્છ સમજી સદાને માટે તે બધાને તિલાંજલી આપી. અને ભર જુવાની (Prime of Youth) માં સર્વવિરતિરૂપ ચારિત્રનગર પ્રત્યે પ્રયાણ આદર્યું. જે ચારિત્ર નગરને દાન, શીયળ, તપ અને ભાવરૂપ ચાર વિશાળ દરવાજાઓ છે, કે જેમા પ્રવેશ કરનાર વ્યક્તિ ગમે તે દિશામાંથી આવે તોપણ તે સુખેથી પ્રવેશ કરી શકે. જે ચારિત્રનગરના પાચ મહાવ્રતોરૂપ પાચ વિશાળ દિવ્ય વિભાગો છે માતા જેમ બાળકનુ રક્ષણ કરે, તેમ અષ્ટપ્રવચનરૂપ અષ્ટવર્ણી જબરજસ્ત કિલ્લો જે ચારિત્ર-નગરનુ નિરંતર રક્ષણ કરી રહ્યો છે જે ચારિત્રનગરમાં ધર્મરાજાની મુખ્ય રાજધાની છે. જેને સમતારૂપી પટરાણી છે, વળી નિર્મળ અધ્યવસાયરૂપ મહામંત્રી જે ધર્મરાજાની દિવાનગીરીનુ કાર્ય કરી રહ્યા છે ક્ષમા, મૃદુતા, સરળતા અને સંતોષવૃત્તિરૂપ જે ધર્મ-રાજાના મહાબલિષ્ઠ ચાર સામંતો છે, કે જેઓ મોહરાજાના ક્રોધ, માન, માયા અને લોભરૂપ દુર્દ્ધર સેનાધિપતિઓને, તેમજ તેમની દુર્વાસનારૂપી દુર્દ્ધર ફોજને પણ પરાજિત કરી ધર્મરાજાની રાજધાની ચારિત્રનગરમા વિજય વાવટો નિરંતર ફરકાવી રહ્યા છે. વળી જે ચારિત્રનગરમા મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થરૂપ ચાર ચતુર સૂત્રધારો બાધ સાંધનુ કામ સર્વદા ચલાવી રહ્યા છે જગદુદ્ધારક પરમાત્મા મહાવીરદેવ ઉપર્યુક્ત ચારિત્રનગરમાં પ્રવેશ કર્યો અર્થાત્ દીક્ષા અંગીકાર કરી એટલે તેમને ચોથુ મન પર્યવજ્ઞાન ઉત્પન્ન થયુ. આ જ્ઞાનના પ્રતાપે મનુષ્ય અઢી દીપમા રહેલા તમામ સંજ્ઞી તિર્યંચો અને મનુષ્ય પચેંદ્રિયના મનોભાવ જાણવાને સમર્થ થાય છે પ્રભુએ ભવાતરમા પાડેલા દઢ સસ્કારનુ જ આ ફળ છે જેવા સસ્કાર આ આત્મા આ ભવમા પાડે છે તેવા જ સસ્કાર ભવાતરમા સાથે લઈ જાય છે ધર્મના સસ્કાર જેટલા દઢ પાડ્યા હશે તેટલા જ વહેલા ભવાતરમા ઉદય આવશે. દઢ સંસ્કારી આત્મા ગમે ત્યા, ગમે તે સ્થિતિમા હશે, તોપણ અનુકૂળ સંયોગો કે સાધનો મળ્યા કે તુરત પોતાની ઇષ્ટ સાધનામા તત્પર થઈ જશે પ્રભુશ્રી ચારિત્રધર્મને સ્વીકારી એમ સમજાવે છે કે — આ માનવજન્મનુ વાસ્તવિક સાધ્યબિંદુ કહો ક મનુષ્યત્વની સાર્થકતા કહો—કે મનુષ્યજન્મરૂપ કલ્પવૃક્ષનુ ફળ કહો, ગમે તે કહો, તે સર્વજ્ઞ સર્વવિરતિરૂપ ચારિધર્મની આરાધના જ છે અનતા તીર્થંકરો, ગણધરો, પૂર્વધરો, યુગપ્રધાનો તેમજ શાસનના મહાન ધુરંધર પૂર્વાચાર્યો તથા રાજા મહારાજા, ચક્રવર્તી વગેરે દરેકે આ ચારિત્ર-ધર્મની આરાધના કરી પોતાના માનવજન્મની સફળતા મેળવી આત્મકલ્યાણ સાધ્યુ છે.

**તપશ્ચર્યા અને ઉપસર્ગો.**

દીક્ષા લીધા પછી પ્રભુએ છ છ મહિના સુધી ઘોર તપશ્ચર્યાઓ કરી તથા ઘોર દુસહ્ય ઉપસર્ગો સહન કર્યા વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરો પૈકી ચરમ તીર્થપતિશ્રી મહાવીરદેવને જેટલા ઘોર ઉપસર્ગો થયા, તેટલા કોઈ પણ તીર્થપતિને થયા નથી એ

વાત નિર્વિવાદ છે. પ્રભુએ કરેલી છ છ મહિના સુધીની અનેક ઘોર તપશ્ચર્યાઓથી આકૃષ્ટ થયેલા તે સમયના જનપદ લોકોએ પ્રભુશ્રીનું "શ્રમણ" એવું ગુણયુક્ત નામ પાડ્યું, ત્યારથી ભગવાન મહાવીરપ્રભુ "શ્રમણ" એવા પુનીત નામથી ઓળખાયા જેનો ઉલ્લખ શાસ્ત્રોમાં અનેક ઠેકાણે જોવામા આવે છે.

શ્રમણ ભગવાન્ મહાવીર દેવે જે ઉપસર્ગોને સહન કર્યા છે, તેના શ્રવણ માત્રથી આપણને ત્રાસ ઉપજે છે અને રોમેરોમ કાંપવા માંડે છે. તે ઘોર ભયંકર ઉપસર્ગોને પોતે ક્ષમાબળથી ચકચૂર કરી નાખ્યા, અને ભવ્ય જીવોને બોધપાઠના અમોલાં સુભાષિતો સમર્પ્યાં કે–તમે જો તમારી આત્મોન્નતિ ઇચ્છતા હો, તો તમારે તમારા આત્મવિકાસને આચ્છાદિત કરનારાં અનેક સંકટોનો સામનો કરવો પડશે, અને તે સંકટો કે આપત્તિઓમાં મુંઝાયા સિવાય બહાદુરીથી ક્ષમા તથા સંતોષ રાખી જીતશો, તો જ તમે તમારું ધ્યેયબિંદુ પામી શકશો.

**સંગમનો ઉપસર્ગ :**

એકદા મહાવીરદેવ વિહાર કરતા પેઢાલ ગામની નજીક પેઢાલ નામના ઉદ્યાનમાં, જ્યાં પોલાસ નામનું ચૈત્ય છે ત્યાં અઠ્ઠમ (ત્રણ ઉપવાસ) તપપૂર્વક એક શિલા ઉપર અનિમેષ નયનોએ એક રૂક્ષ દ્રવ્ય ઉપર દૃષ્ટિ રાખી એક રાત્રિની મહાભદ્રા નામની પ્રતિમાએ ધ્યાનારૂઢ થઈ કાઉસગ્ગધ્યાને પર્વતની જેમ સ્થીર રહ્યા છે. તે દરમ્યાન શક્રેંદ્ર મહારાજા પોતાની સુધર્મા સભામાં પ્રભુશ્રી મહાવીર દેવને ઉપર્યુક્ત સ્થિતિવાળા જાણીને શક્રસ્તવપૂર્વક સ્તવના વંદનાદિક કરે છે, અને સૌધર્મ લોકવાસી સર્વ દેવોને ઉદ્દેશીને પ્રશંસા કરે છે કે આ પ્રભુ શ્રી મહાવીરદેવ પોતાના ધ્યાનમાં એટલા બધા અડગ તેમજ દૃઢ છે કે તેમને આ ત્રણે ભુવનમા કોઈ પણ ચલાયમાન કરી શકવાને સમર્થ નથી. પણ ક્ષુદ્ર જીવોને મહાપુરુષોના ગુણો અને પરાક્રમ ઉપર ઈર્ષ્યા અને દ્વેષ થાય છે. જેને લઈને તે નીચ પાપાત્માઓ ગુણગરિષ્ટ મહાત્માઓને નિષ્કારણ અનેક ઉપદ્રવો કરે છે, શક્રેંદ્ર મહારાજે મહાવીરદેવના અડગ ધ્યાનની કરેલી પ્રશસાને સહન નહિ કરનાર ગુણવિરોધી, ભવાભિનંદી સંગમ નામનો એક ક્ષુદ્ર દેવ નિષ્કારણ જગદ્બંધુ શ્રી મહાવીર પ્રભુને ગમે તે ભોગે ચલાયમાન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી, દેવલોકમાથી જ્યાં પરમાત્મા કાઉસગ્ગધ્યાને સ્થિત છે ત્યા આવે છે. તે અધમ સગમ મહાવીર દેવને ધ્યાનમાથી ચલાયમાન કરી, શક્રેંદ્રે કરેલી ભગવત્પ્રશસાને ખોટી ઠરાવવાની બુદ્ધિથી મહાદુઃખને ઉપજાવનારી ધૂળની વૃષ્ટિ કરે છે, કે જેથી પ્રભુને શ્વાસોશ્વાસ લેવા પણ મુશ્કેલ થઈ પડ્યા ત્યારબાદ વજ્રમુખી કીડીઓ, પ્રચંડ ડાંસો, ઘીમેલો, વીંછીઓ, નોળીઆઓ, ભયંકર ફુંફાડા મારતા સર્પો, અનિતીક્ષ્ણ દાતવાળા ઉદરો અને ગજેંદ્ર સર્જે છે કે જેણે પોતાની મૂશળ જેવી સુંઢથી પ્રભુને આકાશમા વારંવાર ઉછાળી પોતાના દંતુશળથી પ્રભુને મહાવેદના કરી. જેના પ્રતાપે પ્રભુની વજ્રમય છાતીમાથી અગ્નિના તણખાઓ તડતડ ખરવા લાગ્યા તીક્ષ્ણ દાતવાળી હાથણીઓ, વિકાળ પિશાચ, અતિ ભયાનક વાઘ, વગેરે એક પછી એક અતિદુઃખદાયક, દારુણ પ્રતિકૂળ બાર ઉપસર્ગો કર્યા પણ ભગવાન્ તો પોતાના ધ્યાનમાથી કિંચિત્ માત્ર ચલાયમાન ન થયા. આખરે તે દુષ્ટ દેવ અનુકૂળ ઉપસર્ગો કરવા શરૂ કર્યા જેવા કે–ભગવાન્ના માતપિતા ત્રિશલારાણી

અને સિદ્ધાર્થ રાજાનું રૂપ ધારણ કરી હૃદયદ્રાવક વિલાપ કરવો શરૂ કર્યો. પણ ભગવાન્ તો પોતાના ધ્યાનમાં યથાસ્થિત જ રહ્યા. ત્યારબાદ તે દુર્દેવે છાવણી વિકુર્વી ભગવાનના બે પગ વચ્ચે અગ્નિ સળગાવી રસોઈ પકાવી. તોપણ ભગવાન્ ચલાયમાન ન થયા. પછી ભયંકર ચંડાળનુ રૂપ ધારણ કરી પ્રભુના કંઠમા, ભૂજા ઉપર અને જંઘા ઉપર પ્રક્ષિઓના પાંજરાં લટકાવ્યા. તે પક્ષિઓએ પોતાની ચાંચો-નખ વગેરેથી પ્રભુના શરીરને પાંજરાની જેમ છીદ્રવાળુ બનાવી દીધુ છતા ભગવાન્ ચલાયમાન ન થયા ત્યારબાદ અતિક્રોધાતુર થઈને પ્રચંડ મોટાં મોટાં વૃક્ષોને પણ જળમૂળથી ઉખેડી ફેંકી દે તેવો મહાવાયુ વિકુર્વ્યો છતા પણ ભગવાન્ લેશ માત્ર ક્ષોભ ન પામ્યા. આમ દરેક રીતે હતાશ થયેલા નીચ સંગમે ૧૮ મા ઉપસર્ગમાં પ્રાણાન્ત કષ્ટ આપી ચલાયમાન કરવાની 'નીચ ભાવનાથી એક કાળચક્ર મહાવીરદેવ ઉપર ફેંક્યુ, જેનુ આછુ વર્ણન કવિ ધનપાળે* તિલકમંજરીમા મહાવીર પ્રભુની સ્તુતિ-રૂપે કર્યું છે.

" रक्षन्तु स्खलितोपसर्गगलितप्रौढप्रतिज्ञाविधौ,
यातिस्वाश्रयमर्जितांहसि सुरे निश्वस्य संचारिताः ॥
आजानुक्षितिमध्यमग्नवपुषश्चक्राभिघातव्यथा–
मूर्च्छान्ते करुणाभराञ्चितपुटा वीरस्य वो दृष्टयः ॥ १ ॥

તે કાળચક્રના અભિઘાતથી ભગવાન્ મહાવીરદેવનુ જાનુ પ્રમાણ (ઢીંચણ સુધીનું) શરીર પૃથ્વી તળમા પેસી ગયુ તેમજ સમગ્ર શરીરે અતિતીવ્ર વેદના થઈ હતી, અને તેને લઈને પ્રભુને મૂર્ચ્છા પણ આવી ગઈ હતી કોઈ કહે કે પરમાત્માને આ પ્રમાણે દુખિત કર્યા છતા શું પ્રભુએ તેને કાંઈ શિક્ષા ન કરી? તેના જવાબમા કવિ ધનપાલ કહે છે કે—"જે દેવ, પ્રભુને ગમે તે ભોગે પણ ચલાયમાન કરવાની દઢ પ્રતિજ્ઞામાં નિષ્ફળ નીવડીને તેમજ કેવળ પાપકર્મો જ ઉપાર્જન કરીને પોતાના સ્થાનકે પાછો ચાલ્યો જાય છે, એવા અધમ સંગમદેવ ઉપર પણ જે દયાળુ પ્રભુ મહાવીર મૂર્ચ્છા દૂર થયે થોડી વાર નિશ્વાસ લઈ, પોતાની અમીદષ્ટિઓ પ્રદર્શિત કરે છે તે પરમાત્મા મહાવીરદેવના કરૂણામય બે નયન તમારું રક્ષણ કરો.

સગમનો પરાજય કરવો કે તેને ઉપસર્ગો કરતો અટકાવવો, એ તો પ્રભુ મહાવીર દેવને રમતની વાત હતી, કારણકે પ્રભુ તો બાલ્યાવસ્થાથી જ અત્યન્ત પરાક્રમશાળી હતા. પરંતુ દયાળુ પ્રભુ મહાવીર દેવે વિચાર્યું કે— આ સગમ મારી મોક્ષ સાધનામા મિત્ર તુલ્ય છે. કેમકે કર્મરાજાની બલિષ્ઠ ફોજ જીતવામા સગમે મને અનુકૂળતા કરી

* આ ધનપાલ કવિ શોભન મુનિના સાંસારિક ભાઈ છે અને ભોજરાજાની પંડિતોની સભાના કવિરત્ન છે. મુંજ રાજાએ તેમને પોતાની રાજસભામા 'સરસ્વતી' બિરૂદથી અલંકૃત કર્યા હતા. તેઓ જન્મથી જૈનેતર હતા પરંતુ પાછળથી પોતે જૈનધર્મને વાસ્તવિક હિતકારક સમજી જૈની થયા છે. તેમના વચનની કવિઓમા એટલી બધી પ્રતિષ્ઠા છે કે "वचनं धनपालस्य चन्दनं मलयस्य च" મલયગિરિના ચદનની જેમ કવિ ધનપાળનું વચન સર્વશ્રેષ્ઠ છે, એમ કહેવાય છે.

આપી છે. માટે હે ચેતન, તું આ ઉપસર્ગોને શાંતિ તેમજ ક્ષમા પૂર્વક સહન કર ! તે સિવાય તારાં કઠીન કર્મનાં મર્મસ્થળો નહીં ભેદાય.

વાચક મહાશય ! એક તરફ મહાવીર પ્રભુને ઉપદ્રવોની પરિસીમા અને બીજી તરફ ક્ષમાસાગર મહાવીરદેવનાં દયા-ભાવનાનાં અમી ઝરણાઓ, જરા જુઓ તો ખરા? નિર્દય, અધમ સંગમે જે કાળચક્ર ફેંક્યું તેનું વર્ણન તો સાંભળો ? તે કાળચક્ર હઝારભાર વજનવાળું હતું. પર્વતોને પણ તોડી નાંખવાનું તેનામાં સામર્થ્ય હતું. આવા કાળચક્રને આકાશમાં ધુમાવી ધુમાવીને પ્રભુ મહાવીરદેવ ઉપર ફેંક્યું હતું—જેના અભિઘાતથી પ્રભુ મહાવીરદેવ ઢીચણ સુધી જમીનમાં ખુંચી ગયા. ભગવાનનું વજ્રઋષભનારાચ સંઘયણ હોવાથી એટલાથી સર્યું. આવા પ્રાણાન્ત જેવા કષ્ટને આપનાર અધમ સંગમ ઉપર પણ દયાળુ પ્રભુ વીરે દર્શાવેલાં દયામય નયનો કયા માનસને દ્રવિત નથી કરતાં ? આ પ્રસંગે આવી અપૂર્વ દયાનો ઝરો મહાવીરદેવના હૃદયમાં નિરંતર વહેતો હતો, તેને પ્રકટ કરનારાં અમોલાં સ્યન્દનો જાણે ન હોય તેમ વીરપ્રભુનાં નેત્રો દયાનાં અશ્રુઓથી ભરાઈ ગયાં.

આ સંગમના પ્રસંગથી—અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવાની પ્રભુની શુભ ભાવના તેમજ પરોપકારવૃત્તિ સ્પષ્ટ તરી આવે છે. એ જગતને બોધ આપે છે કે—"તમારે પરમાત્મા બનવું હોય તો અપકારીના ઉપર પણ ઉપકાર કરતા શીખો, તમારું અનિષ્ટ કરનાર યા તમને દુઃખમા નાંખનાર કોઈ પણ વ્યક્તિ ઉપર રોષ ન કરતાં તેના ઉપર મીઠી નજર રાખો ! આખરે તે જરુર થાકશે. ખરી રીતે તો તમારો અપકાર કરનાર તમારા સાધ્ય બિંદુનો ખરો મદદગાર છે!

**કર્ણકીલિકાનો ઉપસર્ગ :**

આવી રીતે તે અધમ સંગમે એક રાત્રિમાં કરેલા વીસ પ્રકારના ઘોર ઉપસર્ગોમાં પણ અચલ રહેલા એવા ભગવાન્ મહાવીરદેવ વિચરતા વિચરતા એકદા ષણ્માનિ નામના ગામમા પધાર્યા છે. ત્યા ગામની બહાર ધ્યાનારૂઢ થઈ ભગવાન્ કાઉસગ્ગ મુદ્રાએ રહ્યા છે અહીંયા પ્રભુ શ્રી મહાવીરદેવને વાસુદેવના ભવમાં શય્યાપાલકના કાનમાં તપાવેલુ સીસું રેડીને ઉપાર્જન કરેલા અસાતાવેદનીય કર્મનો ઉદય થાય છે. તે શય્યાપાલકનો જીવ અહી ગોવાળ (રૂપે ઉત્પન્ન) થયો છે. તે ગોવાળ પોતાના બળદોને ચરાવવા, જ્યા ભગવાન્ કાઉસગ્ગધ્યાને સ્થિત છે, ત્યાં આવે છે પ્રભુની પાસે બળદોને ચરતા મૂકી તે ગાયોને દોહવા જાય છે. તે અરસામાં બળદો વનના દૂર પ્રદેશમા ચરતા ચરતા ચાલ્યા જાય છે. અહી ગોવાળીઓ ગાયો દોહીને પાછો આવે છે બળદોને દેખતો નથી. ભગવાનને પૂછે છે કે—બળદો કયા ગયા ? ભગવાન્ કાંઈ જવાબ આપતા નથી. ગોવાળ બહુ આક્રોશપૂર્વક અનેકશઃ પૂછે છે, છતા ભગવાન્ તો મૌન જ સેવે છે. આખરે ગોવાળીઓ થાકી બળદોની શોધખોળ શરુ કરે છે. તે વણુ ભમ્યો પણ કયાંય બળદોનો પત્તો લાગ્યો નહિ. અને થાકીને ભગવાન્ પાસે આવતાં ભગવાનની નજીક બળદોને ચરતા દેખે છે અહા ! આણે મને નાહક હેરાન કર્યો, એમ વિચારી ક્રોધાંધ બનેલા ગોવાળીઆએ કારાડા નામની વનસ્પતિની શલાકાઓ (સળીઓ) લાવીને ક્રૂર ચિત્તે ભગવાનના બન્ને કાનમા એવી રીતે

ઠોકી દીધી કે તે બન્ને શલાકાઓ મળી જઈ એક આખી શલાકા હોય એવી થઈ ગઈ અને બહારના ભાગને કોઈ દેખી ન શકે તેવી રીતે તેણે કાપી નાખ્યો. પરંતુ પર્વતસમાન ધીર પરમાત્મા કિંચિત્ માત્ર પણ ધ્યાનથી ચલાયમાન થયા નહિ, એટલુ જ નહિ પરતુ તે ગોવાળીઆ ઉપર બીલકુલ દ્વેષ કર્યો નહિ. ત્યાથી પ્રભુ મહાવીરદેવ ધ્યાન પૂરૂં થયે કાઉસગ્ગ પારી ગ્રામાનુગ્રામ વિહાર કરતા અપાપાનગરીમાં પધાર્યા. ત્યાં પારણા માટે પર્યટન કરતા એવા શ્રી મહાવીર પ્રભુ સિદ્ધાર્થ શ્રેષ્ઠિને ત્યા પધારે છે તે શ્રેષ્ઠી પ્રભુને અતિ ઉલટ ભાવપૂર્વક આહારાદિક વહોરાવે છે. તે સમયે તે શ્રેષ્ઠીને ત્યા તેનો પ્રિય મિત્ર ખરક નામનો વૈદ્ય કોઇક પ્રસગે પ્રથમથી આવેલ હતો, જે અતિ વિચક્ષણ હતો. તેણે પ્રભુ શ્રી મહાવીરદેવને જોઇ વિચાર્યું કે — આ પ્રભુનો દેહ સર્વ લક્ષણ-સપન્ન છે, છતાં મ્લાન દેખાય છે, માટે શરીરના કોઈ પણ વિભાગમા શલ્ય (દુઃખ) હોવુ જોઇએ. આ વિચાર ચતુર વૈદ્યે સિદ્ધાર્થશ્રેષ્ઠીને નિવેદિત કર્યો શ્રેષ્ઠીએ તે શલ્ય પ્રભુના કયા અવયવમા છે તે જાણવા તથા તેને દૂર કરવા ઉત્સુકતા દર્શાવી. ખરક વૈદ્ય શીઘ્ર શલ્ય તપાસવા લાગ્યો તપાસતા તપાસતા કાનમાં કોઈ દુષ્ટ આત્માએ ખીલા ઠોકયા છે, એમ જણાયું. પ્રાન્તે બન્નેએ તે શલાકારૂપ શલ્યથી પ્રભુને મુક્ત કરવાની વિચારણા તેમજ ઉપાયોની યોજના ચલાવી એટલામા તો શલ્યની પરવા નહિ કરનાર પ્રભુ ત્યાથી ચાલી નીકળ્યા. પરતુ ભક્તિમય જેમનુ જીવન છે એવા તે બન્ને ભગવાનની પાછળ પાછળ ગયા. અને જ્યારે ભગવાન ધ્યાનારૂઢ થયા, ત્યારે યોગ્ય અવસર જાણી, પ્રભુને વંદનાદિક કરી તેલની કુંડીમાં બેસાર્યા અને તેમા બલિષ્ઠ માણસો પાસે તૈલાદિકથી પ્રભુના શરીરે એવુ મર્દન કરાવ્યુ કે નસેનસ-રગેરગ, તેમજ પ્રભુદેવના શરીરના તમામ સાંધાઓ શિથીલ થઈ ગયા. ત્યારબાદ બે સાણસાથી પકડી એકી સાથે બન્ને કાનોમાથી બન્ને શલાકાઓ (ખીલાઓ) બહાર ખેચી કાઢી. શલાકા બહાર ખેંચતી વખતે એટલી સખત વેદના થઇ કે ભગવાને એક મોટી ભયકર કારમી ચીસ પાડી. આ ઉપસર્ગ ભગવાન મહાવીરદેવની છદ્મસ્થાવસ્થામા છેલ્લો છે.

પ્રભુશ્રી મહાવીરદેવે કાનમાં ખીલા ઠોકનાર પ્રત્યે બીલકુલ રોષ નથી કર્યો, તેમ ખીલા કાઢનારાઓને શાબાસી કે ધન્યવાદ પણ આપ્યો નથી — ઓહો! પ્રભુની કેવી સમાનવૃત્તિ! શત્રુ અને મિત્ર બેઉ ઉપર કેવી એક સરખી નજર! જે પ્રભુના ચરણમાં ઇન્દ્રાદિક ભક્તજનો નમન કરતા હતા તે જ ચરણમા ચડકોશીયાએ પ્રભુને ડખ માર્યો. પરંતુ કરુણાના સાગર વીરવિભુની તો બન્ને પ્રત્યે સમદષ્ટી જ હતી. ઉલ્ટો ચંડકોશીયાને "બુજ્જ બુજ્જ"ના સુધામમ સુભાષિતોથી સિચિત કરી સદ્ગતિએ પહોચાડયો.

**કેવળજ્ઞાનની પ્રાપ્તિ:**

શ્રમણ ભગવાન્ મહાવીરદેવ એકદા દીક્ષા લીધા બાદ તેરમા વર્ષમા વૈશાખ શુદ ૧૦ મે જૃંભક ગામની બહાર આવેલી ઋજુવાલિકા નામની નદીના તટ ઉપર, શામક નામના ગાથાપતિના કર્ષણસ્થળમા, વ્યાવૃત્ત નામના ચૈત્યના ઇશાન કોણમા શાલતરૂની નીચે ચોવિહારો છઠ કરીને ગોદોહિકાસને આતાપના કરી રહ્યા છે. ત્યાં

શુકલ ધ્યાનમા વર્તતા પરમાત્મા મહાવીરદેવને—સકલ લોકાલોકમા રહેલા પ્રત્યેક પદાર્થને સંપૂર્ણ રીતે દેખાડનાર એવુ કેવળદર્શન અને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. અહીં પ્રસંગવશાત્ મારે કહેવુ જોઈએ કે—પ્રભુશ્રીએ પ્રથમ નયસારના ભવમાં, અરણ્યમાં ભૂલા પડેલા સાધુઓને ભક્તિપૂર્વક આહાર પાણી વહોરાવી, રસ્તો બતાવી, જે બોધિબીજ વાવ્યુ હતુ, તેનુ વચલા પચ્ચીશ ભવો સુધી સિંચન કરતા કરતા, આ છેલ્લા ભવમાં તે બોધિબીજને સ્ફટીકવત્ નિર્મળ આત્મલક્ષ્મીની પ્રાપ્તિરૂપ વૃક્ષરૂપે પરિણમાવ્યુ અને શુકલધ્યાનાદિક નિર્મળ જીવનથી તેને નવપલ્લવિત કરી સંપૂર્ણતયા વિકસાવ્યુ. જેના અમૃતરસથી ભરપુર એવા કેવળજ્ઞાન અને કેવળદર્શનરૂપ ફળો પણ પ્રાપ્ત કર્યાં, કે જે ફળોના આસ્વાદનથી જીવ સદાને માટે અજર અને અમર બની જાય.

**પ્રથમ દેશના અફળ·**

શ્રમણ ભગવાન્ મહાવીરદેવે અનેક પ્રકારની ઘોર તપશ્ચર્યાઓ કરી, વિવિધ અસહ્ય ઉપસર્ગોને (નિર્માલ્યતાથી કે ગરીબાઈથી નહિ, કિંતુ) બહાદુરીપૂર્વક પર્વતની જેમ ધીર રહી સહન કર્યા, અને પ્રાન્તે જે કેવળજ્ઞાનરૂપ અમૂલ્ય રત્ન સાંપડયું, તેને તે દયાળુ પ્રભુએ જગત્ના કલ્યાણની ખાતર, જંતુ માત્રનો સંસારકૂપમાથી ઉદ્ધાર કરવાની ખાતર ઉપયોગ કરવા માંડયો. ઓહો! પ્રભુશ્રીની કેટલી વિશાળ અને ઉદાર મનોવૃત્તિ! કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી દેવતાઓએ આવી, ત્રિગડારૂપ સમવસરણની રચના કરી. તેમા બેસી પ્રભુએ પ્રથમ દેશના આપી. પણ આ વખતે કોઈને વિરતિ પરિણામ ન થયો, કારણકે તે પહેલી દેશના સમયે પર્ષદામાં દેવતાઓ જ હતા. પ્રભુની કેવળજ્ઞાન પછીની આ પ્રથમ દેશના નિષ્ફળ નીવડી, આ ઘટના એક આશ્ચર્ય (અચ્છેરા) તરીકે ગણાય છે. દેવતાઓ તો અવિરતિ અને અપચ્ચકખાણી હોય છે. આ પર્ષદમા બધા દેવતાઓ હોવાથી કોઈ જીવ પ્રતિબોધ પામવાનો નથી, એ ભગવાન્ જાણતા હતા, છતા પણ પોતાનો કલ્પ સાચવવા પુરતી જ દેશના આપી હતી

**અગીયાર ગણધરોને દીક્ષા:**

ત્યારપછી ભગવાન્ મહાવીર મહારાજા વિચરતા વિચરતા અપાપાનગરીમાં પધાર્યા, ત્યા પણ દેવોએ ત્રિગડારૂપ સમવસરણની રચના કરી. તેમા પૂર્વાભિમુખ પરમાત્મા દેશના દેવા બિરાજમાન થયા, બાકીની ત્રણ દિશાઓ તરફ દેવતાઓએ પ્રભુના ત્રણ તાદશ પ્રતિબિંબો બનાવી પધરાવ્યાં, કે જેથી સાક્ષાત્ પરમાત્મા જ બેઠા છે, અને પોતે જ દેશના આપી રહ્યા છે, એમ તે તે દિશાવાળી પર્ષદાને ભાસ થાય. પ્રભુશ્રીની પાછળ એક ભામંડલ દેવતાઓ ધારણ કરે છે. તેનો ઉદ્દેશ એ હોય છે કે—પ્રભુના દર્શનને માટે આવેલા ભક્તજનોની ચક્ષુઓ પ્રભુના તેજપુંજથી અંજાઈ ન જાય, અને સુખેથી દર્શનાદિ કરી શકે

પ્રભુશ્રીએ સર્વ પર્ષદા પોતપોતાની ભાષામાં સમજી શકે એવી, અને યોજન સુધી સંભળાય એવી મહામેઘની જેમ ગંભીર એવી અમૃતમય વાણીથી ભવ્યજીવોનું એકાંત કલ્યાણ કરનારી અમોઘ દેશના આપવી શરુ કરી જે શાતરસને ઝરનારી અમીવાણી પાંત્રીશ ગુણોથી અલંકૃત હોય છે. તે સાભળવા બાર પ્રકારની પર્ષદા (બાર જાતને

શ્રોતાવર્ગ ) સમવસરણમા બેસે છે તે દેશના દરમ્યાન ઇદ્રભૂતિ વગેરે અગીયાર મહાન ધુરધર પંડિતો કે જેઓની સાથે સેકડો વિદ્યાર્થીઓ અનેક બિરૂદાવળીઓ બોલી રહ્યા હતા, તથા વિદ્યાના ગર્વથી સૌ પોતપોતાને સર્વજ્ઞ માનતા હતા, તથા દરેકના મનમા એક એક શકા પણ હતી કે જે પરસ્પર પૂછી દૂર કરી શકે તેમ હતુ, છતા પોતાની સર્વજ્ઞતામા હાનિ આવે માટે કોઇ કોઈ ને પૂછતું નથી, જેઓ યજ્ઞાદિક નિમિત્તે અપાપામા એકત્રિત થયા હતા, તે દરેકને દયાળુ પ્રભુ મહાવીરે તેમના સંશયો છેદી, દીક્ષા આપી ગણધરપદે સ્થાપ્યા તથા કેઈ જીવોને વૈરાગ્યવાસિત કરી સાધુ બનાવ્યા હતા. ત્યારબાદ ચદનબાળાદિક અનેક રાજકુમારિકાઓને દીક્ષા આપી (સાધ્વી બનાવ્યા). તેમાં ચંદનબાળાને 'મહત્તરા' પદથી વિભૂષિત કરી; તથા સંખ્યાબધ પુરૂષોને સમ્યકત્વ પમાડી શ્રાવકો બનાવ્યા અને સ્ત્રીઓને શ્રાવિકાઓ બનાવી.

આ પ્રમાણે દયાળુ પ્રભુએ વર્તમાન તેમજ ભાવિ પ્રજાના હિતની ખાતર અનેક કષ્ટોની પ્રાતે પ્રાપ્ત કરેલ કેવળજ્ઞાન રૂપી રત્નનો ઉપયોગ કરી—એક મહાન્ આદર્શ સંસ્થા સ્થાપન કરી. જેનો મુખ્ય ઉદ્દેશ એ રાખવામા આવ્યો કે — જનતાનો બહોળો ભાગ, સસારની ઘોર નિદ્રામા ગ્રથીલ તેમજ બેચેન બની ગયો છે, તેને યથાર્થ આત્મસ્વરૂપનુ ભાન કરાવનાર ઉપદેશામૃત પાઈ ઘોર નિદ્રમાથી જાગૃત કરી તેનો ઉદ્ધાર કરવો. પ્રભુ મહાવીરદેવે જે સસ્થા સ્થાપી તેનુ ધારાધોરણ એટલુ બધું મજબુત, તેમજ એવી અવિકલ ઘટનાઓથી ઘડાયેલુ છે કે, જે અદ્યાવધિ અવિચ્છિન્ન ચાલ્યું આવે છે. તે સસ્થાના કાયદાઓ એવી દીર્ઘ દષ્ટિથી છે કે જે આજદિન સુધી ટકી રહ્યા છે. જેમ એક કુશળ ચિત્રકાર પોતાના ચિત્રમા એવુ જીવન રેડી દે કે, જે વર્ષોના વર્ષો સુધી એક સરખું પ્રેક્ષકોને આલ્હાદ આપનારૂં નીવડે છે, તેવીજ સ્થિતિ આ સસ્થાના સસ્થાપકની છે જૈનસઘ આજ સુધી અવિચ્છિન્ન રહ્યો હોય તો તે આ મજબુત બધારણનો જ પ્રતાપ છે.

**સંઘ-વ્યવસ્થા**

જે મહાવીર પ્રભુની સંસ્થાના વ્યવસ્થિત કાયદાઓ—ધુરંધર આચાર્ય હો કે સાધારણ સાધુ હો, રાજા મહારાજા કે ચક્રવર્ત્તિ હો, દરિદ્રી હો કે રક હો, પુરૂષ હો યા સ્ત્રી હો, તેમા કોઈનો પણ પક્ષ કર્યા સિવાય સર્વને હિતાવહ નીવડે એવા ઉદાર આશયથી રચાયેલા છે અને જેનુ પાલન અત્યારે પણ બરાબર થઇ રહ્યુ છે, તે વિશ્વોદ્ધારક શ્રી વીરવિભુની સસ્થાપિત સંસ્થાના અપૂર્વ વ્યવસ્થિત બધારણોનો જ પ્રતાપ છે.

ત્રિશલાનદન કાશ્યપગોત્રીય શ્રમણ ભગવાન્ મહાવીર વિભુએ જગત્ના જતુ માત્રને સસાર સમુદ્રમાંથી તારવામા સમર્થ એવા અદ્વિતીય નૌકા સમાન ચતુર્વિધ સઘરૂપ તીર્થની સ્થાપના કરી. જેનુ નામ ચતુર્વિધ શ્રમણસઘ રાખવામાં આવ્યુ જેમાં ચાર પ્રકારના મેમ્બરો ( સભ્યો ) નીમ્યા જેમનાં નામ અનુક્રમે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા છે. તેમા પણ સાધુઓની જ પ્રધાનતા રાખી, માટે તે સંસ્થા શ્રમણસઘના નામથી પણ પ્રસિદ્ધિમા આવી આપણા પણ અહોભાગ્ય છે કે આપણે પણ તે પ્રભુની આદર્શ સંસ્થાના સભ્ય છીએ. હવે તો આપણુ એ જ કર્તવ્ય છે કે—તે પ્રભુની આણાનુસાર ચાલી તેમની જીવનજ્યોતિને આપણા જીવન સાથે ઓતપ્રોત કરી નાંખવી, કે જેથી આપણુ જીવન પણ એક આદર્શ જીવન બને.

શ્રમણ ભગવાન્ મહાવીરદેવ પોતે અતીત, અનાગત અને વર્ત્તમાન એમ ત્રણે કાળની વસ્તુને સર્વાંશે, સાક્ષાત્ હાથમા રહેલી વસ્તુની જેમ, જાણતા તેમજ દેખતા હતા. છતા પણ આપણા પ્રભુ કાંઈ પણ કહે તે એ પ્રમાણે કે 'पन्नत्तम्' એટલે અનાદિ કાળમા થયેલ તીર્થંકરોએ પૂર્વે જે પ્રતિપાદન કર્યું છે, તે જ હુ કહુ છુ—હુ કાંઈ નવીન કહેતો નથી. આ, ભગવંતના શાસનની શુદ્ધ પ્રણાલિકા, ભગવન્તની નિરભિમાનતા તથા પૂર્વ તીર્થંકરોની સાથેની એકવાક્યતા સૂચિત કરે છે. તે જ શુદ્ધ પ્રણાલિકા અદ્યાવધિ અસ્ખલિત ધારાએ ગૌતમાદિક ગણધરોમા, યુગપ્રધાનોમા, પૂર્વાચાર્યોમા તેમજ આધુનિક ભવભીરુ વિદ્વાનોમાં પણ ચાલી આવે છે.

**આગમ-મહિમા :**

પ્રભુ શ્રી મહાવીરદેવે ધર્મકલ્પતરૂ ઉપર આરૂઢ થઈને દેશનારૂપ સુરભિપુષ્પોની વૃષ્ટિ કરી, જે પુષ્પોને ગૌતમાદિક ગણધરોએ પોતાના બુદ્ધિરૂપી વિશાળ પટમા ઝીલી લીધા. અને એ સુરભિપુષ્પોને સુતરમા ( સૂત્રરૂપે ) ગુંથી તેની દ્વાદશાંગીરૂપ બાર અપૂર્વ ફુલની માળાઓ બનાવી જે પુષ્પોની મઘમઘાયમાન મ્હેક માત્રથી ભવ્ય જીવોની અનાદિકાળની મિથ્યાત્વ વાસનારૂપ દુર્ગંધ સદાને માટે પલાયન થઈ જાય છે. ગૌતમાદિક ગણધરોએ રચેલ દ્વાદશાગી રૂપ બાર માળાઓ આ છે : (૧) આચારાગ, (૨) સુયગડાગ (સૂત્રકૃતાગ), (૩) ઠાણાગ, (૪) સમવાયંગ, (૫) ભગવતીજી, (૬) જ્ઞાતાધર્મકથા, (૭) ઉપાસકદશાંગ, (૮) અંતગડ (અંતકૃદ્દશાગ), (૯) અણુત્તરોવવાઈ દશાગ (અનુત્તરોપપાતિકદશાંગ), (૧૦) પ્રશ્ન વ્યાકરણ, (૧૧) વિપાક શ્રુત અને (૧૨) દષ્ટિવાદ. આ પ્રમાણે બાર અંગની રચના કરી. તેમા બારમો દૃષ્ટિવાદ અત્યારે વિચ્છિન્ન છે, તેમા ચૌદ પૂર્વનો સમાવેશ થાય છે આ ઉપર્યુક્ત દ્વાદશાગીરૂપ સૂત્રમાળાને જે આત્મા હૃદયમાં ધારણ કરશે તે જગદુદ્ધારક બની પરમપદ પામશે.

**અહિંસાની ઉત્કૃષ્ટતા :**

દયાનિધિ મહાવીર દેવનો એટલો જબરજસ્ત અતિશય હતો કે તેમની પાસે જન્મનાં વૈરી પ્રાણીઓ જેવા કે—સિંહ અને બકરી, વાઘ, અને ગાય, બિલાડી અને ઉંદર, સર્પ અને નોળીઓ વગેરે ભેગા મળીને એક જ સ્થાનકે તિર્યંચની પર્ષદામાં બેસતા હતાં તે ખરેખર એ પરમ દયાળુ પરમાત્માની અહિસાની ઉત્કર્ષતા વ્યક્ત કરે છે. ભગવાન મહાવીરદેવની અહિંસા આકાશવત્ વિસ્તીર્ણ હતી તેમજ સૂક્ષ્મતર પણ હતી. કારણકે તેમા પ્રાણીમાત્ર ઉપર દયાભાવ વ્યક્ત કર્યો હતો. જે આત્મા સર્વ જીવને અભયદાન આપે છે તે સર્વથી અભય થાય છે, અર્થાત્ તેને કોઇનો ભય હોતો નથી જેનામાં અહિંસાની પ્રતિષ્ઠા થઈ હોય તેની પાસે આવતા પ્રાણીઓનાં વેર વિરોધ શાન્ત થઈ જાય છે.

વિશ્વવંદ્ય શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માની જીવનજ્યોતિના અગણિત કિરણો પૈકી અમુક જ કિરણોનું અવલમ્બન લઈ આ લેખન-ભૂમિકાને પ્રકાશિત કરી છે. તેનો પ્રકાશ પ્રાણીમાત્રના મિથ્યાતિમિર પડલ દૂર કરી આત્માના વાસ્તવિક જ્ઞાન ગુણને પ્રકટ કરનાર થાઓ અને જગતના જંતુમાત્રનું કલ્યાણ કરો એ જ અન્તિમ શુભાશયપૂર્વક આ લેખને સમાપ્ત કરું છુ.

# યુગમૂર્તિ મહાવીર

લેખક
શ્રીયુત રતાજી એમ. ઠાકોર.

અનુભવ કહે છે કે-ભગવતી ઉષા ધરતી પર પોતાની રમ્ય પ્રભા પાડે તે સમય પહેલાંનુ, પરોઢનુ સ્નિગ્ધ વાતાવરણુ વધુ ગાઢ અંધકારમય હોય છે.

'શ્રી મહાવીર' યુગની ઉષા પહેલાં, જગતમાં ગાઢ અંધકાર વ્યાપી રહ્યો હતો. ભૂત માત્ર પ્રત્યેની કલ્યાણ-ભાવના ઝાંખી થઈ હતી. ધર્મને નામે હત્યાકાંડ રચાતા હતા. સ્વાર્થની મલિન ભાવનાએ શ્યામલ અંચલાનું સ્વરૂપ ધારી જગતને આવર્યું હતું.

તેવા કટોકટીના સમયે સમર્થ કર્મયોગી 'શ્રી મહાવીર પ્રભુ' નો પ્રાદુર્ભાવ થયો.

આજથી અઢી હજાર વર્ષ પૂર્વે તે યુગવિધાયકે—તે નરપુંગવે સત્ય અને અહિંસાનો, આ પવિત્ર આર્યાવર્તમાં ટંકાર કર્યો જૈનધર્મની જય-ઘોષણાથી તેણે દિગંત ગજાવ્યુ જગતના સંતપ્ત લોકો પર વિશ્વબંધુત્વ, સમાનતા અને શાંતિનાં અમી-સિંચન કર્યા! વન, ઉપવન, ગિરિકંદરા અને નગરીમાં વસતી આર્ય-પ્રજા આ પ્રકાશથી સુમહોજ્જવલ બની! ભૂત માત્રનાં ભાગ્ય, ત્યારે સંપૂર્ણ કલાએ વિકસ્યા અને સમસ્ત આર્યાવર્તમાં અહિંસાના અમર આદેશ સ્થાપિત થયા.

વિશ્વકુંજોમાં જીવદયાના પરિમલ વેરનાર 'પ્રભુ મહાવીરે' મહાન વીરતાથી—અજોડ પરાક્રમથી કર્મ-સમુચ્ચયનાં બંધન વિદારી આત્મલક્ષ્મીનો સાક્ષાત્કાર કર્યો! તે પરમ-જ્યોતિ-સ્વરૂપની વાણીથી નીઝરેલા સ્યાદ્વાદના અમૂલા સિદ્ધાંતની જગતને પ્રાપ્તિ થઈ, અને વિખવાદના વિષભર્યા વાતાવરણમાથી જગતને છુટકારાનો માર્ગ લાધ્યો!

મહાવીર–યુગના મંડાણુથી જ માનવ–પ્રજાના ઇતિહાસમાં કોઈ અનેરું પ્રકરણ ઉમેરાયુ ! માનવ-ભાવનાઓને નવો પલટો મળ્યો, અને અનંતકાળનાં અનંત–આંગણુમાં સદ્ભાવનાના કુંકુમના સ્વસ્તિક પુરાયા !

મનુષ્યમાં પોતાના કર્તવ્ય-પાલનની જ્યોતિ જાગ્રત કરનાર, એ વીતરાગ પ્રભુ મહાવીરના સિદ્ધાંત આજેય પ્રકાશપૂર્ણ છે, અજેય છે, અભેદ્ય છે અને શાશ્વત છે.

એ મહાપ્રભુની જીવન–પ્રભા મુમુક્ષુ જીવને માર્ગે પ્રકાશ વેરે છે. અનેક તત્ત્વચિંતકો અને વિદ્વાનો એ વિભુના પૂર્ણ સ્વરૂપનું નીરૂપણ કરવા પ્રેરાયા છે અને આત્મશોધનના માર્ગે પળ્યા છે !

સત્ય અને અહિંસાના પ્રગટ સવિતા સમોવડા પ્રભુ મહાવીરદેવની જીવન-પ્રભાનું એક જ કિરણ આપણા જીવન-પથને ઉજાળી શકે !

વિશ્વ જે પ્રમાણુમાં, એ કરુણાસિંધુ પરમાત્માના આદેશને જીવનમાં જીવી બતાવશે તે પ્રમાણુમાં વિશ્વશાંતિની મંગળમય–ભાવના મૂર્ત–સ્વરૂપ પ્રાપ્ત કરશે !

આપણે સૌ એને સમજીએ અને આચરતા શીખીએ !

વંદનો હો એ યુગમૂર્તિ વિભુવરને !

## અહિંસકનો આચાર

तुमंसि नाम सच्चेव जं हंतव्वंति मन्नसि, तुमंसि नाम सच्चेव जं अजावेयव्वति मन्नसि, तुमसि नाम सच्चेव जं परियावेयव्वंति मन्नसि, एव जं परिघित्तव्वति मन्नसि, जं उद्दवेयव्वंति मन्नसि। अंजू चेयपडिबुद्धजीवी, तम्हा न हंता नवि घायए, अणुसंवेयणमप्पाणेणं जं हंतव्वं नाभिपत्थए। —सूत्र १६५

જેને તુ હણવાનો વિચાર કરે છે, તે તુ પોતે જ છે, જેને તુ આજ્ઞા આપવા માગે છે (જેના ઉપર તુ અધિકાર ભોગવવા માગે છે), તે તું પોતે જ છે, જેને તુ સંતાપ આપવા ચાહે છે, તે તુ પોતે જ છે, જેને તું દબાવવા ઇચ્છે છે, તે તુ પોતે જ છે અને જેને તુ ઉપદ્રવ કરવા માગે છે તે પણ તુ પોતે જ છે !

સજ્જન માણસ આ પ્રમાણે સમજીને પોતાનુ જીવન વીતાવતો છતો (કોઈ પણ જીવને) મારતો નથી, (બીજાની પાસે) મરાવતો નથી અને (બીજા જીવ પ્રતિ આચરેલુ દુઃખાદિ) પોતાને—આત્માને પાછળથી ભોગવવુ પડે છે એમ સમજીને તેને ચાહતો પણ નથી. —શ્રી આચારાંગસૂત્ર

# Observations on Life-incidents of Lord Mahāvira

BY

**Muniraja Shree Ratnaprabhavijayaji**

**—AHMEDABAD.**

Every living being in this world, from time immemorial wanders innumerable times in this endless misery-stricken Sansāra under the baneful influence of I Mithyātva ( મિથ્યાત્વ ) Wrong belief, II A-virati ( અવિરતિ ) Vowlessness, III Pramāda ( પ્રમાદ ) Carelessness, IV. Kashāya ( કષાય ) Passions and ( નોકષાય ) quasi-passions helping them, and V. Yoga ( યોગ ) Funcotinal activities or vibrations of mind, speech and body, and assumes forms in the four Gatais-viz. that of a Deva ( દેવ ) celestial, of a god, 2 Manushya ( મનુષ્ય ) a human being, 3. Tiryancha ( તિર્યંચ ) Sub-human, of lower animals, brutes, and 4. Nāraka ( નારક ) hellish beings in accordance with his good or evil actions

I. Mithyātva ( મિથ્યાત્વ ) is that condition in which the soul due to delusion or infatuation arising from the operation of right belief-deluding karmas—false perception or false belief—does not believe in the right path to salvation, but believes in the methods quite contrary to those advocated by the Tirthankaras and adopts them. It is a stage of impulsive life, of lust and enjoyment, least removed from mere animal existence; the soul is quite in the darkness as to its true destiny and goal, and is the fundamental element in the unbroken link of wandering innumerable times in the Sansāra.

Mithyātva is either Anadhigam (અનધિગમ) or Viparyaya ( વિપર્યય ) Anadhigam Mithyātva is that variety of Mithyātva in which the individual does not decide the existence or otherwise of such objects as Jiva ( જીવ ) Living principle, Punya ( પુણ્ય ) Virtue ; Pāpa (પાપ) Vice , Āsbrava (આશ્રવ) Inflow ; Sanvara ( સંવર ) Stoppage , Bandha ( બંધ ) Bondage of Karmas, Moksha (મોક્ષ) Liberation While Viparyaya (વિપર્યય) Mithyātva, is that variety in which he does not believe in the existence of Jiva ( જીવ ) Living principle, Punya ( પુણ્ય ) Virtue , Pāpa ( પાપ ) Vice and other objects, does not believe in the explanations given about objects by the Tirthankaras but believes in those quite contrary to the accepted teachings of the Tirthankaras and acts accordingly

Mithyātva ( મિથ્યાત્વ ) exists under five different forms·—viz. I. Ābhi-

grahic ( આભિગ્રહિક ) Mithyātva 2. Anābhigrahic ( અનાભિગ્રહિક ) Mithyātva 3. Ābhiniveshic ( આભિનિવેશિક ) Mithyatava 4. Shānshayika ( શાંશયિક ) Mithyātva and 5. Anābhogika ( અનાભોગિક ) Mithyātva.

1. Abhigraha ( અભિગ્રહ ) means acceptatce by one's self ( સ્વીય સ્વિકાર ). Ābhigrahika Mithyātva ( આભિગ્રહિક મિથ્યાત્વ ) is that form of Mithyātva, in which an individual firmly believes in the doctrine accepted by himself or inherited by birth as the best and none else worth following, although he is ignorant of the true nature of objects, and not open to conviction by others. Just as the followers of the Bauddha or Sānkhya or any other Darshana dogmatically assert their doctrine to be the best. Although a man bent upon destroying his opponent's theory ( વૈતંડિક ) does not accept any doctrine, still, the captious argument adopted by him is sufficient to constitute Ābhigrahika ( આભિગ્રહિક ) Mithyātva in itself, because it is associated with dense pertinancy. If a Jain has firm faith in the explanation obtained by him after a through examination and argumentation, then, there is no place for Mithyātva. But if a person born in a Jain family prevents the investigation of scriptural books in accordance with the usage of his individual family, then, Ābhigrahika ( આભિગ્રહિક ) Mithyātva is applicable to him. Bhagavāna Shree Haribhadrasuri says:-

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥ १ ॥

I have no partiality for Vira, no animosity towards Kapila and others. One should accept the utterance of the person, whose utterance is supported by arguments

One who is not a learned man, but associating himself like Māsa Tusha Muni with learned Gurus and not knowing the principles of religion, because, he is not clever and wise, but has perfect faith in the various religious rites whose meaning he has known, has perfect faith in the explanation obtained by him and is not open to conviction by others because he his unable to accept an untruth. But because-of his depending on the commands of worthy Gurus and his subordination to them, and because he is not open to conviction by others, does not constitute Ābhigrahika (આભિગ્રહિક) Mithyātva.

2. Anābhigrahika ( અનાભિગ્રહિક ) Mithiyātva consists in having equal faith in the doctrine accepted by himself as well as in the doctrine adopted by others, assuming a neutral position and declaring at the same time, that all the forms of the existing religions are equally good and instructing the ignorant in that direction.

3. Ābhiniveshika (આભિનિવેશિક) Mithyātva is that form of mithyātva in which an individual, though well-versed in his own Shastra but having drawn out their meaning contrary to that declared by the Omniscient, insists like Jāmāli, Goshthā Māhila, and other non-believers, in the propagation of a doctrine quite contrary to the accepted teachings of Tirthankaras as the best. A Samyag-dristi indivdual sometimes has a false doctrine through carelessness or the agency of preceptor. It is said in Uttarā-dhyayana Niryukti—

सम्मदिट्ठी जीवो उवइट्ठं पवयण तु सद्दहइ ।
सद्दहइ असब्भाव अणाभोगा गुरुणिओगा वा ॥

A Samyag-dristi Jiva has faith in the teaching promulgated (by the Tirthankaras). He has false faith through carelessness or the agency of the preceptor.

Although a Samyag-dristi Jiva has false belief through carelessness or the agency of the preceptor, Ābhiniveshika (આભિનિવેશિક) Mithyātva is not applicable to him because he has unswerving faith in the doctrines and teachings of the Tirthnkaras. Similarly, Nyāyācharya Nyāyavishārada Mahopādhyāya Yashovijayaji Gani writes

प्राचां वाचां विमुखविषयोन्मेषसूक्ष्मेक्षिकाया
येऽरण्यानीभयमधिगता नव्यमार्गानभिज्ञाः ।
तेषामेषा समयवणिजां संमतिग्रन्थगाथा
विश्वासाय स्वनयविपणिप्राज्यवाणिज्यवीथी ॥ १ ॥

भेदग्राहिव्यवहृतिनयं संश्रितो मल्लवादी
पूज्याः प्रायः करणफलयोः सीम्नि शुद्धर्जुसूत्रम् ।
भेदोच्छेदोन्मुखमधिगतः सग्रहं सिद्धसेन
स्तस्मादेते न खलु विषमाः सूरिपक्षा त्रयोऽपि ॥ २ ॥

चित्सामान्यं पुरुषपदभा केवलाख्ये विशेषे
तद्रूपेण स्फुटमभिहितं साद्यनन्त यदेव ।
सूक्ष्मैरंशै. क्रमवदिदमुच्यमान न दुष्टं
तत्सूरीणामियमभिमता मुख्यगौणव्यवस्था ॥ ३ ॥

1. This verse of Sammati is sufficient like a row of articles arranged in a shop to bring confidence in the minds of those who are in search of Naya, in the minute details of the divergent opinions of Pūjya Shree Jinabhadra Gani, Pūjya Shree Mallavādiji and Pūjya Shree Siddhasena Divākaraji Mahārāja and of those who like persons losing their way in a big forest, are full of fears, because they are unacquainted with the methods of Naya.

2. Pūjya Shree Mallavādiji Mahārāja, while asserting that the use of Kevala Jnāna (કેવલજ્ઞાન) and Kevala Darshana (કેવલદર્શન) can be made at the one and same moment–Samaya (સમય), has made that statement on the assumption chiefly of Vyavahāra Naya (વ્યવહાર નય). Pūjya Shree Jina-bhadra Gani, when asserting that Kevala Jnāna and Kevala Darshana can be utilized in different Samayas, has adopted pure Rijusutra Naya, in the arrangement of cause and its effect. While Pūjya Shree Siddhasena Divākaraji Mahārja when asserting that there is no distinction in the use of Kevala Jnāna and Kevala Darshana principally by the Sangraha Naya. Still, however, the ideas of the three great Āchāryas do not conflict with one another. [ Besides all of them had perfect unsweiing faith in the doctrines and teachings of the Tirthankars. ]

3. Consciousness, the general attribute of the soul, more particularly known as Kevala (કેવલ) became evident as Kevala Jnāna and Kevala Darshana having a beginning but no end. There is no irrelevancy in saying that Kevala Jnāna existed first and then Kevala Darshana the next moment, that Kevala Jnāna and Kevala Darshana existed together that is to say, that Kevala Darshana existed whenever there was Kevala Jnāna and that Kevala Darshana is the general condition and Kevala Jnāna the particular condition of one and the same attribute, it is only one attribute. The three Achāryas have had their own way of reasoning by giving prominence to one Naya and keeping other Nayas as secondary.

The three very learned Āchāryas had a very staunch unshakeable faith in the doctrines and teachings of the Tirthankaras and so Ābhini-veshika Mithyātya is not applicable to them.

4. Shānshayika (શાંશયિક) Mithyātva is that form of Mithyātva in which an individual has doubts in the doctrines and teachings of the Tirthankaras, whether all the Dashanas are trustworthy or not, or whether this or that teaching, is trustworthy or not. Even in the minds of highly talented Sādhus, some doubts do arise with regard to minor details but that is not sufficient to cause Shānshayika (શાંશયિક) Mithyātva, as they always abide by (તમેવ સચ્ચં ણીસંકં જં જિણેહિં પવઇયં) that undoubtedly is the truth which is promulgated by the Tirthankaras.

5. Anābhogika (અનાભોગિક) Mithyātva is that form of wrong belief which is acquired by a living being by birth or by contact. Just as one sensed (એકેન્દ્રિય) or more sensed (વિકલેન્દ્રિય) and mindless five-sensed (અસંજ્ઞિ પંચેન્દ્રિય) bodies have no belief in the doctrines and teachings of the Tirthankaras.

मिथ्यात्वं परमो रोगो मिथ्यात्वं परम तम ।
मिथ्यात्वं परम' शत्रुर्मिथ्यात्व पदमापदाम् ॥

Mithyātva is a terrible desease, Mithyātva is great darkness, Mithyātva is a great enemy and Mithyātva is the source of miseries.

II A-virti-(અવિરતિ) Vowlessness-It is of 12 kinds Lack of compassion for the six groups of embodied souls, and lack of restraint of 5 senses and 1 mind.

III. Pramāda-(પ્રમાદ) Carelessness-Carelessness is of 15 kinds—viz. Carelessness about four kinds of talk (કથા)-1. Talk about food ( ભક્તકથા ) Bhojanakathā, 2. Talk about women (સ્ત્રીકથા) 3 Talk about public opinion ( દેશકથા ) Talk about country and 4. Talk about king-(રાજકથા) Talk about politics, carelessness about the functions of the five senses, sparshana ( સ્પર્શન )-Organ of Touch, Rasana ( રસન )-Organ of Taste, Ghrāna (ઘ્રાણ),-Organ of Smell, Chaks'u ( ચક્ષુ )-Organ of Sight and Shiotra (શ્રોત્ર) Organ of Hearing. Carelessness about four passions and affection (સ્નેહ) and Sleep (નિદ્રા).

IV. Kashāya-(કષાય) 16 Passions Four Anantānubandhi (અનન્તાનુબન્ધી) Error-feeding or wrong-belief assisting Krodh (ક્રોધ) Anger, Māna ( માન ) Pride-Māyā (માયા) Deceit and Lobha (લોભ) Greed These four passions are called (અનન્તાનુબન્ધી) because they keep the soul bound in the endless Sansāra and wandering by those passions feeding its erroneous belief

Four Apratyākhyāni (અપ્રત્યાખ્યાની)-Partial-vow-(દેશવિરતિ) preventing Krodha, Māna, Māyā and Lobha, four Pratyākhyāni ( પ્રત્યાખ્યાની )-Total-vow (સર્વવિરતિ) preventing Khodha, Māna, Māyā and Lobha, and four Sanjvalana (સંજ્વલન) Perfect-right-conduct-preventing Krodha, Māna, māyā, and Lobha And nine **No Kashāya** (નોકષાય)-quasi-passions or slight passions viz. 1. Hāsya (હાસ્ય) Laughter, 2. Rati ( રતિ ) Indulgence, 3. A-rati (અરતિ) Ennui, dissatisfaction, 4 Bhaya (ભય) Fear, 5. Shoka (શોક) Sorrow, 6. Jugupsā (જુગુપ્સા) Disgust, 7 Purusha Veda (પુરુષવેદ) Masculine inclinations, 8. Stri Veda (સ્ત્રી વેદ)-Feminine inclinations and 9. Napunsaka Veda (નપુંસક વેદ) or Common inclinations Inclination for enjoying the neutor sex or common sex.

V. Yoga (યોગ) Vibrations or functional activities of mind, speech and body are of 15 kinds. Of these, four are of the mind, four of speech and seven of the body

The four thought-activities of the mind are 1. Activities of true mind ( સત્યમનોયોગ ), 2 Activities of false mind ( અસત્યમનોયોગ ), 3. Activities of mixed mind (સત્યાસત્યમનોયોગ) and 4 Activities of the mind, neither true nor false (અનુભયમનોયોગ).

The four activities of speech are 1. True speech (સત્ય વચનયોગ). 2. False speech (અસત્ય વચનયોગ), 3. Mixed speech (સત્યાસત્ય વચનયોગ) and 4. Neither true nor false speech (અનુભય વચનયોગ)

The seven activities of the body are 1. Physical (ઔદારિક), 2. Audarika Mishra (ઔદારિકમિશ્ર) i. e. physical mixed with Karmic, 3. Vaikriyak (વૈક્રિયક)-Producing modifications at one's own will, 5. Āhāraka (આહારક કાય યોગ) Activities producing Āhāraka body, 6. Āhāraka Misra Kāya Yoga (આહરકમિશ્રકાયયોગ) Activities producing a body composed of Ahāraka and physical Molecules and 7. Kārmana Kāya Yoga (કાર્મણ કાયયોગ)-Activities producing a body composed of Kārmic molecules.

There are three varieties of people in this world; a large majority of them, keenly fond of enjoying worldly pleasures by acquiring riches, by any means fair or foul, after establishing big concerns involving the destruction of the six classes of animal life, by killing Panchendriya (પચેન્દ્રિય) five-sensed and other animals and eating their flesh and deeply engrossed in Mithyātva (મિથ્યાત્વ)wrong belief, degrade themselves, even after attaining મનુષ્યત્વ (human form) into the rank of Tiryancha (તિર્યંચ) lower animals, brutes or of Nāraka (નારક) hellish beings in their next life; some benevolently disposed persons following occupations not involving the destruction of animal life, and working for the alleviation of miseries of their fellow-brethren, are again born as human beings in families described as (યોગીકુલ) Samyag-dristi families by Kalikāla Sarvajna Hemachandra Áchārya, in their next life, with better opportunities for doing good to the suffering humanity; while only a few fortunate individuals, residing in Āryan countries, and hearing the tenets of true religion, and earnestly endeavouring for the subjugation of Mithyātva (મિથ્યાત્વ) false belief, and other vices and the subsidence of Darshana Mohaniya Karma (દર્શન મોહનીય કર્મ) Right-belief-deluding Karma-a Karma preventing the acquisition of Right belief,-acquire Samyag Darshana (સમ્યગ્દર્શન) Right vision-an inherent crystal quality of the soul, resulting in (તમેવ સચ્ચં નિસ્સંકં જં જિણેહિ પવેઇયં) "That alone undoubtedly is the truth which is proclaimed by the Tirthankaras"— a firm belief in the doctrines and teachings of the Tirthankaras and having cut the internal ties of Rāga (રાગ) love and Dvesha (દ્વેષ) hatred by renunciation (ત્યાગ) and the practice of various vows, penances, and austerities during this life, entitle themselves for pleasures of celestial life (દેવગતિ) of long duration, in the next life, and afterwards, the eternal bliss of Final Liberation (મોક્ષ).

Samyag Darshana or Samyaktva is an in-born quality of the soul. It is not evident to a look-on and it cannot be felt even by the person possessing it, but there results a natural change, in the thoughts, speech

and actions of its possessor. It prompts him in the acquisition of virtuous qualities and helps him in maintaining them. Wise men, can infer from the speech and actions of an individual, whether he has got Samyaktva or not. There are sixty-seven test-words of Samyaktva ( સમ્યક્ત્વના સડસઠ બોલ ) majority of which qualities are expected to exist in a Samyaktva-dhari Manushya ( સમ્યક્ત્વધારી મનુષ્ય )-without which, Samyaktva can no longer be said to exist.

After having acquired Samyaktva, an individual is likely to lose it, but eventually there results a comparative decrease in the impurity of his former thoughts, speech and actions. Explaining this idea, the sages say 'If a person falls from Samyag Darshana, he falls from its co-existing Samyag Jnāna ( સમ્યગ્જ્ઞાન ) Right Knowledge and Samyag Chāritra ( સમ્યક્ચારિત્ર ) Right Conduct that is to say, a person falling from Samyag Darshana to Mithyātva does not possess Samyag Jnāna ( સમ્યગ્જ્ઞાન ) Right Knowledge and Samyag chāritra ( સમ્યક્ચારિત્ર ) Right Conduct. Persons like Bharata chakravarti may reach Final Liberation without ( દ્રવ્યચારિત્ર ) Dravya chāritra e g. મુનિવેષાદિ-without undergoing the life of an ascetic, still, persons like Angāramardaka ( અંગારમર્દક ) and Vinayaratna ( વિનયરત્ન ) not possessing Samyag Darshana ( સમ્યગ્દર્શન ) were not able to enjoy the eternal bliss of Final Liberation. It was also through the possession of Samyag Darshana ( સમ્યગ્દર્શન ) that Krishna Vāsudeva and Shrénika Mahārājā became known as Samyagdrishti Shrāvaks It thus appears beyond doubt, that Samyag Darshana ( સમ્યગ્દર્શન ) is the chief motive power in drawing Final Liberation nearer and nearer Most Revered Umāsvāti mahārāja commences his monumental work " Tattvārtha Sūtra " with the Sūtra સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગ " Right belief, Right knowledge and Right conduct ( together constitute ) the path to Liberation." In this first Sutra of the work Samyag Darshana has been deservedly given the most prominent place.

जिनोक्ततत्त्वेषु रुचि: शुद्धा सम्यक्त्वमुच्यते ॥

An eager fondness for and firm belief in the doctrines and teachings of the Tirthankaras is called Samyaktva There are two varieties of Samyaktva-( નૈસર્ગિક ) Natural and (અધિગમ) obtained by study.

Samyaktva is also of five kinds viz, Aupashamika (ઔપશમિક), 2 Kshāyika, (ક્ષાયિક), 3 Kshāyopashamika, ( ક્ષાયોપશમિક ), 4 Audayika ( ઔદયિક ) and 5. Pārināmika ( પારિણામિક )

1. **Aupashamika Samyaktva** ( ઔપશમિક સમ્યક્ત્વ ) is subsidential right belief that is to say, right belief due to the subsidence of Darshana-mohaniya Karma-right-belief-deluding Karma and the four Anantānubandhi (અનન્તા-

નુબંધી) Error-feeding Kashāya, Krodha (ક્રોધ) Anger, Māna (માન) Pride, Mayā (માયા) Deceit and Lobha (લોભ) Greed.

2 **Kshāyika Samyaktva** (ક્ષાયિકસમ્યક્ત્વ) Destructive or purified perfect right belief that is to say, perfect belief due to the destruction of three sorts of right-belief-deluding Karmas viz. of Karmas, causing Mithyātva (મિથ્યાત્વ) wrodg-belief, 2. Samyāktva Mithyātva (સમ્યક્ત્વ મિથ્યાત્વ) mixed right and wrong belief and 3 Samyaktva prakriti mithyātva (સમ્યક્ત્વ પ્રકૃતિમિથ્યાત્વ) Right belief clouded by a very slight wrong belief and the four Anantānubandhi (અનન્તાનુબંધી) Kashāyas, the four error-feeding passions of Anger, Pride, Deceit and Greed which feed them.

3. **Kshāyopashamika Samyaktva** (ક્ષાયોપશમિક સમ્યક્ત્વ) Destructive subsidential Samyaktva—which arises from the destruction-subsidence of Sarvaghāti spardhaka (સર્વઘાતિ સ્પર્દ્ધક) molecules of Karmic matter which obscures totally, and the operation of Deshaghāti spardhaka (દેશઘાતિ સ્પર્દ્ધક) Karmic matter the operation of which obscures only partially This Kshāyopashamika Darshana is of three kinds —1 Chakshu Darshana (ચક્ષુદર્શન) Ocular Darshana obtained by means of the eye, by actually seeing objects, 2. A-chakshu Darshana (અચક્ષુદર્શન) Non-ocular Darshana obtained by means of senses other than the eye and mind and 3. Avadhi Darshana (અવધિદર્શન) Limited visual Darshana which precedes Avadhi jnāna.

4. **Audaika** or **Operative Samyaktva** (ઔદયિક સમ્યક્ત્વ) which arises from the operation or fruition of karmas.

5. **Pārināmika Samyaktva** (પારિણામિક સમ્યક્ત્વ) is the soul's own natural thought-activity independent of Karmas.

How Samyaktva was the chief support in leading the soul of **Shramana Bhagavāna Mahāvira** to the dignity of a Tirthankara and then to Final Liberation, can be seen from the incidents of the twenty-seven principle Bhavas of the Lord The fitness for Final Liberation is reckoned from the Bhava, during which the individual soul has acquired Samyaktva.

## A short account of the First Previous Life of Lord Mahāvira

The soul of Shramaṇa Bhagavāna Mahāvira, after wandering a great number of times in this endless Sansāra was born, during his principal twenty-seventh life previous to his Final Liberation as Nayasāra, the chief officer of the village Prithvipratishthāna in the kingdom of king Shatrumardana of Jayanti Nagari in Mahāvaprā Vijaya situated in the western Videha Kshetra of Jambu-dvipa.

Nayasāra was straight-forward, kind, of polite manners, liberal, modest intent on alms-giving and dutiful Nayasāra under orders from his king

to have large logs of wood cut and brought to the town from the adjoining forest, went there, with a party of servants, bullock-carts and food materials for himself and his party, and ordered his men to fell down trees and prepare the required wood. Some of his servants were preparing food for them, at a suitable place near-by At mid-day the whole party became hungry and Nayasāra was informed that dinner was ready.

Nayasāra ordered his men to stop working, and as he was preparing to go to the place where dinner was ready for him, an idea came to his mind "If I come across any mendicant now, I will first feed him, and then, I will take my dinner."

In old times, it was customary with ascetics, while crossing a forest or a desert to seek out company of a carravan of persons going that way, and they would comfortably and fearlessly cross it Some Sādhus seeing the approach of dinner-time, went to the neighbouring village asking for food. The carravan did not wait for them and went away They could not get any food from the village, so burning under the heat of mid-day sun, afflicted with the pangs of hunger and thirst, with their bodies hot with extreme heat, and their clothes drenched with copious perspiration, the estranged Sādhus, in search of their way out of the forest, happened to approach the place where Nayasārā had encamped himself with his men.

When Nayasāra was looking around with the idea of giving food to a mendicant before taking his meals, he was greatly pleased with the estranged Sādhus approaching the place He went forwarded to receive them, and respectfully greeting them said 'O revered persons ! how did you happen to come into this unfathomable forest? Persons armed with weapons cannot with impunity move about in this forest' The Sādhus narrated the whole account, and Nayasāra was much grieved to see them deserted in this unfathomable forest, and saying 'O fortunate personages, it is my good luck that you have come at this opportune time as my guests' he took them to the place where food was ready for him and his party, and gave them food and drink with purity of the heart. The Sādhus seeing a place near-by, suitable for them went there and duly took their food and drink

After having fully propitiated the Sādhus with food and drink, Nayasāra, with a heart full of joy, took his meals and then went to the place where the Sādhus were sitting after taking their food and drink. Requesting them with a low bow and saying 'I will show you the road to the town' Nayasara accompained the Sādhus and as soon as they reached the

main road to the town, the Sādhus sitting under a tree explained him the nature of one's sacred duty ( ધર્મ ).

Hearing the preaching of the Sādhus containing the real essence of truth, Nayasāra, full of joy, considered himself very forunate. At that time, Nayasāra on account of the purity of his heart, obtained Samyaktva (સમ્યક્ત્વ.) The Sādhus went to the town and Nayasāra after bowing down before them once more, returned to his camp in the forest and sending the prepared logs of wood to the king per his servants, went to his own village.

Nayasāra afterwards studied the essence of true religion—the nine categories ( તત્ત્વ ) of truth, spent the remaining portion of his life with a firm belief in true religion and expiring while remembering the sacred Panch Namaskāra Mantra at death time, was born during second provious life, as a god in Saudharma ( સૌધર્મ દેવલોક ) heaven with a life-limit of one Palyopama ( પલ્યોપમ ).

Some events of the life of Nayasāra are exemplary. Nayasarā was the chief officer of a village, and as a servant of the king, he had gone to the forest, principally with the object of having logs of wood cut and prepared for king's use—a work involving the destruction of animal life; still, on account of his in-born virtues and the best usage of a householder, Nayasāra had the fancy of giving food and drink to a mendicant at dinner-time even in an unfathomable forest. Although it was mid-day and Nayasāra was hungry, still, however, he was looking around with the idea of nurturing his fancy The pious fancies of lucky persons sometimes bear fruit instantly. Nayasāra meets with such worthy ascetics, without the least trouble, in an unfathomable forest, and gives them food and drink with a pure heart full of joy Here a combination of three circumstances happens; Nayasāra has a mind to give food and drink to the Sādhus, the material to be given is ready, and worthy ascetics have unexpectedly come. It becomes a medium of great profit i e. Samyaktva to Nayasāra. After taking his meals, Nayasāra had gone to the place where the Sādhus were resting themselves, had requested them to join their company for the purpose of showing them the way out of the forest and had personally shown them the road to the town Here the good virtuous qualities and purity of the soul of Nayasāra are put to a severe test. Had it been otherwise, even after giving food and drink to the Sadhus, he would not have gone to the Sādhus with a request to show them the way out, but on the contrary, the Sādhus would have been obliged to go to him with such a request or perhaps Nayasāra would not have gone personally but he would have sent one of his servants with them; notwithstanding that, he thought it to be a personal duty of his,

# वीर निर्वाण संवत्

लेखक :
महामहोपाध्याय, रायबहादुर,
गौरीशंकर हीराचंद ओझा, अजमेर

जैनों के अंतिम तीर्थंकर महावीर स्वामी ( वीर, वर्द्धमान ) के निर्वाण ( मोक्ष )से जो संवत् माना जाता है, उसको वीर निर्वाण संवत् कहते है।

जैसे प्राचीन बौद्ध विद्वानों एवं आधुनिक पुरातत्त्व-वेत्ताओं में बुद्धनिर्वाण संवत् में परस्पर मतभेद है, वैसे ही उनमें वीर निर्वाण संवत् के विषय में भी है।

डॉक्टर हर्मन जैकोबी ने, जो जैन साहित्य के प्रसिद्ध ज्ञाता माने जाते है, ई. स. पूर्व ४६७ ( वि. सं. से पूर्व ४१० )में महावीर का निर्वाण होना माना है। यही मत कार्पेण्टियर का है। प्रसिद्ध पुरातत्त्ववेत्ता श्रीयुत काशीप्रसाद जायसवाल ने अपने कई लेखों में ई. सं. पूर्व ५४५ (वि. संवत् से पूर्व ४८८)में वीर निर्वाण होना स्थिर किया है। वीर निर्वाण संवत् बहुधा जैन ग्रंथों में लिखा मिलता है और कभी कभी शिलालेखों में भी मिल आता है। उसका अंतर कभी विक्रम संवत् से और कभी शक संवत् से लिखा मिलता है। जैन आचार्यों के कथन को आधुनिक शोधकों के मत की अपेक्षा हम अधिक प्रामाणिक समझते हैं। इसी तरह पिछले कुछ जैन लेखकों ने इस विषय में जो कुछ भिन्न लिखा है वह भी भ्रमपूर्ण ही है। श्वेतांबर और दिगंबर जैन ग्रंथकारों के मत हम नीचे उद्धृत करते हैं-

(१) "तित्थोगाली पइन्नय" नामक प्राचीन जैन ग्रंथ में महावीर निर्वाण से शक संवत् के प्रारंभ तक ६०५ वर्ष और ५ महीने माने हैं और उसका ब्यौरा इस तरह दिया है:-

६० पालक के, १५० नन्दों के, १६० मौर्यों के, ३५ पुष्यमित्र के, ६० बलमित्र भानुमित्र के, ४० नभसेन के और १०० वर्ष गर्दभिल्लों के बीतने पर शकराजा उत्पन्न हुआ[1]।

(२) श्वेतांबर मेरुतुंगसूरि ने अपने 'विचार श्रेणि' नामक पुस्तक में वीरनिर्वाण संवत् और विक्रम संवत् के बीच का अंतर ४७० दिया है[2]। इस हिसाब से वि० सं० में ४७०, शक संवत् में ६०५ और ई. सन् में ५२७ मिलाने से वीर निर्वाण संवत् आता है।

(३) श्वेतांबर अंबदेव उपाध्याय के शिष्य नेमिचंद्राचार्य-रचित 'महावीर चरियं' नामक प्राकृत काव्य में लिखा है, कि मेरे (महावीर के) निर्वाण से ६०५ वर्ष और ५ महीने बीतने पर शक राजा उत्पन्न होगा[3]। इससे भी वीर

(१) "जं रयणिं सिद्धिगओ अरहा तित्थंकरो महावीरो।
तं रयणिमवंतीए, अभिसित्तो पालओ राया ॥ ६२० ॥
पालगरण्णो सट्ठी, पुण पण्णसयं वियाणि णंदाणम्।
मुरियाणं सट्ठिसयं, पणतीसा पूसमित्ताणम् (तस्स) ॥ ६२१ ॥
बलमित्त-भाणुमित्ता, सट्ठा चत्ताय होंति नहसेणे।
गद्दभसयमेगं पुण, पडिवन्नो तो सगो राया ॥ ६२२ ॥
पंच य मासा पंच य, वासा छच्चेव होंति वास सया।
परिनिव्वुअस्सऽरिहतो, तो उप्पन्नो (पडिवन्नो) सगो राया ॥ ६२३ ॥

यह पुस्तक विक्रम संवत् की छठी शताब्दी के आसपास की बनाई हुई मानी जाती है।

(२) विक्कमरज्जारंभा परउ सिरिवीरनिव्वुई भणिया।
सुन्नमुणिवेअजुत्तो विक्कमकालउ जिणकालो ॥

विक्रमकालाज्जिनस्य वीरस्य कालो जिनकालः शून्यमुनिवेदयुक्तः चत्वारिंशतानि सप्तत्यधिकवर्षाणि श्रीमहावीरविक्रमादित्ययोरंतरमित्यर्थः"—(विचारश्रेणि)
यह पुस्तक ई. स. १३१० के आसपास बना था।

(३) छहिं वासाणसएहिं पंचहिं वासेहिं पंचमासेहिं।
मम निव्वाणगयस्स उ उप्पज्जिस्सइ सगो राया ॥ —(महावीरचरियं)

यह पुस्तक वि. सं. ११४१ (ई. स. १०८४) में बना था।

निर्वाण संवत् और शक संवत् के बीच ठीक वही अंतर आता है, जो ऊपर लिखा गया है।

(४) दिगंबर सम्प्रदाय के नेमिचंद्र-रचित 'त्रिलोकसार' नामक पुस्तक में भी वीरनिर्वाण से ६०५ वर्ष और ५ महीने बाद शक राजा का होना लिखा है[४]। इससे पाया जाता है कि दिगंबर संप्रदाय के जैनों में भी पहले वीरनिर्वाण और शक संवत् के बीच ६०५ वर्ष का अंतर होना स्वीकार किया जाता था, जैसा कि श्वेताम्बर संप्रदायवाले मानते हैं, परंतु त्रिलोकसार के टीकाकार माधवचन्द्र ने त्रिलोकसार में लिखे हुए 'शक' राजा को भूल से 'विक्रम' मान लिया, जिससे कितने एक पिछले दिगंबर जैन लेखकों ने विक्रम संवत् से ६०५ (शक संवत् से ७४०) वर्ष पूर्व वीर निर्वाण होना मान लिया जो ठीक नहीं है। दिगंबर जैन लेखकों ने कहीं शक सवत् से ४६१, कहीं ९७९५ और कहीं १४७९३ वर्ष पूर्व वीर निर्वाण होना भी लिखा है, परंतु ये मत स्वीकार योग्य नहीं है।

वास्तव में विक्रम संवत् से ४७० वर्ष पूर्व, शक संवत् से ६०५ वर्ष पूर्व और ईस्वीसन् से ५२७ वर्ष पूर्व भगवान् महावीर के निर्वाण संवत् का प्रारंभ मानना युक्ति संगत है, जैसा कि प्राचीन जैन आचार्यों ने माना है।

---

(४) पणछस्सयवस्सं पणमासजुदं गमिअ वीर निव्वुइदो सगराजो०

—( त्रिलोकसार, श्लोक ८४८ )

यह पुस्तक वि. सं. को ११ वीं शताब्दी में बना था।

हरिवंशपुराण मे भी वीरनिर्वाण से ६०५ वर्ष बीतने पर शक राजा का होना लिखा है और मेघनंदि के श्रावकाचार में भी ऐसा ही लिखा है।

---

## ચેતવણી

सबुज्झह ! किं बुज्झह ? सबोही खलु पेच्च दुल्लहा।
णो हूवणमंति राइओ, नो सुलहं पुणरावि जीवियं॥

જાગો! તમે કેમ સમજતા નથી? પાછળથી બોધી-બીજની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે. (કારણકે જેમ) વીતી ગએલી રાતો પાછી નથી આવતી (તેમ) આ જીવન (મનુષ્યભવ) ફરીથી સહેલાઈથી મળી શકતું નથી.

—શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર

# શૂલપાણિયક્ષનો ઉપસર્ગ

## અને

## ભગવાન્ મહાવીરનાં દશ સ્વપ્નાં

### ( ક્ષત્રિયકુંડ અને વર્ધમાન ગામની આલોચના )

લેખક — **મુનિરાજ શ્રી હિમાંશુવિજયજી, ન્યાય-સાહિત્યતીર્થ.**

**ભગવાન** મહાવીર જૈનોના વર્તમાન કાળના છેલ્લા તીર્થંકર હોવા ઉપરાન્ત જગતની મહાન્ વિભૂતિ છે. તેમના જીવનનો સંબંધ આખી આલમ સાથે છે. તેમના જીવનની ઘટનાઓ જગતના નહિ તો ભારતના ઇતિહાસ સાથે તો ઘણો સારો સંબંધ રાખે છે એ દૃષ્ટિથી આપણે મહાવીરસ્વામીને ઓળખીએ તો જૈનો જ નહિ બલ્કે જગત્‌ના લોકો તેમના જીવનને, ઉપદેશને અને ઇતિહાસને ઓળખી પોતાની પ્રગતિ સાધવા તેમને શ્રદ્ધાંજલીઓ અર્પણ કરે; અનેક પુસ્તકો અને નિબંધોથી પોતાની લેખનીને પુનિત બનાવે પણ મને લાગે છે કે એ દૃષ્ટિથી — પદ્ધતિથી જૈનોએ ભગવાન્ મહાવીરને ઓળખ્યા કે લખ્યા-લખાવ્યા નથી તેથી જ તો હજી લગી તુલના-દૃષ્ટિની દુનિયા પસંદ કરે તેવું ભગવાન્ મહાવીરનું ચરિત્ર જનતાના હાથમાં આવી શક્યું નથી.

**મહાવીરચરિત્ર માટે પ્રયત્ન :**

ભગવાન્ મહાવીરનુ આદર્શ ચરિત્ર જગત્ માગે છે એ હવે આપણામાંથી ઘણાએ સાભળ્યુ — વાચ્યુ છે તેની પૂર્તિ કરવા માટે કેટલાક મહાનુભાવ સાધુ અને શ્રાવકોએ પુસ્તકો — લેખો — પત્રોદ્વારા પ્રયત્નો પણ કર્યા છે. પણ હજુય આપણી પાસે પૂરતી સામગ્રી* એકઠી થઈ નથી હું તો માનુ છું કે પ્રાચીન સાહિત્યમા ભગવાન્ મહાવીરના ચરિત્રની જેટલી નાની કે મોટી, સૈદ્ધાન્તિક કે ચમત્કારિક, ઐતિહાસિક કે કાલ્પનિક બાબતો લખાએલી જોડાએલી હોય તે પ્રત્યેક બાબતો ઉપર **વિચારકતા અને શ્રદ્ધાને સમતોલ** રાખી ઊંડાણથી ખૂબ વિચારો — ચર્ચાઓ ગંભીરપણે કરવા જોઈએ, જેથી તેમાંથી જે નવનીત પ્રકટ થશે તે આધારે સારામા સારું ભગવાન્ મહાવીરનુ ચરિત્ર આપણે વિચારક આલમને આપી શકીશું.

---

* મહાવીર-જીવન લખવા માટેનાં સાધનો વિષે મેં એક પત્ર "જૈનયુગ"ના તંત્રીને લખ્યો હતો જે તેમના માસિકમા છપાયો છે.

અહી **અસ્થિકગ્રામ** (વર્ધમાનગ્રામ)મા **ભગવાન્ મહાવીરને** થયેલ **શૂલપાણિયક્ષના** ઉપસર્ગ વિષે લખીશુ.

ભગવાન્ મહાવીરસ્વામીની દીક્ષા તેમના જ ગામ **'કુંડપુર'**[1]ના **જ્ઞાતૃખંડ** ઉદ્યાનમા હેમન્તઋતુના પહેલા મહિના અને પહેલા પક્ષમાં દશમા દિવસે અર્થાત્ માગસર વદિ ૧૦ના દિવસે થઈ. ત્યાથી ભગવાને તે જ વખતે સગાસંબંધીઓને પૂછી ધર્મલાલ આપી વિહાર કર્યો.

**વિહારનાં ગામો :**

મુહૂર્ત (બે ઘડી) દિવસ બાકી રહ્યો ત્યારે ભગવાન્ **કૂર્માર** ગામમાં પહોંચ્યા.* ત્યાં રાત્રિ ગાળી. ત્યાં ભગવાનને પહેલો ગોવાળીઆનો ઘોર ઉપસર્ગ થયો ત્યાથી

---

૧. कुंडपुर नगर मज्झंमज्झेण णिगच्छइ, णिगच्छित्ता जेणेव णायसडवणे उज्जाणे जेणेव असोगवरपायवे तेणेव उवागच्छइ।........एगे अबीए मुडे भवित्ता अगाराओ अणगारियं पव्वइए॥ १६॥ "કલ્પસૂત્ર" મૂલ સોળમુસૂત્ર. **'કુંડપુર'** એ **'ક્ષત્રિયકુંડગ્રામ'**નુ ટુંકુ નામ છે. વર્તમાન કાળમાં આ **ક્ષત્રિયકુંડ** ગામની સ્થાપના **લખીસરાય** સ્ટેશનથી થોડેક દૂર क्युलजक्षान છે ત્યાથી લગભગ દસેક ગાઉ लछवाड ગામમા મનાય છે, અર્થાત્ આપણી ચાલુ માન્યતાથી लछवाड ગામને **ક્ષત્રિયકુંડગામ** મનાય છે. જ્યારે પુરાતત્ત્વ સંશોધકો ગુરુદેવ **શ્રી વિજયધર્મસૂરિ** મહારાજ વગેરેના મતથી **મુજફ્ફર** જિલ્લામાં આવેલું **'બસાડપટી'** (પ્રાચીન કાળની વૈશાલીનગરી)ની નજીકનુ 'वसुकुंड' તે પ્રાચીન કાળનુ 'क्षत्रियकुंड' મનાય છે. દેવાનંદા—ઋષભદત્ત બ્રાહ્મણનુ ગામ **બ્રાહ્મણગામ** પણ वसाडपटी દક્ષિણ-પશ્ચિમ દિશામા ૭ માઈલ દૂર છે. પ્રાચીન અવશેષો અને પ્રમાણોથી વૈશાલીનુ રૂપાન્તર वसाडपटी સિદ્ધ થાય તો પછી આ નવો મત જ ઠીક છે. જુઓ "પ્રાચીન તીર્થમાલા સંગ્રહ" પૃ ૨૨.

*वहिया य नायसंडे आपुच्छित्ताण णायए सव्वे।
दिवसे मुहुत्तसेसे कमारगाम समणुपत्तो॥ આવશ્યક ભાષ્ય, ગાથા ૧૧૧.

આવશ્યકસૂત્રના ભાષ્યની ઉપરની ગાથામા **કૂર્માર** ગામને માટે 'कमारगाम' લખ્યુ છે, તેનુ સંસ્કૃત कर्मार થઈ શકે. આ પછી બનેલા महावीरचरिय (ગુણચંદ્ર સૂરિકૃત) महावीरचरित्र (હેમચંદ્રકૃત દશમું પર્વ) તથા કલ્પસૂત્રની દીપિકા-સુબોધિકા વગેરે ટીકાઓમા कुम्मार,—કૂર્માર कुमार ગામ લખ્યુ છે

આ ગામ અત્યારે ચાલુ માન્યતા પ્રમાણે બંગાળના **'કોરાઈ'** કે **'કુમારિય'** ગામને માનવામા આવે છે. પણ સ્વર્ગસ્થ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની શોધ પ્રમાણે **'ટ્રિગ્નોમેટ્રીકલસર્વે'**ના નકશામા જે **'કુસમર'** Kusmur ગામ છે, તે પ્રાચીન કાળનુ कम्मार યા कूर्म्मार ગામ સિદ્ધ થાય છે જુઓ તેમની સંપાદિત 'પ્રાચીન તીર્થમાળા સંગ્રહ'ની વિ. સં. ૧૯૭૮ ની આવૃત્તિ, પૃ ૨૩.

दूइज्जंतग पिउणो वयंस तिव्वे अभिग्गहे पच्च।
अचियत्तुग्गहऽनिवसण निच्चं वोसट्ट मोणेण॥
આવશ્યકનિર્યુક્તિ, ગાથા ૪૬૨.

વિહાર કરી ભગવાને '**કોલ્લાગ**' ગામ જઈ છઠનુ પારણુ કર્યું. ત્યાંથી '**મોરાક**' સનિવેશ (ગામ)મા જતા दूइज्जततावस×ના આશ્રમમા પહોચ્યા. તાપસના આગ્રહથી ભગવાને ત્યા ચોમાસુ રહેવાનુ કબુલ્યુ અન્યત્ર વિહાર કરી ચોમાસુ કરવાના સમયે લગભગ ભાદ્રવા સુદિમા પાછા ભગવાન્ તાપસના આશ્રમમા પધાર્યા હશે ત્યાં અનુકૂલ નહિ પડવાથી પદરેક દિવસ જ રહી ભગવાને ચોમાસામા જ પાચ અભિગ્રહ કરી વિહાર કર્યો. ત્યાંથી **શૂલપાણિ** યક્ષને પ્રતિબોધ આપવા માટે વિહાર કરી 'वेगवती' નદીને ઉલ્લંઘી ભગવાન '**અસ્થિકગ્રામ**' મા ગયા. જેનુ જૂનુ નામ **વર્ધમાન** ગામ હતુ.

**અસ્થિકગ્રામનો પૂર્વ ઇતિહાસ.**

પહેલા જે ગામનું નામ **વર્ધમાન** યા વર્ધમાનક હતુ, તેનું अट्ठियगाम,[1] સંસ્કૃતમા अस्थिकग्राम નામ શા માટે પડ્યું તે સંબધી ખુલાસો **આવશ્યક-ઉપોદ્ઘાત, મહાવીર ચરિય** તથા હેમચદ્રના **દશમા પર્વમાં** મળે છે **કૌશાંબી**[2] નગરીમાં **ધન** નામનો શેઠ હતો તેનો પુત્ર **ધનદેવ** થયો તે મોટો સાહસિક વ્યાપારી હોઇ પાંચસો ગાડામા

पाणीपत्त गिहिवदणं च, तह वद्धमाण वेगवई ।
धणदेवसूलपाणिंदसम्म वासऽट्ठियग्गामे ॥

આવશ્યક. ઉપોદ્ઘાત નિર્યુક્તિ, ગાથા ૪૬૩

આમાં ૪૬૨મી નિર્યુક્તિ ગાથામા निच्चं वोसट्ठ मोणेण પાઠથી નિત્ય મૌન સમજવામા વાધો આવે છે, કેમકે ભગવાન જ્યા ખાસ જરૂર પડી ત્યાં 'ઉત્પલ' ગોશાલો, ચંડ-કૌશિક વગેરેના પ્રસગમા થોડું બોલ્યા છે. એ માટે તેની ટીકામા यदि परं तथाविधे प्रयोजने एकं द्वे वा वचने वक्तव्ये (પૃ ૨૬૯) કહી, **એક બે વચનની છૂટ રાખી છે.** તથા શ્રી ગુણચંદ્રસૂરિએ મહાવીરચરિયમા પણ एगदुवयणवज्ज मोणेण ठाएव्वं લખ્યુ છે. આ બધાય કરતા **આચાર્ય** હેમચદ્રે સ્પષ્ટ લખ્યુ છે કે

स्थेयं मौनेन च **प्रायो** भोक्तव्यं पाणिभाजने ॥

મહાવીરચરિત્ર, સર્ગ ૩-૭૭.

અર્થાત્ ભગવાને સર્વથા મૌન રાખવાનો અભિગ્રહ નહોતો લીધો તેટલા માટે પ્રાયઃ મૂક્યું છે આ કથનથી ક્યાય વિરોધ નથી આવતો

× 'दूइज्जन्त' એ दु ધાતુનુ वर्तमान कृदन्तनु प्राकृत रूप છે, તેનો અર્થ થાય છે ગમન કરતુ. (જૂઓ पाइअसद्दमहण्णवो પૃ-૫૮૬) **आवश्यक उपोद्घात**મા લખ્યુ છે કે "दूइज्जन्ता नाम पासडत्था तेसिं तत्थ आवासो तेसिं च कुलवती भयवतो पिउमित्तो" પૃ. ૨૬૮ અર્થાત્ दूइज्जन्त એ નામના બીજા પાખડી મતના તાપસો હતા તેઓ ત્યાં રહેતા તેથી તે આશ્રમનુ નામ પણ તે જ પડયુ **મહાવીરચરિય**મા પણ આમ જ (दूइज्जन्ता नाम तावसरूवधारिणो पासडिणो પૃ. ૧૪૬) લખ્યુ છે ત્યા જે ઉપરી તાપસ કુલપતિ હતો તે સિદ્ધાર્થ રાજાનો પરિચિત હતો તેનુ નામ હતુ जलणसम्म.

૧ "तस्स पुण अट्ठियगामस्स पढमं वद्धमाणयमिति नाम होत्था। આવશ્યક ઉપોદ્ઘાત, પૃ ૨૬૮

૨ कोसवीए नयरीए असखदविणसचओ धणो नाम सेट्ठी । तस्स अणेगोवजाइयसएहि पसूओ धणदेवो नाम पुत्तो ॥ મહાવીરચરિય (પ્રાકૃત) પૃ. ૧૪૮

માલ ભરી વર્ધમાન ગામ ભણી રવાના થયો. વચમાં મોટી **વેગવતી** નદી આવી. ત્યાં એક બળદે[3] તે ગાડાં ઉતારવામા ઘણી જ મદદ આપી. તેથી તે બળદનાં અવયવો કમજોર પડી ગયા, તૂટી ગયા, અને તે આગળ ચાલવામા અસમર્થ થયો. ધનદેવે ત્યાં જ બળદને ખાવા ઘાસ નાખી મૂકી દીધો. તે જેઠ મહિનાની ગરમીમાં ભૂખ તરસથી બહુ જ ત્રાસ પામતો હતો. વધર્માન ગામના[4] લોકો બળદને આવી કપરી-દયનીય પરિસ્થિતિમા પણ, નિષ્ઠુર થઇ ઘાસ-પાણી આપી મદદ કરતા નહીં, તેથી તે બહુ દુઃખ સહન કરી મરીને **શૂલપાણી** નામનો **યક્ષ** થયો. જ્ઞાનથી તેણે કીડાથી ખદબદતુ પોતાનું પૂર્વભવનું (બળદનું) શરીર દીઠું. તેથી વર્ધમાન ગામના નિર્દય લોકો ઉપર તેનો રોષ ફાટી નીકળ્યો. તેણે તે ગામમા મરકીનો રોગ ફેલાવ્યો. સેંકડોની સંખ્યામા જ્યા ત્યાં લોકો યમરાજના દરબારમાં ઝડપથી રવાના થવા લાગ્યા. લોકો 'ત્રાહિમા ત્રાહિમાં' પોકારવા લાગ્યા. જ્યાં જૂઓ ત્યાં માણસોના હાડકાંના ઢગલા નજરે પડતા. બધાય લોકો મળી પ્રાર્થના કરવા લાગ્યા કે કોઇ દેવની અસાતના થઇ હોય તો તે અમને માફ કરો! પ્રાર્થનાથી **શૂલપાણીએ** આકાશમા રહી કહ્યુ કેઃ—તમે બહુ જ નિર્દય છો. તે બળદની જરા પણ દયા કરી **નહિ** તેનું ફલ ભોગવો. પછી લોકોએ યક્ષને પ્રસન્ન થવા વિનતિ કરતા તેણે બધાય મરેલા માણસોનાં હાડકાં ભેગાં કરી તે ઉપર પોતાનું **મંદિર** બનાવવાનું સૂચવ્યુ. લોકોએ તત્કાલ મંદિર કર્યુ. યક્ષની બળદની પ્રતિમા કરી તેના પૂજારી તરીકે **ઇન્દ્રશર્માની** નિમણુક કરી. ઘણા અસ્થિ-હાડકાં થવાથી તે **વર્ધમાન** ગામનું નામ अस्थिकग्राम પ્રસિદ્ધિ પામ્યુ.

**વર્ધમાનગામ ક્યાં છે :**

ઇતિહાસ-પ્રેમીઓમા 'વર્ધમાનગામ' ક્યાં છે તે જાણવા-જણાવવા માટે જૂદી જૂદી કલ્પનાઓથી એ મત છેઃ—કેટલાક લોકો હાલના કાઠીયાવાડમા આવેલા **વઢવાણને** **વર્ધમાનગામ** માને છે. આ માન્યતા પણ આજની નથી, પરન્તુ થોડીક શતાબ્દી પૂર્વની છે. તે માન્યતાના આધારે **વઢવાણ** શહેરની બહાર **નદીના** કિનારે શૂલપાણિ યક્ષના ઉપસર્ગની સ્થાપના તરીકે યક્ષનુ મંદિર બનેલુ છે. જેમા ભગવાન્ મહાવીરની પાદુકા પણ છે. જો કે આ પાદુકા ઉપર લેખ તો ગઇ શતાબ્દીનો જ મળે છે પણ ત્યાના લોકોની માન્યતા છે કે તે લેખ તો જીર્ણોદ્ધારના સમયનો છે. મંદિર તે પહેલા પણ હતુ.

---

૩ આવશ્યકમાં તે બળદે કેટલા ગાડા પહોચાડ્યા તે નથી આપ્યુ, પણ મહાવીરચરિય આદિમાં પાચસો ગાડામા તે બળદે જોડાઇને પાર કર્યાં એમ લખ્યું છે.

૪ **આવશ્યક** પછીના ગ્રંથોમા કાવ્ય-કિંવા વધારવાની પદ્ધતિથી વર્ણન કરતાં લખ્યું છે કે તે બળદને દુખી જોઇ **વર્ધમાન** ગામના લોકોને બોલાવી સંમાનિત કરી, તેમને સો (૧૦૦) રૂપીયા ઔષધ માટે આપી, ઘાસ-પાણીની વ્યવસ્થા કરી **ધનદેવ** ત્યાંથી ગયો (भणियं जहा—एसो मम—पवरवसभो एरिसदुट्ठत्थाममवत्थन्तर पत्तो ता तुमेहिं एयस्स दमिणा **रूवगसएण ओसहचरणाइ**न्निताए संम्मपट्टियव्वं" મહાવીર-ચરિય-ગુણચન્દ્રકૃત પૃ. ૧૫૧)

મને તો લાગે છે કે આ રસ ઉત્પન્ન કરવા માટે વધારીને લખ્યુ છે. આવશ્યક કરતાં તે પછીના મહાવીર ચરિત્રોમા અને કલ્પસૂત્રની ટીકાઓમા મેટર વધતું ગયુ જણાય છે. માટે આદર્શ રીતે મહાવીરચરિત્ર લખતી વેળાએ જેમ બને તેમ **જૂના—દશમી સદીની પૂર્વના ગ્રંથોનો** વધારે ઉપયોગ કરવો જોઇએ.

બીજો મત ઉપલી વાતને સ્વીકારવાની તદ્દન ના પાડે છે. તેમના મત પ્રમાણે **ભગવાન્ મહાવીરનો તમામ વિહાર પૂર્વ દેશમાં થયો છે.** ભગવાન્ મારવાડ કે ગુજરાતમાં વિચર્યા જ નથી, કેમકે ભગવાન્ મહાવીર વિષે લખાએલા પ્રાચીન-વિશ્વાસુ ગ્રંથોમા ભગવાન્ મહાવીર શત્રુંજય, વટવાણ કે આબૂ તરફ આવ્યાનુ લખ્યુ નથી એ હિસાબે બંગાળમા અત્યારે **વરધમાન** નામનુ મોટુ શહેર છે તે પૂર્વનું **અસ્થિક**-યા **વર્ધમાન** ગામ હોવુ જોઇએ એમ મનાય છે પણ આમાં નિર્ણીત સત્ય શું છે તે હજી કહી શકાય નહીં +હજીય આમાં ભગવાનના વિહારના તમામ ગામો માટે બહુ ઉંડી-ગંભીર શોધખોળની આવશ્યકતા છે, તે માટે જૈન સમાજે એક કમિટી નીમી નવી પદ્ધતિએ ખૂબ પરિશ્રમ કરવો જોઇએ.

**ઉપસર્ગ:**

શૂલપાણિના મંદિરમા જે કોઇ ઉતરતું-રાત્રે રહેતુ તેને તે બહુ પજવતો તેથી સેંકડો લોકોને ત્રાસ થતો. મહાસત્ત્વશાળી પુરુષો જગતનો ત્રાસ મટાડવા જન્મેલા હોય છે. તેઓ ગમે તે ભોગે બીજાનાં દુઃખ દૂર કરે છે. તે માટે ભગવાને, વિહાર કરી વર્ધમાન ગામમા જઈ તે જ યક્ષના મંદિરમા ઉતરવા જગા માગી, પૂજારી અને ગ્રામવાસીઓએ ઉપસર્ગ થતો હોવાથી ત્યા ઉતરવા ના પાડી, છતા ભગવાન્ તેમને સમજાવી તે મંદિરમા રાત્રે રહ્યા. રાત્રે યક્ષે બહુ ભયંકર રૂપ બનાવી, મહાન્ ભયંકર હાસ્ય કર્યું તે પછી **હાથી** અને **સાપ**નુ રૂપ બનાવી ભગવાનને બીવરાવવા, દુઃખી કરવા ઘણી ચેષ્ટાઓ કરી પણ શું પવનથી મેરુ ચલાયમાન થઇ શકે? તે પછી તે યક્ષે પોતાનો વધુ પુરુષાર્થ (!) બતાવવા ભગવાનના કાન, નાક, દાંત, નખ, આંખ અને પીઠમા સાત પ્રકારની કપરી યાતનાઓ ઉત્પન્ન કરી. ભગવાન્ તો **મહાવીર** હતા. દુઃખ સહવા માટે અને શાતિથી તેને વશ કરવા માટે જ તેઓ ત્યાં આવ્યા હતા. તેઓ જરાય ચલાયમાન થયા નહિ કે ગભરાયા નહિ આત્મશક્તિની આગળ બંદુક, તલવાર કે તોપો તો શું પણ ઇન્દ્રનુ વજ્ર અને બળ પણ કુંઠિત થઇ શકે છે પેલો યક્ષ વીરના આત્મતેજથી ગભરાયો, શાંત થયો અને શરણમા આવી નમ્ર થઇ માફી માગવા લાગ્યો; ભગવાનની સ્તુતિ પ્રાર્થના કરવા લાગ્યો. તેણે જાણ્યુ કે મે સૂર્યની સામે ધૂલ ઉડાડી છે. ભગવાન્ તો કરુણાસમુદ્ર હતા, મહાશક્તિસંપન્ન હોવા છતાં ક્ષમાના નિધાન હતા, જ્ઞાની છતાં મૌની હતા. તેથી તેમણે માફી આપી.

આખી રાત દેવકૃત ઉપસર્ગો-કષ્ટોની[1] પરંપરા સહન કર્યા પછી, યક્ષ જ્યારે

---

+શ્રીલાલવિજયજીના શિષ્ય પં. **સૌભાગ્યવિજયજી**એ વિ. સં. ૧૭૫૦ મા **તીર્થમાલા** બનાવી છે. તેમા લખ્યુ છે કે—

શૂલપાંણ જક્ષ ઠાંમ કહેતાં અસ્થિગ્રામ હો ।
અવ વર્ધમાન વિખ્યાતા જાણે કેવલી વાતાં હો ॥ ઢાલ સાતમી, પૃ ૮૪.

અર્થાત્ તેઓ બંગાલમાં આવેલ બરધમાનને પ્રાચીન વર્ધમાન માની નિર્ણય કેવળીને સોંપે છે

૧. યક્ષે જે વેદનાઓ ઉપજાવી હતી તે કેટલી ભયંકર હતી તે વિષે આવશ્યક ઉપોદ્ઘાત ટીકામા લખે છે કે:—एक्केक्का वेयणा पागयजणस्स जीवियं संकामिउ समत्था, किंपुण सत्तवीसमेयाओ પૃ૦ ૨૬૯, આગમોદય સમિતિની આવૃત્તિ પહેલી.

થાકીને શાંત પડી ગયો ત્યારે ભગવાન્ મહાવીરે, દિવસ ઉગવાને એક મુહૂર્ત (૪૮ મિનીટ) જેટલો સમય બાકી રહ્યો ત્યારે, જરાક નિદ્રા લીધી. તે સમયે ભગવાન્ મહાવીરે દશ સ્વપ્ન દીઠાં[1]. તે સ્વપ્નાં તેમના વર્તમાન તથા ભવિષ્યના જીવન સાથે સંબંધ ધરાવનારાં હોવાથી તે વિષે વિચાર કરવો જરુરનો છે.

**કયા કયાં દશ સ્વપ્નાંનો ઉલ્લેખ છે:**

જે વખતે હુ આ લેખ લખી રહ્યો છુ તે વખતે મહાવીર–ચરિત્ર વિષે મારી સામે પાંચ ગ્રંથો છે. તેનાં નામ આ છે —

१. कल्पसूत्रमूल—सुबोधिकाटीका साथे.

२. ,, दीपिकाटीका साथे.

३. आवश्यकसूत्र—भद्रबाहुनिर्युक्ति-भाष्य-उपोद्‌घातयुक्त.

४. महावीरचरिय (प्रा.) श्रीगुणचंद्रसूरिकृत.

५. महावीरचरित्र (सं०) श्रीहेमचंद्रसूरिकृत.

આમાં પહેલાંના બે ગ્રંથોના મૂળ પાઠમાં તો દશ સ્વપ્ના વિષે કાંઈ પણ ઉલ્લેખ નથી. પણ **આવશ્યકનિર્યુક્તિ** જે આજથી લગભગ ૨૩૦૦ પૂર્વે બનેલી છે તેના કર્તા શ્રી **ભદ્રબાહુસ્વામી** (ચૌદ પૂર્વધારી) છે, તેમાં દશ સ્વપ્નાનો ઉલ્લેખ મળે છે, તેમ તેના **ભાષ્ય**-ઉપોદ્‌ઘાત–ટીકામા પણ છે. **આવશ્યક** આદિ ઉપર દશ **નિર્યુક્તિ**ઓના કર્તા અને **કલ્પસૂત્ર**ને નવમા પૂર્વમાથી ઉદ્‌ધૃત કરી **દશાશ્રુતસ્કંધ**ના આઠમા અધ્યાય તરીકે બનાવનાર **શ્રી ભદ્રબાહુ સ્વામી એક જ** છે, એટલે કલ્પસૂત્રના મૂલ પાઠમાં ભગવાનનાં આ દશ સ્વપ્ના ન હોય તો પણ ૨૩૦૦ વર્ષ પહેલાં તો દશ સ્વપ્નો વિશે માન્યતા દૃઢ હતી તેમાં વાંધા જેવુ કશુંય નથી. તેના કરતાંય જૂના મૂળ–અંગ–ઉપાંગ સાહિત્યમાં તે વિષે ઉલ્લેખ છે કે નહિ તેની શોધ કરવાનું કાર્ય અત્યારે હુ મૂકી દઉ છુ અથવા બીજા લેખકો ઉપર નાખુ છુ

આવશ્યક નિર્યુક્તિ અને ભાષ્યમાં મહાવીર–ચરિત્ર વિષે બહુ જ સંક્ષેપમાં લખ્યુ છે. પાછલા ગ્રંથોમા જે કેટલીક–ચમત્કારિક ઘટનાઓ છે, તે પૈકી કેટલીક

---

१. "तत्थ सामीदे सुणे चत्तारि जामे अतीव परितावितो पभायकाले मुहुत्तमेत्तं निद्दापमाय गतो तत्थिमे दस महासुमिणे पासइ तं जहा :—॥ આવશ્યક ઉપોદ્‌ઘાત પૃ૦ ૨૭૦

२. "चतुर्दशपूर्वधारिश्रीभद्रबाहुस्वामिभि: **प्रत्याख्यानप्रवादाभिधनवमपूर्वात्** श्रीदशाश्रुतस्कन्धाष्टमाध्ययनत्वेन सत्त्वहिताय समुद्धृत॰ ॥ કલ્પસૂત્રની દીપિકા, ટીકા, પૃ૦ ૭, (જયવિજયજી કૃત)

श्रीभद्रबाहुर्व प्रीत्यै सूरिः शौरिरिवास्तु स ।
यस्माद् दशानां जन्मासिन निर्युक्तीनामृचामिव ॥ મુનિરત્ન.

આર્ય ભદ્રબાહુ સ્વામીની સત્તા, વીરની બીજી શતાબ્દીમા હતી. અર્થાત્ વિક્રમની ૩૦૦ પૂર્વે તેઓ જીવતા હતા તેમનુ નિર્વાણ, વીર સંવત્ ૧૭૦ વર્ષે થયું છે- જુઓ:—

वीरमोक्षाद् वर्षशते सप्तत्यग्रे गते सति ।
भद्रबाहुरपिस्वामी ययौ स्वर्गं समाधिना ॥ પરિશિષ્ટ પર્વ, સર્ગ ૯, શ્લોક ૧૧૨,

**આવશ્યક નિર્યુક્તિ**માં નથી જણાતી ×પ્રાકૃત મહાવીર-ચરિત્ર વિક્રમ સં. ૧૧૩૯માં એટલે કે બારમી શતાબ્દીમા, તથા દશમુ+ પર્વ (સ. મહાવીરચરિત્ર) **કુમારપાળ**ના જૈન થયા પછી બન્યુ હોવાથી વિ. સં. ૧૨૧૬ પછી એટલે કે તેરમી સદીમા બન્યું છે આ બન્ને ગ્રથોમા વીર-ચરિત્ર બહુ જ પલ્લવિત અને કાવ્યની ઢબથી આળેખાયુ છે. તેમા દશ સ્વપ્નાની વાત આવે તેમા તો શંકા જ શી હોય? કલ્પસૂત્રની§ **સુબોધિકા, દીપિકા** વગેરે ટીકાઓમા પણ શૂલપાણિના મંદિરમા આવેલા ભગવાન્ મહાવીર સ્વામીના દશ સ્વપ્ન અને તેનો અર્થ આપેલો છે

**દશ સ્વપ્નાં :**

૧. મહાવીર ભગવાને [1]તાલપિશાચ માર્યો.
૨. ,, સફેદ પક્ષિ (હંસ)ને પોતાની ઉપાસના કરતા દીઠું [2]
૩ ,, ચિત્ર (અનેક રંગના) કોયલ પક્ષિને દીઠું.
૪. ,, બે માલા જોઈ
૫. ,, બળદોને સેવા કરતા જોયા
૬ ,, જેમાં અનેક કમળો ખીલ્યા છે, તેવા મોટા તળાવને દેખ્યુ
૭. ,, સમુદ્ર તર્યો.
૮. ,, કિરણમંડળયુક્ત સૂર્યને ભાળ્યો
૯ ,, આતરડાઓથી [3]માનુષોત્તર પર્વતને વીંટયો.
૧૦. ,, મેરુ પર્વત ઉપર ચઢ્યા[4]

---

× नंदसिहिरुद्दसंखे (११३९) वोक्‍ विक्कमाओ कालंमि ।

મહાવીરચરિય, પ્રશસ્તિ ૮૩.

+ माहृग्जनस्य परिबोधकृते शालाकापुंसा प्रकाशयति वृत्तमपि त्रिषष्टे ॥

મહાવીરચરિત્રની પ્રશસ્તિ, શ્લોક ૧૯.

§ કલ્પસૂત્રની ટીકા **સુબોધકા** વિ. સં. ૧૬૯૬ અને **દીપિકા** વિ. સં. ૧૬૮૭મા બની છે.

૧. મોટા શરીરવાળો પિચાશ-રાક્ષસ.

૨. મહાવીરચરિત્રમા 'पडुरो' લખ્યુ છે. આચાર્ય હેમચદ્રજીએ આ સ્થલે બીજા અને ત્રીજા સ્વપ્ન માટે कोकिलौ श्वेतचित्रौ च संवमानौ स्वसन्निधौ (દશમુ પર્વ, ૩-૧૪૮) એક સફેદ અને બીજા કાબરચિત્રા કોયલ પક્ષિને દેખ્યુ, એમ લખે છે જ્યારે આવશ્યક નિર્યુક્તિ-ટીકા, સુબોધિકા, દીપિકા વગેરે ગ્રથોમાં **શ્વેત પક્ષિ** એમ સાફ લખ્યુ છે એટલે તે જ વધુ શ્રદ્ધેય છે. કેમકે કોયલનો કયાય પણ સફેદ રંગ સાભળ્યો નથી

૩ અઢી દ્વીપ પૂરા થયા પછી માનુષોત્તર નામાનો પર્વત આવે છે. જ્યા મનુષ્ય ક્ષેત્રની હદ પૂરી થાય છે

૪. આ દશે સ્વપ્ના જૂદા જૂદા ગ્રંથોમા અર્થથી મળતા આવે છે એટલે બધાના પાઠો આપી લેખ મોટો કરવો ઠીક નથી મે અહીં **આવશ્યકનિર્યુક્તિ ઉપોદ્ઘાત-ટીકાના** આધારે લખ્યા છે તેમ તેનો અર્થ પણ તે પ્રમાણે લખ્યો છે, તે પણ બીજા ગ્રંથોથી **અવિરુદ્ધ** મળતો છે

**દશ સ્વપ્નાંનું ફળ :**

આ દશે [1]**મહાસ્વપ્નાં** હતા એમ આવશ્યકનિર્યુક્તિ ઉપરની **મલયગિરિ**કૃત ટીકામા તથા **મહાવીરચરિય**મા લખ્યુ છે. તે મહાસ્વપ્નોનુ **ફળ** પ્રાકૃત કથાનક મહાવીરચરિય, દશમા પર્વ વગેરેમા આ પ્રમાણે છે :

૧. મહાવીર ભગવાન્ મોહરૂપી મહાપિશાચ–રાક્ષસને હણશે
૨. ,, શુક્લ ધ્યાન ધરશે.
૩. ,, વિચિત્ર બાર અંગોનું પ્રરૂપણ કરશે
૪. ,, સાધુ અને શ્રાવકના બે પ્રકારના ધર્મને બતાવશે
૫ ,, ચતુર્વિધ સંઘથી પૂજાશે.
૬. ,, ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક દેવોથી પૂજાશે.
૭. ,, ચારગતિરૂપ સંસાર–સમુદ્રને તરશે.
૮. ,, કેવલજ્ઞાનને પ્રાપ્ત થશે.
૯. ,, નિર્મળ યશકીર્તિ મેળવશે.
૧૦. ,, સિંહાસનમાં બેસી દેવ મનુષ્યની પરિષદ્‌માં ધર્મ કહેશે.

**સ્વપ્નશાસ્ત્રનું મહત્ત્વ**

ભારતીય શાસ્ત્રોમા સ્વપ્નશાસ્ત્ર પણ એક શાસ્ત્ર મનાય છે. અષ્ટાંગનિમિત્ત વિદ્યા પૈકી આ પણ એક વિદ્યા છે. ભારતીય તમામ દર્શનોના અનુયાયીઓની તેમાં હજારો વર્ષોથી દૃઢ શ્રદ્ધા છે. તેથી તે વિષે અનેક ગ્રંથો અને માન્યતાઓ જૂના સાહિત્યમાં મળી આવે છે. લગભગ અઢારમી શતાબ્દી સુધીના સંખ્યાબંધ મહાપુરુષોના જન્મઆદિ પ્રસંગે સ્વપ્ન આવવાની વાતો ઠેરઠેર મળે છે. યૂરોપ અને અમેરિકાના વાઙ્મયમાં પણ સ્વપ્નશાસ્ત્રને એક સ્થાન મળી ગયું છે. ભગવાન્ મહાવીરસ્વામી માતાના ઉદરમાં ઉત્પન્ન થતાં જે ચૌદ સ્વપ્ના માતાને આવ્યા હતા તેનુ મહાત્મ્ય તો જૈનોએ ખૂબ વધારી દીધું છે!

**ફળ ક્યારે થતું જોઇએ**

આ દશ સ્વપ્નાં ભગવાનને બે ઘડી રાત બાકી રહેતા આવ્યાં છે. સ્વપ્નશાસ્ત્રના [2]શ્લોકો કહે છે કે જે સ્વપ્ન રાત્રિના પહેલા પહોરમા આવે તેનુ ફળ એક વર્ષમા, બીજા પહોરનું ફળ ૭ મહિનામા, ત્રીજાનુ ત્રણ મહિનામા ચોથા પહોરમા આવેલાનુ ફલ એક મહિનામા, બેઘડી રાત્રિ અવશિષ્ટ રહે ત્યારે દશ દિવસમાં અને સૂર્યોદય સમયે આવ્યુ હોય તો તેનુ ફળ તરત જ થાય છે.

આ હિસાબ પ્રમાણે જૂઓ તો મોહનીય કર્મનો નાશ, દશાંગીની રચના, કેવળજ્ઞાન વગેરે ફળ મહાવીર ભગવાને દીક્ષા લીધી તેજ વર્ષે મળવું જોઈતું હતું, કેમકે આ બનાવ તેજ વર્ષે બન્યો છે, પણ તે પછી તો લગભગ બાર વર્ષે મોહનીય કર્મનો નાશ

---

१ तत्थिमे दस महासुमिणे पासइ । ष्ट २७०, इमाई दश महासुमिणाइ पसइ ।
મહાવીરચરિયં, પૃ. ૧૫૫

२ रात्रिश्चतुर्षु यामेषु दृष्ट स्वप्नः फलप्रदः ।
मासैर्द्वादशभि षड्भिस्त्रिभिरेकेन च क्रमात् ॥ કલ્પસૂત્રની સુબોધિકાટીકા

વગેરે ફળ મળ્યું છે તો આ કાયડાનું સમાધાન કેવી રીતે કરવું એ એક સવાલ છે. બીજી વાત એ છે ભગવાનને ઉપરાઉપરી દશ સ્વપ્ન આવ્યાં. સ્વપ્નશાસ્ત્રના કથનથી **ઉપરાઉપરિ સ્વપ્નાં માળાસ્વપ્ન** કહેવાય છે અને માળાસ્વપ્નનું ફળ મળતું નથી. અર્થાત્ તેવાં સ્વપ્નાં નિરર્થક હોય છે, જ્યારે ભગવાનને તો બધુંય ફળ મળ્યું છે. [1]એ એનો ખુલાસો, સ્વપ્નવિદ્યાનો ઉંડાણથી અભ્યાસ કરનાર કરશે. તો તે વધારે ઉચિત થશે. હું તે તરફ તેના જાણકારોનું, સમાધાન કરવા ધ્યાન ખેંચું છું.

**ઉત્પલ પંડિત :**

આ દશ સ્વપ્નાં આવ્યા પછી સૂર્ય ઉગતાં બધા લોકો ભગવાન્ મહાવીરને કુશલ ક્ષેમ જોઈ રાજી થયા, આશ્ચર્યમાં પડયા કે અહોભાગ્ય છે કે આજે આ દુષ્ટ યક્ષથી ભગવાન્ બચી ગયા. ત્યાં 'ઉત્પલ'[2] નામનો એક સ્વપ્નવિદ્યાનો પારંગત પંડિત આવી ભગવાનને કહેવા લાગ્યો કે આપ તો તેનું ફળ જાણો છો પણ હું યે વિદ્યાદ્વારા તે જાણું છું માટે આપની આગળ કહું છું એમ કહી તેણે સ્વપ્નાંનું ફળ કહી સભળાવ્યું. ચોથા સ્વપ્નાનું — એ માળા દેખી તેનું ફળ તે (ઉત્પલ) જાણી શકયો નહિ, ત્યારે તેનું ફળ મહાવીર ભગવાને પોતે જ કહ્યું કે :—

"हे उप्पल ! जण्ण तुमं न याणसि तण्णं अहं दुविहं सागाराणगारियं धम्मं पण्णवेहामि" હું શ્રાવક અને સાધુ એમ બે પ્રકારે ધર્મની પ્રરૂપણા કરીશ.

**સ્વપ્નાં કયારે આવ્યાં ?**

ભગવાન્ મહાવીરને શૂલપાણિ યક્ષનો ઉપસર્ગ કયારે થયો, દશ સ્વપ્નાં કયારે આવ્યાં, તેની સાલ સવત્ કોઈ ગ્રંથમાં નથી, પરન્તુ ભગવાનની દીક્ષા થયા પછી—તે જ વર્ષે એટલે કે દીક્ષા લીધી તે વર્ષના શ્રાવણ સુદિમાં આ પ્રસંગ બન્યો હશે એ હિસાબે મહાવીર ભગવાનની ઉમર લગભગ તે સમયે ૩૧ વર્ષની હોવી જોઈએ તેથી આ પ્રસંગ આજથી ૨૫૦૩ વર્ષ પહેલા બન્યો કહેવાય.

આમ શૂલપાણિયક્ષનો ઉપસર્ગ અને પ્રભુ મહાવીરનાં દશ સ્વપ્નો વિષે ટૂંકમાં વિચાર કર્યો છે ભગવાનના જીવનની દરેક ઘટના ઉપર વિસ્તારથી નિષ્પક્ષ-ગંભીર પદ્ધતિથી ચર્ચા થવાથી તેમાં ઘણો પ્રકાશ થશે ભગવાન મહાવીરનું એક આદર્શ ચરિત્ર તૈયાર કરીને જગત સમક્ષ મૂકવામાં, ખરેખર, એ પ્રભુની પરમ ઉપાસના રહેલી છે.

---

૧ मालास्वप्नोऽह्निदृष्टश्च तथाऽऽधिव्याधिसंभवः ।
मलमूत्रादिपीडोत्थ स्वप्न सर्वो निरर्थक ॥ સુબોધિકાટીકા ચોથું વ્યાખ્યાન.

૨ આ ઉત્પલ, **પાર્શ્વનાથ** ભગવાનના સાધુઓની પાસે **સાધુ** થયો હતો, પણ પાછળથી તે સંયમ છોડી પરિવ્રાજિક થયો હતો, છતા જૈનધર્મ ઉપર તેની અટલ શ્રદ્ધા હતી તે અષ્ટાગનિમિત્તવિદ્યામા નિષ્ણાત હતો એમ શ્રીગુણચંદ્રસૂરિ લખે છે;

तत्थ य उप्पलो नाम परिव्वायगो पासजिणतित्थपुव्वपडिवन्नसामन्नो भोमुप्पायसुमिणतलिक्खअगसरलक्खणवंजणरूपअट्ठगमहानिमित्तसत्थपरमत्थवियाणगो મહાવીરચરિય, પૃ. ૧૫૩.

મહાવીરચરિય અને હેમચંદ્રાચાર્યના દશમા પર્વમાં લખ્યુ છે **'ઉત્પલ'** પહેલાંથી જ ત્યા આવી પહોંચ્યો હતો.

# भगवान् महावीर का दिव्य जीवन

लेखक —
न्यायतीर्थ, विद्याभूषण
पं० ईश्वरलाल जैन, विशारद, हिन्दीरत्न.

**महात्माओं** के जीवन का प्रत्येक क्षण बोधदायक होता है, प्रत्येक घटना कोई न कोई विशिष्टता—महत्त्व रखती है और उनका प्रत्येक कार्य शिक्षाप्रद होता है।

महावीर भगवान का दिव्य जीवन सम्पूर्ण आदर्शों से परिपूर्ण था। वे अहिंसक, निर्भीक, साहसी और धैर्य के भण्डार थे। भगवान का सम्पूर्ण चरित्र संसार को विश्व-प्रेम का सन्देश दे रहा है। हम श्री वीर की किसी भी घटना को लेकर विचार करें, वह हमारे लिये मार्गदर्शक ही नहीं, बल्कि कल्याणकारक भी होगी।

उन्होंने त्यागमय जीवन में ही हमारे सामने आदर्श नहीं रखे, बल्कि गृहस्थ-जीवन में भी हमें शिक्षा दी, केवल इतना ही नहीं बल्कि उन्होंने अपने बाल्यकाल और गर्भावस्था में भी हमारे लिये आदर्श कायम किया। "मेरी जननी माता को किसी प्रकार का कष्ट न हो," केवल इस मातृभक्ति से प्रेरित होकर, वे गर्भ में योगी की तरह स्थिर हो गये। कुछ समय के बाद उसका उल्टा परिणाम देखा, माता को अपने गर्भ न होने का सन्देह होने लगा, और वह दुःखित होने लगी। भगवान् महावीरने गर्भ में ही इस पर विचार किया, "अहो! माता-पिता का इतना मोह! उन्होंने मुझे अभी तक प्रत्यक्ष रूप से देखा नहीं, तो भी वे इतना शोक करते हैं तो जब मैं दीक्षा ग्रहण करूंगा तब न मालूम उनकी क्या दशा होगी?' यह विचार कर उन्होंने अभिग्रह किया कि, "मातापिता की जीवितावस्था तक मैं दीक्षा न लूंगा।" गर्भ में हिलने की क्रिया छोडना और भविष्य के लिये अभिग्रह लेना दोनों मातृभक्ति का बोध देनेवाली घटनायें हैं।

महावीर सच्चे अहिंसक, वीर और निर्भीक थे। महावीर भगवान के बाल्य-काल में ही हम यह सब कुछ अच्छी तरह देख सकते हैं—

"होनहार बिरवान के होत चीकने पात" की कहावत के अनुसार त्रिशलानन्दन महावीर बाल्य-काल से ही प्रतिभाशाली थे। सामान्य मनुष्य नहीं, बल्कि देवताओं ने उनकी परीक्षा की, जिस कसौटी पर वे पूरे वीर, धीर, गम्भीर उतरे।

भगवान् वीर का जन्म-नाम वर्धमान रखा गया था परन्तु ऐसा मालूम होता है कि भगवान् वीर अपनी वीरताओं के कारण ही महावीर कहलाने लगे।

उन्होंने अपने जीवन में जो भी कार्य किये, वे असाधारण थे। अपार कष्टों को साधारण शरीर सहन नहीं कर सकता, भगवान की तपस्याओं और उपसर्गों से हम इतना अनुमान लगा सकते है के उनका देह सुदृढ था—

**"शरीरमाद्यं खलु धर्मसाधनम्"** शरीर, धर्मका सर्व प्रथम साधन है।

यद्यपि भगवान् वीर की दिनचर्या का वर्णन विस्तृत रूप में नहीं मिलता, तथापि कल्पसूत्र में उनके पिता सिद्धार्थ के जिन दैनिक कृत्यों का वर्णन है, उनमें व्यायाम आदिक शरीर साधक कृत्य भी, मुख्य रूप से वर्णित हैं। भगवान् वीर भी अपने पिता के अनुरूप उन शरीर—साधक कृत्यों को करते हों और उन्होंने भविष्य के धर्म-साधन के लिये अपने शरीर को तैय्यार कर लिया हो इस में आश्चर्य नहीं। इस प्रकार उन्होंने गृहस्थ के लिये, शरीर साधना का भी, आदर्श रखा।

२८ वर्ष की अवस्था में महावीर के माता-पिता का स्वर्गवास हो गया, और महावीर दीक्षा के लिये तैयार हो गये, क्योंकि उनका पूर्व अभिग्रह पूर्ण हो चुका था परन्तु उस समय उनके बडे भाई नन्दिवर्द्धन के उन्हें यह कहने पर कि "अभी तो माता-पिता के स्वर्गवास का दुःख कम नहीं हुआ जिस पर आपके संसार-त्याग का मुझे और भी असह्य कष्ट होगा," भगवान् वीर ने बडे भाई के प्रति भी अपने कर्तव्य का विचार किया, और उनकी आज्ञा स्वीकार कर दो वर्ष के लिये दीक्षा का विचार स्थगित कर दिया।

भगवान् वीर ने सस्कृत भाषा को छोड कर मागधी भाषा में, जो कि एक प्रकार से मगध देश की प्रान्तीय भाषा थी, अपना उपदेश दिया, क्योंकि उस समय इस भाषा को सभी लोग भलीभांति समझते थे। भगवान् वीर ने संस्कृत का हठ न करके प्राकृत—मागधी में इस लिये ही उपदेश दिया, कि इससे अधिक से अधिक लोग लाभ उठा सकेंगे। यह उनकी समयोपयोगी विचार-शक्ति और दूर दर्शिता थी।

परन्तु हां, जिस बात को महावीर उचित—सत्य मानते थे उसे अपार कष्ट सहन करने पर भी छोडते न थे। भगवान् महावीर ज्ञान-प्राप्ति के लिये घोर कष्ट सहन करके भी महीनों और वर्षों तपस्या में लगे रहे। उनके समकालीन महात्मा बुद्ध ने तपस्या प्रारंभ तो की, परन्तु कुछ समय के बाद उस मार्ग को कठिन समझकर छोड दिया।

उन्होने इसे केवल शरीर को क्षीण करना समझा, परन्तु महावीर भगवान की तपस्या में दृढता कुछ रहस्य रखती थी। उनका उद्देश्य शरीर को क्षीण करना नहीं, बल्कि शरीर और सब इन्द्रियों को काबू मे करना था।

भगवान् महावीर पर सैंकडो उपसर्ग हुए, अपार कष्टों को उन्होंने सहन किया। कान में कील ठोके जाने और कीड़ीयों आदि द्वारा शरीर के छलनी होने आदि की घटनायें हमारे रोंगटे खड़े कर देती है। परन्तु सहिष्णु महावीर ने उनका खुशी खुशी स्वागत किया, उन्होंने घोर वेदनाओं पर भी उफ तक न की। कितना धैर्य ! कितनी गम्भीरता ! यह वास्तव में था शरीर से सर्वथा मोह–त्याग !

महावीर शक्ति के भण्डार थे, यदि वे चाहते तो उपसर्ग करनेवालों को अच्छी तरह दण्ड दे सकते थे।

भगवान की अतुल्य तपस्या से उनकी सहनशक्ति का पूरा परिचय मिलता है। बौद्ध ग्रन्थों में भी भगवान् महावीर को दीर्घ तपस्वी कहा गया है।

भगवान को केवलज्ञान हो गया, उसके बाद उन्होंने उपदेश का द्वार सबके लिये खोल दिया; ब्राह्मण हो या क्षत्रिय, वैश्य हो या शूद्र, स्त्री हो या पुरुष, उपदेश सबके लिये समान है। उनका उपदेश सम्प्रदाय या वर्णविशेष के कल्याण के लिये ही नहीं था, बल्कि विश्व के प्राणी मात्र के लिये कल्याणकारी था। भगवान् वीर के उपदेश में जीवन था, आकर्षण शक्ति थी, जनता स्वयं ही उपदेश सुनने आती थी। भगवान् वीर के सत्योपदेश ने जनता को इतना आकर्षित किया कि, "हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमन्दिरम्" कहनेवाला ब्राह्मणवर्ग भगवान् वीर का शिष्य हुआ।

उनका प्रथम उपदेश यद्यपि निरर्थक हुआ, उससे किसी का हृदय–परिवर्तन न हुआ, ऐसा शास्त्रों में कहा है तथापि वीर महावीर निराश नहीं हुए। उनके उपदेश में किसी मत का खण्डन न था, बल्कि यथार्थ तत्त्व भरा था।

महावीर भगवान ने अपने उपदेश में कहा—

"पुरिसा तुममेव तुम मित्तं किं बहिया मित्तमिच्छसि"

हे पुरुष ! तू स्वयं ही तेरा मित्र है, बाहर का मित्र किस लिये चाहता है ?

भगवान् वीर का उपदेश सुनकर बडे बडे दिग्गज विद्वान भी उनके शिष्य बने। उनके शिष्य–समुदाय में ब्राह्मण ही नहीं, बल्कि सभी जातियों के लोग सम्मिलित हुए।

इंद्रभूति आदि ११ गणधर—भगवान के मुख्य शिष्य ब्राह्मण; उदायी, मेघकुमार आदि क्षत्रिय; शालिभद्र आदि वैश्य और हरिकेशी आदि शूद्र भगवान ने दी हुई दीक्षा का पालनकर शिव—सुख को प्राप्त कर सके।

ऐसे ही देवानन्दा ब्राह्मणी और चन्दनबाला क्षत्रिय पुत्री थी, जिन्होंने साध्वी का जीवन व्यतीत किया। श्रावकों में राजा श्रेणिक आदि क्षत्रिय, सोमल आदि ब्राह्मण, आनन्द कामदेव आदि वैश्य और शकडाल आदि शूद्र थे।

भगवान् महावीर क्षमासागर और साम्यवादी थे। भगवान का जिन्होंने भी अपकार किया, उन्हें भयङ्कर कष्ट दिये, वीर महावीर ने उन्हें सदा क्षमा ही किया, और साथ ही उन्हें उपदेश देकर भवसागर से पार उतरने का मार्ग बताया। सबके साथ समान व्यवहार प्रदर्शित किया, पुरुष को मुक्ति का अधिकार है तो स्त्री को भी है, यदि ब्राह्मण उनका शिष्य है तो शूद्र भी उनका शिष्य है। देवता ने महावीर को कई बार अपनी सेवायें अर्पित कीं, और इन्द्र ने कई वार अपने आपको सेवा के लिए उपस्थित किया। फिर भी भगवान का उनके प्रति विशेष राग न था, वे उन पर अधिक प्रसन्न न थे, इधर संगमदेवता, गोशाला, और चण्डकौशिक सर्प आदिके कारण प्राणान्त कष्ट मिले, उन पर उन्होंने कोई द्वेष—वैरभाव नहीं रखा। भगवान ने सभी को अपने उपदेश का पान कराया।

भगवान् वीर के प्रत्येक आदर्श का हम अनुकरण करें, हममें वीर महावीर की तरह सब शक्तियां संचारित हों, हम वीर के सच्चे पूजारी बन कर दिखायें, बस यही अभिलाषा!

---

कर्तव्य

**अप्पणा सच्चमेसेज्जा**
**मित्तिं भूएसु कप्पए।**

અંતઃકરણપૂર્વક સત્યની અન્વેષણા કર।
અને (સર્વ) જીવો પર મૈત્રીભાવ ધારણ કર।

**—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર**

# શ્રી મહાવીરદેવ અને મંખલીપુત્ર

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

## એક પ્રસંગ

ગ્રીષ્મઋતુનું આગમન થયાને કેટલાય દિવસો વીતી ગયા હતા. સહસ્રરશ્મિનાં કિરણો દોઢ પ્રહર દિન ચઢતા કર્કશ ઉષ્ણતાને ધારણ કરતાં અને મધ્યાન્હ થતાં તો માનવીઓનાં ગાત્ર પરસેવાથી રેબઝેબ થઈ જતાં. આવા કાળમાં એક મધ્યાન્હે, ધીખતી ધરતી પર ઉઘાડા પગે અને ઉઘાડા શિરે, જેમણે આગાર સાથેનો સબંધ ત્યજી દઇને અનગારત્વ સ્વીકાર્યું છે એવી બે વ્યક્તિ માર્ગ કાપતી દૃષ્ટિગોચર થાય છે। એકનું મુખારવિંદ જોતાં જ,—એ પર રમી રહેલ સૌમ્યતા નીહાળતાં જ,—ગમે તેવા તપ્ત હૃદયમા પણ શીતળતા પ્રસરી રહે છે. એ વ્યક્તિનો દેહ કંઇક શુષ્કતા અને કર્કશતાથી ઝાંખો બન્યા છતા, એમાં વાસ કરી રહેલ પ્રબળ અને અમાપ શક્તિશાળી આત્મા છૂપો નથી રહેતો. એ દેહ, કોઇ અગમ્ય લક્ષ્યની સિદ્ધિ અર્થે આદરેલી તપ-પરંપરા તેમજ ઈરાદા પૂર્વક સહન કરેલ પરીષહની શ્રેણિનો સહજ ખ્યાલ આપે છે એ મહાન્ વિભૂતિની મૌનવૃત્તિ તો ઉડીને આંખે વળગે તેવી છે।

પણ તેમની સાથેની અન્ય વ્યક્તિ પરત્વે આમ નથી. તેના ગાત્રજોતાં જ એની આહાર-લોલુપતા જણાઇ આવે છે। શરીર-સ્થૂલતા જ કહી દે છે કે એ તપસ્વી નથી એની આંખના વિલક્ષણ ભાવો અને ચોતરફ વારવાર ફરતી દૃષ્ટિ પરથી સહજ અનુમાની શકાય છે કે એની વૃત્તિ કુતૂહલભરી છે. ઉંચાઈમાં પ્રથમ વ્યક્તિથી વધી જાય છે છતાં સૂક્ષ્મ નજરથી જોનારને પરખતા જણાઇ આવે છે કે એનો સ્વાંગ અંતરના ઉંડાણનો નથી—ઉપર છલ્લો છે. એ સાધુવેષની પાછળ અગમ્ય હેતુને બદલે ક્ષણિક લાલસાતૃપ્તિના ઓળા દૃષ્ટિગોચર થાય છે.

પ્રથમ વિભુતિ તે એક સમયના રાજપુત્ર શ્રી વર્ધમાન કુમાર, જે કેટલાયે સમયથી આત્માનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવા સારુ એકાકી નીકળી પડેલ છે અને કર્મસમૂહ સામે ઉઘાડી છાતીએ, કોઇ પણ જાતના બાહ્ય શસ્ત્રો વિના, મહાન સંગ્રામ ખેડી રહેલ છે. એમનું નામ મહાવીર !

બીજી વ્યક્તિ તે તેઓશ્રીના તપને અંતે ક્ષીર આદિના પારણાથી મોહિત બની, તેમની પાછળ જાતે જ તેમના સરખો બની જઈ, સ્વજાતને તેમના શિષ્ય તરિકે ઓળખાવનાર મંખલીપુત્ર ગોસાલ !

છદ્મસ્થ અવસ્થામા વિચરનાર શ્રીમહાવીરે તેને શિષ્ય તરીકે સ્વીકારેલ નહિ અને ખરી રીતે શિષ્ય તરીકેનુ તેનુ જીવન પણ નહોતુ, છતાં મૌનપણે ઇષ્ટ સિદ્ધિના લક્ષ્યમાં

એકતાન બનેલ શ્રી મહાવીરની પાછળ પાછળ પ્રયાણ કરવાથી તેની સાથે દરેક સ્થળે જનતાનો વર્તાવ પ્રભુશ્રીના શિષ્ય જેવો હતો.

ગોશાલાની નજર, ધીખતી ભોમ પર ઉઘાડા શરીરે સૂર્ય સામે આતાપના લઇ રહેલ એક જટાધારી તાપસ પર પડી. એની જટામાંથી જે જે જુ-યુકા-ખરી નીચે પડતી, તે તરત જ ઉચકી લઇ, સ્વહસ્તે જટામા મૂકી દેતો' આવી સખત ગરમીની પરવાહ કર્યા વગર સ્વકાર્યમાં એકતાન બનેલ આ ઋષિને જોતા જ કુતૂહલી ગોશાલો એના તરફ અંગુલિ દર્શાવતો બોલી ઉઠયો—'ખરેખર, યુકાનું શય્યાતર!' વારંવાર એ વાકયને ઉચ્ચારતો તે એની સામે જોઇ હસવા લાગ્યો.

આ કર્ણકટુ શબ્દો સાંભળતા જ તે તાપસને ક્રોધ ચઢચો. તેનો ચહેરો એકાએક લાલચોળ બની ગયો, અને જોત-જોતામા આ મશ્કરી કરનારને શિક્ષા કરવા-તેની પામરતાનો ખ્યાલ કરાવવા અને સ્વશક્તિનો પરચો બતાવવા તેણે ગોશાળા ઉપર તેજો લેસ્યા મૂકી.

એકાએક જાણે મહાસાગરે મર્યાદા ન મૂકી દીધી હોય; કિંવા એકાદા ઉચા પહાડનું શૃંગ ન તૂટી પડ્યું હોય અથવા ભીષણ ગર્જારવ પછી અચાનક વિદ્યુતપાત ન થયો હોય, એવો ભીષણ ગભરાટ ચારે તરફ પ્રસરી રહ્યો! ઉષ્ણતાના એ પ્રબળ અને ભયંકર ઝંઝાવાતમા મંખલીપુત્રના રામ રમી પણ ગયા હોત!

પણ કરુણાસાગર શ્રી મહાવીરે સ્થિતિની બારિકાઇ અનુલક્ષી સામે શીતલેસ્યા છોડી. એ શીતલતાના પ્રવાહમા તેજના પુદ્ગલો ભળી ગયા. આમ મંખલીપુત્ર મોતના પંઝામાથી ઉગર્યો

વિહારમા આગળ વધતાં, પ્રભુમુખથી તેજોલેસ્યા પ્રાપ્ત કરવાનો વિધિ એણે શીખી લીધો. દયાસમુદ્ર શ્રી વીરે એથી થનાર આગામી સંકટ ભાળ્યા છતા તેને તે શીખવ્યો. શાસ્ત્રકારે 'पय पानं भुजंगाना केवलं विषवर्धनम्' તરીકે એ વાતની નોધ લીધી

## બીજો પ્રસંગ

"સ્વામિન્, પોતાને જિન તરિકે ઓળખાવનાર અને આજીવક મતનો સ્થાપક, મંખલીપુત્ર ગોશાળ, આપે જાહેર કરેલ કે 'શ્રાવસ્તિમા બે જિન નથી પણ એક જ છે," એ વાકયથી ક્રોધાંધ બની આપની પાસે આવી રહેલ છે."

"ગૌતમ, તે ભલે આવે. તમો સર્વ સાધુઓ, એની સાથે કોઇ પણ જાતના આલાપ સંલાપ કર્યા વગર, એક બાજુ ખસી જજો! જે યોગ્ય હશે તે હુ જ કહીશ ને કરીશ"

જેના ચહેરાની પ્રભા ધગધગતા અંગારા સમી લાલચોળ બની ગઈ છે અને રોષાનળથી જેના અંગો ધ્રુજી રહ્યાં છે એવા ગોશાળે પ્રભુ સન્મુખ આવતા વેત જ-

મુખ પરની લગામ છુટી મૂકી, અને સ્વચ્છંદતાથી લવવું શરુ કર્યું. સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ નામના પ્રભુના બે શિષ્યોથી આ સહન ન થયું તેથી જ્યાં તેઓ તેને રોકવા લાગ્યા કે ગોશાળાએ તેમને તેજોલેસ્યાથી બાળી ભસ્મ કર્યા અને વધુ ઉશ્કેરાઇ પ્રભુને ઉદ્દેશી કહેવા લાગ્યો કે, "હે કાશ્યપ, ત્હેં મારા જિનપણા વિષે નકારો ભણી મને એક સમયના પોતાના સાથીદાર તરિકે ઓળખાવ્યો એ તદ્દન ખોટું છે. ત્હારો એ શિષ્ય તો ક્યારનોયે મરી ગયો છે. મેં તો માત્ર તેનું શરીર કષ્ટ સહનને યોગ્યધારી સ્વીકાર્યું છે અર્થાત્ મેં એની કાયામાં પ્રવેશ કર્યો છે. બાકી હું તો જૂદો આત્મા છુ."

"અરે મંખલીપુત્ર, શા માટે આવું હડહડતું જુઠું તું વદે છે? તુ તે જ આત્મા છે. શુ કોઇ પોતાના મુખ આડી અંગુલિ ધરી, એને છુપાવવા યત્ન સેવે તેથી તે વડે મુખ છુપાઇ શકે ખરૂં? હવામાં બાચકા ભરવા સરખા વૃથા ફાંફા શા સારૂ મારે છે! કેવલ-જ્ઞાનની પ્રાપ્તિ વિના સર્વજ્ઞના નથી સંભવી શકતી. માટે ત્હારા આત્માને ન છેતર!" પ્રભુએ એને સત્ય વસ્તુ કહી સંભળાવી!

બસ, આગમા ઘી પડયા જેવી સ્થિતિ થઈ ચૂકી! પોતાપર અમાપ અને અગાધ ઉપકાર કરી જીવનદાન દેનાર શ્રીમહાવીર પર તેણે તેજોલેસ્યા છોડી પણ જેમ પ્રતિવાસુ-દેવનો અંત પોતાના શસ્ત્રથી જ થાય છે તેમ ત્રણ પ્રદક્ષિણા દઇ એ તેજોલેસ્યા પાછી વળી અને ખુદ ગોશાળાના અંગમાં પ્રવિષ્ટ થઇ ગઇ! તેથી તેના પ્રત્યેક અંગમાં ભયંકર દાહ પ્રકટયો. તરત જ એ ત્યાંથી પાછો ફર્યો અને સાત દિવસ દારૂણ વેદના અનુભવી પચત્વને પામ્યો. આ તેજોલેસ્યા દેશોના દેશોને બાળી નાખે તેવી મહાભયંકર હતી. એનાથી પ્રભુ દગ્ધ તો ન થયા પણ છ માસ સુધી પીડાયા તો ખરા જ!

આમ ગોશાળા સાથેના પ્રસંગમાં બે વાર તેજોલેશ્યાનો ઉત્પાત દષ્ટિગોચર થાય છે! પ્રથમ પ્રસંગમા તે ગોશાલા સામે મૂકાય છે ત્યા પ્રભુ શ્રી મહાવીર રક્ષણહાર છે, જ્યારે બીજામા ગોશાલો પોતે મૂકનાર છે! અને તે પણ પોતાને એ શિખવાડનાર પ્રભુ ઉપર! વિચારણીય અને આશ્ચર્યકારી બાબત તો એ છે કે જટાધારી તાપસની તેજોલેશ્યા સામે શ્રી મહાવીર દેવ શીતલેશ્યા મૂકી ગોશાલાનો પ્રાણ બચાવે છે! ભાવિ શત્રુને જીવંત રાખે છે! જ્યારે ગોશાલાની તેજોલેશ્યા સામે પોતાના જ શિષ્યોને ભસ્મીભૂત થવા દે છે! અરે એટલુ જ નહિ પણ ખુદ પોતે શીતલેશ્યા મૂકી શકે તેવા શક્તિધારી છતાં એનો ઉપયોગ સરખો પણ કરતા નથી! અને મંખલી પુત્રના બેલગામ વાણીવિલાસને, તેણે ધારણ કરેલા ખાલી ઘટાટોપને, સહી લે છે! અને સત્યનો જરા માત્ર અપલાપ થવા નથી દેતા જે કરુણાવત્સલ હતા, પરોપકાર એ જ જેમના જીવનનો અણમૂલો મહામત્ર હતો અને જેમના પ્રત્યેક નાના કે મોટા કાર્યોમાં 'અહિંસા,' 'ભૂતદય' ભારોભાર તરવરી રહેલી જોવામાં આવતી હતી, તેઓ શિષ્યાભાસ ગોસાલાને બચાવવા ઉદ્યમ સેવે અને શિષ્ય-યુગલને મરવા દે એ કેમ બને? આવો પ્રશ્ન સહજ ઉદ્દભવે!

જૈન સિદ્ધાંતના યથાર્થ અભ્યાસથી અને ઉડી વિચારણાને અંતે એનો ઉકલ સરળતાથી આણી શકાય તેમ છે. તે પાછળ સુદર રહસ્ય છુપાયેલ છે.

જ્ઞાન એ આત્માનો મૂળ ગુણ છે. એ ગુણને વિકસ્વર કરનારા કિંવા એ પર બાઝેલાં આવરણ ખંખેરી નાખનાર આત્માની ફરજ છે કે, પોતાની એ શક્તિ અન્ય જિજ્ઞાસુના આવરણ ઉકલવામાં ખર્ચે, અને સામી વ્યક્તિએ શક્તિ પ્રાપ્ત કરી એનો એ દુરૂપયોગ કરશે કે સદુપયોગ તે જોવા ન થોભે હોનહાર સામે હાથ ન ધરી શકાય! આ દૃષ્ટિબિન્દુથી જોતાં પ્રભુ શ્રી મહાવીરે ગોશાલાને તેજોલેશ્યા શિખવાડવામાં એક ઉમદા સિદ્ધાતનું પાલન કરેલું જ જણાશે. વળી, "એ આત્મા જીવતો રહી પાપ કરશે તો અથવા મારી સામે થશે તો" એમ વિચારવામાં કરુણાદૃષ્ટ નથી, **પણ કોઈ પણ જાતના ભેદભાવ વગર કષ્ટમાં પડેલ જીવોના રક્ષણમાં જ સમાયેલા છે,** આટલા ઉપરથી સહેજ અનુમાની શકાય કે દયાળુદેવ ગોશાલાની તેજોલેશ્યામાં મુનિ યુગ્મને મરવાન જ દઇ શકે. શીતલેશ્યા દ્વારા બચાવી લેવામાં મુશ્કેલી પણ નહોતી! પણ જ્યા એ ઉભયના આયુષ્યનો છેડો આવી ગયો હોય ત્યાં ઉપાય શું? કેવળજ્ઞાની પ્રભુ જ્ઞાનબળથી એ જોઇ ચૂક્યા હતા જ. 'આયુષ્યમાં પળમાત્રની વૃદ્ધિ ન જ થઇ શકે,' એ અટલ નિયમની અવગણના અનંત શક્તિધારી પરમાત્મા પણ નથી કરી શકતા. આ વાત કલ્પનાથી નથી ઉપજાવી. વિચારક સહજ સમજી શકે તેમ છે કે શ્રી ગૌતમ જેવા જ્યા પ્રભુની આજ્ઞાનુ પાલન કરી બાજુપર ખસી જઇ મૌન રહ્યા ત્યાં આ ઉભય શિષ્યો એ મહામૂલી આજ્ઞાનો ભગ કરી ગોશાલા સાથે આલાપ કરે એવા તેઓ અવિનીત નહોતા. પણ જ્યા ભાવિ ભૂલાવે ત્યા માનવીનુ ડહાપણ કામ નથી આવતું, એ ઉક્તિ અનુસાર ભવિતવ્યતાએ બળજબરીથી ભૂલ કરાવી! જે પંચ સમવાયના કારણ પર જગતનો ક્રમ સરજાયેલો છે તે સનાતન રાહને સર્વજ્ઞો પણ માન આપે છે. તો પછી છદ્મસ્થ દશાવર્તી માનવ સમાજને એ સ્વીકૃત હોય એમા શી નવાઈ!

તીર્થંકરો—મહાન્ પુરુષો દેહાદિના મમત્વને તિલાંજલી દઇ, કેવળ આત્મબળ પર મુસ્તાક રહી, પરીષહોની હારમાળ વહોરી લઈ સમભાવે સહવા માટ તો મેદાને પડે છે, ત્યા પછી તેજોલેશ્યા સામે માત્ર સ્વદેહ રક્ષાના ક્ષુદ્ર કારણ અર્થે શીતલેશ્યા ફેરવે એ "ન ભૂતો ન ભવિષ્યતિ" જેવું જ છે. સનત્કુમાર ચક્રી જેવાએ પણ થૂંકમાત્રથી રોગ મટી શકે એમ છતા તેમ ન કરી એ રોગને સમ્યગ્ભાવે સહી જડ મૂળથી ઉખડી જવા દીધો, ત્યા આ તો મહાવીર દેવ! અમાપ આત્મતેજના નિધાન! તે તેજોલેશ્યાં તો એમના પગ ચૂમે! અને સાચે જ એ બિચારી પ્રદક્ષિણા દઈ વિદાય જ થાય છે ને!

આ મહાપ્રભુના જીવનમા આવા તો કેટલાય ધડો લેવા લાયક પ્રસંગો વીખરાયેલા પડ્યા છે. જરૂર માત્ર આત્મકલ્યાણના ઇચ્છુકોએ તેને શોધી આચરણમાં ઉતારવાની છે!

---

## અમરતાનો પંથ

**सच्चस्स आणाए उवट्ठिए मेहावी मारं तरइ**

સત્યની આજ્ઞાથી ઉભો (પ્રવૃત્ત) થયેલો એવો બુદ્ધિશાળી પુરુષ મૃત્યુને—સસારને તરી જાય છે.

**—શ્રીઆચારાંગસૂત્ર**

# भगवान् महावीर के उपसर्ग

लेखक — श्रीयुत राजमलजी लोढ़ा, जैन.

विश्व के इतिहास में जितनी भी आत्माओं ने अपना ध्येय आत्मा से परमात्मा बनने का कर लिया था उन सबको अपने जीवन में कितने ही विकट प्रसंगों एवं उपसर्गों का सामना करना पड़ा है। उपसर्ग यह मनुष्य-जीवन की कसौटी है, इतना ही नहीं उपसर्ग मानव आत्मा को परमात्मा बनाने का एक साधन है।

आज भी हम यदि महावीर की जीवनी के उपर दृष्टि करें तो मालूम होगा कि उस परम पुनित आत्माने अपने जीवन के अन्दर अनेक घोर उपसर्गों का सामना किया था। उन उपसर्गों ने महावीर को अपने पथ से डिगाने का पूर्ण प्रयत्न किया, किन्तु महावीर के लिए वह कसौटी का समय था, महावीर उनके रहस्य को अच्छी तरह पहिचानते थे। उनमें यहां तक शक्ति थी कि यदि वे चाहते तो उनको क्षण मात्र में ही नष्ट कर देते, साथ ही इन्द्र महाराज भी उनकी सहायता करने के लिए तैयार थे किन्तु नहीं, भगवान् महावीर देव ने उपसर्गों को सहन करने में ही अपना आत्मा का कल्याण समझा और संसार के सामने यह आदर्श रक्खा कि प्राणी मात्र अपनी शक्ति से ही अपना आत्म-कल्याण कर सकता है, दूसरों की मदद से कभी कुछ नहीं कर सकता। भगवान् ने इंद्र को गंभीरता पूर्वक उत्तर दिया था कि "हे इन्द्र ! मोक्षाभिलाषी जीव कभी अपने आत्मकल्याण में दूसरों की सहायता नहीं चाहते। वे अपनी ताकत से बाधाओं का वीरता पूर्वक सामना कर, उनको शांति पूर्वक सहन करते है।"

महावीर के तपस्या-काल में जितने भी उपसर्ग आये है उनको पढते पढते हमारी आत्मा थर्रा उठती है और पत्थर से भी कठोर हृदयवालों की आंखों में आंसू आ जाते है। उदाहरणस्वरूप हम कुछ उपसर्गों का निरीक्षण करें. —

**गुवाले का उपसर्ग :**

एक समय भगवान् महावीर 'कुमार' नामक ग्राम के समीपवर्ती जंगल में कायोत्सर्ग करके खड़े थे। इतने में एक गुवाल अपने दो बैलों के साथ उधर से आ

निकला। उसने कायोत्सर्ग में चुपचाप खड़े इस तपस्वी को देखकर विचार किया कि में अपने दोनों बैलों को इस के पास छोड़कर अपना कार्य कर आता हूं, यह खड़ा खड़ा क्या करता है? क्या यह इतना भी ध्यान नहीं रक्खेगा कि मेरे बैल इधर उधर न हो जाय। गुवाला चला गया, बैल भी चरते चरते बहुत दूर निकल गये। भगवान् महावीर तो अपनी ध्यानस्थ अवस्था में लीन थे। उनको उसके बैलों का किंचित् मात्र भी ख्याल नहीं था। इतने में गुवाला वापिस लौट कर आया। उसने भगवान् महावीर से अपने बैलों के लिये पूछा, किन्तु भगवान् तो अपने ध्यान में लीन थे, उनको गुवाले की बात से क्या मतलब? उन्होंने उसका कोई उत्तर नहीं दिया। गुवाला बैलों को ढूंढते ढूंढते दूसरी ओर निकल गया। दैवयोग से बैल चरते चरते फिर महावीर के पास आकर खड़े हो गये। गुवाला बैलों को ढूढ ढूंढ कर हैरान हो गया, तो फिर वापिस महावीर के पास आया। वहां पर अपने बैलों को खड़े हुए देख कर उसको अत्यत क्रोध उत्पन्न हो गया, उसने विचार किया कि यह सब इसकी करतूतें है। यह इस तरकीब से मेरे बैलों को उड़ा कर ले जाना चाहता है। और वह भगवान को मारने के लिये तत्पर हुआ, किन्तु भगवान् महावीर अपनी पूर्व अवस्था की तरह निश्चल ध्यान से खड़े रहे। उनको किंचित् मात्र भी ख्याल नहीं हुआ कि यह गुवाल बिना विचारे मेरे ऊपर क्यों प्रहार कर रहा है? अज्ञानी जीव बिना विचारे अपने स्वार्थ के कारण कैसे कार्य कर बैठते है यह इससे अच्छी तरह सूचित होता है।

**चंडकौशिक को प्रतिबोध:**

इसी तरह भगवान् महावीर अपने कर्मों की निर्जरा करते हुए विहार करते करते 'श्वेताम्बरी' नगरी की ओर चले। मार्ग में एक गुवाल के पुत्रने उनसे कहा कि 'हे देव! यह मार्ग 'श्वेताम्बरी' नगरी को सीधा जाता है किन्तु रास्ते में एक दृष्टि–विष सर्प रहता है। उसके भयंकर विष–प्रकोप के कारण उस जमीन के आसपास मनुष्य तो क्या पशु पक्षी भी नहीं जाते। अतः आप कृपया इस मार्ग से न जाइये।'

भगवान् महावीर तो परम योगी व उपसर्गों का सामना करने में पर्वत के समान निश्चल थे, उनको उपसर्गों की परवाह न थी। भगवान ने उसी समय अपने दिव्य ज्ञान से उस सर्प को पहिचाना। उन्हें मालूम हुआ कि सर्प भव्य है और वह जल्दी ही सीधे मार्ग पर लाया जा सकता है।

अतः भगवान ने उसकी बात की तरफ बिलकुल ख्याल नहीं किया और चुपचाप उस मार्ग की तरफ चल निकले। थोडी देर में ही वे उस सर्प के निवासस्थान के पास

आकर कायोत्सर्ग मे खड़े हो गये। उस समय उनके हृदय में किंचित् मात्र भी डर को स्थान नहीं था। इतने ही में वह सर्प बाहर निकला, और अपने राज्य के अंदर एक मानव को इस तरह निडर खड़े हुए देखकर वह क्रोध में आग बबूला हो गया। उसने उसी समय इतने जोर से फुक्कार मारी की वहां का सारा वायु मण्डल जहर से नीला और ज्वालामय हो गया। आकाश में उड़नेवाले पक्षी और आसपास के जीव धड़ाधड़ जमीन पर गिर पड़े, किन्तु वह सर्प आश्चर्य से देखने लगा कि वह मानव तो ज्यों का त्यों ध्यानस्थ खडा है। इससे उसका क्रोध और बढ़ गया और उसने जोर से भगवान् महावीर के अंगूठे पर काटा, फिर भी आत्मबल के प्रभाव से उस विष का कुछ असर भगवान वीर के शरीर पर नहीं हुआ।

जड़वाद के इस युग में इस घटना पर सहसा कई लोग विश्वास न करेंगे, क्यों कि यह बात उनको अतिशयोक्तिपूर्ण मालूम होगी, किन्तु इसमें संशय को किंचित् मात्र भी स्थान नहीं है। हम प्रत्यक्ष देखते हैं कि कितने लोग मन्त्र–के प्रभाव से बड़े भयंकर सर्पों को पकड़ लेते है, उनका जहर उतार देते हैं, यहां तक कि सर्प के काटने का उनके उपर कोई असर भी नहीं होता है। ऐसी अवस्था में ऐसे महान् योगी के शरीर पर सर्प का विप असर न करे यह स्वाभाविक ही है।

चण्डकौशिक ने जब देखा कि मैंने इस मानव को इतने जोर से काटा फिर भी यह पूर्व की तरह वेसे ही ध्यानस्थ है, इसके मुख मण्डल पर किंचित् मात्र भी क्रोध, दुःख या भय की छाया नहीं है, इससे मालूम होता है कि यह कोई साधारण व्यक्ति नहीं है, उसी समय उसका क्रोध शांत हो गया, और उसने भगवान् के पैरों में आलो-टना शुरू किया। भगवान ने उससे कहा कि "वुज्झ वुज्झ, चण्डकोसिया! तू अपने पूर्व भव का स्मरण कर, अपनी आत्मा की दशा को देख, और अपने इन वुरे कृत्यों को छोड़कर कल्याण–मार्ग की तरफ प्रवृत्ति कर जिससे तेरा यह भव और पर भव दोनों सुधर जाय।" इस प्रकार की कल्याग करनेवाली मधुर वाणी को सुनते ही चाण्डकौशिक को जाति-स्मरण ज्ञान हो गया। उसने अपने पूर्व भव की सब वात जानी। उसी समय उसे विचार हो गया कि पूर्व भव में क्रोध करने से मेरी यह दशा हुई, यदि अब भी मैं इस प्रवृत्ति को नहीं छोड़ूंगा तो भविष्य में न मालूम और मेरी कितनी अधोगति होगी। यह सोच कर उसी दिन से उसने अपना जीवन वैरागी की तरह शांत बना लिया। अंत में उसी स्थिति में मृत्यु पाकर वह शुभ–देव गति में उत्पन्न हुआ।

"क्षमा वीरस्य भूषणम्" इस उक्ति का पालन करके भगवान् महावीर ने इस चण्डकौशिक के उपसर्ग से यह स्पष्ट करके दिखला दिया है कि क्रोध करनेवाले के सामने क्षमा करो। यदि महावीर भी चण्डकौशिक की तरह क्रोध करके उसको मारने के लिये दौडते अथवा अपने तेजोबल से उसे भस्म कर देते तो कदापि वह सिद्धि नहीं होती जो क्षमा के स्थिर भाव से हुई।

**संगमदेव का उपसर्ग :**

एक समय भगवान् क्रमशः विहार करते हुए 'पेढाणा' ग्राम के समीप, एक वृक्ष पर दृष्टि जमा कर कायोत्सर्ग में खडे हो गये। उस समय इन्द्र ने अपनी सभा में की हुई उनके चरित्र–बल की प्रशंसा संगम नामक देव को सहन न हुई। वह उसी समय उनको अपने पथ से भ्रष्ट करने के लिए मृत्युलोक में आया। उसने छः महीने तक महावीर के उपर ऐसे उपसर्गों की वर्षा की जिन्हें पढते हृदय कांप उठता है। सबसे पहले उसने भगवान् महावीर के ऊपर भयंकर धूल की वर्षा की जिसके प्रताप से भगवान् का सारा शरीर रजो–मग्न हो गया, उनको श्वासोश्वास लेने में भी बडा संकट होने लगा, फिर भी दैहिक मोह से विरक्त हुए महावीर अपने लक्ष्य पर स्थिर रहे। जब संगम ने उनको चलित होते नहीं देखा तो उसने डांस, मच्छर, सांप और बिच्छू को उत्पन्न करके उनसे भगवान को कटवाया। महावीर रञ्च मात्र भी विचलित न हुए। इतना ही नहीं उनके हृदय में संगम के प्रति किंचित् मात्र भी क्रोध या द्वेष की मात्रा उत्पन्न न हुई। बस! इसीमें महावीर की महावीरता है, इसीसे महावीर क्षमा और दया की आदर्श मूर्ति है। संगम इतना ही करके चुप नहीं हुआ, उसने एक बडाभारी लोहे का गोला भगवान् के उपर फेंका, जिससे भगवान् उसके आघात से घुटने पर्यंत पृथ्वी के अन्दर घुस गये, फिर भी वे उसी तरह निश्चल रहे। तब संगम ने सोचा कि मनुष्य के अन्दर किसी न किसी तरह की कमजोरी अवश्य होता है, यदि वह प्रतिकूल उपसर्गों से विचलित नहीं होता है तो अनुकूल उपसर्गों से तो अवश्य विचलित हो ही जाता है, क्यों कि वासना, मोह, काम ये वस्तु संसार में ऐसी है जो बडे बडे योगियों को भी पथभ्रष्ट कर देती है। इसी बात को सोचकर संगम देव ने भगवान् महावीर के चारों तरफ कामोत्तेजक द्रव्यों के साधन उत्पन्न किये। उनके अन्दर अनेक सुन्दर रमणियों का आविर्भाव किया। वे भगवान् महावीर के सामने अनेक तरह के हाव भाव दिखाने लगीं, किन्तु महावीर जानते थे कि इनसे आत्मा का पतन होने के सिवाय दूसरा मार्ग नहीं है। ऐसी अवस्था में कैसे सम्भव था कि महावीर उन क्षुद्र भोगों की तरफ अपने ध्यान को विचलित

कर देते या अपने इस दैहिक सुख के लिए अपने आत्म-परमाणुओं को बदल देते। संगम इस चेष्टा से भी फलीभूत न हुआ। अंत में उसने अपने विद्याबल से सिद्धार्थ राजा और त्रिशला रानी को महावीर के सन्मुख उपस्थित किये। उनसे कहलाया कि "हे बेटा! तू यहां कहां आगया? हम तो तेरी खोज में दर दर भटक रहे है," किन्तु ऐसी बातों से क्या महावीर विचलित होनेवाले थे? वे तो समझ गये कि ये सब मुझे पथभ्रष्ट करने का तरीका है। इससे भी जब वे स्खलित नहीं हुए तो संगम चुपचाप निराश होकर उनके पैरों में गिर पडा और "भगवन्! मैंने अज्ञानवश जो कुछ किया है उसे क्षमा करो," इस तरह स्तुति करके स्वर्ग को चला गया।

भगवान् महावीर की आत्मा दिन प्रतिदिन इस तरह के कष्ट सहन करती हुई उच्चावस्था को पहुंचती जा रही थी। अभी उनके कुछ निकाचित कर्म बाकी थे, जिनके फल का भोग करना उनके लिये अत्यंत जरूरी था। उनको अभी एक विशेष भयंकर उपसर्ग की कसौटी पर पार उतरना था।

**कानों में कीलों का ठोका जाना :**

एक समय महावीर विहार करते हुए किसी नगर के समीप कायोत्सर्ग करके ध्यानस्थ अवस्था में खडे हो गये। उस समय कोई गुवाला अपने बैलों सहित उधर से आ निकला। उस समय उसे अपने किसी जरूरी काम की याद आ गई, इससे वह अपने दोनों बैलों को उनके समीप छोडकर चला गया। बैल चरते चरते बहुत दूर निकल गये। उसने वापिस आकर भगवान से पूछा, किन्तु भगवान् मौन ही रहे, इससे उसने दूसरी बार पूछा फिर भी भगवान् कुछ नहीं बोले, इससे उसको बहुत क्रोध उत्पन्न हो गया। गुवाले को उस समय भगवान की ध्यानस्थ अवस्था का बिलकुल ख्याल नहीं था। उसने फौरन पूर्व भव के वैर के कारण भगवान के दोनों कानों में शरकरा वृक्ष की दो कीलें ठोक दीं, और इतना तक किया कि उनके बढे हुए मुंह काटकर उनको बराबर कर दिया, जिससे कि किसी को मालूम न हो। प्रभु इस भयंकर अवसर में भी उसी तरह निश्चल रहे। भगवान् महावीर का यह अंतिम उपसर्ग था, जिसको कि उन्होंने बडी वीरता, धीरता और गंभीरता से सहन किया।

वहांसे विहार करके भगवान् किसी ग्राम के नजदीक पहुंचे। वहां 'खर' नामक एक वैद्य रहता था, उसने जब भगवान को देखा तो विचार किया कि इनका मुख निस्तेज क्यों हो रहा है, इनको किसी तरह की शारीरिक वेदना होनी चाहिये। अनुसन्धान करने से उसको उन दोनों कीलों का पता लगा। उसने सिद्धार्थ सेठ की सहायता से उनको निकाला, उस

समय भगवान के मुख से एक भयंकर चीख निकल पडी। क्या कारण था कि भगवान के ऊपर ऐसे ऐसे कष्ट आये फिर भी भगवान ने अपने मुंह से ऊफ तक नहीं किया और कीलें निकालने में चिख करने की आवश्यकता हुई? उसका कारण यह है कि उस समय कोई उपशांत मोहनीय कर्म का उदय आ गया था जिसके कारण भगवान के मुंह से यह चीख निकल पडी। अंत में भगवान को जृंभीक नामक ग्राम के बाहर ऋजुवालिका नदी के किनारे पर केवलज्ञान की प्राप्ति हुई।

भगवान ने अपने जीवन में कैसे कैसे भयंकर प्रतिकूल और अनुकूल उपसर्गों का सामना किया? उनसे अपने जीवन को कितना उत्कृष्ट व चारित्रमय बनाया? उन सब उपसर्गों को अपने कर्मों की निर्जरा का साधन मानकर बडी वीरता से उनको सहन किया। महावीर के जीवन का महत्त्व उनकी इस कष्ट—सहिष्णुता में उतना नहीं है जितना आत्मबल और देहविरक्ति में है, जहांसे इन गुणों का उद्गम होता है।

भगवान् महावीर की उपसर्गों की सहनशीलता से यह बात भी झलकती है कि मानव जीवन के अन्दर जो कोई शारीरिक और मानसिक वेदनायें उपस्थित हों उन सबको शांति और प्रेम के साथ सहन करो। यदि मनुष्य दुःख को दुःखरूप मानकर भोगता है, फिर भी उसे भोगना ही पडता है। और यदि उसे सुख मानकर भोगे तो भी उसे भोगना पडता है। ऐसी अवस्था में हम दुःख को सुखरूप मानकर क्यों न भोगें? इनके ऊपर आये हुए उपसर्ग यह भी बतलाते हैं कि मनुष्य जब अनुकूल व प्रतिकूल दोनों प्रकार के उपसर्गों के ऊपर विजय प्राप्त करता है तब ही वह केवलज्ञान की प्राप्ति कर सकता है।

भगवान के जीवन में यही विशेषता है कि उनको अच्छे और बुरे दोनों वातावरणों में उपस्थित होना पडा। यह तो निश्चय है कि उपसर्गों को सहन किये बिना और कर्मों के ऊपर अपना आधिपत्य जमाये बिना कभी किसीने अपना आत्मकल्याण नहीं किया। संसार में जितनी भी महान विभूतियें हुई है उन सबको इसी तरह के कष्ट सहन करना पडे है। किसी मनुष्य को एकदम फांसी के तख्ते पर लटका कर मार डालने में जितना कष्ट नहीं होता है उतना सुई चुभा चुभा कर मारने में होता है। यद्यपि मरना दोनों में समान है किन्तु मारने की विधि में आकाश पाताल का अन्तर है। बस! इसी तरह दूसरे लोगों की अपेक्षा भगवान् महावीर के उपसर्ग अतीव कष्टप्रद थे जिनका सामना करने में महावीर का महावीरत्व प्रकाशित होता है।

# જગદુપકારી વર્ધમાન અને હાલિક

લેખક—કમાટી.

અતુલ અને અનુપમ પ્રભાવ–પ્રભા પ્રપન્ન જગદ્વત્સલ પ્રભુ મહાવીર પોતાના પુનિત પાદ–કમલોથી પૃથ્વીતલને પાવન કરી રહ્યા હતા. અનેક ઇન્દ્ર, દેવ, અસુરો એ તરણતારણ પ્રભુની ભક્તિમાં અમૃતાધિક આનંદાસ્વાદ મેલવી રહ્યા હતા. ભગવાન જગતના ભવ્ય જીવોનું અનાદિ મિથ્યાત્વતમ દૂર કરી સ્વજ્ઞાન–પ્રભાકર દ્વારા ઉજ્જ્વલ સમકિત કિરણ જગાવીને અનેકોને પાપના પ્રચારોથી મુક્ત કરી સદાચારના રસિયા બનાવી રહ્યા હતા, અને સુધાસરીખી વાણી દ્વારા અનેકોને મંત્રમુગ્ધ કરી રહ્યા હતા.

**ઉપકારની ભાવના :**

મણિ અને પાષાણમાં, ગૃહમાં અને વનમાં, સ્વર્ણમાં અને તૃણમાં, સેવકમાં અને શત્રુમા, પ્રિયમાં અને અપ્રિયમાં; બધાયમાં સમભાવી કરુણાનિધાન ભગવાનને એક વખત, સમકિતની પ્રાપ્તિ પછીના પોતાના સત્તરમા ભવમા સંબંધમાં આવેલ એક જીવને તારવાની અપૂર્વ ભાવના પ્રગટ થઈ ! અને ત્રિલોકનાથ અનન્યોપકારી પ્રભુએ સુમધુર વચન વડે ગૌતમ ગણધરને જણાવ્યુ, " હે ગૌતમ ! આ આગળ ઉભેલા વરાકને ત્હારાથી અનન્ય લાભ થશે, માટે તું જલદી જા અને તેને સદ્બોધ આપ ! "

પ્રભુની આજ્ઞા થતાં, પ્રભુનાં સમસ્ત વચનોને નિ:શંક ભાવે સ્વીકાર કરનાર, ગૌતમ ગણધર તે વરાકને સદ્બોધ કરવાના મહત્ત્વપૂર્ણ હેતુથી તેની પાસે ગયા

**વાર્તાલાપ—ઉપદેશ :**

ગૌતમ ગણધરના મુખપર અનુપમ જ્ઞાનના કિરણો ઝલહલી રહ્યાં હતાં. તેમની દિવ્ય દેહકાંતિ હજારોને આકર્ષિત કરી રહી હતી. તે મહાત્માના વચન–શ્રવણથી તો નિકૃષ્ટ કર્માચારિઓનો પણ ઉદ્ધાર થતો હતો આવા તે મહાત્માના દર્શન થતાં તે હાલિકમાં કોઈ અનેરું ચૈતન્ય પ્રગટ થયુ અને તે આશ્ચર્ય સાથે ગૌતમ ગણધરની સન્મુખ ઉભો રહ્યો ગૌતમ ગણધર મહારાજે સસ્મિત વદને પૂછ્યું, " હે હાલિક, હે ભદ્ર, " समाधिस्तव वर्तते " તને સુખશાંતિ તો છે ને ? તુ આવી અસહ્ય ગરમીમા શા માટે કષ્ટ સહન કરે છે ? અનેક પ્રકારના આ પાપારંભો કરવાની પણ તારે શુ જરુર છે ? બેનરમા બલદના પૂંછડાં મરોડીને હળ શા માટે વહન કરે છે ? માટે દુર્બલ તથા અવાચક એવા આ વૃષભોને તુ વૃથા પીડા ન આપ ! તને ખબર છે કે, આ બધો પ્રયત્ન તુ સ્વકુટુંબના પોષણ માટે કરે છે—કેવળ તારા પોતાના જ પોષણ માટે નથી કરતો પણ એ પાપ તારા એકલાના આત્માની સાથે ચીલડામાં જેમ ગર્ભ

રહે છે તેમ રહેશે, અને પરિણામે તારો આત્મા અનર્થના કૂપમા પડશે માટે ધર્મરૂપ નાવને ગ્રહણ કરી સંસાર–સાગર તરી જા. ।”

**ઉપદેશની અસર અને ભાવના :**

ગૌતમ ગણધરની સુધા સમાન શાંત વાણી સાંભળીને, દાવાનલથી દગ્ધ વૃક્ષ અમૃતના સિંચનથી જેમ વિકાસને પામે છે તેમ, તે હાલિકના હૃદયમાં અનેરી શાંતિ વ્યાપી રહી અને તેને તે નિષ્કારણ ઉપકારક ગુરુ પ્રતિ અસાધારણ પ્રીતિ પ્રગટી. તેના હૃદયમા કેટલાક વિચારો ગુથાઈ રહ્યા હતા તેમને એ ગૌતમ પ્રભુને કહેવા લાગ્યો : ‘હે મહાત્મન્, હું શુ કરું ? મારે દુઃખનો પાર જ નથી ! જો આવી મહેનત અને પાપ ન કરું તો મારુ અને મારા કૌટુંબિકોનુ પોષણ કેમ થાય ? અહીંથી નજીકના ગામમાં હું વસું છું. વિપત્તિની વેલડીઓ જ ન હોય તેમ મારે સાત પુત્રિઓ છે. હું જન્મથી જ નિર્ધન છું, જાતનો બ્રાહ્મણ છું. વળી મારી પત્ની પણ વનની અગ્નિ સમાન છે, જેથી હું પ્રતિક્ષણ દગ્ધ જ રહું છું આવી દશામાં હે જગદુદ્ધારક ! હુ શું કરૂં ? આવા દુઃખોથી ઘેરાયલ કયુ પાપ ન કરે ? આવા પ્રકારના દુઃખના ડુગરા નીચે હું કચરાઈ ગયો છું ! મુન્જાઈ ગયો છું ! આ સસર્ગોમાં મને સુખનો લવ પણ અનુભવમાં તો દૂર રહો સ્વપ્નામાંય આવવો દુ શકય છે ! પરંતુ આજે આપશ્રીનાં પુનિત દર્શનથી મને શાંતિનો લાભ થયો છે હું નિર્ણય કરુ છું કે, હવે પછી આપ જ મારા બંધુ, પિતા, અને માતા સમાન છો આપશ્રી જેમ આદેશ કરશો તેમ આ આપનો તાબેદાર સેવક માનશે, અને કરશે ! એક પણ આપની આજ્ઞાને, વચનને, અને આદેશને અન્યથા નહિ જ કરે !’

મહાપુરુષનુ દર્શન અને તેમનો થોડો પણ ઉપદેશ કેટલા અસાધારણ લાભનુ કારણ બને છે, તેનુ આ એક સરસ દૃષ્ટાંત છે. ગૌતમસ્વામીના દર્શન અને ઉપદેશથી હાલિકનુ હૃદય પીગળ્યુ. તેને સંસારની અસારતાનુ ભાન થવા લાગ્યું

**વેષાર્પણ :**

હાલિકના હૃદયની આ ઉત્તમ ભાવના જોઈને દયાનીરધિ ગૌતમસ્વામીએ તેને સાધુ-વેષ આપ્યો. અને સંસારનો અંચળો ઉતારી હાલિક ગુરુ ગૌતમની સાથે ચાલી નીકળ્યો ! ચાલતા ચાલતા હાલિકે ગૌતમસ્વામીને પૂછ્યુ, “હે પ્રભો, આપશ્રી હવે ક્યાં પધારો છો ?” “જ્યા મારા ગુરુ મહારાજ બિરાજે છે ત્યા,” ગુરુ ગૌતમે જવાબ આપ્યો

**પ્રભુના ગુણનું વર્ણન :**

હાલિકના હૃદયમા ફરી પ્રશ્ન ઉદ્‌ભવ્યો અને તેણે ગૌતમસ્વામીને પૂછ્યું “આપ જેવા પૂજ્યના પણ પૂજ્ય કેવા છે ?”

પ્રફુલ્લિત વદને, ઉપકારની બુદ્ધિથી અર્હત્ પ્રભુના ગુણોનું વર્ણન કરતાં ગૌતમ-સ્વામીએ જણાવ્યુ, “જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રમુખ અનત આત્મગુણોથી તે મંડિત છે. જ્યારે તે પ્રભુ સમવસરણમા સ્થિત હોય છે, ત્યારે તેઓના મસ્તક ઉપર અતીવ ઉજ્જવલ છત્રત્રય, બન્ને બાજૂ વિશદ ચામરો અને વિહાર સમયે નવસ્વર્ણ કમલો અનુક્રમથી દેવપ્રયોગે ચરણાધઃસ્થિત થાય છે વિહાર સમયે તેઓની આગળ અધર્મને નિર્મૂલ કરતુ ધર્મચક્ર ચાલે છે. પ્રભુના યશને દશે દિશામા વિસ્તારતો ન હોય તેવો ઊંચો ઈંદ્રધ્વજ સાથમા ચાલે છે. તેઓની વાણી યોજન–ગામિની અને માલકોશના મનોહર

રાગયુક્ત મધુરી હોય છે, જેને સ્વસ્વ ભાષામાં સર્વ પશુ, પંખી, દેવ, મનુષ્યાદિ સમજી શકે છે. અનેક જીવોને ધર્મબોધ આપી સંસારસાગરથી તારવામાં પરમ આધારરૂપ એવા મારા અર્હત્ ગુરુ છે. તેઓનાં દર્શન માત્રથી તારું જીવન પાવન બનશે"

**બોધિની પ્રાપ્તિ :**

પ્રભુગુણના શ્રવણથી હાલિકના એ અસંસ્કારિત હૃદયમાં પણ એ પરમ કૃપાલુ મહાવીરદેવ પ્રતિ વચનાતીત ધર્મ–પ્રેમ જાગૃત થયો. તે માર્ગમાં વિચારવા લાગ્યો કે, "અહો, મારા ગુરુ આવા ગુણનિધાન, તેજોનિધાન, અને જ્ઞાનનિધાન છે, તો તેઓના ગુરુ તો જરુર અનન્ય જ હશે? હુ તેઓના દર્શન કરીને અને તેમનો ઉપદેશ શ્રવણ કરીને મારા આત્માને પાવન કરીશ." એવા ઉત્તમ ભાવનામૃતથી સિંચાતો તે હાલિક અને ગૌતમ–ગુરુ પોતાનો માર્ગ કાપી રહ્યા છે. હાલિકની અર્હંત્–દર્શનની આતુરતા વધતી જતી હતી. હાલિકના શુષ્ક હૃદયમા આથી કોઈ અજબ પ્રભા ફેલાઈ અને તેના હૃદયને નવપલ્લવિત બનાવ્યું, અને છેક બોધિ સુધીની પ્રાપ્તિ પણ, તે જ ભાવનાએ, માર્ગમાં કરાવી દીધી!

**પ્રભુનાં દર્શનથી દ્વેષ અને વેષત્યાગ :**

ત્રિલોકચૂડામણિ વર્ધમાન પ્રભુ સમવસરણમાં બિરાજમાન હતા. બાર પરિષદ્ પોતપોતાને ઉચિત સ્થાને અવસ્થિત હતી. સર્વ સમૃદ્ધિ, પરિષદ્ વગેરે જોતાં હાલિક બહુ જ આનંદ પામ્યો. પણ મહાવીરને જોતા જ તે ચમક્યો; તેના હૃદયમાં ઉત્કટ દ્વેષ પ્રગટ થયો, અને તેણે ગૌતમ ગુરુને પૂછ્યું: "હે કૃપાલો, આ બિરાજમાન છે એ જ આપના ગુરુ છે?"

ગુરુ ગૌતમે કહ્યું " હા, તુ તેમને ભાવથી વંદન કર, તારાં નિકાચિત કર્મ પ્રલયતાને પામશે"

તેણે જવાબ આપ્યો, " જો આ જ આપશ્રીના ગુરુ હોય તો મારે એમનુ પ્રયોજન નથી આ આપનો સાધુવેષ પાછો લ્યો! હુ તમારો પણ શિષ્ય નથી," એમ બોલી વેષ ફગાવી દઈને તે હાલિક "मुष्टि बद्ध्वा प्रणष्टवान्" મુઠીઓ બંધ કરીને ત્યાંથી ભાગ્યો, અને પોતાના ખેતરમાં જઈ તે જ બલદોથી તે જ ગામ અને તે જ જીર્ણ ઘરમા સ્વજીવન–નિર્વાહ કરવામા આસકત બન્યો.

હાલિક વેષ ત્યાગીને ચાલી ગયો તે સમયે સભામા બેઠેલા ઇન્દ્રાદિકને હસવુ આવ્યુ અને પરસ્પર વિચારને જણાવવા પ્રવૃત્ત થયા, "અહો, ગણધર ઇન્દ્રભૂતિ બહુ જ ઉત્તમ શિષ્ય બનાવી લાવ્યા?—જે ત્રિલોકસ્વામીના દર્શન માત્રથી જ ચમકી વેષ મૂકી પલાયન થઈ ગયો!

**ગૌતમનો પ્રશ્ન અને તેનું સમાધાન :**

"જે પ્રભુનાં દર્શનથી અને વાણીથી અનેક પાખંડીઓ અને મિથ્યાત્વીઓ પણ બોધિબીજને પ્રાપ્ત કરે છે, તે પ્રભુને જોતાંની સાથે જ આ હાલિક કેમ ચાલ્યો ગયો હશે?" ગુરુ ગૌતમના મનમા મંથન શરુ થયુ અને તેમણે નમ્રભાવે પ્રભુને પૂછ્યું: "હે પ્રભો! આ હાલિકને આપશ્રીના દર્શન માત્રથી ચાલ્યા જવાની ઇચ્છા કેમ થઈ?— તે કૃપા કરીને જણાવો."

પ્રભુશ્રી બોલ્યા, 'હે ગૌતમ, તેં માર્ગમાં અર્હતના ગુણ વર્ણવ્યા તે સમયે હાલિકે અરિહંતના દર્શનની શુભ ભાવના ભાવતા ગ્રંથિ–ભેદ કર્યો, અને બોધિબીજને પ્રાપ્ત

કર્યું. અર્ધપુદ્ગલ પરાવર્તનમાં મોક્ષમાં જવાની એની નિયત્તાનો નિમિત્ત લાભ તને જ થયો હવે એને મારા પ્રતિ દ્વેષ થવાનુ કારણ સાભળ! સમકિત-પ્રાપ્તિ પછીના મારા ત્રિપૃષ્ઠ વાસુદેવના સત્તરમા ભવમા હુ પોતનપુર ગામમાં પ્રજાપતિ રાજાનો પુત્ર ત્રિપૃષ્ઠ નામનો વિશ્રુત-પ્રખ્યાત વાસુદેવ થયો હતો. તે સમયે અશ્વગ્રીવ નામનો રાજા પ્રતિવાસુદેવ ઉન્મત્તતાથી રાજ્ય-કાર્ય કરી રહ્યો હતો. કોઈ નિમિત્તજ્ઞે તેને જણાવ્યુ કે તારું મરણ ત્રિપૃષ્ઠ વાસુદેવના હાથે થવાનુ છે તે અશ્વગ્રીવ પ્રતિવાસુદેવ ત્રિપૃષ્ઠ વાસુદેવ પ્રતિ મહાન્ દ્વેષને વહન કરતો હતો. અને ત્રિપૃષ્ઠનુ મરણ થાય તેવા શકય સમસ્ત પ્રયોગો કરી ચૂકયો, પણ સર્વે પ્રયત્નો નિષ્ફલતાને પામ્યા તેથી તે નિરાશ થયો.

"એક સમયે તે અશ્વગ્રીવના શાલિ ક્ષેત્રમા એક ભયંકર સિંહ અકસ્માત આવ્યો અને તે ઘણા જનોને ખેતીના કાયમા વિઘ્ન કરવા લાગ્યો. તે સિંહને મારવા માટે ઘણા બલવાનો ગયા પણ તે સિંહને કોઈ મારી શકયુ નહી, એટલે પિતા પ્રજાપતિને તે સિંહવાળા ક્ષેત્રનુ રક્ષણ કરવાની આજ્ઞા થઈ.

"स्वामिभक्ताः सुसेवकाः રાજ-આજ્ઞાને માન આપી પ્રજાપતિ સજ્જ થયો. તે સમયે પોતાના પિતાને જતા અટકાવી પિતૃભકિતથી ત્રિપૃષ્ઠ તે ઉત્કટ સિંહને હણવા અને ખેતરનું રક્ષણ કરવા, સારથી યુકત વેગવાલા રથમા બેસી નિર્ભયતાથી ત્યા ગયો. અને તે સિંહને પડકાર કર્યો. સિંહ ક્રોધ પૂર્વક સન્મૂખ આવ્યો પણ પ્રૌઢ વિક્રમવાલા તે ત્રિપૃષ્ઠે તે સિંહને છીપલીના સપુટના કોઇ બે ભાગ કરે તેવી રીતે તેના હોઠ પકડી વિદાર્યો —અધમુવો કરી નાખ્યો.

"ત્રિપૃષ્ટની આ બલવત્તા જોઈ નજીકમા રહેલ વ્યતર દેવોએ અને દેવીઓએ જયજયારાવ કર્યો. સિંહ પોતાના જીવનને નિંદવા લાગ્યો, "અરેરે, એક પામર માનવીના હાથે હું-વનરાજ હણાયો." આ સિંહના નિસીમ ખેદને જોઇ દયાભાવથી અને મધુરી ગિરાથી રથના સારથીએ તે સિંહને સાન્ત્વન પમાડયુ તેણે તેને સમજાવ્યો કે, "હે સિંહ! આ માનવી રંક માત્ર નથી પણ વાસુદેવ થનાર છે, માટે તુ શાન્તિ રાખ, સામાન્ય માનવે તને નથી માર્યો, પુરુષેન્દ્રના હાથથી મરતા તુ શા માટે ખેદ ધારણ કરે છે? મનુષ્ય લોકમા આ સિહ છે અને તિર્યક્ યોનિમાં તુ સિહ છે. માટે સિંહ સિંહથી જ મર્યો છે." એવી મધુર અને યુક્તિપુરસ્સરની વાણીથી તે સિંહ સમાધિથી મરણ પામ્યો. તે અનેક ભવમા ભમ્યો હે ગૌતમ! તે ત્રિપૃષ્ઠ વાસુદેવનો જીવ તે હુ પોતે, સારથિનો જીવ તે તુ-ગૌતમ અને તે સિંહનો જીવ તે હાલિક! તેં મધુરી વાણીથી તે સિંહને શાન્તિ પમાડી હતી તેથી તારા પરત્વે તેને પ્રીતિ થઈ, અને મને જોઈને તેને તે વખતે વેર ઉત્પન્ન થયુ હતુ તેથી તે દ્વેષાકૂલ થઈ ચાલ્યો ગયો. પણ એ હાલિક તારા સંગ માત્રથી અને ધર્માનુમોદનથી કોટિ ભવમા પણ દુર્લભ એવા બોધિબીજને પામી ગયો. માટે તારે લજ્જિત થવાની જરુર નથી."

જગદુપકારી વીર વિભુ અને હાલિકના જીવનના આ પ્રસંગનો નિષ્કર્ષ એ છે કે વૈર-વિરોધ માણસને ધર્મ-પ્રાપ્તિમાં મહાન્ વિઘ્નરૂપ થાય છે. ત્રિપૃષ્ઠના ભવના વૈરે તે હાલિકને વીતરાગના શાસનના પાલનથી વંચિત રાખ્યો, અને છતાય તે પ્રભુની કૃપાથી જ તેને સમ્યકત્વની પ્રાપ્તિ થઈ.

વંદન હો, એ મહાપ્રભુની પરોપકાર-પરાયણતાને!

# અત્યંત રાગી ઉપર પણ નીરાગી

( સાચું વીતરાગપણું )

લેખક—**શ્રીમાન શેઠ કુંવરજી આણંદજી.**

શ્રી મહાવીર પરમાત્માના ચરિત્રમા અનેક પ્રસંગો ભવ્ય જીવોના હૃદયનું આકર્ષણ કરે તેવા છે. તેમાં એક પ્રસંગ દેવશર્મા વિપ્રને પ્રતિબોધ કરવા માટે પોતાના અંત સમયે ગૌતમસ્વામીને મોકલવાનો છે. ગૌતમસ્વામી ચારિત્ર લીધા પછી પ્રાયઃ શ્રી વીર પરમાત્માની સાથે જ વિચર્યા છે. તેમનો પ્રભુ ઉપરનો પ્રેમ અપ્રતિમ હતો. તે પ્રેમનાં બીજ, મરીચિના ભવમાં, તેમના શિષ્ય થયેલા કપિલના ભવથી રોપાયેલાં હતાં. ભગવંતને તેઓ તરણ-તારણ માનતા હતા એટલુ જ નહીં પણ તેમના ઉપર તેમને અવિહડ પ્રેમ હતો, પ્રભુ વિના એક ક્ષણ પણ રહી ન શકે એવો તેમનો પ્રેમ હતો. ક્ષણે ક્ષણે પ્રભુ પાસે આવીને અનેક ભવ્ય જીવોના ઉદ્ધાર માટે તેમજ તેમને બોધ થવા માટે પ્રશ્નો પૂછતા હતા અને તેના ઉત્તરો મેળવીને અત્યંત પ્રસન્ન થતા હતા. તેમજ ભગવંતના સર્વજ્ઞપણાની વારંવાર પ્રશંસા કરતા હતા. એમણે કરેલા પ્રશ્નોની અનુપમ હારમાળા શ્રીવિવાહપન્નત્તિ (ભગવતી) વગેરે સૂત્રોમા ગૂંથાયેલી અત્યારે પણ લભ્ય થઈ શકે છે.

આવા અપ્રતિમ ધર્મરાગીને પોતાના અંત સમયે પોતાથી દૂર કરવા — અન્યત્ર એક જીવને પ્રતિબોધ કરવા મોકલવા તે કેવી નીરાગતા સૂચવે છે? ગૌતમસ્વામીનો ભગવંત ઉપર અપ્રતિમ વિશ્વાસ હોવાથી ઘણા પ્રશ્નો કે જેના ઉત્તરો પોતે પણ આપી શકે તેવા હોય છતા પોતે ઉત્તર ન આપતા, તેમજ કોઈ પણ બાબતમાં જ્ઞાનનો ઉપયોગ ન દેતાં ભગવંતને પૂછીને જ ઉત્તર મેળવી રાજી થતા હતા.

ઉપર જણાવેલા પ્રસંગમાં પણ એમણે ઉપયોગ દઈને પ્રભુની આયુસ્થિતિ વિચારી ન હોતી. વિચારી હોત તો તેઓ ચારજ્ઞાની અને શ્રુતકેવળી હોવાથી અવશ્ય ભગવંતની ભવાંત-સ્થિતિ જાણી શકત. પરંતુ જેવો રાગ પોતાને ભગવંત ઉપર હતો તેવો જ રાગ ભગવંતને પણ પોતાની ઉપર હશે એમ ધારી એ વખતે ભગવંત તેમને પોતાથી છુટા પાડે એવી કલ્પના પણ તેમને આવી નહોતી. એવી કલ્પના તેમને ન થાય તે સંભવિત જ હતું

ગૌતમસ્વામી જે દિવસે અપાપા નગરીની નજીકના એક ગામમાં પ્રભુની આજ્ઞાથી દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધવા ગયા, તે જ રાત્રિએ પ્રભુ નિર્વાણ પામ્યા. નિર્વાણ સમયે પ્રભુનો નિર્વાણ મહોત્સવ કરવા ઇંદ્રાદિ દેવો ત્યા આવવા લાગ્યા, એટલે અમાવાસ્યાની રાત્રિ છતાં સર્વત્ર ઉદ્યોત થઈ રહ્યો

અહીં ગૌતમસ્વામી દેવશર્માને પ્રતિબોધી, કાર્તિક શુદિ એકમની પ્રભાતે વીર પરમાત્મા પાસે આવવા નીકળ્યા. તે વખતે આકાશમાં દેવોના ગમનાગમનથી કોલાહળ

થઈ રહેલો જાણી તેનું કારણ પૂછતાં મહાવીર પરમાત્મા નિર્વાણ પામ્યાના ખબર સાભળી તેમના હૃદયમાં અસહ્ય આઘાત થયો. તેઓ વિચારવા લાગ્યા કે—"શું આ હકીકત સાચી હશે ? શુ આવે વખતે પ્રભુ મને પોતાથી દુર કરે ? મારા જેવા રાગીને માટે પ્રભુ આવી પ્રવૃત્તિ કરે ? શું પ્રભુ વ્યવહારથી પણ અજાણ છે ? આવે વખતે અંગત સંબંધીને તો સૌ દુરથી પણ પોતાની પાસે બોલાવે છે તો પ્રભુ આમ કેમ કરે ? મારું મન એ વાત કબુલ કરતુ નથી શુ વીર પ્રભુએ મને દુર મોકલતા એમ ધાર્યું હશે કે—હું પાસે હોત તો સાથે લઈ જવા હઠ કરત અથવા જવા ન દેત, કે કેવળજ્ઞાન આપીને જવુ હોય તો જાઓ, એમ કહેત ! ગમે તે ધાર્યું હોય પણ મારા જેવા રાગીને દુર રાખવામા પ્રભુએ ઠીક તો કર્યું નથી એમ મને લાગે છે પણ રખે હુ ભૂલતો તો નથી ? પ્રભુ ભૂલ ન જ કરે એ વાતની તો મને ખાત્રી છે અરે ! હા ! હુ જ ભૂલ્યો છુ, મેં તે વખતે ઉપયોગ કેમ ન દીધો કે પ્રભુનુ આયુષ્ય કેટલુ છે ? પરંતુ હવે શુ થાય ! પણ મારી બીજી પણ ભૂલ જણાય છે ! મેં એમ ધાર્યું કે જેવો મારો પ્રભુ ઉપર રાગ છે તેવો જ રાગ તેમનો મારા પર હશે, પણ અહો ! આ તો સમજ્યા છતા ભૂલ્યો ! પ્રભુ તો વીતરાગ હતા, તેમનો રાગ મારા પર હતો જ નહી, મેં પણ એકપક્ષી જ રાગ કર્યો ! એ વીતરાગ પ્રભુએ મારા પરની હિતબુદ્ધિથી જ મને દૂર મોકલ્યો જણાય છે. કારણ કે હુ પ્રભુ પર અત્યંત રાગી હોવાથી એ સ્થિતિ જોઈ ન શકત. પણ હવે શુ કરવુ ? જે પ્રભુએ કર્યું તે જ મારે કરવુ. મારે પણ રાગીપણુ તજી દેવુ ને વીતરાગ થવુ કારણ કે આ સસારમા કોઈ કોઈનુ નથી જેઓ પોતાના આત્માનુ કાર્ય સાધે તે જ જીતી જાય છે અને બીજા ભવ હારીને ચાલ્યા જાય છે."

આ પ્રમાણે વિચાર કરતાં કરતા અને વીર વીર એમ ઉચ્ચાર કરતા ગૌતમસ્વામીનો મોહ નાશ પામ્યો, શુદ્ધ દશા પ્રગટ થઈ અને ઘાતિકર્મનો ક્ષય કરી માર્ગમાં જ તેઓ કેવળજ્ઞાન પામ્યા દેવો ત્યાં કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા આવ્યા સુવર્ણ કમળની રચના કરી. ગણધર મહારાજાએ તેના પર બેસી અપૂર્વ દેશના આપી ત્યારપછી બાર વર્ષ વિચરી મુનિ સમુદાયને સૌધર્મ ગણધરને સોપી તેઓ નિર્વાણપદ પામ્યા.

આ હકીકત ઉપરથી વીર પરમાત્માની વીતરાગ દશાનો ચિતાર હૃદયમા વિચારવાનો છે ગૌતમસ્વામી જેવા મહાગુણી અને સતત સેવા કરનારા મહાતપસ્વી એવા મુખ્ય ગણધર પર અંત સમયે તેને પાસે રાખવા જેટલો સ્નેહ પણ જેમણે ન બતાવ્યો એમની વીતરાગ દશા કેવી ઉચ્ચ કોટિની હશે ?

રાગી ઉપર પણ વીર પ્રભુએ જેવો વીતરાગભાવ બતાવ્યો છે તેવો જ પ્રાણાંત ઉપસર્ગ કરનાર ચંડકૌશિક, સગમ, ગોવાળ અને ગોસાળા જેવા મહાપાપી ઉપર અંશ માત્ર પણ દ્વેષ નહી ધરાવીને વીતદ્વેષપણુ બતાવી આપ્યુ છે એવી શાતવૃત્તિ આ મહાપુરુષ સિવાય બીજો કોણ રાખી શકે ? ધન્ય છે એ વીતરાગ–વીતદ્વેષ પરમાત્માને અને ધન્ય છે એમના અપ્રતિહત શાસનને, કે જેના પ્રતાપે અનેક જીવો આ સસાર સમુદ્રનો પાર પામી ગયા છે અને અનેક જીવો પાર પામશે ! આપણે પણ જો તે શાસનનો આશ્રય લઈશુ અને પરમાત્માની આજ્ઞાને અનુસરીશુ તો આપણું પણ અવશ્ય કલ્યાણ થશે ! તથાસ્તુ !

# ભગવાન્ મહાવીર: યુગપ્રવર્તક તરીકે

લેખક :—મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

સમયનો પ્રભાવ સંસારની કોઇ પણ વસ્તુ ઉપર પડ્યા વિના રહેતો નથી. દુનિયાનો કોઇ પણ દેશ, જાતિ, ધર્મ, સમ્પ્રદાય, રીત-રિવાજ, રાજ્યવ્યવસ્થા, આ બધું સમયાનુકૂળ પરિવર્તન માંગી જ લે છે. યાવત્ મનુષ્યોની ભાવના અને બુદ્ધિમાં પણ પરિવર્તન થયા કરે છે. જૈન દૃષ્ટિએ માનેલ ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ, છ આરા, ત્રીજા અને ચોથા આરામાં જ તીર્થંકર થાય, એ બધું શાનું પરિણામ છે? સમયની ઉત્કૃષ્ટતા અને અપકૃષ્ટતા—સમયના પ્રભાવનું જ પરિણામ છે. અમુક સમયમાં જીવો અમુક પ્રકૃતિના હોય, વળી બીજા કોઇ સમયમાં જીવો એથી જૂદી જ પ્રકૃતિના હોય. સમયનો પ્રભાવ જ તે તે વખતે એવો હોય છે કે જેથી જીવોના સ્વભાવો એવા બને છે. ઋજુ અને પ્રાજ્ઞ, ઋજુ અને જડ, વક્ર અને જડ, એ પ્રમાણે જૈનશાસ્ત્રોમાં બતાવેલા જીવોના સ્વભાવો, એ જુદા જુદા સમયનુ પરિણામ નહિ તો બીજું શું છે?

આમ સમયના પરિવર્તનની સાથે, મનુષ્ય-સ્વભાવમાં થતા પરિવર્તનના કારણે, તે તે સમયના મહાપુરૂષો—જ્ઞાની પુરુષો જીવોના કલ્યાણને માટે પાછલા કાળથી ચાલ્યા આવતાં માર્ગો, ધર્મક્રિયાઓ અને રૂઢિઓમા પરિવર્ત્તન કરવા-કરાવવા પ્રયત્ન કરે છે. આમ યુગબળને જોઇ જીવોની સ્થિતિચુસ્તતામા પલટો કરાવનારા મહાપુરૂષોને 'યુગપ્રવર્તક' કહેવામા આવે છે.

ભગવાન્ મહાવીર સ્વામી ચરમ તીર્થંકર હતા—તેઓ તે જ ભવમાં મોક્ષે જનારા હતા, એમ છતાં પણ ભગવાન્ મહાવીરસ્વામી પોતાના સમયના એક 'યુગપ્રવર્તક' મહાન 'યુગપ્રવર્તક' થયા છે, એમ આજે આપણે—આપણે જ નહિ, આખું જગત્ કબુલ કર્યા સિવાય નહિ રહી શકે. ભગવાન્ મહાવીરસ્વમીનો સમય અત્યંત ઘોર અંધકારનો હતો, ભારતવર્ષમા સર્વત્ર અજ્ઞાનતા છવાઇ રહી હતી, કોણ જગતના ધર્મગુરૂઓ કે કોણ બ્રાહ્મણો, કોણ વૈશ્યો કે કોણ શૂદ્રો, કોણ ક્ષત્રિયો કે કોણ બીજાઓ—સૌ લગભગ પોતાના કર્ત્તવ્યથી વિમુખ થઇ રહ્યા હતા. અહિંસા, સંયમ અને તપ, વિકૃત રૂપમા પરિણમ્યા હતા.

યદ્યપિ ભગવાન્ મહાવીરસ્વામીની પહેલાં થયેલ ભગવાન્ પાર્શ્વનાથની શિષ્યપરંપરા તે સમયે વિદ્યમાન હતી, અને તેઓ મોટી સંખ્યામા વિચરતા હતા, 'નિર્ગ્રંથ શ્રમણ' તરીકે અહિંસા, સંયમ, અને તપનો પ્રચાર કરી રહ્યા હતા અને વીતરાગધર્મને પ્રરૂપી રહ્યા હતા. તેમ છતા પણ તેમની વસ્ત્ર-મર્યાદા, એમના મહાવ્રતોની ચારની સંખ્યા, એમની વિહાર—મર્યાદા, એમની પ્રતિક્રમણ—મર્યાદા; એ બધું, ભગવાન્ મહાવીરસ્વામીના સમયને માટે, અને તે પછીના સમયને માટે અનુકૂળ-ફાયદાકારક નહિ હતું. સમયના

પ્રભાવથી, જૈનશાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે તેમ જીવો વક્ર અને જડ બન્યા હતા. એ જીવોને માટે, ભગવાન્ પાર્શ્વનાથના સમયથી ચાલી આવતી શ્રમણસંસ્કૃતિ અને કેટલાક બીજા રીતરિવાજોમાં ફેરફાર કરવાની આવશ્યકતા જણાતી હતી.

આમ એક તરફ જેમ ખાસ વીતરાગમાર્ગ–શ્રમણસંસ્કૃતિ વગેરેમાં કેટલાક ફેરફારો કરવાની જરુર હતી, તેવી જ રીતે, આખો ભારતવર્ષ જુદા જુદા ધર્મો–ધર્મોપદેશકોના વાતાવરણથી ઘણો જ સંક્ષુબ્ધ થયો હતો. આત્મકલ્યાણના અસાધારણ સાધનભૂત એવા ધર્મની પણ ખબર નહિ પડતી હતી કે વસ્તુતઃ કયો ધર્મ સાચો છે? પુરણકાશ્યપ, મંખલીગોસાલ, અજિત કેશકંબલ, કકુદકાત્યાયન, સંજય વેલાષ્ટપુત્ર; આ અને એવા બીજા અનેક ધર્મોપદેશકો પોતપોતાના **એકાન્તમતને** સ્થાપન કરી, લોકોને પોતપોતાના વાડા તરફ વાળતા હતા.

ત્રીજી તરફથી ધર્મને નામે યજ્ઞ–યાગાદિમાં ઘોર હિંસાનું પ્રવર્તન થઇ રહ્યું હતું.

ચોથી બાબત 'યતિ બ્રાહ્મણમ્' તરીકે જાતિવૈરનું મૂર્તિમંત દશ્ય ત્યારે મોજૂદ હતું.

આમ ચારે તરફથી અશાન્તિ–અશાન્તિનુ જ વાતાવરણ ફેલાઇ રહ્યુ હતું. આવા સમયમાં જરુરત હતી ભારતવર્ષમાં એક મહાપુરુષની કે જે જગત્‌ને સાચો માર્ગ બનાવે અને અજ્ઞાનતાને દૂર કરી લોકોને સાચા ધર્મના રાહ ઉપર લાવે!

આ વખતે ઉપરની બધી બાબતોમાં આવશ્યક પરિવર્ત્તન કરવા તરફ, કોઇ પણ જાતના સ્વાર્થ વિના લોકોને કલ્યાણનો માર્ગ બતાવવા તરફ ,ભગવાન્ મહાવીરસ્વામીએ જેહાદ જગાવી હતી.

આખા જગતના અંધકારની સ્હામે, આખા જગત્‌ની સ્થિતિચુસ્તતાની સ્હામે જેહાદ ઉઠાવનારમાં કેટલુ આત્મબળ હોવુ જોઈએ, એ કહેવાની ભાગ્યે જ જરુર છે. ભગવાન્ મહાવીરસ્વામીએ બાર બાર વર્ષ પર્યન્ત ઘોર તપસ્યા કરીને – અનેક ઉપસર્ગ–પરીષહો સહન કરીને, અપૂર્વ સાધકતાને પ્રાપ્ત કરી, ઉચ્ચ કોટિની આત્મશક્તિ પ્રાપ્ત કરી હતી–એમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ અને સંપૂર્ણતા પ્રાપ્ત કર્યા પછી જ તેમણે જગત્‌ને શાન્તિનો માર્ગ બતાવ્યો હતો. તત્કાલીન અને ભવિષ્યના જીવોની પરિસ્થિતિનો વિચાર કરી ભગવાને પ્રભુ પાર્શ્વનાથના સમયથી ચાલી આવતી શ્રમણ–સંસ્કૃતિમા પરિવર્તન કર્યું હતુ એમણે ચાર મહાવ્રતોના બદલે પાંચ મહાવ્રતોની પ્રરૂપણા કરી, પાંચે મહાવ્રતોની વ્યાખ્યા સ્પષ્ટ કરી હતી ભગવાન્ પાર્શ્વનાથની શિષ્ય–પરંપરા ગમે તેવા રંગના કે ગમે તેવી કિંમતનાં જે વસ્ત્રો ધારણ કરતી હતી, એ મર્યાદાને બંધ કરી વસ્ત્રમર્યાદા મુકરર કરી હતી આવી જ રીતે પાર્શ્વનાથ ભગવાનની શિષ્ય–પરંપરામા ચાલી આવતી દેવસી અને રાત્રિક અને તે પણ કારણિક પ્રતિક્રમણની મર્યાદાને બંધ કરી પાંચે પ્રતિક્રમણ નિયમિત રીતે સાધુઓએ કરવા જ જોઈએ, એવી મર્યાદા દાખલ કરી હતી પાર્શ્વનાથ ભગવાનની શિષ્ય–પરંપરામાં ચાલી આવતી વિહારની મર્યાદાના સ્થાને નવકલ્પી વિહારની મર્યાદા દાખલ કરી હતી.

અઢીસો વર્ષથી, બલ્કે એમ કહેવુ જોઈએ કે શ્રીઅજિતનાથ ભગવાન્‌ના સમયથી જે કેટલીક મર્યાદાઓ ચાલી આવતી હતી, એ મર્યાદાઓમા એકદમ પરિવર્તન કરવાનુ એક જબરદસ્ત કાર્ય ભગવાન્ મહાવીરસ્વામીએ કર્યું હતુ.

આપણે પહેલાં જોઈ ગયા છીએ તેમ, ભગવાન્ મહાવીરસ્વામીના સમયમાં પણ, ભગવાન્ પાર્શ્વનાથની શિષ્યપરંપરામાં ઉતરી આવેલા શ્રમણ-નિગ્રંથો મૌજૂદ હતા. તેઓ સમયે સમયે વિચરતાં વિચરતાં ભગવાન્ મહાવીરસ્વામીના શ્રમણનિગ્રંથોને મળતા પણ હતા, તેઓનો વાદ-વિવાદ પણ થતો હતો — અને પરિણામે ભગવાન્ મહાવીર-સ્વામીની પાસે જતા ભગવાન્ તેઓને મધુર ભાષાથી સમજાવી — તેમના હૃદયમા આ પરિવર્તન સમજાવતા હતા અને તેથી તેઓ ભગવાન્ મહાવીરસ્વામીનો પાચ મહા-વ્રતવાળો અને પાંચ પ્રતિક્રમણવાળો ધર્મ સ્વીકારતા હતા આવા અનેક પ્રસંગોનું વર્ણન શ્રીભગવતીસૂત્રમાં પણ ઉપલબ્ધ થાય છે.

ભગવાન્ મહાવીરસ્વામીએ, આમ જૈન શ્રમણસંસ્કૃતિમાં એકદમ પરિવર્તન કર્યું હતું.

આવી જ રીતે ભગવાન્ મહાવીરસ્વામીના સમયમાં જુદા જુદા ધર્મવાળાઓ પોતપોતાના **એકાન્તવાદને** સત્ય માની, બીજાઓને જૂઠા બતાવવામાં પોતાની બાહાદુરી સમજતા હતા, આની સ્હામે ભગવાન્ મહાવીરસ્વામીએ **સ્યાદ્વાદનો સંદેશ** લોકોના કાનો દ્વારા હૃદયોમાં ઉતારવાનો ભરસક પ્રયત્ન કર્યો હતો. એક વસ્તુને એક જ દૃષ્ટિથી જોઈ, માત્ર તે જ વસ્તુ સાચી છે, તે સિવાયનું બધું જૂઠું છે, આમ માનવું એ ખરેખર ભૂલ છે. 'જરા જુદી જુદી દૃષ્ટિથી જુઓ, તમને તમારી ભૂલ માલુમ પડશે અને સત્યનું ભાન થશે,' એ ભગવાન્નું કથન હતું. ભગવાને જગત્ને સમજાવ્યું કે :—

"एकस्मिन् वस्तुनि सापेक्षरीत्या परस्परविरुद्धनानाधर्मस्वीकारो हि स्याद्वादः"

એક વસ્તુમાં અપેક્ષા પૂર્વક વિરુદ્ધ જુદા જુદા અનેક ધર્મોનો સ્વીકાર કરવો, એનું નામ છે સ્યાદ્વાદ! આમ કોઈ પણ વસ્તુને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી નીહાળતાં, કોઈ પણ મતને એકદમ અસત્ય કહેવાનું સાહસ કોઈ ન કરી શકે.

સામ્પ્રદાયિક કિંવા ધાર્મિક મતભિન્નતાઓને વિરુદ્ધતાનુ રૂપ આપી, ઉભા કરેલ અશાંતિના અગ્નિ સામે, આ સ્યાદ્વાદના સિંચને એ અગ્નિને ઘણો શાન્ત કર્યો હતો.

આવી રીતે જેઓ યજ્ઞ-યાગાદિમાં પશુઓને હોમવામાં ધર્મ માની રહ્યા હતા, તેઓની સામે પણ ભગવાને શાન્ત અને આધ્યાત્મિક બળવો ઉઠાવ્યો. બીજા જીવોનો નાશ કરીને હોમ કરનારાઓને ભગવાને સ્પષ્ટ સમજાવ્યુ કે 'મહાનુભાવો, હોમ જરુર કરો, પરતુ એવો હોમ કરો, કે જેનાથી કોઈ પણ જીવની હિંસા ન થાય, અને આપણા આત્માનુ કલ્યાણ થાય' ભગવાને કહ્યું :

तवो जोई, जीवो जोईठाण, जोगा सुया, सरीर कारीसंग ।
कम्मं हहा, संजमजोग संति, होमं हुणामि इसिणं पसत्थं ॥

उत्तराध्ययन सूत्र, અ० १२, गा. १४.

તપરૂપ અગ્નિ, જીવરૂપ અગ્નિનુ સ્થાન-કુંડ, યોગરૂપ કડછી, શરીરરૂપી છાણાં, કર્મ-રૂપી લાકડા, સંયમ-વ્યાપારરૂપી શાન્તિપાઠ, આ પ્રકારની સામગ્રીથી ઋષિઓથી પ્રશંસાએલ હોમને હું કરું છું

જે વખતે સસારમા અંધાધુધી વ્યાપ્ત થઈ જાય છે, નિર્નાયકતા પ્રસરે છે અને સ્વચ્છંદવૃત્તિનુ સામ્રાજ્ય વધી જાય છે, એ વખતે ઢોંગ વધારે ફેલાય છે. ઢોંગી લોકોનુ જોર વધી જાય છે અને એ ઢોંગી લોકો — ધૂર્તલોકો અનેક રીતે લોકોને

ફસાવે છે. પરિણામે 'લોભીઆ હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે,' એ હિસાબે સંસારના મનુષ્યોની લોભવૃત્તિનો લાભ, એ ઢોંગીઓ આરામથી લઈ શકે છે।

ભગવાન્ મહાવીરસ્વામીનો સમય પણ આવો જ અંધાધુધીનો સમય હતો, અને એટલા માટે પોતાનો મત વધારવાની, મહાત્મા બનવાની, પૂજાવાની કે બીજી કોઈ પણ જાતની લાલસા નહિ રાખનાર પ્રભુ મહાવીરસ્વામીએ સાચો માર્ગ શો છે, સાચી તપસ્યા કઈ છે, સાચો યોગ કયો છે, સાચો સાધુ કે સાચો બ્રાહ્મણ કોણ હોઈ શકે; એનું સ્વરૂપ ખુલ્લંખુલ્લા પ્રકટ કર્યું હતુ. ભગવાને જગતને સંભળાવ્યું કે.—

जइ विय णिगसे किसे चरे जइ विय भुंजिय मासमंतसो।
जे इह मायाइ मिज्जई आगंता गब्भायणंतसो ॥

सूत्रकृतांग, अ० २, उ० १, गा० ९.

યદિ કોઈ નગ્ન થઈને ફરે, યા કોઈ શરીરને કૃશ કરીને ફરે, અથવા મહીના મહીનાના ઉપવાસ કરે, પરન્તુ જો તે માયા વડે કરીને લિપ્ત છે તો તેની મુક્તિ નથી, બલ્કે અનંત ગર્ભોમાં તેને જવું પડે છે.

આવી જ રીતે શ્રમણાદિનો કે બ્રાહ્મણાદિનો ખોટો ઢોંગ કરનારાઓથી લોકોને ચેતવતાં ભગવાન્ મહાવીરસ્વામીએ ફરમાવ્યું કે.—

नवि मूंडिएण समणो न ओंकारेण बंभणो।
न मूणी रण्णवासेणं कुसचीरेण न तापसो॥

उत्तराध्ययन, अ० २५, गा० ३.

મુંડન,-લુંચન કરવા માત્રથી કંઇ શ્રમણ નથી, ઓંકારનો જાપ માત્ર કરવાથી બ્રાહ્મણ નથી, અરણ્યવાસ કરવા માત્રથી કંઇ મુનિ નથી તેમ દર્ભનાં વસ્ત્ર પહેરવા માત્રથી કંઇ તાપસ નથી.

ત્યારે સાચા શ્રમણાદિ કોણ?–એ બતાવતાં ભગવાને સ્પષ્ટ સમજાવ્યું:—

समयाए समणो होई बंभचेरेण बमणो।
नाणेण य मुणी होई तवेण होई तापसो॥

उत्तराध्ययन, अ० २५, गा–३१.

સમતાથી–સમભાવથી શ્રમણ કહેવાય, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, જ્ઞાનથી મુનિ અને તપથી તાપસ કહેવાય. અર્થાત્ આ ગુણો જો તેમાં ન હોય, તો પછી શ્રમણ, બ્રાહ્મણ, મુનિ કે તાપસ કેમ કહી શકાય?

સંસારની અંદર ઘણે ભાગે બનતું આવ્યુ છે તેમ, ભગવાન્ મહાવીરસ્વામીના સમયમા પણ જાતીય અભિમાનના કારણે વૈર-વિરોધ વધારે થતા હતા "અમે તે બ્રાહ્મણ, અમે તો વૈશ્ય, અમે તો ક્ષત્રિય અને અમે તો શુદ્ર, અમે તો સાધુ, આ તો કુસાધુ, આ તો પાસત્થો," આ બધુ કેવળ મિથ્યાભિમાનનુ જ પરિણામ છે. આ મિથ્યાભિમાનની સામે ભગવાને સમજાવ્યુ:—

कम्मुणा बंभणो होइ, कम्मुणा होइ खत्तिओ।
वइसो कम्मुणा होइ सुद्दो होइ कम्मुणा ॥

માણુસ કર્મથી બ્રાહ્મણ થાય, કર્મથી ક્ષત્રિય થાય, કર્મથી વૈશ્ય થાય અને શૂદ્ર પણ કર્મથી–ક્રિયાથી જ થાય!

આમ અનેક રીતે તપાસતાં આપણે એ સહજે જોઈ શકીએ છીએ કે ભગવાન્ મહાવીરસ્વામી તે સમયના એક જબરદસ્ત સુધારક જ નહિ, પરન્તુ યુગપ્રવર્તક હતા. એમણે, ન કેવળ શ્રમણસંસ્કૃતિમાં જ, બલ્કે આખી જૈનસંસ્કૃતિમાં કાયા પલટ કરી દીધી હતી. ભગવાન્ના આ યુગ–પ્રવર્તનમાં, ભગવાને ચુંવાલીસસો બ્રાહ્મણોને આપેલી દીક્ષાએ વધારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એમ કહી શકાય જે બ્રાહ્મણો–જે વિદ્વાન બ્રાહ્મણો, પોતાના મતનું જબરદસ્ત અભિમાન રાખી, બીજાઓનો ઘોર વિરોધ કરે, તે જ વિદ્વાનો પોતાના સેંકડો શિષ્યોની સાથે ભગવાનની પાસે દીક્ષા લે, એ કંઇ ઓછું મહત્ત્વનું કાર્ય નથી. ભગવાન્ના યુગપ્રવર્તન–કાળના પ્રારંભમાં જ ભગવાનને મળેલો આ વિજય ખરેખર શ્રેષ્ઠ મંગલાચરણરૂપ હતો.

એ પ્રમાણે ભગવાન્ મહાવીરસ્વામીએ વ્રતોની દૃષ્ટિએ, આચારવિચારની દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ, સંઘવ્યવસ્થાની દૃષ્ટિએ, ભારતમાં શાન્તિ ફેલાવવાની દૃષ્ટિએ, અહિંસાની દૃષ્ટિએ, પારસ્પરિક રાગ–દ્વેષ મટાડવાની દૃષ્ટિએ, આધ્યાત્મિક દૃષ્ટિએ, સાધુઓને અને ગૃહસ્થોને પોતપોતાનો ધર્મ સમજાવવાની દૃષ્ટિએ; આમ અનેક દૃષ્ટિએ જે પ્રખર પ્રયત્નો કર્યા છે, અને પોતાના એ પ્રયત્નોમાં જે મહાન્ સફળતા મેળવી છે, એ એમના ઉત્તમ ત્યાગ, નિસ્વાર્થતા લોક–કલ્યાણની ભાવના અને એમના ઊંચામાં ઊંચા આત્મિક-જ્ઞાનનું પરિણામ છે, એમ કોઇ પણ વિચારક કહ્યા સિવાય નહિ રહે!

ભગવાન્ મહાવીર એટલે સાચા સુધારક, ભગવાન્ મહાવીર એટલે જગતના ઉદ્ધારક, ભગવાન્ મહાવીર એટલે સાચા નવયુગપ્રવર્તક! ભગવાન્ મહાવીરને ખરી રીતે જગત્ ઓળખી શકયુ નથી અરે, ભગવાન્ મહાવીરને માનનારા પૂજનારા પોતે પણ તેમને ઓળખી શકયા છે કે કેમ?–એ પણ દાવા સાથે કહેવું દુષ્કર છે જો આપણે ભગવાન્ મહાવીરસ્વામીને ખરેખરી રીતે ઓળખી શકયા હોત, તો તેમને આપણે આપણા જ પ્રભુ તરીકે નહીં. પરન્તુ જગતના પ્રભુ તરીકે ઓળખાવી શકયા હોત. ભગવાન્ મહાવીરના સમકાલીન બુદ્ધદેવનુ ચરિત્ર, આજે દુનિયાની તમામ ભાષાઓમાં, અનેક આવૃત્તિઓમાં બહાર પડતુ જ રહે છે, જ્યારે ભગવાન્ મહાવીરસ્વામીનુ એક પણ ચરિત્ર, એક પણ ભાષામા એવુ આલેખાયેલુ આપણે નથી જોતા કે કોઈ પણ ધર્મનો અનુયાયી એને વાંચતાં જ ભગવાન્ મહાવીરસ્વામીનો પ્રશંસક બને—ભક્ત બને! ભગવાન્ મહાવીરસ્વામીના સમકાલીન બુદ્ધદેવના અનુઆયીઓની સંખ્યા આજે દુનિયામાં કરોડોની—પચાસ સાઠ કરોડ જેટલી છે, પ્રભુ મહાવીરસ્વામીને માનનારાઓની સંખ્યા બાર લાખની!! કેટલો દુ:ખનો વિષય છે!!!

શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ, અને ભગવાનનું શાસન જગતમાં સર્વત્ર ફેલાવવાનું બળ આપે, એ અભિલાષા સાથે સાચા સુધારક યુગપ્રવર્તક પ્રભુ મહાવીરસ્વામીને ભૂરિ ભૂરિ વંદન કરી અહીં જ વિરમીએ!

# 'શ્રી મહાવીર નિર્વાણ'*

## શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી જિનશાસનની ભવિષ્યમાં થનારી સ્થિતિનું વર્ણન

અનુવાદક
**સારાભાઈ મણિલાલ નવાબ**
આર્કિયોલોજીકલ ડીપાર્ટમેન્ટ, **વડોદરા.**

ભારતીય મુસલમાન બાદશાહોના દરબારમા સૌથી પ્રથમ જૈનધર્મનું મહત્ત્વ સમજાવનાર, ઐતિહાસિક તેમ જ ભૌગોલિક બને દૃષ્ટિથી મહત્ત્વપૂર્ણ 'વિવિધ તીર્થકલ્પ' નામના ગ્રંથની રચના કરનાર, ચૌદમી શતાબ્દીમા થયેલા સુલતાન મહમદ તુઘલખના દરબારમા જૈનધર્મનુ ગૌરવ વધારનાર, અનેક સ્તોત્ર મૌક્તિકોની રચના કરનાર, ખરતરગચ્છાચાર્ય શ્રીજિનપ્રભસૂરિજીએ આજથી છસો વર્ષ પહેલા, જૈનધર્મની ભવિષ્યમા થનાર પરિસ્થિતિનુ વર્ણન પોતે રચેલા 'વિવિધ તીર્થકલ્પ' અતર્ગત ૨૧ મા અપાપાબૃહત્કલ્પમા આપેલુ છે. તે વર્ણનની સાથે સાથે મહાવીર નિર્વાણ તથા દીપાલીકાપર્વની ઉત્પત્તિનુ વર્ણન આપેલુ હોવાથી તેનુ ભાષાતર અત્રે આપવામા આવ્યુ છે.

"શ્રીમહાવીર પ્રભુને નમસ્કાર કરીને તેઓશ્રીના નિર્વાણ દિવસથી પ્રવૃત્ત થયેલા દિવાલીપર્વના વર્ણન પૂર્વક હૂ પાવાપુરીનો કલ્પ કહીશ :

ગૌડદેશમા આવેલા પાટલીપુત્ર નગરમાં ત્રણ ખંડ ભરતનો સ્વામી મહારાજા સંપ્રતિ કે જે પરમ જૈન હતો તે એક સમયે શ્રીઆર્યસુહસ્તી સ્વામીને પૂછવા લાગ્યો કે —'હે ભગવન્! લૌકિક અને લોકોત્તર માર્ગમા ગૌરવ પામેલા આ દિવાલીપર્વની ઉત્પત્તિ શી રીતે થઈ?'

ગુરુ મહારાજે કહ્યુ કે સાભળ —

તે કાળ, તે સમયમા ચરમ તીર્થપતિ શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરપ્રભુ પ્રાણત નામક દેવલોકમા આવેલા પુષ્પોત્તર વિમાનમાથી વીસ સાગરોપમનુ (દેવ સબધી) આયુષ્ય પૂર્ણ કરી, ત્યાથી ચ્યવી આ જ અવસર્પિણીના ત્રણ આરા સમાપ્ત થયા બાદ, ચોથા આરાના ૭૫ વર્ષ અને સાડાઆઠ માસ બાકી હતા તે સમયે આષાઢ સુદિ ૬ ને દિવસે

---

* 'વિવિધતીર્થકલ્પ' સિંધી જૈન ગ્રન્થમાલા, ગ્રન્થાંક ૧૦ મો. સં. જિનવિજયજી, પૃષ્ઠ ૩૪ થી ૪૪.

ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં બ્રાહ્મણકુંડ ગ્રામનગરમા ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા દેવાનંદાની કુક્ષિમાં સિંહ, ગજ, વૃષભ આદિ ૧૪ મહાસ્વપ્ન[1] સૂચિત ગર્ભપણે અવતર્યા.

દેવાનંદાની કુક્ષિમાં ૮૨ દિવસ રહ્યા પછી શક્રેંદ્રે હુકમ કરેલા હરિણૈગમેશ નામના દેવે આસો (ગુજરાતી ભાદરવા) વદિ ૧૩ના દિવસે, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રને વિષે ક્ષત્રિયકુંડગ્રામનગરના રાજા સિદ્ધાર્થની પત્ની ત્રિશલાદેવીની કુક્ષિમાં ગર્ભરૂપે પરિવર્તન કર્યા[2]

ગર્ભમાં (સાતમા મહિને) માતાના અતિ સ્નેહને લીધે 'માતાપિતાની હયાતીમા હું શ્રમણ નહી થાઉ' એવો અભિગ્રહ લીધો. નવ માસ અને સાડાઆઠ રાત્રિ દિવસ વ્યતીત થયે ચૈત્ર સુદિ ૧૩ના દિવસે તે જ (ઉત્તરાફાલ્ગુની) નક્ષત્રે જન્મ લીધો. માતાપિતાએ (ગુણ-નિષ્પન્ન) વર્દ્ધમાન નામ પાડયું.

મેરુકંપ, સુરક્ષોભ, ઇંદ્રવ્યાકરણ રચના વગેરે પ્રગટ છે અવદાત જેના, એવા પ્રભુએ ભોગ ભોગવી, માતાપિતાના સ્વર્ગવાસ પછી ૩૦ વર્ષ [કુલ] ગૃહસ્થવાસમાં રહ્યા પછી સંવત્સર (વાર્ષિક) દાન આપી, ચંદ્રપભા નામની શિબિકામાં બેસી દેવદૂષ્ય વસ્ત્ર ધારણ કરી, માર્ગશીર્ષ વદિ ૧૦ ના[3] દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં તે જ વર્ષે એકાકી છઠ્ઠ તપથી જ્ઞાતખંડ વનમા સાંજના સમયે દીક્ષા લીધી. પારણાના દિવસે બહુલ વિપ્રે ક્ષીરથી પારણુ કરાવ્યું [તે સમયે], પચદિવ્ય પ્રગટ થયા.

ત્યારપછી, ૧૨ વર્ષ, ૧૩ પક્ષ સુધી દેવ, મનુષ્ય, તિર્યંચ કૃત અનેક ઉપસર્ગો સહન કરી, ઉગ્ર તપ તપી, જૃંભિકા ગ્રામે ઋજુવાલુકા નદીના તીરે, ગોદોહિકા આસને, છઠ્ઠ-તપ વડે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમા જ વૈશાખ સુદિ ૧૦ને દિવસે, ત્રણ પહોર વ્યતીત થયે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું, (કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી બીજે જ દિવસે) અગિયારશે અપાપાપુરીના મધ્યે મહાસેન વનમાં તીર્થ પ્રવર્તાવ્યુ. ઇંદ્રભૂતિ પ્રમુખ ગણધરોને પરિવાર સાથે દીક્ષા આપી

શ્રમણપણુ અંગીકાર કરીને ભગવાને ૪૨ ચતુર્માસ નીચેનાં સ્થળોએ કર્યાં:—

૧ અસ્થિગ્રામે, ૩ પૃષ્ઠચપામાં, ૧૨ વૈશાલીવાણીયગ્રામમાં, ૧૪ નાલંદા-રાજગૃહમાં, ૬ મિથિલામાં, ૨ ભદ્રિકાનગરીમાં, ૧ આલંભિકાનગરીમાં, ૧ પ્રણુતભૂમિ (અનિશ્ચિત-સ્થાને), ૧ શ્રાવસ્તીમાં, ૧ અપાપામાં. કુલ ૪૨ ચાતુર્માસ.

અપાપાપુરીના મધ્યે હસ્તિપાલ રાજાની અભેદ્યમાન શુલ્કશાળા (કારકુનોને બેસવા યોગ્ય સ્થાન) માં ચરમ-છેલ્લું ચતુર્માસ કર્યું, ત્યાં પોતાના આયુષ્યનો અંત સમય જાણતા પ્રભુએ સોળ પ્રહર સુધી દેશના દીધી.

---

૧. ચૌદ મહાસ્વપ્ન:— ૧. ગજ, ૨ વૃષભ, ૩. સિંહ, ૪. લક્ષ્મી, ૫. ફુલની માળા, ૬. ચંદ્ર, ૭. સૂર્ય, ૮. ધ્વજ, ૯. કળશ, ૧૦. પદ્મ-સરોવર, ૧૧. ક્ષીર-સમુદ્ર, ૧૨. દેવ-વિમાન, ૧૩. નિર્ધૂમ અગ્નિ, ૧૪. રત્નરાશિ.

૨. ગર્ભપરિવર્તનનો વિસ્તૃત અધિકાર જાણવા ઇચ્છનારને 'કલ્પસૂત્ર સુબોધિકા'માંથી જોઈની માહિતી મલી રહેશે.

૩. ગુજરાતી કારતક વદિ ૧૦

ત્યાં પુણ્યપાળ રાજા વાંદવા આવ્યા. તેમણે જાતે દેખેલા ૮ આઠ મહાસ્વપ્નનું ફળ પુછ્યું પ્રભુએ એ સ્વપ્નાઓના ફળરૂપે જૈનશાસનની ભવિષ્યમા—કળીકાળમા થનારી સ્થિતિનું સવિસ્તર વર્ણન કહી સંભળાવ્યુ

* * *

ત્યારપછી ગૌતમસ્વામીએ પ્રભુ શ્રી મહાવીરને પૂછ્યું કે—'હે ભગવન્! તમારા નિર્વાણ પછી શું શુ થશે?' પ્રભુએ કહ્યું કે—'ગૌતમ! મારા મોક્ષ–ગમન બાદ ત્રણ વર્ષ સાડા આઠ માસ વ્યતીત થએ દુસમા નામે પાંચમો આરો શરૂ થશે.'

મારા મોક્ષગમન બાદ ૬૪ વર્ષ પછી ચરમ કેવલી જંબુસ્વામી મોક્ષે જશે. તે જ સમયે મનઃપર્યવજ્ઞાન, પરમાવધિ, પુલાકલબ્ધિ, આહારક શરીર, ક્ષપકશ્રેણિ, ઉપશમશ્રેણિ, જિનકલ્પ, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાતચારિત્ર, કેવલજ્ઞાન અને મોક્ષગમન: આ બાર વસ્તુઓનો ભરતક્ષેત્રમા વિચ્છેદ થશે.

આર્ય સુધર્માથી શરુ કરીને યાવત્ દુપ્પસહસૂરિ સુધી યુગપ્રધાન આચાર્ય ૨૦૦૪ થશે.

મારા નિર્વાણ પછી ૧૭૦ વર્ષે સ્થૂલિભદ્રના સ્વર્ગારોહણ થયા બાદ છેલ્લા ચાર પૂર્વ, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભનારાચ સંઘયણ, મહાપ્રાણધ્યાન વ્યુચ્છેદપણાને પામશે.

પાચસો વર્ષ પછી આર્યવજ્રના સમયમા દશમું પૂર્વ, ચાર સંઘયણ પણ વ્યુચ્છેદ થશે. મારા મોક્ષગમન પછી પાલક, નદ, ચંદ્રગુપ્ત, વગેરે રાજ્ય ચલાવી રહ્યા બાદ ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય રાજા થશે. તે આ પ્રમાણે.—

| | | |
|---|---|---|
| ૬૦ | વર્ષ | પાલકનુ રાજ્ય |
| ૧૫૫ | ,, | નંદોનુ રાજ્ય |
| ૧૦૮ | ,, | મૌર્યવંશીઓનું રાજ્ય |
| ૩૦ | ,, | પુષ્યમિત્રનુ રાજ્ય |
| ૬૦ | ,, | બલમિત્ર ભાનુમિત્રનુ રાજ્ય |
| ૪૦ | ,, | નરવાહન રાજાનુ રાજ્ય |
| ૧૩ | ,, | ગર્દભિલ્લ રાજાનુ રાજ્ય |
| ૪ | ,, | શક રાજાનુ રાજ્ય |
| ૪૭૦ | | |

વિક્રમાદિત્ય રાજા સુવર્ણ પુરૂષની સાધના કરી પૃથ્વીને ઋણમુક્ત કરી પોતાનો સંવત્સર પ્રવર્તાવશે તે ગર્દભિલ્લ રાજાના ઉચ્છેદક કાલકાચાર્ય [મારા મોક્ષગમન બાદ] ૪૫૩ વર્ષે થશે

દુસમ સમયમા મોટા નગરો ગામ જેવાં અને ગામો સ્મશાન સમાન થશે, અને યમના દંડ જેવા (ભયકર) રાજાઓ થશે, કૌટુમ્બિકો દાસ જેવા થશે, કાર્યવાહકો (ઓદ્દેદારો) લાચ લેનારા થશે, નોકર ચાકર સ્વામિદ્રોહ કરનારા થશે, સાસુ કાલરાત્રિ સમાન થશે, અને વહુ સાપણો જેવી થશે, નિર્લજ્જ (લાજ વગરની), કટાક્ષથી જોનારી અને દુરાચારિણી કુલાગનાઓ થશે, શિષ્યો તેમજ પુત્રો સ્વચ્છદે ચાલનારા થશે, મેઘ (વર્ષાદ) વેળાસર વર્ષશે નહિ અને સમય વીતે વર્ષશે; દુર્જન લોકો સુખી, ઋદ્ધિસંપન્ન

અને સન્માનપાત્ર બનશે, જ્યારે સજ્જન પુરૂષો દુઃખી, અપમાનવાળા તેમજ અલ્પ ઋદ્ધિવંત થશે; પરચક્ર, ડમર, દુર્ભિક્ષ વગેરેથી દરેક દેશ પીડાશે; હલકા ( નીચ ) માણસો વિશેષ પેદા થશે; બ્રાહ્મણો પોતાના સ્વાધ્યાયાદિ નિત્યકર્મ છોડી દઈ અર્થલુબ્ધ થશે, સાધુઓ ગુરુકુળ-વાસનો ત્યાગ કરી, ધર્મકાર્યમાં મંદ પ્રવૃત્તિવાળા, કષાયથી કલુષિત મનવાળા થશે, સમ્યગ્દષ્ટિ દેવતાઓ તેમજ મનુષ્યો અલ્પબલવાળા થશે; અને મિથ્યાદષ્ટિ વિશેષ બલવંત થશે. દેવતાઓ દર્શન આપશે નહિ. વિદ્યા, મંત્ર તથા ઔષધિ વગેરે પણ જોઇએ તેવા પ્રભાવથી સ્ફૂરાયમાન થશે નહિ. ગૌરસ, કર્પૂર, સાકર વગેરે દ્રવ્યોમાથી રસ, વર્ણ, ગંધની હાનિ થશે. માસકલ્પાદિને યોગ્ય ક્ષેત્રો રહેશે નહિ. પ્રતિમારૂપ શ્રાવક ધર્મનો વ્યુચ્છેદ થસે. આચાર્યો પણ શિષ્યોને સમ્યક્ શ્રુત આપશે નહિ.

લોકો કલહ કરનારા, મત્સર કરનારા, અસમાધિ તેમજ અનિવૃત્તિ કરનારા થશે. આવી રીતે દશે ક્ષેત્રો ( પાચ ભરત અને પાચ ઐરવત ક્ષેત્રો ) મા દુખમ સમયના સંજોગે પ્રવૃત્તિ થશે.

વ્યવહાર, મંત્ર, તંત્રાદિમાં હમેશા ઉદ્યત બનેલા મુનિઓમાંથી આગમાર્થો લુપ્ત થશે, અને તેઓ અર્થ લોભી થશે.

ઉપકરણ, વસ્ત્ર, પાત્ર, વસતિ, શ્રાવકો વગેરેની ઓછાશ થશે. વિશેષ શું લખીએ વેપધારીઓ વિશેપ થશે અને શુદ્ધ સાધુઓ ઓછા થશે.

પૂર્વાચાર્યોની પરંપરાથી ચાલતી આવતી શુદ્ધ સામાચારીનો ત્યાગ કરી, પોતાની બુદ્ધિમા આવે તેમ કલ્પના કરી ( મનકલ્પિત ) સામાચારી બતાવી તેવા પ્રકારના ( ભદ્રિક જનો ) ને મોહમા પાડશે ઉત્સૂત્ર ભાપણ કરનારા, પોનાની જ સ્તુતિ અને બીજાની નિંદા કરનારા કેટલાક થશે મિથ્યાત્વી રાજાઓનુ જોર થશે અને હિંદુ રાજાઓ અલ્પ બળવાળા થશે.

યાવત્ ૧૯૧૪ વર્ષ વ્યતીત થએ વિક્રમ સવત્ ૧૪૪૪ માં પાટલિપુત્ર નગરમાં ચૈત્ર સુદિ આઠમે અર્ધ રાત્રિના સમયે વિષ્ટિકરણમા મકર લગ્નમા કલ્કિ રાજાનો જન્મ થશે.'

મતાંતરે—મગદણ નામના પુરુપને ઘેર, જશદેવીના ઉદરે ચંડાળ કુળમાં કલ્કિ રાજાનો જન્મ થશે.

કેટલાક એમ કહે છે કે—વીર ભગવાનના મોક્ષ-ગમન પછી ૧૯૨૮ વર્ષે ૫ માસે ચંડાળ કુલમા કલ્કિ રાજાનો જન્મ થશે. તેના નામો ત્રણ થશે જે આ પ્રમાણે- રુદ્ર, કલ્કિ અને ચતુર્મુખ. તેના જન્મ પ્રસંગે રાજા મધુમથનના મંદિરમા, મથુરા નગરીમાં ક્યાક છુપી રીતે રહેલ સ્તૂપ પડી જશે. મનુષ્યો, દુર્ભિક્ષ, રોગ, ડમર વગેરેથી પીડાશે. અઢારમા વર્ષે, કાર્તિક સુદિમા કલ્કિનો રાજ્યાભિષેક થશે. તે લોકોના મુખથી જાણી નંદરાજાના પાચે સુવર્ણના સ્તૂપો ખોદી કઢાવશે. ચામડાના નાણા ચલાવશે દુષ્ટ માણસોનો સહવાસ, અને સારા માણસોનો નિગ્રહ કરશે. પૃથ્વી સાધીને છત્રીસમા વર્ષે ત્રણખંડ પૃથ્વી ( ભરતક્ષેત્ર ) નો આધપતિ થશે. દરેક ઠેકાણેથી ખોદી ખોદીને નિધાન

* આ સંબંધમા ઘણા જુદા જુદા ઉલ્લેખો મળી આવે છે.

કાઢી લેશે. તેના ભંડારમાં ૯૯ કોડાકોડી સોનૈયા, ૧૪ હજાર હાથીઓ, ૮૭ લાખ ઘોડા, ૫ કોટિ પદાતિ (હિંદુ, તુરૂષ્ક અને કાફર લોકો) થશે તેનું એકછત્ર રાજ્ય થશે. ધન માટે રાજમાર્ગ ખોદાવતા તેમાથી લવણદેવી નામે પત્થરની ગાય નીકળશે તે પ્રગટ થઈને ગોચરી જતા સાધુઓને સિંગડાથી હણશે તે સમયે પાડિવય આચાર્ય કહેશે કે:—'આ નગરમાં જલનો ઘોર ઉપસર્ગ થશે,' અને સાધુઓને આદેશ દેશે તેથી કેટલાક સાધુઓ અન્યત્ર વિહાર કરી જશે. જેઓ વસતિ પ્રતિબંધથી રહેશે તેઓનો નિગ્રહ કરવામાં આવશે.

ત્યારબાદ વિશેષ વૃષ્ટિ એવી થશે કે જેનાથી આવેલા ગંગા નદીના પૂરમાં આખું શહેર તણાઇ જશે. રાજા અને સંઘ ઉત્તર દિશામાંના ઉંચા સ્થલે ચઢી જઇ બચાવ કરશે. રાજા ત્યા જ નવીન શહેર વસાવશે. સર્વ પાખંડીઓને તે દંડશે. સાધુઓ પાસેથી પણ ભિક્ષાનો છઠ્ઠો ભાગ માગશે, ત્યારે સંઘ કાઉસગ્ગ કરશે, તે વખતે શાસનદેવતા આવી તેને નિવારશે. પચ્ચાસ વર્ષ સુભિક્ષ થશે એક દ્રમ્મ (એક જાતનો સિક્કો) થી દ્રોણભર દાણા મળશે આવી રીતે નિષ્કંટક રાજ્ય પાલી છાસીમે વર્ષે ફરી સર્વ પાખંડીઓને દંડીને, સર્વ લોકોને નિર્ધન કરી, સાધુઓ પાસેથી ભિક્ષાનો છઠ્ઠો ભાગ માગશે તે પ્રમાણે નહિ આપવાથી સાધુઓને કેદખાનામા નાંખશે; ત્યારે પાડિવય આચાર્ય પ્રમુખ સંઘ શાસનદેવતાનો કાઉસગ્ગ કરશે, તેથી શાસનદેવતા આવીને તેને સમજાવશે છતા નહિ સમજે ત્યારે આસનકંપથી બ્રાહ્મણરૂપે શક્ર આવશે. જ્યારે તેનું પણ વચન તે નહિ માને ત્યારે શક્ર ચપેટાથી તેને મારશે, તે મરી નરકમાં જશે. ત્યારબાદ તેના પુત્ર ધર્મદત્તને રાજગાદીએ બેસાડશે સંઘને સ્વસ્થ કરી શક્ર સ્વસ્થાને જશે. દત્તરાજા ૭૨ વર્ષના આયુષ્યવાલો હમેશા જિનચૈત્ય મંડિત પૃથ્વી કરશે, લોકોને સુખી બનાવશે દત્તનો પુત્ર જિતશત્રુ અને તેનો પુત્ર મેઘઘોષ થશે કલ્કિના પછી મહાનિશીથ વર્તશે નહિ. આ પ્રમાણે બે હજાર વર્ષની સ્થિતિવાલા ભસ્મગ્રહ રાશિની પીડા ઉતર્યા બાદ દેવતાઓ દર્શન દેશે. વિદ્યા, મંત્ર વગેરે પણ થોડા જાપથી પ્રભાવ બતાવશે. અવધિજ્ઞાન, જાતિસ્મરણ વગેરે પણ કિંચિત્ જાગૃતિમા આવશે. ત્યારબાદ ૧૯ હજાર વર્ષ સુધી જૈનધર્મ પ્રવર્તશે. દુસમ સમયના અંતે બાર વર્ષની ઉમરે દીક્ષા લીધેલ, બે હાથના શરીર પ્રમાણવાલા, દશવૈકાલિક પ્રમાણ આગમના ધારનાર, અઢી શ્લોક પ્રમાણ ગણધર મંત્રનો જાપ કરનાર, ઉત્કૃષ્ટ છઠ (બે ઉપવાસ) ની તપસ્યા કરનાર દુપ્પસહ નામના આચાર્ય થશે તે છેલ્લા યુગપ્રધાન આઠ વર્ષ સુધી શ્રમણ પર્યાય પાળી ૨૦ વર્ષની આયુસ્થિતિવાળા અષ્ટમભક્તથી અનશન કરી, સૌધર્મ દેવલોકમા એક પલ્યોપમની સ્થિતિના આયુષ્યવાળા એકાવતારી તરીકે ઉત્પન્ન થશે

દુપ્પસહસૂરિ, ફલ્ગુશ્રી આર્યા (સાધ્વી), નાગિલ શ્રાવક અને સત્યશ્રી શ્રાવિકા, આ પ્રમાણે છેવટનો સંઘ થશે. તે ભરતક્ષેત્રમા પાચમા આરાના અને પહેલા પહોરે વિલીન થશે. મધ્યાન્હ સમયે વિમલવાહનરાજા, સુમુખ મંત્રી અને પાછલા પહોરે અગ્નિ આવી રીતે ધર્મ, રાજ્ય-નીતિ અને પાકાદિનો વિચ્છેદ થશે આ રીતે દુસમ નામે પાચમો આરો સંપૂર્ણ થશે.

ત્યારબાદ દુસમદુસમા નામે છટ્ઠો આરો શરૂ થશે. પ્રલય વાત વાશે. ઝેરના વર્ષાદ વર્ષશે. બાર સૂર્ય સમાન સૂર્ય તપશે ચંદ્રમા અત્યંત ટાઢ વર્ષાવશે. વૈતાઢ્યના મૂળમાં ગંગા સિંધુ નદીના બને કિનારે ૭૨ બિલોમા છ ખંડ ભરતના રહેનારા, મનુષ્યો તેમજ તિર્યંચો નિવાસ કરશે વૈતાઢ્યની શરૂઆતમાં પૂર્વ, પશ્ચિમ કિનારે, તથા ગંગા નદીના કિનારે નવ નવ બિલ થશે, આવી રીતે વૈતાઢ્ય પછી પણ બંને કિનારે નવ નવ, એકંદર સર્વ મળી ૩૬ બિલ થશે. સિંધુ નદીનાં પણ એ જ પ્રમાણે ૩૬ બિલ થશે. એમ સર્વ મળી કુલ એકંદર ૭૨ બિલ, ગંગા અને સિંધુનાં મળીને થશે. ગંગા તેમજ સિંધુ નદીનો પ્રવાહ રથના ચીલાના પ્રમાણમાં થશે, તેમાં ઉપજેલાં માછલા વગેરેનો તે બિલવાસિઓ રાત્રે આહાર કરશે. દિવસે તાપના ભયથી બહાર નીકળવા સમર્થ નહિ હોવાથી, સૂર્યના તાપથી તપેલા (પકાએલા) તે માછલા વગેરેને તેઓ ખાશે. ઔષધિ, અનાજ, વૃક્ષ, ગામ, નગર, જલાશય, પર્વત વગેરેના કોઇ સ્થલ રહેશે નહિ, માત્ર વૈતાઢ્યના ઋષભકૂટ રહેશે. છ વર્ષની સ્ત્રી ગર્ભ ધારણ કરશે સોલ વર્ષની સ્ત્રી અને વીસ વર્ષનો પુરુષ પુત્ર-પૌત્રાદિનાં દર્શન કરશે. શરીરની ઉંચાઇ એક હાથ પ્રમાણની રહેશે. કાળા, કુરૂપા, કષાયવાળા, નાગા અને પ્રાયે નરકે જનારા તે બિલવાસિ જીવો એકવીસ હજાર વર્ષના પ્રમાણવાલા છટ્ઠા આરામાં થશે.

આવી રીતે છટ્ઠા આરાની સમાપ્તિ થયા બાદ ઉત્સર્પિણીનો પહેલો આરો બેસશે. તેમા પણ તે જ પ્રમાણે સ્થિતિ થશે. તે વ્યતીત થયે બીજા આરાની શરૂઆતમાં આ ભરતક્ષેત્રમાં પાંચ પ્રકારનો મેહ વર્ષશે તે આ પ્રમાણે :—

૧. પુષ્કરાવર્ત્ત મેઘ—તાપ સમાવશે.
૨. ક્ષીરોદક મેઘ—ધાન્ય નીપજાવશે.
૩. ઘૃતોદક મેઘ—ઘૃત, (સ્નેહ) તેલાદિ કરનાર થશે.
૪. અમૃતોદક મેઘ—ઔષધિ નીપજાવશે
૫ રસોદક મેઘ—પૃથ્વીમા રસકસની વૃદ્ધિ કરશે.

તે બિલવાસી જીવોના પણ શરીર તથા આયુષ્ય વગેરે પ્રતિ સમય વૃદ્ધિ પામશે. તે જીવો પૃથ્વી સુંદર જોઇને, બિલોમાંથી નીકળશે ધાન્ય, ફલો વગેરે ખાતાં માંસાહારનો ત્યાગ કરશે ત્યારબાદ મધ્ય દેશમાં ૭ કુલકરો ઉત્પન્ન થશે ૧. વિલમવાહન, ૨ સુદામ, ૩ સગમ, ૪ સુપાર્શ્વ, ૫ દત્ત, ૬ સુમુખ અને ૭ સંમુચિ. વિમલવાહન જાતિસ્મરણ વડે નગરાદિ વસાવશે અગ્નિ ઉત્પન્ન થવાથી અન્ન-પાક, શિલ્પ, કલા, લોકવ્યવહાર વગેરે સર્વની પ્રવૃત્તિ થશે.

ત્યારબાદ ૮૯ પક્ષ અધિક ઉત્સર્પિણીનો બીજો આરો પસાર થયા બાદ પુંડ્રવર્ધન દેશમાં શાનદાર નગરમા સંમુચિ રાજાની ભદ્રારાણીની કુક્ષિમા ૧૪ સ્વપ્ન સૂચિત શ્રેણિકરાજાનો જીવ રત્નપ્રભા પૃથ્વીના લોલુઅચ્ચુઅ પ્રસ્તરમાથી ૮૦ હજાર વર્ષનુ નરકાયુ પાળી ચ્યવીને પુત્રપણે અવતાર લેશે. તેના વર્ણ, પ્રમાણ, લછન,

આયુષ્ય, ગર્ભાપહાર સિવાય પાંચે કલ્યાણક,* માસ, તિથિ, નક્ષત્ર, જેવી રીતે મારા (મહાવીરસ્વામીના) થયા છે તે જ પ્રમાણે થશે. તફાવત માત્ર એટલો જ કે તે નામથી પદ્મનાભ નામે થશે તે ત્રણ નામોથી પ્રસિદ્ધિમાં આવશે. ૧. પદ્મનાભ, ૨. દેવસેન અને ૩. વિમલવાહન.

[ આવતી ચોવીસીમાં થનારા તીર્થંકરોના નામ ]

| તીર્થંકરોનાં નામ | કોનો જીવ? | તીર્થંકરોનાં નામ | કોનો જીવ? |
|---|---|---|---|
| ૧ વિમલવાહન | શ્રેણિકનો જીવ | ૯. પોટ્ટિલ | સુનંદાનો જીવ |
| ૨. સૂરદેવ | સુપાર્શ્વનો જીવ | ૧૦. શતકીર્તિ | શતકનો જીવ |
| ૩. સુપાર્શ્વ | ઉદાયીનો જીવ | ૧૧ મુનિસુવ્રત | દેવકીનો જીવ |
| ૪. સ્વયંપ્રભ | પોટ્ટિલનો જીવ | ૧૨. અમમ | કૃષ્ણનો જીવ |
| ૫. સર્વાનુભૂતિ | દૃઢાયુનો જીવ | ૧૩. નિષ્કષાય | સત્યકીનો જીવ |
| ૬. દેવસુત | કાર્તિકનો જીવ | ૧૪. નિષ્પુલાક | બલદેવનો જીવ |
| ૭. ઉદય | શંખનો જીવ | ૧૫. નિર્મમ | સુલસાનો જીવ |
| ૮. પેઢાલ | આણંદનો જીવ | ૧૬. ચિત્રગુપ્ત | રોહિણીનો જીવ |

કેટલાક આચાર્યો કહે છે કે કલ્કિનો પુત્ર દત્ત વિક્રમ સંવત્ ૧૫૭૩ માં શત્રુંજયનો ઉદ્ધાર કરી, જિનભવન-મંડિત પૃથ્વી કરી, તિર્થંકર નામ કર્મ ઉપાર્જી, સ્વર્ગે જઈ ચિત્રગુપ્ત નામે તિર્થંકર થશે. અહી બહુશ્રુત સમ્મત જે હોય તે પ્રમાણ.

| | | | |
|---|---|---|---|
| ૧૭. સમાધિ | રેવતીનો જીવ | ૨૧. મલ્લ | નારદનો જીવ |
| ૧૮. સંવર | સયાલીનો જીવ | ૨૨ દેવ | અંડબનો જીવ |
| ૧૯ જશોધર | દ્વૈપાયનનો જીવ | ૨૩. અનંતવીર્ય | અમરનો જીવ |
| ૨૦. વિજય | કર્ણનો જીવ | ૨૪. ભદ્રકર | સાયણબુદ્ધનો જીવ |

આનરાં વગેરે પશ્ચાનુપૂર્વીથી જે વર્તમાન તિર્થંકરોના છે તે જ પ્રમાણે તેમના સમજવાં

ભાવિ ૧૨ ચક્રવર્તિઓ, નવ વાસુદેવો, નવ પ્રતિવાસુદેવો તથા બલદેવાદિ થશે તેઓનાં નામ આ પ્રમાણેઃ—

| ૧૨ ચક્રવર્તિ. | ૯ વાસુદેવ. | ૯ પ્રતિવાસુદેવ. | ૯ બલદેવ. |
|---|---|---|---|
| ૧. દીર્ઘદત | ૧ નંદી | ૧. તિલક | ૧ જયંત |
| ૨ ગૂરુદત | ૨. નંદીમિત્ર | ૨. લોહજંઘ | ૨. અજિત |
| ૩ શુદ્ધદત | ૩ સુન્દરબાહુ | ૩ વજ્રજંઘ | ૩ ધર્મ |
| ૪. શ્રીચંદ્ર | ૪ મહાબાહુ | ૪ કેસરી | ૪. સુપ્રભ |
| ૫ શ્રીભૂતિ | ૫ અતિબલ | ૫ બલી | ૫, સુદર્શન |

* આના લેખક જિનપ્રભસૂરિજી ખરતર ગચ્છની માન્યતાવાળા હોવાથી અત્રે ગર્ભાપહાર સિવાય પાચ કલ્યાણક લખ્યા છે. કારણ કે ખરતરગચ્છના અનુયાયીઓ ગર્ભાપહારના પ્રસંગને ભગવાન્ મહાવીરના છઠ્ઠા કલ્યાણક તરીકે ગણે છે, જ્યારે બીજા ગચ્છાનુયાયીઓ ગર્ભાપહારના પ્રસંગને કલ્યાણક તરીકે ગણતા નથી. —અનુવાદક

| | | | |
|---|---|---|---|
| ૬. શ્રીસોમ | ૬. મહાબલ | ૬. પહરાય | ૬. આણંદ |
| ૭. પદ્મ | ૭, બલ | ૭. અપરાજિત | ૭. નંદન |
| ૮. નાયક | ૮. દ્વિપૃષ્ઠ | ૮. ભીમ | ૮. પદ્મ |
| ૯. મહાપદ્મ | ૯ ત્રિપૃષ્ઠ | ૯. સુગ્રીવ | ૯. સંકર્ષણ |
| ૧૦. વિમલ | | | |
| ૧૧. અમલવાહન | | | |
| ૧૨. અરિષ્ઠ | | | |

ઉપર પ્રમાણેના નામવાળા ૬૩ શલાકા પુરુષોમાંથી ૬૧ શલાકા પુરુષ તો ઉત્સર્પિણીના ત્રીજા આરામાં થશે, અને છેલ્લા જિનેશ્વર અને ચક્રવર્તિ બંને જણા ચોથા આરામા ઉત્પન્ન થશે. ત્યારબાદ ૧૦ મત્તંગાદિ કલ્પવૃક્ષો ઉત્પન્ન થશે. ૧૮ કોડા કોડી સાગરોપમ પ્રમાણ વર્ષો સુધી નિરંતર યુગલધર્મ વર્તશે અતીત, અનાગત કાલમાં ઉત્સર્પિણી, અવસર્પિણી કાલના અનંતા કાલચક્રો થયાં. અનતગુણા ભરતક્ષેત્રમાં થશે. આવી રીતે અન્ય પણ ભવિષ્યકાલનુ સ્વરૂપ કહીને કર્મવિપાક કહી, દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ આપવા ગૌતમસ્વામીને મોકલ્યા, કારણ કે તેઓનો પ્રભુ પ્રત્યે બહુ જ સ્નેહ હતો.

આ પ્રમાણે ૩૦ વર્ષ ગૃહસ્થપણે રહી, પક્ષાધિક સાડા બાર વર્ષ છદ્મસ્થ પર્યાયમાં અને ૩૦ વર્ષ, ૧૩ પક્ષ સુધી કેવલીપણે વિચરી કાર્તિક અમાવાસ્યા (ગુજરાતી આશ્વિન અમાવાસ્યા) ની રાત્રે છેલ્લા યામાર્ધમાં, બીજા સંવત્સરે, પ્રીતિવર્ધન માસે, નંદિવર્ધન પક્ષે, દેવાનદા રાત્રિએ, ઉપશમ દિવસે, નાગ કરણે, સર્વાર્થસિદ્ધ મુહૂર્તે, સ્વાતિનક્ષત્રને વિષે પર્યંકાસને બિરાજમાન થએલા પ્રભુને શક્રે વિજ્ઞપ્તિ કરી કે: — 'હે પ્રભુ! બે હજાર વર્ષની સ્થિતિવાલો ભસ્મગ્રહ નામનો ત્રીસમો ગ્રહ અતિક્ષુદ્ર છે તે આપશ્રીના જન્મ નક્ષત્ર ઉપર આવે છે. તેથી આ સમયે આપ જરા મુહૂર્ત માત્ર મોક્ષે જતાં વિલંબ કરો (આયુષ્ય વધારો) કે જેથી તે ઉતરી જાય. નહીતર તમારા તીર્થને લાંબા કાલ સુધી પીડા થશે' ભગવાને કહ્યુ કે: — 'હે દેવરાજ! અમે પૃથ્વીને છત્રરૂપે, મેરુને દડ સમાન કરવાને, તેમજ ભુજાથી સ્વયંભૂરમણ સમુદ્ર તરવાને, અને લોકને અલોકમા નાખી દેવાને સમર્થ છીએ, પરંતુ આયુષ્ય કર્મને વધારવાને, તેમજ હીન કરવાને સમર્થ નથી. તેથી અવસ્યંભાવિ ભાવ જે બનાવાના છે તે ફેરફાર થવાના નથી. માટે બે હજાર વર્ષ સુધી અવસ્ય તીર્થને પીડા થશે.'

## મહાવીર પ્રભુના નિર્વાણ સમયનું વાતાવરણ

વીરપ્રભુ પંચાવન કલ્યાણફલ વિપાકના અધ્યયન અને પંચાવન પાપફલ વિપાકના અધ્યયન કહી; ૩૬ અધ્યયનની અપૃષ્ટ વાગરણા કહી, પ્રધાન નામે અધ્યયન પ્રરૂપતા શૈલેશી કરણમા પ્રાપ્ત થઈ, યોગ (મન, વચન, કાયા) નો નિરોધ કરી, સિદ્ધ થયા છે પાંચ અનંતક જેના એવા પ્રભુ, એકાકી સિદ્ધિપદને પામ્યા. તે અનંત પંચક આ પ્રમાણે— ૧ અનંત જ્ઞાન, ૨ અનંત દર્શન, ૩ અનત સમ્યકૃત્વ, ૪ અનંત આનદ, ૫ અનંતવીર્ય.

તે સમયે કુંથુઆ, જે વીણી શકાય નહિ તેવા બારીક જીવોની ઉત્પત્તિ થઇ, તે જોઈ આજ પછી સંયમ–પાલન દુષ્કર (કઠિન) થશે એમ માની ઘણા સાધુ, સાધ્વીઓએ આહાર પાણીનો ત્યાગ કર્યો.

## દીપાલિકા પર્વની ઉત્પત્તિ

કાશી અને કોશલ દેશના નવ મલ્લઇ જાતિના અને નવ લચ્છઇ જાતિના રાજાઓ જે અઢારે રાજાઓ ચેડા મહારાજાના સામતો હતા તેઓએ અમાવાસ્યાના દિવસે પૌષધ કરેલો હતો તે પારીને, 'ભાવ ઉદ્યોત ગયો, તેથી હવે દ્રવ્ય ઉદ્યોત કરીએ,' એમ વિચારી રત્નમય દીપકોથી ઉદ્યોત કર્યો. કાલક્રમે તે ઉદ્યોત અગ્નિના દીપકોથી શરૂ થયો આ રીતે દીપાલિકા (દિવાલી) પર્વની ઉત્પત્તિ થઈ.

દેવો અને દેવીઓ આવતા જતા હોવાથી તે રાત્રિ ઉદ્યોતમય થઈ તેમજ કોલાહલમય થઇ. દેવતાઓએ પ્રભુના સ્થૂલ દેહને સસ્કાર કર્યો

ભસ્મરાશિની પીડા ટાળવા માટે દેવ, મનુષ્ય, ગાયો, વગેરેને મેરઈયા વડે લોકોએ નિરાજના વિધિ કરી તે દિવસથી મેરઈયાની પ્રવૃત્તિ થઇ

ગૌતમસ્વામી તે (દેવશર્મા) બ્રાહ્મણને પ્રતિબોધ કરી. જ્યારે પ્રભુને વદન કરવા માટે પાછા ફરે છે, ત્યારે દેવોના મુખે સાભળ્યુ કે પ્રભુ કાલધર્મ પામ્યા. જરા વાર અધીરજ આવી. અહો, મારા જેવા ભક્તને પણ પ્રભુએ [અત સમયે] પાસે ન રાખ્યો! મારા પર પણ પ્રભુએ સ્નેહ ન રાખ્યો અરે! વીતરાગને સ્નેહ કેવો? આવી રીતે પ્રભુ મહાવીર સાથેના પ્રેમ-બધનનો નાશ થતા તે જ વખતે તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ. કાર્તિક સુદી એકમના દિવસે પ્રભાતના સમયે શક્ર વગેરે દેવતાઓએ કેવલજ્ઞાનનો મહિમા કર્યો. ગૌતમસ્વામી [સુવર્ણના] સહસ્રદલ કમલ ઉપર બિરાજમાન થયા. તેમના આગળ [દેવતાઓએ] પુષ્પ પ્રકર, અષ્ટ મંગલ આલેખ્યાં અને દેશના સાભળી, તેથી એકમના દિવસે અદ્યાપિ પર્યંત મધૂત્નવની પ્રવૃત્તિ ચાલે છે. ગૌતમસ્વામીએ સૂરિમંત્રની રચના કરી તેથી તેનુ (સૂરિમંત્રનુ) આરાધાન કરવા માટે ગૌતમકેવલજ્ઞાન પ્રાપ્તિનો દિવસ (ઉત્તમ) ગણાય છે. તે જ દિવસે સમવસરણ, સ્થાપના ચાર્યનુ સ્વપન, પૂજા વગેરે આચાર્યો કરે છે. ચરમ તિર્થંકર મોક્ષે જવાથી સર્વ કાર્યમા પ્રધાન શ્રુતજ્ઞાનનો આધાર છે એમ સમજી શ્રુતજ્ઞાનનું પૂજન કરે છે

નંદિવર્ધન રાજા, જે વર્દ્ધમાનસ્વામીના વડિલ બધુ હતા તેઓ પ્રભુને મોક્ષે ગયા સાંભળી અત્યત ખિન્ન થયા. તેઓની સુદર્શના નામની બ્હેને તેમને કાર્તિક સુદિ બીજને દિવસે પોતાના ઘેર બોલાવી જમાડ્યા, તંબોલ આદિ આપ્યા, ત્યારથી ભાઇબીજના પર્વની રૂઢિ શરૂ થઈ, જે અદ્યાપિ પર્યંત ચાલુ છે. આવી રીતે દીપોત્સવીની ઉત્પત્તિ થઈ.

## દીપાલિકા મહોત્સવના અંગે કરવાની ક્રિયા

દીપાલિકા મહોત્સવના પ્રસંગે ચતુર્દશી તથા અમાવાસ્યાના દિવસે કોટિ સહિત ઉપવાસ કરી, અષ્ટ પ્રકારે શ્રુતજ્ઞાનનું પૂજન કરી, પાચ હજારના પરિવારે કરીને યુક્ત શ્રી ગૌતમસ્વામીને સુવર્ણ કમલ ઉપર બિરાજમાન હોય તે રીતે ધ્યાન ધરે. દરેક

પ્રભુ દીઠ (૫૦૦૦૦) પચાસ હજાર ચોખાથી એકાંતમાં ચોવીસ પટ્ટક આગળ ૧૨ લાખ (૧૨૦૦૦૦) સ્થાપન કરી તેના ઉપર અખંડ દીપક કરી, ગૌતમસ્વામીનુ આરાધાન કરે તે મનુષ્ય પરમપદ (મોક્ષ) ની સુખ-લક્ષ્મી પામે.

દીપોત્સવીની અમાવાસ્યાએ નંદીશ્વર તપ કરવું તે જ દિવસે નંદીશ્વર પટની પૂજા કરવી. પૂર્વે ઉપવાસ કરી સાત વર્ષ સુધી દરેક અમાવાસ્યાએ ઉપવાસ કરવા. પછી વીર-કલ્યાણકની અમાવાસ્યાએ ઉજમણું કરવુ ત્યા નંદીશ્વરના બાવન જિનાલયમાં સ્નપનાદિ પૂજા કરી, નંદીશ્વર પટ આગળ અથવા દર્પણમા પ્રતિબિંબિત જિન આગળ સ્નપનાદિ કરી બાવન વસ્તુએ મુકવી. વસ્તુએ-પકવાન્નની જાતો, નારંગી, જંબીર, કેળાં, નાળિએર, સોપારી વગેરે ફળો, પાદડાં, ઇક્ષુ વગેરે, ખજુર, મુદ્રિકા, વરસોલા, ક્ષીર વગેરેનાં થાળ, દીવા ઇત્યાદિ બાવન બાવન તેમજ બાવન તંબોલાદિ આપી સાધર્મિકની પૂજા-ભક્તિ કરવી.

બીજા આચાર્યો દિવાલીના દિવસો સિવાય પણ [ ગમે તે ] અમાવાસ્યાએ નંદીશ્વર તપની શરૂઆત કરવાનું જણાવે છે.

હવે ફરીથી સંપ્રતિ મહારાજા આર્યસુહસ્તિ સૂરિને પૂછે છે કે-'હે પ્રભુ! દિવાલી પર્વમાં વિશેષે કરીને ઘર શણગારવાની, અન્ન, વસ્ત્ર આદિ સારાં સારા વાપરવાની, અને અન્યોન્ય જુહાર કરવા વગેરેની પ્રવૃત્તિ કેમ જણાય છે?'

આર્યસુહસ્તિસૂરિએ તેનો પ્રત્યુત્તર જે આપ્યો, તે આ પ્રમાણે— પૂર્વે ઉજ્જયિનીના ઉદ્યાનમાં શ્રીમુનિસુવ્રતસ્વામીના શિષ્ય સુવ્રતાચાર્ય પધાર્યા. તેમને વાંદવાને ધર્મરાજા ગયા. તેમની સાથે તેમનો નમુચિ પ્રધાન પણ ગયો. તેને (નમુચિને) આચાર્ય મહારાજ સાથે સંવાદ થતાં નાના સાધુએ તેને જીત્યો. તે રાજા સાથે પોતાના ઘેર ગયો. રાત્રિએ હાથમા ખુલ્લી તલવાર લઈ તે સાધુઓને મારવા ઉદ્યાનમાં ગયો. દેવતાએ ત્યા સ્થંભિત કરી દીધો. પ્રભાતે રાજાએ સાધુઓને ખમાવી તેને મૂકાવ્યો. લજ્જા આવવાથી નાસી ગયો, નાસીને હસ્તિનાપુર ગયો. ત્યા પદ્મોત્તર રાજા, તેની જ્વાલા રાણી, તેના બે પુત્ર વિષ્ણુકુમાર અને મહાપદ્મ રાજાએ જ્યેષ્ઠ પુત્રે રાજ્ય નહિ સ્વીકારવાથી મહાપદ્મને યુવરાજ પદ આપ્યુ. નમુચિ તેનો મંત્રી બન્યો તેણે કોઈ યુદ્ધ પ્રસંગે સિંહરથને જીત્યો તેથી મહાપદ્મ ખુશી થયો, વરદાન આપ્યુ. તેણે રાખી મુકવા કહ્યું.

એક વખતે જ્વાલાદેવીએ જિનેશ્વર ભગવંતની રથયાત્રા કાઢવાનુ નક્કી કર્યું, ત્યારે તેની શોકય મિથ્યાદષ્ટિ ધર્મવાલી લક્ષ્મીદેવીએ બ્રહ્મરથ તૈયાર કર્યો. પ્રથમ કોને કાઢવો તે માટે વિવાદ થયો. બંને રથોનો રાજાએ નિષેધ કર્યો. માતાનુ અપમાન નહિ સહન થઈ શકવાથી મહાપદ્મ દેશાંતરે ગયો. ક્રમે કરીને મદનાવલીને પરણ્યો. છખંડ પૃથ્વી સાધીને ગજપુરમા આવ્યો પિતાએ રાજ્ય આપ્યુ. વિષ્ણુકુમાર સાથે પદ્મોત્તર રાજાએ સુવ્રતાચાર્ય પાસે દીક્ષા લીધી અને મોક્ષે ગયો.

વિષ્ણુકુમારને છજાર વર્ષ સુધી તપસ્યા કરતા અનેક લબ્ધિએ ઉત્પન્ન થઈ. મહાપદ્મ ચક્રવર્તિ થયો ચક્રવર્તિએ પૃથ્વીને જિનમંદિરોથી મંડિત કરી, રથયાત્રા કરાવી, માતાના મનોરથ પૂર્ણ કર્યા. નમુચિએ પોતાના અનામત રખાવેલા વરદાનથી

યજ્ઞ કરવા માટે રાજ્ય માગ્યુ તેણે તેને સર્વસ્વ આપ્યુ, અને પોતે [ મહાપદ્મે ] અંતઃપુરનો આશરો લીધો.

આ વખતે સુવ્રતાચાર્ય વિચરતા વિચરતા ત્યા હસ્તિનાપુરમા આવી ચતુર્માસ રહ્યા. નવીન રાજા ગાદીએ બેઠેલો જાણી સર્વ દાર્શનિકો દર્શનાર્થે આવ્યા પરંતુ સુવ્રતાચાર્યને નહિ આવેલા જોઈ નમુચિ ક્રોધાયમાન થઈ કહેવા લાગ્યો કેઃ—' મારી આ ભૂમિ તમારે સાત દિવસમા છોડી ચાલ્યા જવુ! અન્યથા મારી નાખીશ. કારણ તમે મને મળવા પણ આવ્યા નહિ. ત્યારે આચાર્યે સકલસંઘ એકત્ર કરી, પૂછી એક આકાશગામિની વિદ્યાવાલા સાધુને બોલાવી આજ્ઞા કરી કે મેરૂચૂલિકા ઉપર સ્થિત રહેલા વિષ્ણુકુમારને તેડી લાવો. મુનિએ કહ્યુ કે મારામા ત્યા જવાની શક્તિ છે, પણ પાછા આવવાની નથી આચાર્યે કહ્યુ કે તમને તે વિષ્ણુકુમાર તેડી લાવશે. તેથી તે સાધુ ત્યાં ગયા. વિષ્ણુકુમારને વાંદી સર્વ હકીકત કહી. તેઓ આ વૃત્તાત સાંભળી તરત જ આકાશમાર્ગે આવ્યા, આવી ગજપુર નગરમા ગયા, અને રાજસભામા ગયા નમુચિ સિવાય દરેકે તેમને વંદન કર્યું. તેમણે નમુચિને ઓળખ્યો અને કહ્યુ કે·—' સાધુઓને સ્થાન આપ' તેણે ના પાડી વિષ્ણુકુમારે ત્રણ ડગલા જેટલી જમીન માગી તેણે તે આપી અને કહ્યુ કે—' જો ત્રણ ડગલા બહાર કોઈને જોઈશ તો મારી નાખીશ.' તેથી વૈક્રિય લબ્ધિથી એકલક્ષ યોજન પ્રમાણ દેહવાળા થઈ વિષ્ણુકુમાર ઋષિએ કુંડલ, ગદા, ચક્ર, ધનુષ્ય ધારણ કરી લાત મારી પૃથ્વીને ધ્રુજાવી. સાગરો પણ ક્ષોભ પામ્યા. ફૂત્કારથી ખેચરો પલાયન થયા. નદીઓ પ્રવાહનો રસ્તો તજી દઈ અવળે રસ્તે ચાલી. ગ્રહ નક્ષત્રો ફરવા લાગ્યા. કુલગિરિ પર્વતો ડોલવા લાગ્યા

પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર ઉપર બંને પગ મૂકી, ત્રીજો પગ નમુચિના મસ્તકે મૂકી મહાત્મા સ્થિત રહ્યા ત્યારે ઇંદ્રે અવધિજ્ઞાનથી જાણી દેવાંગનાઓને મોકલી. તેઓ મધુર સ્વરે ક્ષમાના ઉપદેશ ગર્ભિત ગીતો ગાવા લાગી મહાપદ્મ ચક્રવર્તિ વગેરે આ બધો વ્યતિકર જાણીને તેમને શાંત કરવા પગ-મર્દન કરવા લાગ્યા એટલે તે ઉપશાંત–મૂળ સ્વરૂપે–સ્થિત થયા. ચક્રવર્તિએ મહર્ષિને ખમાવ્યા. સંઘે નમુચિને વિષ્ણુકુમાર પાસેથી તેમજ ચક્રવર્તિ પાસેથી કૃપા કરી છોડાવવા કહ્યુ તે વખતે વર્ષાઋતુ (ચતુર્માસ)ના ચોથા માસના પક્ષ–સંધિના દિવસે (અમાવાસ્યાએ) ઉત્પાત શાંત થવાને લીધે લોકો આનંદિત થઈ અન્યોન્ય જુહાર કરવા લાગ્યા, વિશિષ્ટ પ્રકારના ઘરેણા, ભોજન, પહેરવુ, ઓઢવુ, તામ્બુલાદિ ઉપભોગની પ્રવૃત્તિ કરવા લાગ્યા, તે વ્યવહાર આજ-સુધી પણ ચાલુ છે

વિષ્ણુકુમાર કાલાંતરે કેવલી થઈ મોક્ષે ગયા, અને મહાપદ્મ પણ અનુક્રમે દીક્ષા લઇ મોક્ષે ગયા.

દશપૂર્વી આર્યસુહસ્તિસૂરિના મુખથી આવી રીતે સાભળીને સંપ્રતિ રાજા વિશેષ પ્રકારે પર્વ દિવસોમા પૂજા વગેરે ધર્મકાર્યમા તત્પર થયા

મધ્ય પાપાનગરીનુ નામ પૂર્વે અપાપાપુરી હતુ, પછી શક્રે પાવાપુરી નામ રાખ્યું, કારણ અહીં મહાવીર પ્રભુ કાલધર્મ પામ્યા.

એ જ નગરીમાં વૈશાખ સુદિ ૧૧ના દિવસે જ઼ભિકાગ્રામથી રાત્રે બાર યોજન આવીને, પૂર્વાન્હ દેશે મહાસેન વનમા ભગવાને ગૌતમાદિ ગણધરોને, શિષ્ય પરિવાર સાથે દીક્ષિત કર્યા, પ્રમુદિત કર્યા, તેમને ગણુ અનુજ્ઞા આપી. ત્યા જ ઉત્પાદ, વિગમ, ધ્રુવ એ ત્રણુ પદરૂપ ત્રિપદી શ્રી મહાવીર પ્રભુ પાસેથી મેળવી તત્ક્ષણે દ્વાદશાંગીની રચના કરી

એ જ નગરીમા ભગવાનના કાનમાથી સિદ્ધાર્થ વાણિયાએ, ક્રમથી ખરક વૈદ્ય કટશલાકા બહાર કાઢી. તે કાઢતાં વેદનાને લીધે ભગવાને જે બૂમ — ચીસ પાડી તેથી પસેના પવર્તના બે વિભાગ થયા, જેથી હજુ સુધી પણ તેની વચ્ચેની ફાડ દેખાય છે

આ જ નગરીમાં કાર્તિક અમાવાસ્યાની રાત્રિએ, ભગવાનના નિર્વાણ-સ્થાનકે મિથ્યાદષ્ટિઓએ શ્રી વીરસ્તૂભની જગ્યાએ સ્થાપન કરેલ નાગ મંડપે આજ પણુ ચારે વર્ણના લોકો યાત્રા-મહોત્સવ કરે છે.

આ જ નગરીમાં રાત્રે દેવતાના પ્રભાવથી કુવામા રહેલા જલ-પૂર્ણ કોડીઆમાં હજુ પણુ દીવો બળે છે. જે તેલ વગર બળ્યા કરે છે

પૂર્વોક્ત હકીકત ભગવાને અહીં જ કહેલી અહીં જ ભગવાન્ મોક્ષે પહોંચ્યા, ઈત્યાદિ અતિ અદ્ભુત વર્ણનયુક્ત શ્રી પાવાપુરી મહાતીર્થ છે. આ પ્રમાણે પાવાપુરી-કલ્પ — દિવાલી તથા મધૂત્સવની ઉત્પત્તિથી રમણીય દિવાલી કલ્પ — શ્રી જિનપ્રભૂસૂરિએ દેવગિરિ નગરમાં રહી વિક્રમ સંવત્ ૧૩૮૭ના ભાદરવા વદિ ૧૨ને દિવસે બનાવ્યો છે. તે સંઘને કલ્યાણ કરનાર થાએ। ।"

આ કલ્પના ભાષાતરનુ ઐતિહાસિક દષ્ટિએ પર્યાલોચન કરવાની ખાસ આવશ્યકતા હોવા છતાં, લેખની જગ્યા મર્યાદિત હોવાથી તે ભવિષ્યમાં કરવામા આવશે

## વાસનાનો ત્યાગ

वाहेण जहा व विच्छए, अबले होइ गवं पचोइए।
से अन्तसो अप्पथामए, नाइवहे अबले विसीयइ॥
एवं कामेसणं विऊ, अज्ज सुए पयहेज्ज संथवं।
कामी कामेण कामए, लद्धे वा वि अलद्ध कण्हुई॥

નબળા બળદને તેનો હાંકેડુ ગમે તેટલો મારીઝૂડીને હાંકે, પણ તે ઊલટો ગળિયો બનતો જાય છે, અને છેવટે ભાર ખેંચવાને બદલે થાકીને બેસી પડે છે. તેવી સ્થિતિ વિષયરસ ચાખેલા માણસની છે પરતુ તે વિષયો તો આજે કે કાલે છોડીને ચાલ્યા જવાના છે એમ વિચારી, કામી પુરુષે પ્રાપ્ત થયેલા કે કોઈક કારણથી પ્રાપ્ત ન થયેલા કામોની વાસના છોડી દેવી. (૨-૩-૫, ૬)

— શ્રીસૂત્રકૃતાંગ

["મહાવીરસ્વામીનો સંયમધર્મ"માંથી]

એમને મારી ઉપર રાગ હોય જ શેનો? ખરેખર, હુ જ મોહમા પડ્યો છુ — મારા આ એકપક્ષી સ્નેહને ધિક્કાર છે હુ એકલો છુ. મારું કોઈ નથી, તેમ હુ કોઈનો નથી, એમ વૈરાગ્ય ભાવના ભાવવા પૂર્વક ક્ષાયિકસમ્યક્દૃષ્ટિવાળા શ્રી ગૌતમસ્વામી આસો વદ અમાસની પાછલી રાતે — ધ્યાનાન્તરીય સમયે લોકાલોકપ્રકાશક કેવલજ્ઞાન પામ્યા. વ્યાજબી છે કે — મોક્ષ માર્ગમાં પ્રવર્તેલા ભવ્ય જીવોને વજ્રની સાંકળ સમાન કોઈ પણ હોય તો તે એક સ્નેહ છે સવારે ઇંદ્રાદિક દેવોએ કેવલજ્ઞાનનો મહિમા કર્યો

**અનશન અને નિર્વાણની પ્રાપ્તિ**

પછી બાર વર્ષો સુધી જગતી–તલની ઉપર વિચરી, શ્રી ગૌતમદેવ, અંતિમ સમયે શ્રી રાજગૃહ નગરની બહારના વૈભારગિરિ પર્વતની ઉપર આવ્યા અને ત્યા પાદપોપગમન અનશનમાં એક મહિનાના ઉપવાસ કરી, સુધર્માસ્વામીને ગણ સોપીને, ૯૨ વર્ષનુ આયુષ્ય અને બાકીના ચારે અઘાતી કર્મોનો ક્ષય કરી, અક્ષય–અવ્યાબાધ સુખમય મુક્તિપદને પામ્યા।

વર્તમાન ચોવીશીના ચોવીશ તીર્થંકરોના બધા ગણધરોમા શ્રી ગૌતમ ગણધર મહાપ્રભાવશાલી ગણાય છે. તેમના ક્ષમા, નમ્રતા, સરલતા, લબ્ધિસંપન્નતા આદિ અનેક ગુણોથી આકર્ષાઇને શ્રી સઘ, દિવાળીના દિવસે ચોપડામા, શારદા પૂજન કરતી વખતે "શ્રી ગૌતમસ્વામીની લબ્ધિ હોજો" એમ લખે છે, અને કાર્તિક સુદ એકમના દિવસે સવારમા તેમના સ્તોત્ર–રાસ વગેરે સાભળે છે એવા ગુરુ ગૌતમ સૌનુ શ્રેય કરો।

## ૨. અગ્નિભૂતિ ગણધર.

મગધ દેશના ગોબર ગામમા ગૌતમગોત્રના વસુભૂતિ બ્રાહ્મણ અને પૃથ્વી માતાના પુત્ર શ્રી અગ્નિભૂતિનો જન્મ વૃષભરાશિ અને કૃત્તિકાનક્ષત્રમાં થયો હતો. તે મહાબુદ્ધિશાલી હોવાથી મોટી ઉમરે ચૌદ વિદ્યાના પારગામી બન્યા 'કર્મ છે કે નહિ,' આ સશય દૂર કરીને પ્રભુ શ્રી મહાવીરદેવે તેમને, તેમના પાચસો શિષ્યો સાથે, ૪૭ મા વર્ષની શરુઆતમાં વૈશાખ સુદિ અગિયારસે દીક્ષા આપી અને ગણધર પદે સ્થાપ્યા ત્રિપદી સાંભળીને અગિયાર અંગોની રચના કરવામા સમર્થ અને ચતુર્જ્ઞાની એવા શ્રી અગ્નિભૂતિ મહારાજ છદ્મસ્થપણામા ૧૨ વર્ષ રહ્યા. એટલે ૫૮ વર્ષ વીત્યા બાદ ૫૯ મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા ૧૬ વર્ષ સુધી કેવલિપર્યાય આરાધી, ૭૪ વર્ષનુ સંપૂર્ણાયુ પુરુ કરી, વૈભારગિરિ ઉપર પાદપોપગમન અણશણ કરવા પૂર્વક માસ ક્ષપણ કરી, તેઓ નિર્વાણ પામ્યા. તેમના સઘયણ, દેહ, રૂપ વગેરેની બીના શ્રી ઇંદ્રભૂતિજીના ચરિત્ર પ્રમાણે સમજવી.

## ૩. શ્રી વાયુભૂતિ ગણધર.

ત્રીજા ગણધર મહારાજા પહેલા અને બીજા ગણધરના સગા ભાઈ થાય, તેથી માતા–પિતાનાં નામ પૂર્વની માફક જાણવા. તેમનો જન્મ તુલા રાશિમા સ્વાતિ નક્ષત્રમા થયો હતો. તેઓ ચૌદ વિદ્યાના પારગામી બન્યા હતા તેમને "આ શરીર છે તે જ આત્મા છે કે શરીરથી અલગ આત્મા છે," આ સંશય હતો. પ્રભુશ્રી વીરના સમાગમથી તે સદેહ દૂર થતાં ૫૦૦ શિષ્યો સહિત, પૂર્વે કહેલી તિથિએ, ૪૨ વર્ષનો ગૃહસ્થપર્યાય વીત્યા બાદ, તેમણે પ્રભુ પાસે દીક્ષા લીધી. ૧૦ વર્ષ છદ્મસ્થપણામાં રહી, ૫૩ મા વર્ષની

શરૂઆતમાં તેઓ સર્વજ્ઞ થયા. ૧૮ વર્ષ કેવલિપણે વિચરી ૭૦ વર્ષનુ સર્વાયુ પાલી પ્રભુની હયાતીમાં તેઓ નિર્વાણ પામ્યા બાકીની બીના પૂર્વની માફક જાણવી

## ૪. શ્રી વ્યક્ત ગણધર.

આ શ્રી વ્યક્ત ગણધર મહારાજા, કોલ્લાક ગામના રહીશ, ભારદ્વાજગોત્રના પિતા ધનમિત્ર અને માતા વારૂણીના પુત્ર હતા. તેમનો જન્મ મકરરાશિ અને શ્રવણ નક્ષત્રમાં થયો હતો. શ્રી ઇંદ્રભૂતિજીની માફક ૫૧મા વર્ષની શરુઆતમાં "પાંચ (પૃથ્વી આદિ) ભૂત છે કે નહિ"? આ સંદેહ દૂર થતા ૫૦૦ શિષ્યો સહિત તેમણે પ્રભુ શ્રી વીરની પાસે દીક્ષા ગ્રહણ કરી. શ્રી અગ્નિભૂતિની માફક ૧૨ વર્ષ પ્રમાણ છદ્મસ્થ પર્યાય પાલી–૬૨ વર્ષની ઉમર વીત્યાબાદ–૬૩મા વર્ષની શરુઆતમાં તેઓ કેવલજ્ઞાન પામ્યા. ત્રીજા ગણધરની માફક ૧૮ વર્ષ સુધી કેવલિપણે વિચરી પ્રભુ શ્રી વીરની હયાતીમાં સર્વાયુ ૮૦ વર્ષનુ પૂર્ણ કરી મુક્તિપદ પામ્યા હતા. બાકીની બીના પૂર્વની જેમ જાણવી

## ૫. શ્રી સુધર્માસ્વામી ગણધર.

આ પાચમા ગણધર સુધર્માસ્વામીજી કોલ્લાક ગામના રહીશ, અગ્નિવેશ્યાયન ગોત્રમાં જન્મેલા, પિતાશ્રી ધનમિત્ર વિપ્ર અને માતાશ્રી ભદ્દિલાના પુત્ર હતા. કન્યારાશિ અને (પ્રભુ શ્રી વીરનુ જે જન્મ નક્ષત્ર હતું તે) ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં તેમનો જન્મ થયો હતો. કુશાગ્ર બુદ્ધિના પ્રભાવે તેઓ ચૌદ વિદ્યાના પારગત થયા તેમને એવો સશય હતો કે "જે પ્રાણી જેવો આ ભવમા હોય, તેવો જ તે (પ્રાણી) પરભવમાં થાય છે કે બીજા સ્વરૂપે?" પ્રભુ શ્રી વીરે આ સંશય દૂર કર્યો, જેથી તેમણે પણ પહેલા અને ચોથા ગણધરની માફક એકાવનમા વર્ષની શરુઆતમાં પ્રભુની પાસે દીક્ષા લીધી. આ શ્રી સુધર્માસ્વામીની બાબતમા શ્રી શત્રુંજય મહાત્મ્યમા કહ્યું છે કે—આદીશ્વર ભગવંતની આજ્ઞાથી શ્રી પુંડરીક ગણધરે સવાલાખ શ્લોકપ્રમાણ શ્રી શત્રુંજય મહાત્મ્ય બનાવ્યુ હતુ.

તે વણુ વિશાલ હોવાથી અલ્પ જીવિત–બુદ્ધિવાળા જીવોના ઉપકારને માટે પ્રભુ શ્રી મહાવીરદેવની આજ્ઞાથી ગચ્છનાયક[1] શ્રી સુધર્માસ્વામી ગણધરે તેને ટુંકું કરીને ૨૪ હજાર શ્લોક પ્રમાણ બનાવ્યુ ત્યારબાદ કાલાન્તરે શીલાદિત્ય રાજાની વિનતી ધ્યાનમાં લઈને આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજે તેથી પણ નાનુ શત્રુંજય મહાત્મ્ય બનાવ્યુ.

સુધર્માસ્વામીજી મહારાજ પહેલા ઉદયના ૨૦ આચાર્યોમાં મુખ્ય યુગપ્રધાન થયા. યુગપ્રધાન મહાપુરુષો (પ્રાય) એકાવતાર હોય છે તેમણે ૪૨ વર્ષ (બીજા દશે ગણધરો કરતાં અધિક સમય) સુધી છદ્મસ્થપણું ભોગવ્યુ. તેમા તેઓ ૩૦ વર્ષ સુધી પ્રભુ વીરની સેવામા રહ્યા અને ૧૨ વર્ષ સુધી શ્રી ગૌતમ મહારાજની સેવામાં રહ્યા. ૯૨ વર્ષ વીત્યા બાદ—૯૩ વર્ષની ઉંમરે તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૮ વર્ષ સુધી કેવલિપણે વિચરી શ્રી જંબૂસ્વામી આદિ ઘણા ભવ્ય જીવોને પ્રતિબોધી ૧૦૦ વર્ષનુ આયુષ્ય પૂર્ણ થતા વૈભારગિરિની ઉપર માસિક અનશન કરી, પ્રભુ શ્રી વીરના નિર્વાણથી ૨૦ વર્ષે, મુક્તિપદ પામ્યા. બાકીની બીના પૂર્વની માફક જાણવી.

---

૧. પ્રભુ શ્રી મહાવીરે—અગિયારે શિષ્યોને ગણધરપદ દેતી વખતે બીજા સર્વ કરતા દીર્ઘાયુ હોવાથી સુધર્માસ્વામીને ગણની અનુજ્ઞા કરી હતી.

## ૬. શ્રી મંડિત ગણધર.

છઠ્ઠા ગણધર શ્રી મંડિત મહારાજ, વાસિષ્ઠ ગોત્રના, મૌર્ય ગામના રહીશ, વિપ્ર શ્રી ધનદેવ અને માતા શ્રી વિજયદેવાના પુત્ર હતા. તેમનો સિંહરાશિ અને મઘા નક્ષત્રમા જન્મ થયો હતો. બૃહસ્પતિને પણ જીતે એવા બુદ્ધિવંત હોવાથી તેઓ થોડા સમયમા ચૌદ વિદ્યાના પારગામી થયા. તે હમેશાં ૩૫૦ શિષ્યોને ભણાવતા હતા. તેમને બધ — મોક્ષની બાબતમા સદેહ હતો, તે પ્રભુ વીરે દૂર કર્યો, તેથી તેમણે ૫૪ મા વર્ષની શરુઆતમા પ્રભુની પાસે દીક્ષા લીધી તેઓ ગણધર પદમી પામ્યા હતા અને દ્વાદશાગીના રચનાર હતા તેઓ શ્રી છદ્મસ્થપણામા ૧૪ વર્ષ સુધી રહ્યા. એટલે — ૬૮ મા વર્ષની શરુઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા કેવલિપણે ૧૬ વર્ષ સુધી વિચરી, ૮૩ વર્ષનું સર્વાયુ પૂર્ણ કરી પ્રભુની હયાતીમા જ તેઓ મુક્તિ પદને પામ્યા. બાકીની બીના પહેલા ગણધરની માફક સમજી લેવી

## ૭. શ્રી મૌર્યપુત્ર ગણધર.

આ મૌર્યપુત્ર ગણધર મહારાજા — કાશ્યપ ગોત્રના મૌર્યગામવાસિ, મૌર્ય બ્રાહ્મણના પુત્ર હતા. તેમની માતાનું નામ વિજયદેવા હતું. તેઓનો જન્મ વૃષભ રાશિમાં મૃગશીર નક્ષત્રમાં થયો હતો તેઓ ચૌદ વિદ્યાના પારગામી હતા અને ૩૫૦ શિષ્યોના અધ્યાપક હતા તેમને "દેવો છે કે નહિ" એવો સશય હતો. પ્રભુ વીરે તે દૂર કર્યો એટલે ૬૫ વર્ષની ઉંમરે તેઓ દીક્ષિત બની ગણધર બન્યા. સર્વ લબ્ધિનિધાન એવા તેઓ શ્રી ૧૪ વર્ષ છદ્મસ્થપણામા રહ્યા, એટલે ૭૯ વર્ષ વીત્યા બાદ ૮૦ મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા ૧૬ વર્ષ સુધી કેવલિપણે વિચરી સર્વાયુ (૬૫+૧૪+૧૬) ૯૫ વર્ષનુ પૂર્ણ કરી પ્રભુની હયાતીમાં શૈલેશી અવસ્થા અનુભવીને તેઓ નિર્વાણપદ પામ્યા બાકી બીના આગળ પ્રમાણે સમજવી.

## ૮. શ્રી અકંપિત ગણધર.

આ આઠમા ગણધર મહારાજ, ગૌતમગોત્રના, પિતા દેવ બ્રાહ્મણ અને માતા જયંતીના પુત્ર હતા. તેઓનો મકરરાશિ, ઉત્તરાષાઢા નક્ષત્રમાં જન્મ થયો હતો. તીવ્ર બુદ્ધિના પ્રભાવે છએ દર્શનના શાસ્ત્રો ભણીને તેઓ મહાસમર્થ વિદ્વાન્ થયા તેઓ ૩૦૦ શિષ્યોને ભણાવતા હતા તેમનો **"નારકીઓ છે કે નહિ"** આ સંશય પ્રભુશ્રી વીરે દૂર કર્યો એટલે તેમણે પ્રભુની પાસે ૪૯ મા વર્ષની શરૂઆતમા દીક્ષા લીધી, અને તેઓ ગણધર પદવી પામ્યા ૯ વર્ષ છદ્મસ્થપણે રહી તેઓશ્રી ૫૮ મા વર્ષની શરુઆતમા કેવલજ્ઞાન પામ્યા ૨૧ વર્ષ સુધી ધ્યાનાતીત ભાવે વિચરી, ઘણા ભવ્યજીવોને મોક્ષ માર્ગના મુસાફર બનાવી, સર્વાયુ (૪૮+૯+૨૧) ૭૮ વર્ષનુ પૂર્ણ કરી પંચમ ગતિ (મોક્ષ) ને પામ્યા બાકીની બીના શ્રી ઇંદ્રભૂતિજીની માફક જાણવી.

## ૯. શ્રી અચલભ્રાતા ગણધર.

આ શ્રી ૯ મા ગણધર મહારાજ કોશલા (અયોધ્યા) નગરીના રહીશ, હારિતગોત્રના પિતા શ્રી વસુ બ્રાહ્મણ અને માતા નંદાના પુત્ર હતા. મિથુનરાશિ અને મૃગશીર નક્ષત્રમા તેઓ જન્મ્યા હતા. સાખ્ય, બૌદ્ધ દર્શનાદિ સર્વ શાસ્ત્રોના તેઓ પારગામી બન્યા,

પ્રભુ શ્રી મહાવીરદેવના સમાગમથી, ૩૦૦ શિષ્યોના અધ્યાપક એવા તેમનો, 'પુણ્ય-પાપ છે કે નહિ" આ સંશય દૂર થતાં, તેઓ ૪૭ મા વર્ષની શરૂઆતમાં દીક્ષા લઈ ગણધર પદવી પામ્યા. ૧૨ વર્ષ છદ્મસ્થપણામા રહી ૫૯ મા વર્ષની શરૂઆતમાં કેવલજ્ઞાન પામ્યા. ૧૪ વર્ષ સુધી કેવલિપણે વિચરી સર્વાયુ ૭૨ વર્ષનું પૂર્ણ કરી સનાતન શાંતિમય સિદ્ધ પદને પામ્યા. બાકીની બીના પ્રથમ ગણધરની માફક જાણવી.

## ૧૦. શ્રી મેતાર્ય ગણધર.

આ શ્રી દશમા ગણધર વચ્છદેશાન્તર્ગત તુંગિકનામના ગામમા રહેનાર કૌડિન્ય ગોત્રના પિતાશ્રી દત્તબ્રાહ્મણ અને માતાશ્રી વરૂણદેવાના પુત્ર થાય. તેમની જન્મરાશિ મેષ હતી. અને તેમનું જન્મ નક્ષત્ર — અશ્વિની હતુ. તેઓ મહાસમર્થ પંડિત અને ૩૦૦ શિષ્યોના અધ્યાપક હતા. તેમને 'પરલોક છે કે નહિ' આ સંશય હતો પ્રભુ શ્રી વીરે તે દૂર કર્યો, એટલે ૩૭ વર્ષની ઉંમરે તેઓ દીક્ષા લઈ ગણધરપદવી પામ્યા. ૧૦ વર્ષ છદ્મસ્થપણામાં રહી, ૪૭મા વર્ષની શરુઆતમાં તેઓ કેવલી થયા તેઓશ્રી ૧૬ વર્ષ કેવલિપણે વિચરી છેવટે (૩૬+૧૦+૧૬) ૬૨ વર્ષનુ સર્વાયુ પૂર્ણ કરી જન્મજરાદિ ઉપદ્રવરહિત પરમ પદને પામ્યા. શેષ બીના પ્રથમ ગણધરની માફક જાણવી.

## ૧૧. બાલસંયમી શ્રી પ્રભાસ ગણધર.

રાજગૃહી નગરીમાં કૌડિન્ય ગોત્રમાં જન્મેલ શ્રી બલનામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને અતિભદ્રા (અતિબલા) નામની સ્ત્રી હતી તેમને ત્યાં કર્કરાશિ અને પુષ્ય નક્ષત્રમા એક પુત્રનો જન્મ થયો તેનુ નામ 'પ્રભાસ' પાડયુ તે અનુક્રમે સર્વ શાસ્ત્રોમા નિષ્ણાત બન્યો. આ શ્રી પ્રભાસ બ્રાહ્મણ ૩૦૦ શિષ્યોના અધ્યાપક હતા. તેમને "મોક્ષ છે કે નહિ' આ સંશય હતો. તે ભાવકરૂણાના ભંડાર, ભગવંત શ્રી મહાવીરે યથાર્થ બીના સમજાવી દૂર કર્યો, એટલે પ્રભુની પાસે ૧૬ વર્ષની (બીજા ગણધરો કરતા નાની) ઉમરે દીક્ષા લઇ ગણધરપદ પામ્યા. ૮ વર્ષ છદ્મસ્થપણામા રહી, ૨૪ વર્ષની ઉમર વીત્યા બાદ ૨૫ મા વર્ષની શરૂઆતમા તેઓ કેવલજ્ઞાન પામ્યા. ૧૬ વર્ષ સુધી કેવળીપણે વિચરી સર્વાયુ ૪૦ વર્ષનુ પૂર્ણ કરી પ્રભુની હયાતીમાં જ તેઓ આત્મરમણતારૂપ મોક્ષને પામ્યા.

## ઉપસંહાર

આવશ્યકસૂત્ર, વિવિધ-તીર્થ-કલ્પ વગેરે ગ્રંથોને આધારે આ પ્રમાણે અગિયારે ગણધરોની જીવનરેખા ટુંકામા જણાવી. દરેક ગણધરના સંશયો અને તે દરેકનુ પ્રભુએ કરેલ વિવેચન અને સમાધાન — ગર્ભિત વિચારો અલગ લેખમા આપવા ભાવના હોવાથી. અહી તે સંબંધિ ટુંકમા જ ઉલ્લેખ કર્યો છે આ અગિયારે ગણધરોના જીવનની બાબતમાં હજુ ઘણું જણાવવુ બાકી રહ્યું છે, જે અવસરે જણાવવા ભાવના છે.

ભવ્ય જીવો પ્રભુ શ્રી મહાવીરના અપૂર્વ બોધદાયક મુદ્દાઓનુ અને શ્રી ઇન્દ્રભૂતિ મહારાજ આદિના જીવનનું રહસ્ય વિચારી, પૂજ્ય પુરુષોએ આચરેલા પવિત્ર પંથે ચાલી અવ્યાબાધ મોક્ષ સુખ પામે એ જ હાર્દિક ભાવના !

# શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાએ

## વિસ્તારેલું તત્ત્વજ્ઞાન

લેખક

આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી.

**ભગવાન્ મહાવીરના મોક્ષહેતુની વિલક્ષણતા; અસદ્વર્તન પણ પ્રતિબંધક :**

જગતમાં કોઈ પણ ધર્મ કોઈ પણ ઉદ્દેશ સિવાય પ્રવર્તતો નથી, અને તેથી સામાન્ય રીતે સર્વ આસ્તિક મતોના ધર્મો અમુક ઉદ્દેશથી જ પ્રવર્તેલા છે અને તે બધા આસ્તિકોનો મુખ્ય ઉદ્દેશ જે એક તરીકે મળતો આવે છે, તે બીજો કોઈજ નહિ પણ મોક્ષપ્રાપ્તિનો છે. વૈશેષિકો દ્રવ્યાદિ સાત પદાર્થના સાધર્મ્ય વૈધર્મ્યજ્ઞાનને જરૂરી ગણાવે છે અને તેનું ફળ મોક્ષ થાય એમ માને છે. નૈયાયિક પણ પ્રમાણ, પ્રમેય આદિ સોળ પદાર્થોના તત્ત્વજ્ઞાનને જરૂરી જણાવી, તેવા તત્ત્વજ્ઞાનથી મોક્ષ થવાનું માને છે. સાંખ્ય કે જે કપિલના નામે ઓળખાય છે તે પ્રકૃતિ આદિ પચીશ તત્ત્વોને જાણવાનું જરરી જણાવી પ્રકૃતિ અને પુરુષના સ્વભાવનો ભેદ જાણવાથી મોક્ષ થાય એમ માને છે. બૌદ્ધો પદાર્થોને સામાન્ય રીતે પ્રાથમિક દૃષ્ટિએ ક્ષણિક મનાવી પછી પરમાર્થથી નૈરાત્મ્યવાદ દાખલ કરી વાસનાના નિરોધને મોક્ષ માને છે. વેદાંતવાદીઓ આત્માને સ્વત શુદ્ધ સ્વરૂપવાળો માનીને સતી, અસતી કે સદસતી એ ત્રણમાથી એકે રૂપે ન કહી શકાય એવી માયાને વ્યાવહારિક રીતિએ બંધન કરનાર માની આત્માના સ્વરૂપજ્ઞાનથી તે વ્યવહારી બધનનો નાશ માની મોક્ષ માને છે અને તેથી જ તેઓ आत्मा वा रे अयम् श्रोतव्यो, मतव्यो निदिध्यासितव्य એમ જણાવી આત્માનુ શ્રવણ, મનન અને નિદિધ્યાસન તાત્ત્વિક મોક્ષનો ઉપાય છે એમ જણાવે છે.

મતલબ એ છે કે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજના જૈનધર્મ સિવાયના આસ્તિક કહેવાતા સર્વ મતો મુખ્યતાએ જ્ઞાનથી જ મોક્ષ માનનારા છે, અને તેથી ચોકખા શબ્દોમાં એમ કહીએ તો ખોટુ નથી કે જિનેશ્વર ભગવાન્ મહાવીર મહારાજ સિવાયના સર્વ બીજા આસ્તિક મતવાળાઓ સસારના કારણ તરીકે અને મોક્ષને રોકનાર તરીકે કેવળ અજ્ઞાનને જ માને છે, પણ શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજા પોતાના જૈનધર્મના નીરૂપણમા એકલા અજ્ઞાનને સંસારના કારણ તરીકે કે મોક્ષના પ્રતિબંધક તરીકે ન માનતા અજ્ઞાનની સાથે અસદ્વર્તનને પણ સસારના કારણ તરીકે અને મોક્ષના પ્રતિબધક તરીકે માને છે, અને તેમા પણ અજ્ઞાનના આવવામા અસદ્વર્તનને જ મુખ્ય કારણ તરીકે માને છે. કોઈ પણ સદ્વર્તનવાળો થએલો મનુષ્ય ચિરકાળ અજ્ઞાનીપણામા રહેતો જ નથી, પણ બાહ્ય ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થો

અને જ્ઞાન ગૌણ હોય તોપણ મોક્ષ થાય એવુ પણ સ્વીકારતો નથી અને આ જ કારણથી શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરતા ૧. સુયં સેયં, ૨. સીલં સેય, ૩ સુયં સીલ સેયં, ૪. સીલ સુય સેયં, આ ચારે પ્રકારનો નિષેધ કર્યો અર્થાત્ એકલુ જ્ઞાન એ પણ શ્રેષ્ઠ નહિ, એકલી ક્રિયા એ પણ શ્રેષ્ઠ નહિ, શ્રુતગૌણ અને શીલ મુખ્ય એ માર્ગ પણ શ્રેષ્ઠ નહિ, તેમજ શીલ ગૌણ અને શ્રુત શ્રેષ્ટ એ માર્ગ પણ શ્રેષ્ઠ નહિ, એટલે ચારમાથી એક પણ પ્રકાર મોક્ષને સાધનારો નથી.

**શ્રુત અને શીલના ભાંગા અને તેની સમજ .**

આવી રીતે આ ચાર પ્રકારોને વ્યર્થ જણાવીને પોતે ચાર પ્રકાર એવા કરે છે કે:- (૧) સદ્વર્તનને શ્રેષ્ઠ જાણે અને માને છતા સદ્વર્તન કરે નહિ, (૨) સદ્વર્તનને સારી રીતે આચરે ખરો પણ સદ્વર્તનનુ સ્વરૂપ જાણે કે માને નહિ (૩) સદ્વર્તનનું સ્વરૂપ યથાસ્થિત તરીકે જાણે, માને અને સંપૂર્ણ રીતિએ આચરે અને (૪) ચોથા ભાંગામા સદ્વર્તનના સ્વરૂપને જાણે માને પણ નહિ અને સદ્વર્તનને આચરે પણ નહિ. આવા ચાર પ્રકારના જૈનશાસનમા પણ પુરુષો હોય છે, પણ તેમા માત્ર મોક્ષ મેળવનાર જો કોઈ હોય તો તે ત્રીજો ભાગો કે જેમા સદ્વર્તનને જાણવા, માનવાનુ અને આચરવાનુ છે, તે ભાંગાવાળો જ મનુષ્ય મોક્ષ મેળવી શકે છે. આ ઉપરથી ચોથો ભાગો કે જેમાં સદ્વર્તનને જાણવા માનવાનુ નથી, તેમ સદ્વર્તનને આદરવાનુ પણ નથી, તેવા ચોથા ભાગામા રહેલો મનુષ્ય મોક્ષ ન સાધી શકે અને તે મોક્ષને ન સાધવારૂપ વિરાધકપણુ જ તેને હોય તેમ મનાય તેમાં આશ્ચર્ય જ નથી

**અભિમુખ અને વિમુખતારૂપ આરાધક વિરાધકતાની સમજણ :**

જો કે પહેલા ભાંગામા સદ્વર્તનનું આચરણ નથી, પણ સદ્વર્તનને શ્રેષ્ઠ તરીકે જાણે અને માને છે અને તેથી સદ્વર્તનની ઉત્તમતા રોમેરોમ વસી જાય, તોપણ તે સદ્વર્તન કરતો નથી, માટે તે ક્રિયારહિત હોવાથી તે ક્રિયા અંશનો વિરાધક છે. એવી જ રીતે બીજા ભાગામા કોઈ તેવા મહાપુરુષના સમાગમથી કે અન્ય કોઇ પણ કારણથી સદ્વર્તનને આચરનારો છે, પણ સદ્વર્તનની શ્રેષ્ઠતાને જાણનારો માનનારો નથી, તેથી તે માત્ર અંશનો જ આધારક છે આવી રીતે આરાધક, વિરાધક, સર્વઆરાધક અને સર્વ વિરાધકના સ્વરૂપને યથાસ્થિતપણે સમજનારો મનુષ્ય શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજના તત્ત્વવિજ્ઞાનના વિસ્તારને સમજતા સ્પષ્ટપણે સમજી શકશે કે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે જૈનધર્મમા જ્ઞાન અને ક્રિયા એ બનેને એકસરખી રીતે જ મુખ્ય માર્ગ તરીકે ગણેલા છે અને તેથી જૈન શાસ્ત્રકારો જ્ઞાન અને ક્રિયા એ બંનેને જૈન-ધર્મરૂપી રથના ચક્ર તરીકે માને છે

**જ્ઞાન અને ક્રિયાને રથના ચક્રની ઉપમા કેમ :**

એ તો જાણીતી વાત છે કે રથના બે ચક્રોમાં એક ચક્ર પણ ન હોય તો રથની ગતિ થાય નહિ, તેવી જ રીતે કોઈ પણ ચક્ર મોટું, નાનુ હોય તોપણ તે રથની ગતિ બને નહિ. એવી જ રીતે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે જૈનધર્મ આદરનારાઓને સ્પષ્ટપણે જણાવી દીધુ છે કે જો તમારે આ જૈનધર્મરૂપી રથથી મોક્ષપુરે પહોચવું

હોય તો તમારે આ જૈનધર્મરૂપી રથના જ્ઞાન અને સદ્‌વર્તનરૂપી બંને ચક્રો રાખવાં જ જોઈશે અને તે પણ બને ચક્રોમાં એકની પણ મુખ્યતા કે ગૌણુતા કરવાદ્વારાએ મોટા નાનાપણુ નહિ કરતા, એ સમ્યગ્જ્ઞાન અને સદ્‌વર્તનના બને ચક્રો સરખા જ રાખવા જોઈશે.

**ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીના માર્ગની શ્રોતૃ-અપેક્ષતા :**

. જો કે ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીના વચન પ્રમાણે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણ મોક્ષનો રસ્તો છે એમ જણાવાય છે, પણ તે ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીનું સૂત્ર અન્ય મતથી જૈનમતની સમાલોચનાને અંગે નથી, પણ જૈન દર્શનમા પ્રવર્તેલા ભવ્ય જીવોને મોક્ષના માર્ગને જણાવવા પુરતુ છે, અને આ જ કારણથી તેમા સમ્યક્શબ્દ જોડવાની જરૂર પડી છે.

**જ્ઞાન અને ક્રિયામાં 'સમ્યક્' શબ્દ કેમ નથી ?**

અને ज्ञानक्रियाभ्या मोक्ष. એ સૂત્ર માત્ર ઈતર દર્શનો એકલા જ્ઞાનથી, એકલી ક્રિયાથી, જ્ઞાન અને ક્રિયા બંનેની સ્વતંત્રતાથી, જ્ઞાન મુખ્ય અને ક્રિયાની ગૌણુતાથી, ક્રિયા મુખ્ય અને જ્ઞાનની ગૌણુતાથી મોક્ષ સધાય છે એવુ જે મનાવતા હતા, તે સ્થાને માત્ર એટલુ જ જણાવવાનુ હતુ કે જ્ઞાન અને ક્રિયા બંનેની સરખી મુખ્યતા હોય તોજ મોક્ષ થઇ શકે. એવી વિશિષ્ટતા જણાવવાની હોવાથી જ ज्ञानक्रियाभ्यां मोक्षः। એ સૂત્રમા સમ્યક્શબ્દ જોડવાની જરુર રહી નહિ, અને જ્યારે ભગવાન્ મહાવીર મહારાજના વચનને સાચા માને અને તેમના કહેવા પ્રમાણે પદાર્થોની માન્યતા કરે, ત્યારે મહાવીર મહારાજના બોધનુ જ્ઞાન લેતા સમ્યગ્દર્શન આપોઆપ આવી જ જાય, અને જ્યારે સમ્યગ્દર્શન આવી ગયુ અને તેને આધારે જ્ઞાન અને ક્રિયામાં પ્રવૃત્તિ થઈ ગઈ, તો પછી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપ ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીનો જણાવેલો મોક્ષમાર્ગ આપોઆપ સિદ્ધ થઇ ગયો. અર્થાત્ ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજીનું વચન જૈનદર્શનમા દાખલ થએલા તર્કાનુસારીઓને માટે છે અને શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજનુ વચન બએ દર્શનમા રહેલા જીવોના સમુદાયને ઉદ્દેશીને જૈનદર્શનની વિશિષ્ટતા જણાવવા સાથે મોક્ષના કારણો જણાવવાળુ છે.

આવી રીતે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે તત્ત્વવિજ્ઞાનનો વિસ્તાર કરતાં માત્ર મોક્ષના હેતુઓની જ ઈતર દર્શનથી વિશિષ્ટતા જણાવી છે એમ નહિ, પણ ખુદ મોક્ષનુ સ્વરૂપ પણ બીજા દર્શનકારોએ જે માન્યુ છે, તેના કરતા ઘણુ જ ઉત્તમ અને યુક્તિયુક્ત જણાવલુ છે, માટે તે મોક્ષના સ્વરૂપનો વિચાર કરવો ઘણો જરુરી છે.

**નૈયાયિક-વૈશેષિકોના મોક્ષનું સ્વરૂપ ·**

દરેક આસ્તિકવાદને માનનારા ધર્મો મોક્ષને માનનારા છે એમાં મતભેદ છે જ નહિ, પણ તે મોક્ષનુ સ્વરૂપ જુદા જુદા રૂપમાં માને છે, એમાં કોઈથી ના પાડી શકાશે નહિ. નૈયાયિક અને વૈશેષિક દર્શનો જો કે કેટલીક બાબતોમાં મતભેદવાળા છે, તોપણ મોક્ષના સ્વરૂપની બાબતમાં તે બંનેને મતભેદ નથી અને તેઓ બંને મોક્ષના સ્વરૂપમાં એવી રીતે એકમત થાય છે કે સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન, બુદ્ધિ, સંસ્કાર, ધર્મ

અને અધર્મ. એ નવ ગુણોનો સર્વથા નાશ થાય તેનુ નામ જ મુક્તિ છે. અર્થાત્ સંસાર ચક્રમા ભમતા જીવોને ડગલે ને પગલે દુઃખ થાય છે એ વાતની કોઈથી ના કહી શકાય તેવી નથી, માટે તે દુઃખનો અંત ન થાય ત્યા સુધી મોક્ષ ન કહેવાય અને તેથી સર્વ દર્શનોની માફક દુખનો નાશ તે નૈયાયિક-વૈશેષિકો માને તેમા અડચણ નથી, પણ તે નૈયાયિક અને વૈશેષિકો સાસારિક દુઃખોના નાશની સાથે સર્વથા સુખોનો પણ નાશ જ થાય તેને મોક્ષ કહે છે આવી રીતે સુખનો નાશ માનીને મોક્ષમા સુખનો અશ પણ નથી એમ માનવાથી જ કોઈક કવિએ વૈશેષિકની મશ્કરી કરી છે કે —वरं वृंदावने रम्ये, क्रोष्टुत्वमभिवांछितम् । नतु वैशेषिकीं मुक्तिं प्रार्थयामि कदाचन ॥ અર્થાત્ વૈશેષિકોના મત પ્રમાણે સર્વથા સુખનો નાશ થાય તે જ મુક્તિ છે એમ માનેલુ હોવાથી દુનિયામા જેમ દેણદારનુ દુઃખ અસહ્ય હોવા છતા કોઈ પણ અક્કલવાળો મનુષ્ય દરિદ્રતાને નોતરુ દેતો નથી, તેવી રીતે સસારમા દુઃખની બહુલતા છતા પણ જો મોક્ષમા સર્વથા સુખનો અભાવ જ માનવામા આવે, તો કવિ જણાવે છે કે—મનોહર એવા વૃદાવનમા શિયાળ-પણુ કે જે દુનિયાદારીની સ્થિતિથી જાનવરની સ્થિતિની અપેક્ષાએ અને તેમા પણ અધમ જાનવરપણુ હોવાથી શિયાળપણુ સર્વથા નકામુ છે તોપણ તે શિયાળપણામા પાચે ઇંદ્રિયના તથા મન, વચન, કાયાના સ્થાન અને સંતાનોના સુખો છે, માટે તે સારું ગણીને તેને ઇચ્છવા લાયક જણાવે છે અને તે શિયાળપણાની અપેક્ષાએ વૈશેષિકમુક્તિનો ઉપહાસ કરતા જણાવે છે કે — વૈશેષિકની મુક્તિ તો કોઈ પણ વખતે એટલે ભૂલેચૂકે પણ હુ ઇચ્છું નહિ

**મોક્ષના સાધનભૂત એવા ધર્મમાં સુખનું સ્થાન :**

આ એક ઉપહાસ તરીકે જણાવેલી વાતને, નૈયાયિક અને વૈશેષિકની માનેલી મુક્તિની અધમતા માટે સ્થાન ન આપીએ તોપણ સ્વાભાવિક રીતે કોઈ પણ મુમુક્ષુજીવ સુખના નાશની અપેક્ષાએ ધર્મમા પ્રવર્તવાવાળો નહોય એ સ્પષ્ટ જ છે. સામાન્ય રીતે ધર્મમા પ્રવર્તવાવાળો પણ પાપ કે જે દુખનુ કારણ છે, તેનો નાશ ઇચ્છે છે અને દરેક શાસ્ત્રોમા પાપના નાશને માટે જ ધર્મના અનુષ્ઠાનો બતાવેલા છે કોઈ પણ શાસ્ત્રકારે પુણ્ય કે જે સુખનુ કારણ છે તેના નાશને માટે એક પણ ધર્માનુષ્ઠાન કહેલુ નથી ખુદ નૈયાયિકો અને વૈશેષિકોએ પણ પોતાના મતમા વિઘ્ન અને પાપના નાશને માટે જ પ્રાયશ્ચિત્ત અને મંગલાદિ માનેલા છે, પરંતુ કોઈ પણ સ્થાને તેઓએ પુણ્યના નાશને માટે કોઈ પણ અનુષ્ઠાન, પ્રાયશ્ચિત કે મંગલાદિ કરવાનુ જણાવેલુ નથી સામાન્ય રીતે નીતિની અપેક્ષાએ ધર્મનુ જે यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः એમ ધર્મનું લક્ષણ જણાવતા આનુષંગિક ફળ તરીકે પણ અભ્યુદયને જણાવેલો છે, પરંતુ કોઈ પણ નીતિશાસ્ત્રકારે અભ્યુદય કે સુખના નાશનુ કારણ ધર્મ હોય એમ જણાવેલુ જ નથી.

**કર્મનાશા નદીના જલસ્પર્શની અનિષ્ટતા કેમ :**

વળી વૈશેષિકોએ કર્મનાશા નામની નદી કે જે કાશી અને મગધદેશની વચ્ચે આવેલી છે, તેના જલના સ્પર્શમાત્રથી કર્મનો વૈશેષિકો નાશ થએલો માને છે, તે માત્ર પુણ્યકર્મ, કે જે સુખનુ કારણ છે તેનો જ નાશ માને છે. જો વૈશેષિકની દૃષ્ટિએ પુણ્યનો

પણ નાશ કરવો ઇષ્ટ જ હોય, તો પછી જેમ ગંગાસ્નાનાદિ પુણ્યનાં કારણો માનીને, તેના વિધાનો સ્થાને સ્થાને કર્યાં છે, તેવી રીતે કર્મનાશા નદીના જલમાં પણ સ્નાન કરવાના વિધાનો સ્થાને સ્થાને શાસ્ત્રોમાં કરવાની જરુર હતી, છતાં તે કર્મનાશાના જલના સ્પર્શને ઇષ્ટ સાધન તરીકે ગણાવવુ તો દૂર રહ્યું, પણ અનિષ્ટ સાધન તરીકે તે કર્મનાશાના જલના સ્પર્શને ગણાવ્યો છે.

**કર્મનાશા જલના સ્પર્શના નિષેધમાં સામુદાયિક મોહ જ**

સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરનારાઓ તો, આ કર્મનાશા નદીના જલના સ્પર્શનો કરેલો નિષેધ માત્ર સામુદાયિક મોહને અંગે છે, એમ સ્પષ્ટપણે સમજી શકે તેમ છે, અને તેથી એ ઈશ્વરીય વિધાન નથી, પરંતુ કેવળ ઉપર જણાવ્યું તે પ્રમાણે સાંપ્રદાયિક મોહવાળાઓનુ જ વિધાન છે, કારણ કે આ વાત તો સારી રીતે જાણીતી છે કે જૈન લોકોનુ કેન્દ્રસ્થાન પરાપૂર્વથી અંગ, વંગ, મગધ અને કલિંગમાં હતુ અને તે અગ આદિ દેશોમા રહેતા લાખો બ્રાહ્મણો જૈનધર્મ માનવા લાગ્યા હતા એટલું જ નહિ પણ જૈનધર્મમા દેવ, ગુરુ અને ધર્મની પરમ મનોહરતા દેખીને હજારો બ્રાહ્મણોની સંખ્યા જૈનધર્મમા દીક્ષિત થવા લાગી હતી,

**આધિભૌતિક મહત્તા એ પરમેશ્વરની કે આધ્યાત્મિક મહત્તા નથી :**

કારણ કે જગતમાં એક જૈનધર્મ જ એવી ચીજ છે કે જેમાં પરમેશ્વરની માન્યતા ભૌતિક પદાર્થોના દેવાના મહિમાને અંગે માનવામા આવી નથી, તેમજ શત્રુના સંહાર કે મિત્ર યા ભક્તના પોષણને અગે પણ પરમેશ્વરની મહત્તા માનવામા આવી નથી. જૈનધર્મમા પરમેશ્વરની જે મહત્તા માનવામાં આવી છે, તે કેવળ આત્માના સ્વરૂપને સાચી રીતીએ જણાવી આત્માના અસાધારણ ગુણોને અસાધારણ રીતીએ રોકવાવાળાં એવાં કર્મોના આવવાના અને બંધાવાના રસ્તા સમજાવી, તેના વિપાકોની ભયંકરતા સાચી રીતે વર્ણવીને તેવાં અધમ કર્મોને રોકવાના સાધનો અને બંધાયેલા કર્મોને સર્વથા તોડી નાખી સર્વથા અને સર્વદાને માટે આત્માના શુદ્ધ સ્વરૂપે આત્માને રહેવાનું સમજાવનાર હોવાથી જૈનોએ પરમેશ્વરની મહત્તા માની છે. આ જ કારણથી જૈનો પૃથ્વી, પાણી, પહાડ કે હવા ઉજાશના આવિર્ભાવથી પરમેશ્વરની મહત્તા માનતા નથી. અસુર કે રાક્ષસોના નાશને પણ પરમૈશ્વર્યરૂપ ગણુતા નથી અને વળી ભક્તોને ચંદ્રલોક, સૂર્યલોક કે વૈકુંઠ અર્પણુ કરવાના સામર્થ્યને ઈશ્વરતા ગણુતા નથી.

**પરમ પરમેશ્વરની વાણી અને સૂર્ય-પ્રકાશ :**

જગતમા જેમ સૂર્ય પોતાના અજવાળાથી ઉત્તમ, મધ્યમ કે અધમ પદાર્થોનું સ્વરૂપ જ પ્રકાશિત કરે છે, સૂર્યનો પ્રકાશ ઉત્તમ પદાર્થો તરફ ધક્કો મારતો નથી, મધ્યમ પદાર્થો તરફ વળગાડી રાખતો નથી અને નુકશાનકારક કનિષ્ટ પદાર્થોથી દૂર રહેવાની ફરજ પાડતો નથી, પણ માત્ર તે સૂર્યનો પ્રકાશ વિધવિધ પદાર્થોના વિધવિધ સ્વરૂપને જણાવી દે છે કે જેથી ચક્ષુવાળા પુરુષોને ઇષ્ટ તરફ પ્રવૃત્તિ અને અનિષ્ટથી નિવૃત્તિ કરવાનું બની શકે. તેવીજ રીતે જૈનોના મંતવ્ય પ્રમાણે પરમેશ્વર પણ પુણ્ય અને પાપનુ સ્વરૂપ તથા છાડવા લાયક, આદરવા લાયક અને જાણવા લાયક પદાર્થની

યથાવસ્થિત સ્થિતિ કે જે પોતાના કૈવલ્યથી પોતે સાક્ષાત્ જાણી છે તે સર્વ શ્રોતા જનોને કોઈ પણ પ્રકારના ફરક વગર જણાવે છે અને તેથી જૈનોમા આપ્તનું લક્ષણ પણ એ જ રાખવામાં આવ્યુ છે કે કહેવા લાયક વસ્તુને સંપૂર્ણપણે જાણે અને જેવી રીતે જાણી છે, તેવી જ રીતે કોઈ પણ પ્રકારે ઉત્કર્ષ કે અપકર્ષ કર્યા સિવાય અગર શ્રોતાની અવસ્થાની છાયાને પદાર્થમાં નહિ નાખતાં સાચેસાચી રીતે નિરૂપણ કરે તે જ આપ્ત કહેવાય.

**આપ્ત-ઉક્તિનો લાભ રાજા અને રંકને સરખો જ હોય :**

આવી રીત, કોઈ પણ વ્યક્ત, કુલ કે જાતિની નિશ્રા કર્યા સિવાય, લક્ષણવાળા આત્માને જૈનો પરમેશ્વર માને છે અને તેથી જ તેઓ જણાવે છે કે सर्वज्ञो जितरागादिदोषः, यथास्थिततार्थवादी च देवोऽर्हन् परमेश्वर'। જેવી રીતે દેવનું લક્ષણ જણાવ્યું તેવી જ રીતે ઉપદેશમાં શ્રોતાની પણ માસર્ગિક છાયા ન પડે અને હોય જ નહિ તેને માટે જણાવ્યુ કે जहा पुन्नस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ, जहा तुच्छस्स कत्थइ तहा पुन्नस्स कत्थइ। અર્થાત્ એક ચક્રવર્તીની આગળ જેવી રીતે ધર્મનુ સ્વરૂપ કહેવું તેવી જ રીતે કોઇ દરિદ્રનારાયણ હોય તેને પણ ધર્મનુ સ્વરૂપ કહેવું, અને જેવી રીતે દરિદ્રનારાયણ વ્યક્તિને ધર્મનુ સ્વરૂપ કહેવું, તેવીજ રીતે શ્રોતા ભલે ચક્રવર્તી હોય તોપણ ધર્મનુ સ્વરૂપ તેવુ જ બતાવવુ આવી રીતે માત્ર આત્માના કલ્યાણને માટે જ કટીબદ્ધ થએલા અને જગતના સર્વ જીવોને માયાજાળની મુઝવણમાથી છોડાવીને આત્મકલ્યાણ તરફ જ કટીબદ્ધ કરનારા એવા મહાપુરુષને જ દેવ માનવામા આવેલા છે.

**આધિભૌતિકથી ઇશ્વરનું ઐશ્વર્ય કેમ નહિ :**

તત્ત્વદષ્ટિથી વિચાર કરીએ તો દરેક આસ્તિક મતવાળાઓ પોતપોતાનાં ધર્મશાસ્ત્રોમા પૌદ્ગલિક, બાહ્ય, આધિભૌતિક પદાર્થોને કેવળ ઉપાધિરૂપ અને સસારરૂપ માને છે અને મનાવે છે, તો પછી તે જ આધિભૌતિક પદાર્થોના સર્જન અને દાનને અંગે પરમેશ્વરની મહત્તા માનવામા પૂર્વાપર પદાર્થ અને મંતવ્યનો વિરોધ, તે તે મતના મનાતા મહર્ષિઓ પણ ધ્યાનમા ન લે એ જૈનધર્મવાળાને તો મહદ્આશ્ચર્યરૂપ લાગે છે જૈનધર્મવાળા તો માને છે કે જ્યારે પરમેશ્વરને આત્મકલ્યાણને માટે જ માનીએ અને જગતના આધિભૌતિક પદાર્થોમાં પણ તત્ત્વદષ્ટિ ધારણ કરાવનાર એવા નાસ્તિક દર્શનને ન માનીએ તો પછી પરમેશ્વરની મહત્તા આધિભૌતિક પદાર્થોના સર્જન વિમર્જન કે દાનદ્વારાએ ન માનતા આત્મદર્શન અને આત્મસ્વરૂપના આવિર્ભાવક તરીકે જ માનવી ઉચિત છે,

**ઈતર દર્શનકારોને લીલાના પડદા કેમ :**

આ જ કારણથી બીજા મતવાળાઓને પોતાના પરમેશ્વરનુ આધિભૌતિક સ્વરૂપ આચ્છાદિત કરવા માટે લીલા નામનો પડદો બાધવો પડે છે, કેમકે જૈનધર્મમા મનાએલા પરમેશ્વરો સિવાય અન્ય મતમા મનાએલા સર્વ પરમેશ્વરોને તે તે મતવાળાઓએ કોઈ પણ પ્રકારે સંયમ, તપ, પરીષહસહન, ઉપસર્ગપરાજય, ધર્મ–શુક્લ–ધ્યાન કે વીતરાગતાવાળા માન્યા નથી, પણ દરેક અન્ય મતવાળાએ પોતપોતાના પરમેશ્વરોને દુન્યવી નવાઇમાં મહત્તારોપણ કરી, મોટાઇના પદે ચઢાવેલા છે,

**ઈશ્વરમાં અવતાર કે અવતારમાં ઈશ્વર :**

એટલુ જ નહિ પણ જૈનધર્મ સિવાયના સર્વ આસ્તિક દર્શનકારોએ શુદ્ધ સ્વભાવવાળા ઈશ્વરમાંથી અવતારની કલ્પના કરી, અનુકરણ કરનારા કે તેનું ધ્યાન કરનારાને નિર્મળતામાંથી મલિનતાનુ દર્શન કરાવ્યું છે, પણ જૈનધર્મ અવતાર અને ઈશ્વર બંનેને માનવાવાળો છતાં ઈશ્વરમાંથી અવતારના તત્ત્વને થતું ન માનતા અવતારમાંથી ઈશ્વરનુ તત્ત્વ ઉત્પન્ન થતુ માને છે, અને તેથી જે જે આત્માઓ સંસારમાં મલિનતાના ખાડામાં ખદબદી રહ્યા છે, તે તે મલિન આત્માઓને સર્વથા નિર્મળ થઈ, શુદ્ધ સ્વરૂપમય આત્મસ્વભાવવાળા થવાને આદર્શ પુરુષ તરીકે દર્શન, ભજન અને ધ્યાન કરવા લાયક ઈશ્વરી સ્વરૂપ સર્જાએલું માને છે. ઉપર જણાવ્યા પ્રમાણે જેમ જૈનદર્શનમા ઈશ્વરને અંગે અસાધારણતા અને અનુપમતા વરાએલી અને મનાએલી છે, તેવીજ રીતે ગુરુ અને ધર્મતત્ત્વને અંગે પણ અનુપમતા અને ઉત્તમતા વરાએલી તથા મનાએલી છે.

**ભગવાનના જૈનદર્શનમાં ગુરુની જવાબદારી :**

જગતભરમાં સર્વ આસ્તિકવર્ગ દુનિયાદારીની માયાજાળ છોડીને કેવળ મોક્ષ મેળવવાની મુસાફરી કરનારને જ વાસ્તવિક ગુરુ તરીકે માને છે, એમાં બે મત છે જ નહિ, પણ ધ્યાન રાખવાની જરૂર છે કે જેમ મનોરથ માત્રથી કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી, તેવીજ રીતે અન્ય સાધન કે અસાધનમાં પ્રવૃત્તિ કરવાથી કાર્યસિદ્ધિ થઈ શકતી નથી. મોક્ષ સાધવાવાળાઓને મોક્ષની મુસાફરી કરવા પહેલાં, અન્યદ્રોહ અને સ્વમમત્વ એ બેનો સર્વથા પરિહાર કરવો જ પડે, એવી માન્યતામાં કોઈ પણ વિચારવંત આસ્તિક વિરોધ કરી શકે જ નહિ, અને દરેક આસ્તિક શાસ્ત્રકારોએ પણ એકી વચને એ વાત કબુલ કરેલી જ છે અને કબુલ કરવી પડે તેમ છે કે દ્રોહ અને મહત્ત્વ એ જ્વાલામાથી બહાર ખસ્યા સિવાય મોક્ષની મુસાફરી બનતી જ નથી એવી રીતે સર્વ લોકો, સર્વ આસ્તિકો અને સર્વ દર્શનકારોનો દ્રોહ અને મહત્ત્વ છોડવામાં એકમત છતાં પણ અન્ય દર્શનકારોના વર્તન તરફ ધ્યાન દઈએ તો તેઓ પરિગ્રહની પીઠિકા ઉપર પદ્માસન જમાવીને જ બેઠેલા છે. પરિગ્રહથી સર્વથા પર રહેવાનો માર્ગ જણાવ્યો હોય અને તેનો અમલ બરાબર ચલાવ્યો હોય તો તે જૈનધર્મના સાધુઓએ જ છે, એ વાત સર્વકાલના ઇતિહાસકારોને પણ કબુલ કર્યા સિવાય ચાલતી નથી.

**જૈનદર્શનમાં મોહમલિનતાની સર્વત્ર અધમતા કેમ**

જૈનધર્મ તરફથી બાલ યુવાન કે વૃદ્ધને, સ્ત્રી અગર પુરુષને, પંડિત અગર અપંડિતને સત્પુરુષ પ્રેમ, સદ્ગુરુભક્તિ, પરમપુરુષની સેવા, પૂજન વગેરેના શિક્ષણ કરતા પણ પ્રથમ નંબરે જે શિક્ષણ આપવામા આવે છે તે એ જ કે હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રીગમન અને પરિગ્રહથી અત્યંત પર હોય તો જ તે ગુરુ કહેવાય અને આ શિક્ષણમાં કોઈ પણ કાલે કોઈ પણ સમર્થ કે અસમર્થ વ્યક્તિ તરફથી અપવાદ ઘુસેડી દેવાય તેવું સ્થાન જૈનશાસ્ત્રકારોએ રાખ્યું જ નથી તેથી જૈનધર્મને સમજનારો કોઈ પણ સુજ્ઞ મનુષ્ય તે પરિગ્રહની પીઠિકાવાળાને સદ્ગુરુ તરીકે માનવા તૈયાર થયો નથી અને થતો નથી. આ તે શિક્ષણના પ્રતાપે સર્વકાલે સર્વજનદર્શનમા મમતાના મોજાંને મારવાનું થયું

નથી. અર્થાત્ એમ કહેવુ જોઈએ કે અન્ય આસ્તિક દર્શનોમાં મમતાને મારવા માટે કરેલી શાસ્ત્ર-સાંકળો કાર્ય કરનારી થઈ નહિ ત્યારે જૈનદર્શનમા વિષમ કાલે પણ શાસ્ત્રની સાંકળોનો સપાટો મમતાની મોજને મારવાને માટે સફળ નીવડેલો છે. જો કે મમતાની મોજને માટે મોક્ષના માર્ગનો દોષ ન કઢાય, માત્ર તેને માનનારા મનુષ્યોના વર્તનનો જ દોષ ગણાય, પણ દ્રોહના દરિયાને દૂર કરવાની હકીકતમા અંશે પણ તેમ નથી

**મનુષ્યની જાતની માફક જીવની જાત:**

જગતમાં બાલક હોય કે બાલિકા હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, વૃદ્ધ હોય કે વૃદ્ધા હોય, નોકર હોય કે શેઠ હોય, અધિકારી હોય કે તાબેદાર હોય, શ્રીમાન્ હોય કે દરિદ્ર હોય, રાજા હોય કે રંક હોય, પણ તે સર્વને મળેલી કે નહિ મળેતી સામગ્રી ઉપર વિચાર નહિ કરતા તેના મનુષ્યત્વ ઉપર જ વિચાર કરાય છે. રાજ્યના કાયદા પ્રમાણે આંધળા, બહેરા, કે લુલા લંગડાનુ ખુન કોઈ દિવસ નિર્દોષ તરીકે ગણાએલુ નથી. કોઇ પણ રાજ્યે મુડીદારના ખુનને ખુન તરીકે અને શ્રમજીવીના ખુનને નિર્દોષ તરીકે જાહેર કરેલુ જ નથી, અને જો એવી રીતે સામાન્ય વર્ગને માટે સાપરાધ મનુષ્યનો વધ ગુન્હા તરીક ન ગણાય, તો તે નીતિ, કાયદો કે રિવાજ યોગ્ય છે એમ કોઇ પણ શાણો પુરુષ સમજી, માની કે કહી શકે નહિ. તેવી રીતે જગતપરમેશ્વરના પેગામમા ચહે તો એકલી સ્પર્શ જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ ને રસ જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ રસ ને ગંધને જાણવાની તાકાતવાળો જીવ હોય, સ્પર્શ, રસ, ગધ, ને રૂપને જાણવાના સામર્થ્યવાળો જીવ હોય, સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દને સમજવાના સામર્થ્યવાળો સત્ત્વ હોય. એ પાચ ઇંદ્રિયો સાથે વિચારની શક્તિને ધારણ કરનારો પ્રાણી હોય, ચાહે તો મનુષ્ય હોય કે ચાહે તો જાનવર હોય, પણ તે સર્વની સરખી રીતે દ્રોહ-બુદ્ધિ ટાળવાનો ઉપદેશ હોવો જ જોઈએ. મુડીદારને રક્ષણ આપનારું રાજ્ય જેમ ન્યાયી ન ગણાય, તેવી જ રીતે સર્વ જીવો સંબધી દ્રોહબુદ્ધિ સરખી રીતે નિવારવાનો ઉપદેશ આપે નહિ તે જગતપરમેશ્વર પણ કહી શકાય નહિ.

**છકાય જીવની માન્યતા એ જ વીર-વાણી:**

આ સ્થાને વગર સંકોચે અમારે જણાવવુ જોઈએ કે અન્ય દર્શનકારોએ એકલી સ્પર્શને જાણવાની શક્તિ ધરાવનારા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિની તો જીવ તરીકે ગણતરી જ કરી નથી અને આટલા જ માટે શ્રુતકેવલીની તુલનામા આવે એવા, મહારાજા વિક્રમને પ્રતિબોધ કરનારા સિદ્ધસેન દિવાકર મહારાજ પોતાના શાસ્ત્રમા જૈનપણાનુ લક્ષણ જ એ જણાવે છે કે જેને પૃથ્વી આદિ છએ કાયોની માન્યતા હોય. કહેવાનુ તત્ત્વ એટલુ જ કે જગતભરમાં એક જ આવુ જૈનદર્શન છે કે જેની અંદર પૃથ્વીઆદિ છએ પ્રકારના પદાર્થોને જીવંત તરીકે માનવામાં આવેલા છે. અન્ય દર્શન-કારોએ આ પૃથ્વીઆદિને જીવ તરીકે માનવાની વાત તો દૂર રહી, પણ તે પૃથ્વીઆદિ છએને જીવ તરીકે માની, તેની રક્ષા માટે કટીબદ્ધ થએલા પરમેશ્વરના પેગામને પરમ પ્રીતિથી આદરનારા જૈનોની જાણે હાસી જ કરવી હોય નહિ, તેવી રીતે जीवो जीवस्य जीवनम्। એમ કહી છકાયની દયા પાળનારા જૈનોને ચીડવવા માટે જ તૈયાર થયા.

**ભગવાન્ વીરના દર્શન સિવાય અન્યત્ર જમાનાનું ઝેર :**

જો કે અન્ય દર્શનકારોએ જમાનો જેટલી ઝડપથી વેગ કરે, તેટલી ઝડપથી પોતાના ધર્મ અને તત્ત્વને પણ ફેરવવામા ગાઢ પ્રયત્નો કર્યા છે અને તેને જ પ્રતાપે તેઓને બુદ્ધ જેવા એક કટ્ટર શત્રુને પણ જમાનાના પ્રભાવે ઈશ્વરાવતાર તરીકે માની લેવા પડ્યો છે. જૈનોના ઋષભદેવ ભગવાનને પણ એક અવતાર તરીકે માની લેવા પડ્યા છે. જૈનલોકોના ધર્મને અપમાન કરવા માટે કે તેને પોતાનામા મેલવવા માટે ગૌતમ અને શિવજીની લીલાઆદિ પણ ગોઠવવાં પડ્યા છે, યાવત્ મુસલમાની જમાનાના પ્રભાવને અંગે અલ્લોપનિષદ્ જેવા ગ્રંથો રચી યવનના પરમેશ્વરોને પણ માનવા તૈયાર થવું પડ્યું છે.

**ઈતર દર્શનવાળાને હિંસાનિષેધ અને દયાને બોલવાની જરૂર : જૈનોનું અનુકરણ કેમ:**

તેવી જ રીતે જૈનોની જાહોજલાલીમાં અંજાઇને જમાનાની અનુકૂળતા કરવા માટે न हिंस्यात् सर्वभूतानि । अहिंसा परमो धर्मः । વગેરે વાક્યો પણ પોતાના શાસ્ત્રોમાં ગોઠવવા પડ્યા છે, પણ મેળાની વખતે વેચાતાં પિત્તળના ઘરેણા અને ઇમિટેશનવાળાં દાગીના માત્ર મૂર્ખ મનુષ્યોને જ મોહ પમાડી શકે છે, પણ સોનાના સ્વરૂપને અને હીરાના હાર્દિક તત્ત્વને હૃદયથી પીછાણનારા મનુષ્યોને તે પિત્તળનાં આભૂષણ કે ઇમિટેશનનાં દાગીના ખુશી કરવાને સમર્થ થતા નથી તેવી રીતે જેઓ સ્થૂલ દષ્ટિથી માત્ર દયા, દયા પોકારનારા હોય, તેઓ જ તે અન્ય આસ્તિક દર્શનકારોએ કહેલાં न हिंस्यात् सर्वभूतानि । अहिंसा परमो धर्मः । જેવાં જમાનાને અનુસરીને અને દયાળુઓને પોતાનામાં દાખલ કરવાને કહેલાં વાક્યોના મોહમા મુંઝાઈ જાય, પણ જેઓ દયાના હાર્દિક સ્વરૂપને કળી શકતા હોય, તેઓ તો જોઈ શકે કે સર્વ ભૂતોને ન હણવાનું કહેવાવાળા શાસ્ત્રોએ ભૂતોના ભેદો, ભૂતોનુ સ્વરૂપ, એક એક ભૂતની હત્યાનું પ્રાયશ્ચિત કે તે ભૂતોની હત્યા કરનારને થએલા નુકસાનનાં દષ્ટાતો અગર તે ભૂતોની દયા પાળનારને થએના ફાયદાના દાખલા જે શાસ્ત્રોમા અંશે પણ કહેલા કે દેખાતા નથી, તે શાસ્ત્રો ભૂતોને નહિ હણવાની જે વાત કરે છે, એ માત્ર મેળાના વેચાતા દાગીના જ છે તેવી રીતે જેઓ અહિંસા એ પરમ ધર્મ છે,એવુ કહેનારા ન તો અહિંસાને માટે વિધાનો કરે, ન તો અહિંસાના ભેદો સમજાવે, ન અહિંસાનુ તારતમ્ય સમજાવે, એટલુ જ નહિ પણ જેઓના શાસ્ત્રોમા અહિંસાનાં સાધનોનુ નામનિશાન નથી, અહિંસા પાળનારનુ શ્રેયસ્કરત્વ જણાવનાર દષ્ટાન્ત નથી, હિંસાથી થતા નુકસાનનુ વર્ણન નથી, અહિંસાને માટે ભોગ આપનારાઓનું મહત્ત્વ મનાયુ નથી, તેવા શાસ્ત્રો અહિંસાનુ નામ લઈ જે એક વાક્ય કહે તે માત્ર લોકોને પોતાના તરફ આકર્ષિત કરવા કે જૈનદર્શનવાળા ભક્તોનુ દિલ રંજન કરવા માટે જ છે એમ સહેજ કોઈ માની શકે.

**મહાવીરનાં મહાવ્રતો અને અહિંસાની મુખ્યતા:**

પણ જૈનોમાં મહાવ્રતો કે જેનો ઉચ્ચાર ગુરુઓને પ્રથમ નંબરે કરવો પડે છે, તેમા અહિંસાને પ્રથમ સ્થાન આપ્યુ છે, એટલુ જ નહિ પણ તે અહિંસાના રક્ષણને માટે જ ઇર્યાસમિતિઆદિ આચારોને ભાવનાની વાડો તરીકે ગણવામાં આવેલા છે, એટલુ જ નહિ પણ હિંસાથી બચવાને માટે જ જૈનગૃહસ્થોને યોગ્ય શ્રાવતોનો ઉપદેશ

અને જૈનસાધુ પાસે વસ્ત્ર, પાત્ર, રજોહરણ, મુહપત્તિ વગેરે જે જે ચીજ રાખવાનુ વિધાન કરવામા આવ્યુ છે તે માત્ર દયાના પાલન અને હિંસાના દોષથી બચવાને માટે જ છે. જૈનશાસ્ત્રોમા સેંકડો દાખલાઓ હિંસા કરનારને નુકસાન થયાના મોજુદ છે, તેવીજ રીતે હિંસાથી દૂર રહેવા માટે જીવનના ભોગો આપીને શ્રેયપથે સચરેલા સત્પુરુષોનાં સારાં સારાં દૃષ્ટાન્તો પણ નજરે આવે છે. આવી રીતે સર્વથા મમત્વનો ત્યાગ અને દ્રોહનુ દૂર કરવુ જૈનધર્મમા મનાયેલા મુનિમહારાજાઓએ જાળવેલું હતુ અને જાળવે છે. જગતમા કોઈ પણ સજ્જનના કોઈ પણ ગુણને દુર્જનોએ દૂષિત ન કર્યો હોય એમ બનતુ જ નથી, તેવી રીતે કેટલાક જૈનધર્મના અંગત વિરોધીઓને, મહેર નજરથી કરાતી દયા પણ નિર્માલ્યતાના ચિહ્ન કે હેતુ તરીકે જણાય તેમા નવાઈ નથી. પણ તેમાં તે બિચારાના સંસ્કાર-સંચારનો જ દોષ છે

**જૈનોનાં પર્વ અને તહેવારોમાં પણ ત્યાગ·**

વળી ધર્મતત્ત્વની અપેક્ષાએ જૈનોએ પાપના પરિહારની જયપતાકા કરનારા ઉત્સવો, અનુષ્ઠાનો પર્વો અને તહેવારો માનેલા છે ડગલેને પગલે જૈનો ભોગથી પરાઙ્મુખ રહેનારા અને ત્યાગને માર્ગે જ સચરવાવાળા હોવાથી તેઓ જ મોક્ષમાર્ગના સાચા મુસાફર છે, એમ હરકોઈ મોક્ષના મુસાફરોને માનવુ જ પડે

**ભગવાન્ જિનેશ્વરોનાં મંદિરમાં પેસવાની મનાઈ કેમ :**

આ બધી હકીકતનો સાર એટલો જ છે કે અંગ, મગધ, કલિંગ વગેરે દેશોમા જૈનધર્મ અને જૈનધર્મીઓની આવી મોક્ષપરાયણતા દેખીને અંગ, મગધ આદિની અંદર રહેવાવાળા લાખો બ્રાહ્મણાદિ કુટુંબો જૈનધર્મની ઉત્તમતા સમજી તેને સ્વીકારનારા થયા, તેવે વખતે પ્રથમ તો તે અંગ, મગધાદિમા રહેલા બ્રાહ્મણોએ જૈનધર્મને માનનારાનો સમાગમ જ ન થાય અને પોતાના સંપ્રદાયવાળા મનુષ્યો સંપ્રદાયમા જ કાયમ રહે, તેવી બુદ્ધિથી એવા વાક્યનો પ્રચાર કર્યો કે हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैनमंदिरम् । અર્થાત્ સહેજે રસ્તે ચાલતા હોઈએ, સામેથી મદોન્મત્ત હાથી આવતો હોય અને તે હાથીથી બચવા માટે જૈનમંદિરમા પેસવુ પડતુ હોય તો તે મદોન્મત્ત હાથીનો માર સહન કરવો, પણ જૈનમંદિરમા જવુ નહિ આ વાક્યને વિચારનારો મનુષ્ય સહેજે સમજી શકે તેમ છે કે સંપ્રદાયના મોહનુ કેટલુ પ્રાબલ્ય આ વાક્યમા રહેલુ છે, કે કલાલની દુકાન, વેશ્યાનુ ધામ, જુગારખાનુ કે એવા કોઈ અધમ સ્થાનનો નિષેધ કરવાનું, આ વાક્ય કહેનારને, જરુરી ન જણાયુ, પણ વીતરાગ પરમાત્માનુ ધામ—તેમા પ્રવેશ થાય તે જ અત્યંત અરુચિકર અને નિષેધવાલાયક જણાયુ.

**કર્મનાશા નદીના જલનો સ્પર્શ એ બીજે નંબરે :**

આવી રીતે સંપ્રદાયમોહને જાળવવાને અનેક ઉપાયો કર્યા છતાં પણ અંગ, મગધ, કલિંગ વગેરે દેશો જ્યારે જૈનધર્મના કેન્દ્રભૂત થઈ ગયા, ત્યારે કાશી, સાકેત વગેરે દેશોમા રહેલા સ્વસંપ્રદાયના મોહવાળાને, સ્વસંપ્રદાયના મોહમાં રાચનામાચતા રાખવા અને જૈનધર્મીઓના સંસર્ગથી પણ સરકાવવા માટે કર્મનાશા નદી કે જે ઓળગ્યા સિવાય અંગ, મગધાદિ દેશોમાં જવાતું જ નથી અને અંગ, મગધાદિમા જવાવાળાને

કર્મનાશા ઉતરવી જ પડે તેવુ હોવાથી, છોકરાને હાઉ કહીને ડરાવાય તેની માફક, સાંપ્રદાયિક મોહથી જાહેર કરાયુ કે કર્મનાશા નદીના જલનો સ્પર્શ થાય તો યાવજ્જીવન કરેલા પુણ્યનો સર્વથા નાશ થાય છે.

**ગંગાજી અને કર્મનાશામાં ફરક કેમ.**

આ બધી હકીકત માત્ર નૈયાયિક અને વૈશેષિકોએ પુણ્યના નાશને જ અનિષ્ટ પ્રસંગ તરીકે ગણ્યુ છે, એટલુ જ જણાવવા માટે જણાવેલી છે અને તેથી એટલુ જ સિદ્ધ કરવાનુ છે કે જો તે નૈયાયિક અને વૈશેષિકો સુખના નાશને પણ સાધ્ય તરીકે માની, સુખના અભાવરૂપ મોક્ષને સાધવામાં શ્રેય ગણે છે, તો પછી ગંગાજીની માફક સાંપ્રદાયિક મોહને અનુસારે પણ જણાવેલા વાક્ય પ્રમાણે કર્મનાશામાં સ્નાન વગેરેનો ઉપદેશ કેમ કરતા નથી ?

**સુખ એ આત્મસ્વભાવ કે પુદ્‌ગલ સ્વભાવ:**

પ્રથમ તો આ સ્થાને એ વિચારવાની જરૂર છે કે જગતમા ઇષ્ટ અને અનિષ્ટ ગણાતા પદાર્થો સુખદુઃખનાં સાધન છે ? કે સુખદુઃખને પેદા કરનાર છે ? તાત્ત્વિક દૃષ્ટિએ વિચારીએ તો તે ઇષ્ટ પદાર્થોમા અંશે પણ સુખ નથી, તેમ અનિષ્ટ પદાર્થોમા અંશે પણ દુઃખ નથી. સુખ અગર દુઃખ વેદવુ તે આત્માનો સ્વભાવ છે. માત્ર બાહ્ય અનુકૂળ પદાર્થો સુખના સાધન તરીકે ઉપયોગમાં આવે છે અને પ્રતિકૂળ પદાર્થો દુઃખ તરીકે આત્માના વેદન સ્વભાવને પલટાવવાના ઉપયોગમાં આવે છે જેમ ફાનસમા ધરેલા દીવાની ચારે બાજુ સફેદ કાચ હોય તો તે દીવાનું સ્વાભાવિક અજવાળું બહાર કાચની શક્તિના પ્રમાણમા જાય છે, પણ જો તે દીવાની ચારે બાજુ કોઈ બીજા રંગનો કાચ ગોઠવવામા આવેલો હોય, તો તે દીવાની જ્યોત બહાર નીકળતા જુદું જ રૂપ ધારણ કરે છે, તેવી રીતે અહીં પણ સુખનાં સાધનો સફેદ કાચ જેવા છે, અને દુઃખના સાધનો રંગવાળા કાચની માફક પલટાવવાવાળા છે. દીવો સ્વાભાવિક રીતે જ્યોતસ્વરૂપ છે, તેવી રીતે આત્મા સુખસ્વરૂપ છે, અને મોક્ષની પ્રાપ્તિ થતા તે સ્વભાવ નિષ્પ્રતિબંધ હોવાથી કે નિસહાયપણે જળહળતો હોવાથી મોક્ષપદને પ્રાપ્ત થનારો આત્મા અનંત સુખસ્વરૂપમા હોય છે એમ માનવાની આ નૈયાયિક અને વૈશેષિકો ના પાડીને દુઃખના નાશની સાથે સુખના નાશને પણ મોક્ષ માને છે.

**મોક્ષ-પ્રાપ્તિ માટે જ્ઞાનનો નાશ કેમ:**

જેવી રીતે આ નૈયાયિક વૈશેષિકોએ સર્વ જગતને ઇષ્ટ એવા સુખના નાશને મોક્ષ માન્યો છે તેવી જ રીતે જ્ઞાન સરખા આત્માના સ્વભાવભૂત પદાર્થનો પણ તેઓએ મોક્ષને અંગે નાશ જ થવો ઇષ્ટ ગણ્યો છે. જ્ઞાન અને આત્માના વિષયને અંગે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજાનુ મંતવ્ય અને પ્રચાર કેવો હતો તે વિચારીએ તો આપણને સહેજે માલમ પડશે કે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે મોક્ષતત્ત્વના વિજ્ઞાનનો પ્રચાર પણ અલૌકિક રીતે જ કરેલો છે

**પરમેશ્વરને વ્યાપક માનવાની જરૂર કેમ પડી:**

વાચકવૃંદે એ જાણવાની જરૂર છે કે અન્ય આસ્તિક દર્શનકારોએ મુખ્યતાએ પોતાનાં શાસ્ત્રોમા પરમેશ્વરનો ઉપકાર માનવામાં આધિભૌતિક પદાર્થોનું જ સામ્રાજ્ય

આગળ કર્યું, અને તેથી આધિભૌતિક સામ્રાજ્યની સૃષ્ટિ માટે પરમેશ્વરના જ પગલા માંડવા પડ્યા, અને વૈશેષિક તથા નૈયાયિકોને તો એટલે બધે સુધી પરમેશ્વરના પગલા આધિભૌતિક સમૃદ્ધિ માટે દાખલ કરવા પડ્યા કે જગતમાત્રના હરકોઇ પ્રાણીના, હરકોઈ ક્ષણના, હરકોઇ કાર્યમા તે આધિભૌતિક ઇશ્વરના પ્રભાવને જ દાખલ કરવો પડ્યો, અને તેથી છિદ્રઘટ, છિદ્રપટ વગેરે સમસ્ત ફેરફાર પામવાવાળા કાર્યોમા તેના પ્રભાવને જ દાખલ કર્યો. ઘડા વગેરે પદાર્થનો એક પણ કણીઓ ખસે અને તે કણીઆ વગર ઘડા આદિ પદાર્થોનુ જે સત્ત્વ રહે તે બધુ ઇશ્વરની કૃતિમા જ ઉમેરી દીધું. રેતી વગેરેમા થતા હવાના આકારો પણ તેઓને ઇશ્વરકતૃક જણાયા આ બધી વસ્તુસ્થિતિને પહોચીવળવા માટે તેઓને ઇશ્વરને જગદ્વ્યાપી ઠરાવવો પડ્યો, કેમક ખુદ પરમેશ્વરના આત્માની જગદ્વ્યાપિતા ન ઠરાવે તો સર્વત્ર સર્વ ક્ષણે, સર્વ કાર્યોની કર્તૃતાનો ઉકેલ બનવાનુ અસભવિત થાય

**શેષ જીવોને પણ સર્વવ્યાપક કેમ માનવા પડ્યા**

અને જ્યારે પરમેશ્વરને પણ એક આત્મા તરીકે માન્યો, અને તેને જ્યારે તેઓ સર્વવ્યાપક તરીકે ગણે તો પછી શેષ આત્માઓને તેને સર્વવ્યાપક તરીકે ગણવા જ પડે વિચિત્રતા તો એ છે કે અન્ય અન્ય સ્થાનોએ, અન્ય અન્ય જીવોના ભોગ્ય પદાર્થોની ઉત્પત્તિ માટે તે જીવોના કર્મોને ત્યા હાજર રાખવાની ધૂન વૈશેષિકો વગેરેને લાગી અને તેથી તેઓએ પરમેશ્વર સિવાયના આત્માઓને પણ તે તે તેમના તેમના ભોગ્ય પદાર્થોને ઉત્પન્ન કરવામા રોકી દીધા.

**જ્ઞાન જુદું કેમ માનવુ પડ્યુ**

જો કે તેઓના હિમાબે પરમેશ્વર જ તે કામ કરી લેત તો ચાલત, અને પરમેશ્વર સિવાયના સર્વ આત્માઓને જ્યારે તેઓએ સર્વવ્યાપક માન્યા ત્યારે તેઓને આત્મામાં જ્ઞાનનુ સ્વાભાવિકપણું સ્થાપવુ મુશ્કેલ પડ્યુ, કેમકે એ હકીકત તો અનુભવસિદ્ધ છે કે આત્માને શરીરદ્વારાએ જ જ્ઞાન થાય છે, અને તે શરીરદ્વારાએ ઉત્પન્ન થએલુ જ્ઞાન તે નૈયાયિક-વૈશેષિકોને સર્વત્ર રહેલા સર્વ આત્મામા માનવું જ પડે, અને તે અપેક્ષાએ તેમના હિસાબે મૃતકમા પણ આત્મા અને તેના જ્ઞાન બને રહેલા જ છે. જ્યારે એમના મુદ્દા પ્રમાણે મૃતકમા પણ આત્મા અને જ્ઞાન બને રહેલા છે, તો પછી મૃત અને સચેતનમા તેમને કોઇ પણ જાતનો ફરક રહેતો નથી, કદાચ તેઓ એમ કહી શકે કે તે મૃતક કલેવરમા મન નથી, માટે જ્ઞાનની ઉત્પત્તિ, સ્મરણ કે પ્રત્યભિજ્ઞાન જેવુ કાંઈ પણ તે મૃતકમા બનતુ નથી

**આત્મવ્યાપકતા એ પર્યવસાનમાં નાસ્તિકતા :**

તેમની આ દલીલના પર્યવસાનમા એમ માનવુ જ પડે કે જ્ઞાનનું ઉત્પન્ન થવુ કે ટકવુ એ મનના આવવા, રહેવા અને જવા ઉપર જ આધાર રાખે છે, તો પછી તેઓને જરુર એ વિચારવું પડશે કે એક સ્થાને એક આત્માને થએલું જ્ઞાન અન્ય સ્થાને તે આત્મા કેમ સંભારી શકે? કેમકે આત્માની સર્વવ્યાપકતા હોવાથી માત્ર દેહ અને મનનુ જ પર્યટન થાય છે, અને તેથી મન દ્વારાએ નવું જ્ઞાન નવે સ્થાને થાય એમ માની લઇએ

પણ જૂના સ્થાને થયેલુ જૂનું જ્ઞાન કેમ સંભારી શકે? કેમકે નવે સ્થાને રહેલા આત્મામા તે જ્ઞાન થયુ જ નથી. વળી સ્વર્ગ, નરક વગેરેમા આત્માને જવાની વાત તે પણ તેઓના શાસ્ત્રોમા કહેલી છતા યથાર્થ રીતે માનવી મુશ્કેલ પડે છે. વળી તેઓ આત્માને જ્ઞાનના સ્વભાવવાળો ન માનના હોવાથી જ મોક્ષમા ગએલા આત્માઓને જ્ઞાન હોય એમ માની શકતા નથી. જો તેઓ આત્માને જ્ઞાનસ્વભાવવાળો માને, તો જ મુક્ત થયેલા આત્માને પણ જ્ઞાન માની શકે.

**આત્મા અને જ્ઞાનને જોડનાર :**

પણ તેઓએ આત્માને જ્ઞાન સ્વભાવવાળો નહિ માનતાં જ્ઞાનના આધારભૂત આત્માને માનેલો છે, અને જ્ઞાનને આત્માથી જુદું માનવાના લીધે આત્માનો તેની સાથે સંબંધ કરવા એક સર્વવ્યાપક સમવાય નામનો સંબંધ કલ્પી લેવો પડ્યો છે, પણ તે સમવાય નામનો સંબધ સર્વવ્યાપક અને એક માનવાથી સર્વ આત્માઓમા સર્વ જ્ઞાનોના સમવાયો માનવાની ફરજ પડી અને તેવીજ રીતે આકાશાદિ અચેતન પદાર્થોમા પણ જ્ઞાનનો સમવાય છે એમ માનવાની જરુર ઉભી થઈ, એટલે સ્પષ્ટ થયુ કે આત્માથી જ્ઞાનને જુદું માન્યુ, આત્માને સર્વવ્યાપક માન્યો, જ્ઞાનને એક દેશમા રહેલુ માન્યુ, અને જડ એવા એક મનને આધારે જ, સીધા શબ્દોમા કહીએ તો નાસ્તિકમા ભળી જાય તેવી રીતે, જ્ઞાનની ઉત્પત્તિ, સ્થિતિ વગેરે માન્યાં અને તેવા જ્ઞાનના સંબધને માટે સમવાયની કલ્પના કરવી પડી અને તે સમવાય જ્ઞાન વગર પણ આકાશાદિ બધામાં માનવો પડ્યો. આ બધી પંચાત આધ્યાત્મિક પદાર્થોદ્વારાએ પરમેશ્વરની પ્રભુતાની પ્રણાલિકાના પેદા કરનાર શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજને પડી નહિ. તેઓએ આત્માની સિદ્ધિનું સાધન જે ચૈતન્ય તે શરીરમા જ છે, તેથી આત્માની સત્તા શરીરમાં જ સાચેસાચી રીતે હતી તે જણાવી.

**આત્માને નિરંશ કે સાંશ માનવો :**

વળી જેઓને આત્મા સર્વવ્યાપક માનવો હતા, તેઓને આત્મા સર્વવ્યાપક છતા પણ અખંડ દંડાકાર માનવો પડ્યો, છતા પણ હસ્ત, પાદ, વગેરે અંગો અને આખું શરીર તે આત્માના અવચ્છેદક તરીકે તો ગણવુ જ પડ્યું શરીર એ ભૌતિક પદાર્થ છે અને તે શરીર જેટલુ જેટલું પોતાના કણીઆદ્વારાએ અવચ્છેદક અને તેવો બારીક અંશ વૈશેષિકઆદિકોથી માની શકાયો નહિ, ત્યારે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે આત્માના અસંખ્યાંશ માની તેઓની એકત્રતા થઈને આત્મદ્રવ્યનુ સત્ત્વ છે એમ જણાવ્યુ અને તેથી જ શરીરના કોઈ પણ એક ભાગની ક્રિયા ક્ષત, પ્રરોહણ વગેરે કાર્યો આત્માના તે તે ભાગથી થએલા માનવામા અડચણ આવી નહિ દરેક મનુષ્ય અનુભવી શકે છે કે શરીરમા દરેક ઇંદ્રિયો અને દરેક અવયવો જુદા જુદા કાર્યો કરે છે, જુદા જુદા અનુભવોમા સાધનભૂત થાય છે અને તે તે વસ્તુ, તે તે આત્માના અંશની મદદથી જ બને છે અંતમા, વૈશેષિકાદિના મત પ્રમાણે આત્મા ભવાંતરે ન જાય અને મન જાય અને તે મન તેઓના મતે અણુ છે, માટે તે મનના સંયોગ માટે પણ શરીર, ઇંદ્રિયોના સંયોગોની માફક આત્માને અંશ સમુદાયરૂપે માનવો જ પડશે.

**આત્મા જ્ઞાનસ્વરૂપ કેમ :**

શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે તે આત્માને અસંખ્યાત અંશોના સમુદાયરૂપે માન્યો છે, એટલુ જ નહિ પણ તે આત્માને જ્ઞાનસ્વરૂપ જ માનેલો છે અને એ જ કારણથી શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજા સર્વ આત્માઓને સર્વજ્ઞસ્વરૂપ યુક્તિ-પુરસ્સર જણાવી શક્યા છે.

**જ્ઞાનસ્વરૂપ આત્મા હોય તો જ કૈવલ્ય :**

જો આત્માને સર્વજ્ઞસ્વરૂપ માનવામા ન આવે અને ઇંદ્રિય અને પદાર્થના ક્રમિક સયોગને આધારે જ જ્ઞાનવાળો થાય છે એમ માનવામા આવે તો અતીત અને અનાગત કાળના પદાર્થોનું જ્ઞાન કોઈને પણ થઈ શકે જ નહિ, તેમજ વર્તમાન કાલના ક્ષણધ્વંસી પદાર્થોનુ જ્ઞાન થવાનો તો સંભવ જ રહે નહિ, એટલે કહેવુ જોઈએ કે ભગવાન્ મહાવીર દેવના શાસનને હિસાબે આત્માનુ જ્ઞાનસ્વરૂપપણુ હોવાથી આત્મા સર્વજ્ઞ થઈ શકે, અને અન્ય મત પ્રમાણે કોઈ પણ આત્મા કોઈ પણ કાળે સર્વજ્ઞ થઈ શકે નહિ.

**આત્મામાં જ્ઞાન ઉત્પાદ્ય કે અભિવ્યંજ્ય:**

વળી એક વાત એ પણ ધ્યાનમાં રાખવાની છે કે જેમ જગતના ભૌતિક પદાર્થો પોતપોતાના સાધને નિયમિત રીતે ઉત્પન્ન થાય છે, તેવી રીતે શિક્ષક અગર શાસ્ત્રાદિના સંયોગને પામવાવાળા સર્વ મનુષ્યો એક સરખા જ્ઞાનવાળા થતા નથી જો જ્ઞાનની ઉત્પત્તિમા કેવળ બાહ્ય સાધનો ઉપર જ આધાર રાખવામાં આવે તો જગતના બાહ્ય પદાર્થોની માફક નિયમિત ઉત્પત્તિ અને સ્થિતિ વગેરે થવા જ જોઈએ એટલુ જ નહિ પણ જ્ઞાન ઉત્પન્ન થયા પછી પણ સર્વ જીવોને તે જ્ઞાનની એક સરખી સ્થિતિ હોતી નથી, કેટલાક જીવોને ઉત્પન્ન થએલા જ્ઞાનની ચિરકાલ સ્મૃતિ હોય છે, કેટલાકને અલ્પકાલીન સ્મૃતિ હોય છે, કેટલાકોને નિયમિત સ્મૃતિ હોય છે, કેટલાકોને અનિયમિત સ્મૃતિ હોય છે

**અનુભવથી પણ જ્ઞાનને ગુણ અને તેનાં આવરણો માનવાની જરુર.**

આ સર્વ ત્યારે જ યુક્તિયુક્ત થઈ શકે કે જ્યારે આત્માને જ્ઞાનસ્વરૂપ માનીને તેને રોકવાવાળાં કર્મો માનવામા આવે અને પછી તે કર્મોના ક્ષયોપશમની વિચિત્રતાને લીધે જ્ઞાનની ઉત્પત્તિ સ્થિતિ આદિની વિચિત્રતા થાય અને આટલા જ માટે અન્ય કોઈ પણ દર્શનકારોએ નહિ માનેલા એવા જ્ઞાન, દર્શન, શ્રદ્ધા, વર્તન અને દાનાદિક ગુણોને રોકવાવાળા કર્મો જણાવી શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારનાં કર્મો જણાવ્યા અને તેના બંધ, ઉદય, ઉદીરણા, સત્તા વગેરેના સ્વરૂપો જણાવી તેના ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમને માટે ધર્મની જરુરીઆત જણાવી આવી રીતે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે અસંખ્યાત પ્રદેશમય, ચૈતન્યસ્વરૂપ આત્માને માનીને મોક્ષમાં કેવળજ્ઞાનની હયાતિ માની, ત્યારે આ વૈશેષિક વગેરેએ શરીરદ્વારા–શરીરસિવાય–જ્ઞાન થાય જ નહિ એમ માની મોક્ષમા જ્ઞાન છે જ નહિ એમ માન્યુ જો કે તે જ વૈશેષિકોને શરીર અને મન વગર પણ પરમેશ્વરના આત્મામા તો જ્ઞાન માનવુ જ પડ્યું છે તો પછી પરમેશ્વરની વિજાતીયતાની માફક આત્માને આકાશાદિ સર્વથી વિજાતીયતા-

વાળો માની, નહિ નાશ પામવાવાળા મધ્યમ પરિમાણવાળો અને જ્યોતિઃસ્વરૂપ માન્યો હોત તો મોક્ષમાં જ્ઞાનનો વ્યુચ્છેદ માનવો પડત નહિ

**સાંખ્યાદિના મતે જ્ઞાનનું સ્થાન :**

જેવી રીતે નૈયાયિક વૈશેષિકોએ આત્માને શરીરદ્વારાએ જ જ્ઞાનવાળો માન્યો, તેવી રીતે સાંખ્યોએ પણ બુદ્ધિ એ પ્રકૃતિનો ગુણ છે એમ માની, આત્માને બુદ્ધિ વગરનો જ માન્યો અને બૌદ્ધોએ તો આત્મા જેવી વસ્તુ જ સ્વતંત્ર ન માનતાં માત્ર જ્ઞાનની જ પરંપરા માની અને તેનો નાશ તે જ મોક્ષ માન્યો.

**ઉપસંહાર :**

આ બધી ઉપરની હકીકત સમજનારો મનુષ્ય શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે જણાવેલા જ્ઞાન અને સુખસ્વરૂપ મોક્ષને તથા જ્ઞાન અને ક્રિયાસ્વરૂપ જણાવેલાં તેનાં સાધનને સત્ય માનવાને જરૂર તૈયાર થશે. આવી જ રીતે તે શ્રમણ ભગવાન્ મહાવીર મહારાજે અજીવ, આશ્રવ, પુણ્ય, પાપ, બંધ, સંવર, નિર્જરા જેવાં તત્ત્વોને અંગે પણ જે અનોખું જ્ઞાન ભવ્ય જીવોમાં પ્રસાર પમાડેલું છે તે ઘણા જ વિસ્તારવાળું હોઇ તેનું સ્વરૂપ જાણવાને માટે જૈનશાસ્ત્રોની ભલામણ કરવી તે જ ઉચિત ધારીએ છીએ.

---

## પ્રમાદ–ત્યાગ

समयं गोयम ! मा पमायए।

હે ગૌતમ, એક સમય માટે પણ પ્રમાદ કરીશ નહીં!

**—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર**

[ આ ઉપરના સુવાકયમાંનો "સમય" શબ્દ કેવળ "વખત" કે "કાળ" શબ્દના પર્યાયરૂપે, સામાન્ય કાળવાચક શબ્દ તરીકે, નથી વપરાયો પણ તે એક જૈન પારિભાષિક શબ્દ તરીકે વપરાયો છે અને તેથી તેમાં વિશિષ્ટ અર્થ રહેલો છે. જૈન તત્ત્વજ્ઞાનની પરિભાષા પ્રમાણે પુદ્ગલના સૂક્ષ્મમાંસૂક્ષ્મ અંશને જેમ પરમાણુ કહેલ છે તેમ કાળ (જે અરૂપી છે તે)ના સૂક્ષ્મમાંસૂક્ષ્મ અંશને 'સમય' કહેવામા આવે છે. અને પરમાણુની માફક એ પણ સર્વજ્ઞ-ગ્રાહ્ય હેય છે. આ ઉપરથી પ્રમાદ કેટલો હાનિકર્તા છે તે સમજી શકાશે! ]

કારણ ?

सव्वओ पमत्तस्स भयं

सव्वओ अपमत्तस्स नत्थि भयं ।

પ્રમાદીને દરેક પ્રકારે ભય હોય છે, જ્યારે પ્રમાદરહીનને કોઇ પણ પ્રકારે ભય નથી હોતો!

**શ્રી આચારાંગસૂત્ર**

# સાર્વ-સિદ્ધાન્તની જડ

[ નિષદ્યાત્રયી અને ત્રિપદી ]

લેખક
શ્રીયુત પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

"શ્રી મહાવીર નિર્વાણ વિશેષાક" માટે એક લેખ અને અને તો "ભગવાન્ મહાવીરના ચરિત્ર સંબંધી સાહિત્ય (જૈન, અજૈન, ભારતીય, પાશ્ચાત્ય)" એ લેખ લખી મોકલાવવા માટે **શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**ના વ્યવસ્થાપક શ્રીયુત **રતિલાલ દીપચંદ દેસાઈ**એ વિજ્ઞપ્તિપત્ર લખેલ, તેને લક્ષ્યમાં રાખીને હું ઉપર્યુક્ત વિષય પરત્વે અત્ર થોડોક ઊહાપોહ કરવા ઇચ્છુ છુ, પરંતુ તેમ કરવા પૂર્વે આ લેખગત વિવિધ શબ્દોના અર્થ વિષે કેટલોક સ્ફોટ કરું છું

'સાર્વ' શબ્દના બે અર્થો થાય છે: (૧) સર્વ જીવને હિતકારી[૧] અને (૨) અરિહત. આ બને અર્થો અત્ર પ્રસ્તુત છે

'સિદ્ધાન્ત' શબ્દના (૧) નિર્ણય, (૨) નિશ્ચિત મત અને (૩) ઉપપત્તિયુક્ત મૌલિક ગ્રંથ એમ ત્રણ અર્થો છે અને આ ત્રણે અર્થ અત્ર ઓછેવત્તે અશે ગ્રાહ્ય છે

'જડ' શબ્દ વિશેષણ તેમજ નામ એમ બંને પ્રકારનો છે તેમા વિશેષણરૂપ 'જડ' શબ્દનો અર્થ 'ચૈતન્યરહિત' એવો થાય છે અને તે અત્ર અપ્રસ્તુત છે.

નામ રૂપ 'જડ' શબ્દના (૧) જડમૂળ, (૨) ખીલી અને (૩) નારીના નાકનુ ઘરેણું, એમ ત્રણ અર્થો થાય છે અને એ ત્રણે અર્થો અત્ર ઘટાવી શકાય તેમ છે.

આ પ્રમાણે લેખનો અવયવાર્થ વિચારી હવે સમુદાયાર્થ વિચારીશું તો જણાશે કે શિરોલેખના નીચે મુજબ અર્થ થઈ શકે છે:

(૧) સર્વ જીવોને હિતકારી સિદ્ધાન્તનુ મૂળ, (૨) અરિહંતના નિશ્ચિત મતનુ

---

૧ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચંદ્રસૂરિ**કૃત **અભિધાનચિન્તામણિ** નામની **નામમાલા**ના પ્રથમ કાંડના ૨૫મા પદ્યમા 'અરિહત'ના પર્યાયરૂપે 'સાર્વ' શબ્દ આપેલો છે

"स्याद्वाद्यभयदसार्वा सर्वज्ञ सर्वदर्शिकेवलिनौ। देवाधिदेवबोधिदपुरुषोत्तमवीतरागाप्ता ॥ २५ ॥"

આની સ્વોપજ્ઞ વિવૃત્તિના ૧૦મા પૃષ્ઠમા કહ્યુ છે કે —

"सर्वेभ्य प्राणिभ्यो हित. सार्व सर्वीय इत्यपि 'सर्वाण्णो वा' (७–१–४३) इति वाणः।"

'સાર્વ' એ 'सव्व' શબ્દનુ સંસ્કૃત રૂપાતર છે અને "नमो लोए सव्वसाहूण"નો અર્થ સૂચવતાં એ રૂપાંતરનો નિર્દેષ કરાય છે જુઓ મેં સંપાદિત કરેલ **અનેકાર્થરત્નમંજૂષા**ગત પ્રથમ સ્મરણ (પૃ ૫)

'સાર્વ' શબ્દનો અર્થ 'અરિહંત' થાય છે એ વાતની વાચનાચાર્ય શ્રી **સાધુસુંદરગણી**કૃત **શબ્દરત્નાકર** (કા. ૧. શ્લો ૩) પણ સાક્ષી પૂરે છે.

મૂળ. (૩) જૈન મતનુ મૂળ, (૪) જૈન આગમોનું મૂળ (૫) જૈનદૃષ્ટિરૂપ નારીના નાકનુ ઘરેણું અને (૬) જૈનશાસ્ત્રમહિતારૂપ સન્નારીના નાકનું ઘરેણું.

આ પ્રમાણે વિવિધ અર્થોવાળા શિરોલેખથી હુ જૈનદર્શનની મુખ્ય ચાવી (master-key) અને આગમોની ઉત્પત્તિનુ બીજ એ મુખ્ય અર્થને અનુલક્ષીને વિચાર કરવા ઇચ્છુ છું

અત્યાર સુધીમાં અનંત કાલચક્રો વ્યતીત થઈ ગયાં અને એ દૃષ્ટિએ અનંત અરિહંતો થઈ ગયા. આ પ્રત્યેક અરિહંતના ગણધરદેવોએ દ્વાદશાગીઓ રચી, પરંતુ આજે આમન્નોપકારી, ચરમ જિનેશ્વર, શ્રમણ ભગવાન્ **મહાવીર**ના પંચમ ગણધર શ્રી **સુધર્મસ્વામી**એ રચેલી દ્વાદશાંગીનો અમુક જ ભાગ ઉપલબ્ધ છે. તેમ છતાં એ વાત નિર્વિવાદ છે કે આ તમામ દ્વાદશાંગીનુ મૂળ એક જ છે — અર્થથી એમાં કશો ભેદભાવ નથી. દ્વાદશાંગીરૂપ અગપ્રવિષ્ટ શ્રુતની રચના કેવી રીતે થાય છે તે વિચારવાથી આ હકીકત સ્પષ્ટ સમજાય તેમ છે, એટલે એ અત્ર રજુ કરવામાં આવે છે.[૨]

ગણધરદેવ ભાગવતી દીક્ષા અંગીકાર કર્યા બાદ દેવાધિદેવ તીર્થંકરને પ્રણિપાત કરી "कि तत्तं" એમ પ્રશ્ન કરે. એનો ઉત્તર "उप्पन्नेइ वा" એમ તીર્થંકર આપે. ત્યારબાદ ફરીથી પગે લાગી ગણધરદેવ ફરીથી "किं तत्त" એમ પૂછે, એનો ઉત્તર તીર્થંકર "विगमेइ वा" એમ આપે. એટલે ત્રીજી વાર પગે પડી ગણધરદેવ "कि तत्तं" એમ એનો એ જ પ્રશ્ન કરે, એનો ઉત્તર તીર્થંકર 'धुवेइ वा" એવો આપે. આ પ્રમાણેના પ્રભુને પગે પડીને ગણધરદેવે પૂછેલા ત્રણ પ્રશ્નો કે જે 'ત્રણ નિષદ્યા[૩] ના નામથી ઓળખાવાય છે, એ નિષદ્યાત્રયીથી અને એના ઉત્તરરૂપ ત્રિપદીથી ગણધરદેવને ગણધરનામકર્મનો ઉદય થાય અને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય. તેમ થતા ગણધરદેવ **સૌથી પ્રથમ** ચૌદ પૂર્વો[૪] (પૂર્વગત) રચે અને ત્યારબાદ **આચાર** આદિ અગિયાર અંગો રચે.

આ ઉપરથી જોઈ શકાશે કે 'નિષદ્યાત્રયી' એ સાર્વ-સિદ્ધાન્તની જડ છે, અને એક રીતે વિચારતા તીર્થંકરે આપેલ ઉત્તર કે જે 'ત્રિપદી'[૫] ના નામથી ઓળખાય તે સાર્વ-

---

૨. **સિદ્ધચક્ર** (વ ૪, અ. ૧૭, પૃ ૪૦૨-૩)મા આ હકીકત ગુજરાતીમા અપાએલી છે.

૩. किं तत्त રૂપ પ્રશ્ન એ એક નિષદ્યા ગણાય છે. આ પ્રમાણે કુલ નિષદ્યા ત્રણ છે

૪. ઉપલક્ષણથી, બારમા અંગરૂપ **દૃષ્ટિવાદ**ના પરિકર્માદિ ચારની રચના પણ ઘટાવી લેવી. આ સંબંધમાં આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રી **આનંદસાગરસૂરિજી**એ **સિદ્ધચક્ર** (વ ૪, અં ૧૭, પૃ ૪૦૨) મા કહ્યુ છે કે "પૂર્વગત શ્રુતોને અધ્યયન કરવાની અનુકૂળતા પડે માટે, જેમ વ્યાકરણશાસ્ત્રોમાં પ્રથમ સંજ્ઞા વગેરે પ્રકરણો કરવાં પડે છે તેમ **પરિકર્મ** અને **સૂત્રોની** રચના કરવી પડે છે પછી પૂર્વોની વ્યાખ્યાશૈલી આ દને માટે, વર્તમાન સૂત્રોની વ્યાખ્યા માટે જેમ **અનુયોગદ્વાર** ગણાય છે તેવી રીતે, **પૂર્વાનુયોગની** રચના ગણાય, અને જેવી **દશવૈકાલિક, આચારાંગ** યાવત્ **પંચપરમેષ્ઠિ નમસ્કાર** આદિ સૂત્રોમા ચૂલિકાઓ હોય છે, તેવી રીતે **પૂર્વગતના** અંતમાં તે તે પૂર્વોને અગે જે જે **ચૂલિકા**ઓની જરૂર હોય તે રચાય"

૫. उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा એ દરેકને 'પદ' કહેવામા આવે છે અને એથી એ ત્રણેના સમૂહને 'ત્રિપદી' કે 'પદત્રયી' કહેવામા આવે છે. એ પ્રમાણે कि तत એમ ત્રણ વાર પૂછાયેલા પ્રશ્નને 'પ્રશ્નત્રય' કહેવામા આવે છે.

સિદ્ધાન્તની જડ છે.[૬] આ પ્રમાણે જૈન આગમોના મૂળરૂપે ગણવા લાયક અને તેમ ગણાતી નિષદ્યાત્રયી અને ત્રિપદી વિષે જે અન્યાય ઉલ્લેખો મારા વાંચવામાં આવ્યા છે તેની નોંધ કરવા હુ પ્રેરાઉ છુ, કેમકે તેથી જૈનદર્શનમાનુ તે બન્નેનું ગૌરવ જાણી શકાય છે.

(૧) **આવસ્સયસુત્ત ( આવશ્યકસૂત્ર )**ની **શ્રી ભદ્રબાહુસ્વામીકૃત** નિજ્જુત્તિ ( નિર્યુક્તિ ) ની ' खइयमि " વાળી ૭૩૫ મી ગાથાની ટીકા ( ના ૨૨૭ મા પત્ર )મા શ્રી **હરિભદ્રસૂરિ**એ કરેલો નીચે મુજબનો ઉલ્લેખ .—

" तत्र **गौतमस्वामि**ना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा निषद्योच्यते । भगवांश्चाचष्टे—' उप्पण्णेइ वा विगमेइ वा धुवेइ वा,'[७] एता एव तिस्रो निषद्याः, आसामेव सकाशाद् गणभृताम् उत्पाद—व्यय—ध्रौव्ययुक्तं सदिति[८] प्रतीतिरुपजायते, अन्यथा सत्ताऽयोगात्, ततश्च ते पूर्वभवभावितमतयो द्वादशाङ्गमुपरचयन्ति ।"

---

૬. સરખાવો વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર**ની ભાષ્યાનુસારિણી અને **શ્રીસિદ્ધસેન**ગણિકૃત ટીકાની નિમ્નલિખિત પંક્તિઓ —

अ. " यदुक्त–प्रतिपादितं तीर्थकृद्भि तदेव तीर्थकरप्रतिपादितमर्थजातम्–उत्पन्नमिति वा विनष्टमिति वा ध्रुवमिति वा इत्येव तद् गृहीत्वा गणधरै " પ્રથમ વિભાગ, પૃ ૯૨

આ ભાવાર્થ **શ્રીસિદ્ધસેનદિવાકર**કૃત વીસમી **દ્વાત્રિંશિકાના** નિમ્નલિખિત પદ્યમા ઝળહળી રહ્યો છે —" उत्पादविगमध्रौव्यद्रव्यपर्यायसंग्रहम् ।
कृत्स्नं श्रीवर्धमानस्य **वर्धमानस्य** शासनम् ॥ १ ॥ "

आ. " भगवानपि व्याजहार प्रश्नत्रितयमात्रेण द्वादशाङ्गप्रवचनार्थं सकलवस्तुसङ्ग्राहित्वात् प्रथमतः किल गणधरेभ्य —" उप्पण्णेति वा विगमेति वा धुवेति वा " —વિભાગ ૧, પૃ. ૩૨૭.

इ. " तद् यदि तावदागमपूर्वकस्ततो भगवताऽऽख्यातं जगत्स्वरूपं प्रश्नत्रितयेनोत्पादादिना " —પ્રથમ વિભાગ પૃ. ૩૮૫.

૭. **દસવેયાલિયસુત્ત ( દશવૈકાલિકસૂત્ર )**ની **શ્રીભદ્રબાહુસ્વામીકૃત** નિજ્જુત્તિ ( નિર્યુક્તિ ) ની આઠમી ગાથાની શ્રી**હરિભદ્ર**સૂરિકૃત વ્યાખ્યાના સાતમા પત્રમા આઠમી ગાથાગત माउयपय નો વિચાર કરતા નીચે મુજબ ઉલ્લેખ કરાયો છે .—

एक मातृकापद, तद्यथा—' उप्पन्नेइ वा ' इत्यादि, इह प्रवचने **दृष्टिवादे** समस्तनयवादबीजभूतानि मातृकापदानि भवन्ति, तद्यथा–" उप्पन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा, " अमूनि च (वा) मातृकापदानि " अ आ इ ई " इत्येवमादीन, सकलशब्दव्यवहारव्यापकत्वान्मातृकापदानि "

આ ઉલ્લેખ ઉપરથી એમ સમજાય છે કે उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा એ ત્રણેને પૃથક્પૃથક્ ' માતૃકાપદ, ' અને ત્રણેના સમૂહને 'માતૃકાપદો' ગણવામા આવે છે.

**ઠાણંગ**ની શ્રી**અભયદેવ**સૂરિકૃત ટીકાના ૨૨૩ મા પત્રમા પણ આ જ હકીકત છે.

૮ વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર** ( અ. ૫ ) મા આ ૨૯ મા સૂત્રરૂપે નજરે પડે છે. આ સૂત્રના ભાષ્ય અને એની બે ભાષ્યાનુસારિણી ટીકાઓ ખાસ પડનીય છે, કેમકે એમા અનેકાતવાદનું ગૂઢ રહસ્ય સમાયેલુ છે. વિશેષમાં બૌદ્ધ વિદ્વાન્ **શ્રીનાગાર્જુને** **મધ્યમકારિકા**ગત **સંસ્કૃતપરીક્ષા** નામક પ્રકરણ

(૨) **શ્રીજિનભદ્ર**ગણિ ક્ષમાશ્રમણકૃત **વિસેસાવસ્સયભાસ** (વિશેષાવશ્યક ભાષ્ય)ની ૨૦૮૪ મી ગાથાની મલધારી શ્રીહેમચન્દ્રસૂરિકૃત વૃત્તિના ૮૬૦ મા પત્રગત નિમ્નલિખિત પંક્તિ :—

"तत्र श्री **गौतमस्वामी**ना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा च निषद्योच्यते । प्रणिपत्य पृच्छति **गौतमस्वामी**–कथय भगवन् ! तत्त्वम् । ततो भगवानाचष्टे—उप्पन्नेइ वा[९] । पुनस्तथैव पृष्टे प्राह–विगमेइ वा[१०] । पुनरप्येवं कृते वदति–धुवेइ वा[११] । एतास्तिस्रो निषद्याः । आसामेव सकाशात् 'यत् सत् तदुत्पादव्ययध्रौव्ययुक्तम्, अन्यथा वस्तुनः सत्ताऽयोगात्' इत्येवं तेषां गणभृतां प्रतीतिर्भवति"[१२] ।

(૩) **આવસ્સયસુત્ત** (આવશ્યકસૂત્ર)ની **શ્રીભદ્રબાહુસ્વામી**કૃત નિજ્જુત્તિ (નિર્યુક્તિ)ની ૭૩૪ મી ગાથાની **શ્રીમલયગિરિસૂરિ**કૃત વૃત્તિના ૩૬૩ મા પત્રગત નિમ્નલિખિત ઉલ્લેખ.—

"तत्र भगवता **गौतमस्वामीना** निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा निषद्योच्यते । भगवान् वर्द्धमानस्वाम्युक्तवान्—'उप्पन्नेइ वा विगमेइ वा धुवेइ वा' उत्पन्न इति उत्पत्तिस्वभावः, विगम इति–विनाशधर्मा इति भाव', ध्रुव इति स्थिति-धर्म्मा, एता एव तिस्रो गणभृतां निषद्याः, तथाहि–एतासामेव सकाशात् उत्पादव्यय-ध्रौव्ययुक्तं सदिति गणभृतां प्रतीतिरुपजायते, अन्यथा सत्ताया अनुपपत्तेरिति"

(૪) **શ્રીજિનપ્રભસૂરિ**કૃત **અપાપાપુરી (સંક્ષિપ્ત) કલ્પ**નું નીચેનુ પદ્ય.—

"चक्रे तीर्थप्रवृत्तिं चरमजिनपतिर्यत्र वैशाखशुक्लै–
कादश्यामेव रात्रौ वनमनु 'महसेना'ह्वयं 'जृम्भिका'तः ।
सच्छात्रास्तत्र चैकादश गणपतयो दीक्षिता **गौतमाद्या**
जग्रन्थुर्द्वादशाङ्गीं भवजलधितरीं ते निषद्यात्रयेण ॥ २ ॥"

(૫) મહોપાધ્યાય **શ્રીધર્મસાગર**ગણિકૃત **કલ્પકિરણાવલી**ના ૧૨૦ મા પત્રમાંનો નીચે મુજબનો ઉલ્લેખ :—

---

(પૃ. ૪૫–૫૭)માં ઉત્પાદ-સ્થિતિ-ભંગોનો નિગમ કર્યો છે તે તો જૈનદર્શનના અભ્યાસીઓએ જરૂર જોવો ઘટે.

અત્ર મેં જે અનેકાંતવાદનો ઉલ્લેખ કર્યો છે તેને અને સ્યાદ્વાદને હું તો એક જ ગણું છું અનેકાંતવાદમાંથી સ્યાદ્વાદ ઉદ્‌ભવ્યો એમ આચાર્ય **આનંદશંકર બાપુભાઈ ધ્રુવે** અને શ્રીયુત **જગદીશચંદ્ર જૈની**એ પ્રરૂપી એ એની ભિન્નતા સૂચવી છે ખરી, પરંતુ તે બાબતમાં કોઈ પ્રમાણ કે શાસ્ત્રીય પાઠ તેમણે રજુ કરેલ જણાતા નથી, તો તેમ કરવા મારી તેમને સાદર જાહેર વિનતિ છે.

૯, ૧૦, ૧૧. પં. **હરગોવિંદદાસે** સંપાદિત કરેલી આવૃત્તિમાં ૮૬૧ મા પૃષ્ઠમાં આની છાયા આ પ્રમાણે છે :— '१. उत्पद्यन्ते वा । २. विगच्छन्ति वा । ३. ध्रुवाणि वा ।'

૧૨ આ પંક્તિના ભાવાર્થ માટે જુઓ **શ્રીવિશેષાવશ્યક ભાષાંતર** ભાગ ૨, પૃ. ૬૭૪.

"एवं चतुश्चत्वारिंशच्छतानि द्विजा प्रव्रजितास्तत्र मुख्यानामेकादशानां त्रिपदीपूर्वकं एकादशाङ्गचतुर्दशपूर्वरचना गणधरपदप्रतिष्ठा च, ते चैव तत्र **श्रीगौतमस्वामी**ना निषद्यात्रयेण चतुर्दश पूर्वाणि गृहीतानि । प्रणिपत्य पृच्छा च निषद्योच्यते । प्रणिपत्य पृच्छति **गौतमस्वामी**—कथय भगवन्! तत्त्वं । ततो भगवानाचष्टे 'उप्पन्नेइ वा' पुनस्तथैव पृष्टे प्राह 'विगमेइ वा' पुनरप्येवं कृते वदति 'धुवेइ वा' एतास्त्रयो (?) निषद्याः । आसामेव सकाशाद्यत्सत्तदुत्पादव्ययध्रौव्ययुक्तं, अन्यथा वस्तुनः सत्ताऽयोगादित्येवं तेषां गणभृतां प्रतीतिर्भवति"

(૬) **શ્રીઆનંદસાગરસૂરિજી**ના "આવશ્યકસૂત્ર અને તેની નિર્યુક્તિ"ના લેખમા.—

"ત્રિલોકનાથ તીર્થંકર ભગવાનના उपन्नेइ वा વગેરે પ્રશ્નવાળી ત્રણ નિષદ્યાથી કે બીજા પ્રશ્નોથી કે અગર તે સિવાય ભગવાનની સ્વતંત્ર નિરૂપણાથી ગણધર મહારાજાઓ જે અંગ પ્રવિષ્ટ કે તે સિવાયની રચના કરે" —સિદ્ધચક્ર (વ ૪, અં. ૯, પૃ ૨૦૪)

"વળી સમગ્ર સૂત્રોની અંદર આ એક જ એવુ સૂત્ર છે કે જે ભગવાન જિનેશ્વર મહારાજથી મળેલી उपन्नेइ वा વગેરે ત્રણ નિષદ્યાથી રચાએલા બાર અગમા સ્થાન નહિ પામેલુ છતાં ૧૧ કે ૧૨ અંગોના અભ્યાસમાં પ્રથમ સ્થાન આ **આવશ્યકસૂત્ર**ને જ આપવામા આવ્યું છે, અને તેથી જ સૂત્રકારોએ सामाइयमाइआइं इक्कारस अंगाइ એવો તથા सामाइयमाइविंदुसारपज्जतं એમ નિર્યુકિતકાર મહારાજે જણાવી ૧૧ અને ૧૨ અગોમા અધ્યયનની અપેક્ષાએ પ્રથમ સ્થાન उपन्नेइ वा વગેરે ત્રિપદીની વખતે નહિ રચાયા છતા અભ્યાસની અપેક્ષાએ આ **આવશ્યક**ને જ મળેલુ છે —એ જ પૃ૦ ૨૦૬.

(૭) **શ્રીઆનંદસાગરસૂરિ**કૃત **સાગરસમાધાન**ની નીચે મુજબની પંક્તિઓ.—

"ગણધર મહારાજા દીક્ષા લીધા પછી ત્રિલોકનાથને એક પ્રદક્ષિણા કરી ખમાસમણથી પાદપતિત થઈ कि तत्त એમ પ્રશ્ન કરે અને ત્રિલોકનાથ ઉત્તર આપે કે उपन्नेइ वा, પછી બીજી પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ બીજી વખત कि तत्त એમ પૂછે, ત્યારે विगमेइ वा એમ કહે, અને ત્રીજી વખત પ્રદક્ષિણા કરી પાદપતિત થઈ कि तत्त એમ પૂછે ત્યારે धुवेइ वा એમ કહે આવી રીતે થયેલા ત્રણ પ્રશ્નોત્તરોને **નિષદ્યા** કહેવાય છે અને તે ત્રણ નિષદ્યાથી તે ગણધર મહારાજાઓને ગણધરનામકર્મનો ઉદય થાય અને ઉત્કૃષ્ટ એવા મતિ અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય." —એ જ (વ ૪, અ ૧૭, પૃ ૪૦૨)

આ પ્રમાણે 'નિષદ્યા'ને લગતા ઉલ્લેખો જોવાય છે. 'નિષદ્યા'માટે પ્રાકૃતમા 'निसेज्जा' શબ્દનો પ્રયોગ કરાયો છે અને એને લગતો એક ઉલ્લેખ **શ્રીજિનદાસ** ગણિ મહત્તરકૃત **આવસ્સયચુણ્ણિ** (આવશ્યકચૂર્ણિ)મા खइयम्मिवाળી **આવશ્યકનિયુક્તિની** ૭૩૫મી ગાથાની ચૂર્ણિમા ૩૭૦મા પૃષ્ઠમા નીચે મુજબ મળે છે .—

"त कहं गहित **गायमसामिणा?** तिविह (तिहिं) निसेज्जाहिं चोद्दस पुव्व उपादिताणि । निसेज्जा णाम पणवतिऊण जा पुच्छा । किं च वागरेति भगव? 'उप्पन्ने विगते धुवे,' एताओ तिन्नि निसेज्जाओ, उप्पन्ने त्ति जे उप्पन्निमा भावा ते उवागच्छति, विगते त्ति जे विगतिस्सभावा ते विगच्छति, धुवा जे अविणासधम्मिणो, सेसाणं अणियता

णिसेज्जा, ते य ताणि पुच्छिऊण एगतमं ते सुत्तं करेति जारिसं जहा भणितं ।"

હવે 'ત્રિપદી' અને એના પર્યાયને લગતા ઉલ્લેખો વિષે હું નિર્દેશ કરું છું એ ઉલ્લેખો નીચે મુજબ છે —

(૧) કવીશ્વર **ધનપાલ**કૃત **તિલકમંજરી**નું નીચે મુજબનું ૧૯ મુ પદ્ય —

"नमो जगन्नमस्याय मुनीन्द्रायेन्द्रभूतये ।
ये प्राप्य त्रिपदीं वाचा विश्वं विष्णुरिवानशे ॥ १९ ॥"

(૨) **શ્રીહેમચન્દ્રસૂરિ**કૃત **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર**ના પહેલા પર્વના ત્રીજા સર્ગનું નિમ્નલિખિત પદ્ય :—

"उत्पादो विगमो ध्रौव्यमिति पुण्यां पदत्रयीम् ।
उद्दिदेश जगन्नाथ सर्ववाङ्मयमातृकाम् ॥ ६६१ ॥"

(૩) **શ્રીમુનિરત્ને** વિ. સં ૧૨૫૫ મા રચેલ **અમમચરિત્રનું** નિમ્નલિખિત પદ્ય —

"स्तौमि श्री**गौतमा**दींस्तानेकादशमहाकवीन् । यैरपूरि द्वादशाङ्गैः समस्यात्रिपदी गुरोः ॥"

(૪) **ધર્મવિધિ**ની **શ્રીઉદયસિંહે** વિ. સ. ૧૨૮૬ માં રચેલી વૃત્તિનું મંગલાચરણ-રૂપ નીચે મુજબનું પદ્ય —

"सा जीयाज्जैनी गौः सद्धर्मालंकृतिर्नवरसाढ्या ।
त्रिपदान्वितत्याऽपि यया भुवनत्रयगोचरोऽव्यापि ॥"

(૫) **શ્રીદેવેન્દ્રસૂરિ**કૃત (નવ્ય) **કર્મવિપાક**ની સ્વોપજ્ઞ વિવૃત્તિની પ્રશસ્તિગત નિમ્નલિખિત પદ્ય —

"विष्णोरिव यस्य विभोः पदत्रयी व्यानशे जगन्निखिलम् ।
कर्ममलपटलजलदः स श्री**वीरो** जिनो जयतु ॥ १ ॥"

(૬) **શ્રીદેવાનન્દસૂરિ**કૃત **ગૌતમાષ્ટક**નું[13] નીચે મુજબનું દ્વિતીય પદ્ય :—

श्री **वर्द्धमानात्** त्रिपदीमवाप्य, मुहूर्त्तमात्रेण कृतानि येन ।
अङ्गानि पूर्वाणि चतुर्दशापि, स **गौतमो** यच्छतु वाञ्छितं मे ॥ २ ॥

(૭) **પજ્જુસણાકપ્પ (કલ્પસૂત્ર)** ની **શ્રીલક્ષ્મીકીર્તિ**ના શિષ્ય **શ્રીલક્ષ્મીવલ્લભે** રચેલી **કલ્પદ્રુમકલિકા**[14] નામની વૃત્તિના ૧૪૦ મા અને ૧૪૧ મા પત્રગત નિમ્નલિખિત ઉલ્લેખ :—

"दीक्षां गृहीत्वा स्वामिनं पृष्टवान्–किं तत्त्वं, उप्पज्जेइ वा–उत्पद्यन्ते इति पदं श्रुत्वा विचारितं. . एतया त्रिपद्या जगत्स्वरूपं इन्द्रभूतिना ज्ञातं पुनर्दृष्टान्तश्च भगवता [illegible]या दर्शितं. ।"

૧૩. આ સંપૂર્ણ કાવ્ય અને તેનુ ગુજરાતી ભાષાતર મેં **શ્રીધર્મવર્ધનગણિ**કૃત **વીરભક્તામર**ના સ્પષ્ટીકરણમા આપેલ છે. જુઓ "શ્રીભક્તામર સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો પ્રથમ વિભાગ" (પૃ ૨૩–૨૫).

૧૪. આ સંબધમાં જુઓ મારું "જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વર્ણનાત્મક સૂચીપત્ર" (ભા. ૨, પૃ. ૧૭૨ અને એ પછીનાં).

(૮) **શ્રીવિનયવિજય** ઉપાધ્યાયકૃત **સુબોધિકા**ના છઠ્ઠા ક્ષણના ૧૧૮ મા પત્રગત નિમ્નલિખિત પંક્તિ —

"तत्र मुख्यानां एकादशानां त्रिपदीग्रहणपूर्वकं एकादशाङ्गचतुर्दशपूर्वरचना गणधरपदप्रतिष्ठा च।"

(૯) **શ્રીવિજયરાજેન્દ્ર**સૂરિકૃત **શ્રીકલ્પસૂત્રાર્થપ્રબોધિની** (પૃ. ૧૬૯)માંની નીચે મુજબની પંક્તિ :—

"इत्थं त્રिपदीमाप्य मुहूर्त्तेनैव द्वादशाङ्गीं रचयाञ्चक्रुस्ते गणधराः।"

જેમ નિષદ્યાના પ્રાકૃતરૂપવાળો ઉલ્લેખ ઉપર હું નોંધી શક્યો છુ તેવો ત્રિપદી કે એના પર્યાયવાચી શબ્દના પ્રાકૃતરૂપવાળો ઉલ્લેખ હું અત્ર નોધી શકતો નથી, કેમકે અત્યાર સુધી તેવો એકે ઉલ્લેખ મારા વાંચવામા આવ્યો નથી, તો એ પૂરો પાડવા હુ તજજ્ઞોને સપ્રણામ વિનવુ છું.

આ પ્રમાણેના નિષદ્યાત્રયી અને ત્રિપદી[૧૫] કે તેના પર્યાયને લગતા વિવિધ ઉલ્લેખો ઉપરથી સર્વ જીવોને હિતકારી એવા જૈન સિદ્ધાન્તની રચનામા એ નિષદ્યાત્રયી અને ત્રિપદી કેટલું બધુ મહત્ત્વ ધરાવે છે તે સમજાયુ હશે. એટલે હવે ગણધરદેવ શા માટે એકનો એક પ્રશ્ન પૂછે તેનો ઉત્તર વિચારીએ.

પ્રથમ પ્રશ્ન દ્વારા તત્ત્વ શું છે એમ પૂછાતાં 'ઉત્પત્તિ' સૂચક ઉત્તર મળતા તેમને શંકા ઉત્પન્ન થાય કે જો ઉત્પત્તિ જ એકલી હોય તો દુનિયામાં કોઇ ચીજનો નાશ થાય જ નહિ, ત્યારે ફરીને પૂછે કે શુ ઉત્પત્તિ સિવાય અન્ય કંઈ છે? આમ વિચારી તેઓ ફરીથી, તત્ત્વ શુ છે એ મતલબનો પ્રશ્ન પૂછે આનો ઉત્તર 'વિનાશ' એવો મળતા વળી શંકા થાય કે જો દરેક ઉત્પન્ન થયેલી ચીજ સદતર નાશ પામે છે, એમ જો આનો અર્થ હોય તો પછી જગત્ શૂન્યાકાર બને આથી ગણધરદેવ ફરી એનો એ જ પ્રશ્ન પૂછે અને એનો ઉત્તર 'સ્થિર' એવો મળતા તેમને એવો નિશ્ચય થઇ જાય કે यत् सत् तदुत्पादव्ययध्रौव्ययुक्तम्, अन्यथा वस्तुन सत्ताऽयोगात् અર્થાત્ જે વિદ્યમાન છે તે ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતાથી યુક્ત છે જો એમ ન હોય તો વસ્તુની વિદ્યમાનતા જ સંભવતી નથી[૧૬]

આ પ્રમાણે નિશ્ચય થઇ ગયા પછી અને વસ્તુનુ યથાર્થ સ્વરૂપ સમજાયા બાદ ગણધરદેવને ફરી પ્રશ્ન કરવાનું ન રહે તે સ્વભાવિક જ છે અત્ર એ પ્રશ્ન ઉપસ્થિત થઇ શકે કે તીર્થંકરે પહેલી જ વાર કેમ ત્રણ પદો ન કહ્યાં? આનો ઉત્તર એમ સંભવે કે તેમ કરવાથી કદાચ વસ્તુસ્થિતિ પૂરેપૂરી ન સમજાય એટણે કટકે કટકે ઉત્તર આપી પ્રશ્નકારને વિચાર કરવાનો સમય આપવો ઠીક છે, એવો હેતુ હોય અથવા તો ઉત્પત્તિ- વિનાશ અને સ્થિતિ એ ત્રણને યોગ્ય મહત્ત્વ આપવા માટે ત્રણ ઉત્તરો આપતા હોય અથવા તો વિશિષ્ટ જિજ્ઞાસા જાગૃત કરવા માટે તેઓ તેમ કરતા હશે આ ખરું રહસ્ય શુ છે તે તો આગમોના અભ્યાસીઓ સપ્રમાણ ઉલ્લેખ રજુ કરે તો જણાય.

---

૧૫ વિચારો **સ્થાનાંગ** (સ્થા ૧૦; સૂ ૭૨૭)ની ટીકા (પત્ર ૪૮૬) ગત 'પદત્રયી'

૧૬ આ સાથે **શ્રીકલ્પસૂત્રાર્થપ્રબોધિની** (પૃ. ૧૬૯)માંની હકીકત સરખાવવી.

હવે આપણે શ્રી મહાવીરચરિત્ર તરફ દૃષ્ટિપાત કરશું તો જણાશે કે જે પ્રભુ **મહાવીરસ્વામી**ની ત્રિપદીના આધારે દ્વાદશાંગીની રચના થઈ અને એ દ્વાદશાંગીથી વૃક્ષ ફાલી ફૂલીને સમૃદ્ધ બન્યુ, તે **મહાવીરસ્વામી**નું જીવનચરિત્ર, આ વીસમી સદીમાં, સાધનોની અનુકૂળતાવાળા જમાનામાં પણ, વૈજ્ઞાનિક પદ્ધતિ પુરસ્પર અને અભ્યાસીઓની ક્ષુધાને તૃપ્ત કરી શકે તે પ્રમાણે તૈયાર થઇને હજી બહાર પડ્યું નથી એ ખરેખર ચતુર્વિધ સંઘને વિચારવું ઘટે. આ માટે, મેં ઇ સ. ૧૯૨૮માં ઉજવાયેલ શ્રી મહાવીરપ્રભુના જન્મકલ્યાણક પ્રસંગે મારું વક્તવ્ય[૧૭] રજુ કરી બનતો પ્રયત્ન કર્યો હતો. જો એ વખતે એની શરુઆત થઇ શકી હોત તો આજે એ **મહાવીરચરિત્ર**ના ગણેશ માંડવાની વાત કરવાને બદલે એની પૂર્ણાહુતિ ઉજવવાનો સુયોગ આપણને મળ્યો હોત. હજી પણ એ દિશામાં પ્રયાસ થાય તો સારું આને માટે શાં શાં સાધનો છે તેની સંપૂર્ણ નોંધ થવી ઘટે એ કાર્ય તુરત હુ કરી શકું તેમ નથી એટલે દિશાસૂચનરૂપે થોડોક ઉલ્લેખ કરી સંતોષ માનું છુ

શ્રી **મેરૂવિજય**ગણિકૃત **ચતુર્વિંશતિજિનાનંદસ્તુતિ** (શ્લો. ૯૩)ના સ્પષ્ટીકરણ (પૃ ૧૬૪–૧૬૫)માં મેં જે જે આગમોમાંથી શ્રી **મહાવીરસ્વામી**ના જીવન પ્રસંગો ઉપર થોડો ઘણો પ્રકાશ પડે છે તેનો ઉલ્લેખ આપવા ઉપરાત **મહાવીર પ્રભુ**ના સ્વતંત્ર જીવનચરિત્રો જે લખાયાં છે તેની નોંધ પણ આપી છે સાથે સાથે કેટલીક વિશિષ્ટ પ્રસ્તાવના વગેરેનો પણ નિર્દેશ કર્યો છે. આ સાધનોમા **વીરભક્તામર**, શ્રી **વિશાલરાજ**સૂરિના શિષ્યકૃત **મહાવીરચરિત્ર**, શ્રી **મહાવીર**પ્રભુને લગતુ સ્તોત્ર–સાહિત્ય, કેટલાક ઉત્કીર્ણ લેખોમા કરાયેલા ઉલ્લેખો અન્યાન્ય ગ્રંથોના પ્રારંભમા અપાયેલા ગૌરવસૂચક પદ્યો, શ્રી **ધવલ**કૃત હરિવંશપુરાણ અને **અમરકીર્તિ**કૃત **મહાવીરચરિત્ર**ની નોધ ઉમેરવી. વિશેષમાં Indis–che Studionમાની છૂટી છવાયી હકીકતો, "Essai de Bibliographie Jaina" તેમજ **લાલાપ્રસાદ**કૃત Jaina Bibliography ' કે જેમા ૧૨૯૪ પુસ્તકોની યાદી અપાયેલી છે તેનો, પ્રો **વિન્ટર્નિત્સે** જર્મન ભાષામાં તેમજ અંગ્રેજીમા લખેલ "ભારતવર્ષીય સાહિત્ય "નો તથા પ્રો **શુબ્રિંગ**કૃત "Die Lehre der Jainas"નો પ્રસ્તુત વિભાગ, અંગ્રેજી વગેરે ભાષામા લખાયેલા વિશ્વકોષો, "જૈનયુગ"માના વિશિષ્ટ લેખો તેમજ મારા પણ કોઈ લેખ[૧૮] એ દિશામા ઉપયોગી હોય તો તેનો હુ અત્ર ઉમેરારૂપે ઉલ્લેખ કરતો વિરમુ છુ.

---

૧૭ **વીરશાસન**ના તા. ૨૭–૪–૨૮ ના અંકમાં આ છપાયેલ છે.

૧૮. આની યાદી નીચે મુજબ છે —

| | | |
|---|---|---|
| (અ) શ્રીમહાવીર પ્રભુના જીવનની વિશિષ્ટ ઘટનાઓ | **જૈન** | તા ૧–૪–૨૮<br>૮–૪–૨૮ |
| (આ) શ્રીમહાવીર પ્રભુની જયતીને લગતુ વક્તવ્ય | **વીરશાસન** | તા. ૨૭–૪–૨૮ |
| (ઇ) દેવાર્યની દેશના | **જૈન** | તા. ૬–૪–૩૦ |
| (ઈ) વિભુ વર્ધમાનની વિશિષ્ટતાઓ | . | તા. ૧૭–૪–૩૨ |
| (ઉ) વિભુ વર્ધમાનની વૈયક્તિક વિભૂતિ | **જૈનધર્મપ્રકાશ** | તા ૨૩–૮–૩૩ |
| (ઊ) ચરમ જિનેશ્વરનુ જન્મકલ્યાણ | **જૈન** | તા ૨૫–૩–૩૮ |

# શ્રી ક્ષયોપશમભાવ

લેખક

**પંન્યાસજી મહારાજ શ્રી ધર્મવિજયજી**

( આ. મ. શ્રી. વિજયમોહસૂરીશ્વર–પ્રશિષ્ય )

**અવતરણ;—આસન્નોપકારી જગદ્વન્દ્ય દેવાધિદેવ પરમાત્માઃ શ્રી વીરવિભુના શાસનમાં સપ્તનય, સપ્તભંગી, સ્યાદ્વવાદ, ષડ્દ્રવ્ય, ષડ્ભાવ, પ્રમુખ અનેક ગંભીર વિષયો રહેલા છે, તે થકી જિજ્ઞાસુઓને ઉપયોગી ક્ષયોપશમભાવ સંબંધી કાંઈક સંક્ષિપ્ત વ્યાન અત્ર આપવામાં આવે છે.**

**ભાવ એ આત્માનું સ્વતત્ત્વ છે:**

ચૈતન્ય એ જેમ આત્માનુ સ્વતત્ત્વ છે તેમ ઔપશમિક–ક્ષાયિક–ક્ષાયોપશમિકાદિ ભાવો પણ આત્માના સ્વતત્ત્વ ભૂત છે આત્મા જે પ્રમાણે અલ્પાધિકતયા ચૈતન્યગુણથી અવિરહિત છે, તે પ્રમાણે ઔપશમિકાદિ (ભાવોમાથી કોઇ પણ બે ત્રણ વગેરે) ભાવોથી અવિરહિત છે. સસારી જીવોમા યથાસંભવ જેમ એકી સાથે પાચ અથવા તેથી ન્યૂન ભાવો અવશ્ય હોય છે. તે પ્રમાણે મુક્તાત્માઓમા પણ ક્ષાયિક અને પારિણામિક ભાવો અવશ્ય હોય છે. અનન્તજ્ઞાની મહર્ષિઓએ યદ્યપિ પુદ્ગલોમા પણ સાદિપારિણામિક–અનાદિપારિણામિક ભાવ કહ્યો છે તોપણ ઔપશમિકાદિ ભાવોને આત્માના સ્વતત્ત્વ ભૂત કહેવામા કોઇ પણ બાધક હેતુ દૃષ્ટિગોચર થતો નથી. જો કે 'ચૈતન્ય' ગુણની માફક तत् सत्त्वे तत् सत्त्व, तदभावे तदभाव,. चैतन्यसत्त्वे आत्मसत्त्वं, चैतन्याभावे आत्माभाव' આવુ અન્વય–વ્યતિરેકી લક્ષણ 'ભાવ'નુ પ્રાધાન્ય રાખીને નહિ બાધી શકાય, કારણ કે ભાવ આત્મા સિવાય અન્યત્ર પુદ્ગલોમા પણ પૂર્વોક્ત કથન મુજબ અવશ્ય રહેલો છે. તોપણુ તે 'ઔપશમિકાદિ ભાવો આત્માના સ્વતત્ત્વભૂત છે' એ વચન અવિસંવાદી છે અને એટલા માટે જ **ભગવાન્ ઉમાસ્વાતિ મહારાજાએ** તત્ત્વાર્થસૂત્રના બીજા અધ્યાયના પ્રથમસૂત્રમાં જણાવ્યું છે કે—'औपशमिकक्षायिकौ भावौ मिश्रश्च जीवस्य स्वतत्त्व औदयिकपारिणामिकौ च' [ तत्त्वार्थ० अ० २. सू १ ] ભાવાર્થ,— ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક એ જીવનુ સ્વતત્ત્વ છે ઔદયિક અને પારિણામિક પણ જીવનુ સ્વતત્ત્વ છે. ટીકાકાર મહર્ષિ પૂજ્ય પ્રવર શ્રીમાન્ **હરિભદ્રસૂરિ** મહારાજાએ પણ એ જ અર્થને ટીકામા સ્પષ્ટ કરેલ છે જે આ પ્રમાણે;—'औपशमिकश्च क्षायिकश्चौपशमिकक्षायिकौ भावौ धर्मौ मिश्रश्च–क्षायोपशमिकश्च जीवस्य–आत्मन. सामान्येन स्वतत्त्व–स्वशब्द आत्मवचन एव, तत्त्वशब्दो भावाऽभिधायी, ततश्च स्वतत्त्वमिति जीवाऽऽत्मभाव एव, नैव एवेत्याह औदयिकश्च पारिणामिकश्चौदयिकपारिणामिकौ, एतौ च स्वतत्त्वम्, च शब्दात् सान्निपातिक" ભાવાર્થ સ્પષ્ટ છે.

**'ભાવ' પદનો વાસ્તવિક અર્થ:**

ભાવ, અધ્યવસાય, વિચાર, પરિણામ ઇત્યાદિ શબ્દો લગભગ પર્યાયવાચક ગણવા હોય તો ગણી શકાય તેમ છે. પ્રતિપ્રાણિઓમાં જે જે ભાવો, અધ્યવસાયો, વિચારો કિંવા પરિણામો ઉત્પન્ન થાય છે તે સર્વનો આધાર તે તે પ્રાણિઓનાં તે તે કર્મોના ઉપશમ. ક્ષય, ક્ષયોપશમ અને ઉદયને અવલંબીને રહેલો છે. ઉપશમ થવા યોગ્ય કર્મનો ઉપશમ થાય ત્યારે આત્મિક ભાવ તદનુસારી હોય છે, કર્મનો ક્ષય થવાથી આત્મ-પરિણતિ તદનુકૂલ બને છે. એ મુજબ કર્મના ક્ષયોપશમ તથા ઉદય પ્રસંગે આત્મિક અધ્યવસાય અનુક્રમે તેવો જ થાય છે. 'बुद्धिः कर्मानुसारिणी' એ લૌકિક સૂક્તિને પણ ઉક્ત રીત્યા સંગત કરવામાં પ્રાય કશોય વિરોધ આવતો નથી, અર્થાત્ 'कर्मानुसारिणी' એ પદનો અર્થ કર્મનો જેવો ઉપશય-ક્ષય-ક્ષયોપશમ અથવા ઉદય વર્તતો હોય તેવી બુદ્ધિ-આત્મપરિણતિ થાય છે, એ પ્રમાણે કરવામાં પ્રાય. બાધક હેતુ દૃષ્ટિગોચર થતો નથી.

કર્મોની ઉપશમાદિ ભિન્ન ભિન્ન અવસ્થાઓ તેમ જ આત્માનો અનાદિ સંસિદ્ધ પરિણામ એ ઉભયની અપેક્ષાએ ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એમ ભાવોની પાચ વિભાગોમા વહેંચણ થાય છે.

૧. આત્મપ્રદેશોમાં કર્મની સત્તા હોવા છતા જે અવસ્થામા કર્મનો વિપાકોદય તેમજ પ્રદેશોદય, એ બન્ને પ્રકારના ઉદયનો અભાવ હોય અર્થાત્ કર્મનો ઉપશમ થયેલો હોય તે અવસ્થાને ઉપશમ અવસ્થા કહેવાય છે અને તેથી ઉત્પન્ન થતો જે ભાવ તે **ઔપશમિક ભાવ** કહેવાય છે

૨. તે તે કર્મનો નિર્મૂલ ક્ષય થવાથી ઉત્પન્ન થતો જે તે તે ભાવ તે **ક્ષાયિક** ભાવ કહેવાય છે.

૩. ઉદયમા આવેલ કર્મનો ક્ષય અને ઉદયમાં નહિ આવેલ કર્મનો ઉપશમ એ બન્ને પ્રકારની જે અવસ્થા તે ક્ષયોપશમ ગણાય છે અને તેથી ઉત્પન્ન થતો જે ભાવ તે **ક્ષાયોપશમિક ભાવ** કહેવાય છે

૪. શુભાશુભ કર્મનું ફળ ભોગવવુ તેને ઉદય કહેવામાં આવે છે અને તે ઉદયથી ઉત્પન્ન થતો જે ભાવ તેને જ્ઞાની મહર્ષિઓ **ઔદયિક ભાવ** કહે છે.

૫. જીવ તેમજ અજીવનુ જીવપણે તેમજ અજીવપણે અનુક્રમે જે રહેવાપણું, એ પ્રમાણે ભવ્ય-અભવ્યનુ ભવ્યપણે-અભવ્યપણે જે રહેવાપણુ ઇત્યાદિને **પારિણામિક ભાવ** કહેવામાં આવે છે.

યદ્યપિ આ પાચે પ્રકારના ભાવનુ સ્વરૂપ જાણવાની જરૂર છે તથાપિ એ પાચે ભાવો પૈકી ક્ષયોપશમભાવનું સ્વરૂપ કાંઈક વિશેષ કઠિન તેમજ જાણવાની જરૂર હોવાથી તેનુ જ યથામતિ સક્ષિપ્ત સ્વરૂપ અહીં આપવામા આવે છે

**ક્ષયોપશમનો શબ્દાર્થ:**

'क्षयश्च-समुदीर्णस्याऽभाव उपशमश्च-अनुदीर्णस्य विष्कम्भितोदयत्वं ताभ्यां निर्वृत्त क्षायोपशमिकः' [ઉદયમા આવેલ કર્મનો ક્ષય અને ઉદયમા નહિ આવેલ કર્મનો

ઉપશમ અર્થાત્ વિષ્કંભિત–ઉદયપણું, આ ક્ષય અને ઉપશમ બન્ને વડે બનેલો જે ભાવ તે ક્ષાયોપશમિક ભાવ ]

'क्षयोपशमाभ्यां निर्वृत्तो मिश्र दरविध्यातछन्नज्वलनवत् *, कथ पुनर्भाव्यते–यदुदयावलिका प्रविष्ट कर्म तत् क्षीण शेषमनुद्रेकक्षयावस्थमिमामुभयीमवस्थामाश्रित्य मिश्रः प्रजायते' [ કાઈક બુઝાએલા અને ઉપરથી ( રક્ષા વડે ) ઢંકાયેલા અગ્નિની માફક ક્ષય અને ઉપશમ વડે બનેલો જે ભાવ તે મિશ્ર–ક્ષયોપશમભાવ કહેવાય છે તે કેવી રીતે વિચારાય ? તેને માટે કહે છે કે–જેટલુ કર્મ ઉદયાવલિકામા આવ્યુ તે ક્ષીણ થયુ, અને જે અનુદિત છે તે ઉપશાન્ત ભાવને પામ્યુ, આ બન્ને પ્રકારની અવસ્થાને આશ્રયી મિશ્ર–ક્ષયોપશમભાવ થાય છે ]

'ક્ષયોપશમ' ની જ્યા જ્યા વ્યાખ્યાએ આવે છે, તે પ્રત્યેક સ્થલોમાં પ્રાયઃ આવો અથવા અમુક પદોનો ફારફેર કરીને એને લગતો જ અર્થ કરવામા આવ્યો છે, એ ઉપરથી સંક્ષિપ્ત અર્થ એ જ નીકળે છે કે — ઉદિત કર્મનો ક્ષય અને અનુદિતનો ઉપશમ આ બન્ને વડે ઉત્પન્ન થયેલો જે ભાવ તે ક્ષાયોપશમિક ભાવ કહેવાય 'ક્ષયોપશમ' એ પદની ઉક્ત સામાન્ય વ્યાખ્યા સાંભળીને તૂર્ત જ અહી શકા થશે કે 'ઉપશમ' પદની વ્યાખ્યામા પણ 'ક્ષયોપશમ' પદના જેવો જ અર્થ કહેવાયો છે એટલે કે ઉદિતનો ક્ષય અને અનુદિતનો ઉપશમ એ જ ભાવાર્થ 'ઉપશમ' પદની વ્યાખ્યામાથી નીકળે છે તો ઉપશમ અને ક્ષયોપશમ એ બન્નેમાં તફાવત શુ ? એ શંકાના સમાધાન માટે વિચારીએ તો ઉપશમ અને ક્ષયોપશમ એ બન્નેમા નીચે મુજબ સ્પષ્ટ તફાવત જણાઈ આવે છે

**ઉપશમ અને ક્ષયોપશમમાં ભેદ**

**સર્વઘાતિ પ્રકૃતિની અપેક્ષાએ વિચારીએ** તો ઉપશમમાં તે સર્વઘાતિ પ્રકૃતિઓના રસોદય (વિપાકોદય) તથા પ્રદેશોદય એ બન્નેનો અભાવ હોય છે, અને ક્ષયોપશમમા તો કેવળ સર્વઘાતિપ્રકૃતિઓના રસોદયનો જ અભાવ હોય, પરન્તુ પ્રદેશોદય તો ચાલુ હોય છે. તથા **દેશઘાતિપ્રકૃતિની અપેક્ષાએ વિચારીએ** તો ઉપશમમાં તે દેશઘાતિપ્રકૃતિના રસોદય તથા પ્રદેશોદય એ બન્નેનો અભાવ હોય છે અને ક્ષયોપશમમા અલ્પદેશઘાતિ રસોદય અથવા તો રસોદય રહિત કેવળ પ્રદેશો પણ હોય. એ પ્રમાણે ઉપશમ અને ક્ષયોપશમમાં એ રીતે તફાવત છે, જેની સ્પષ્ટતા આગળ કહેવાય છે.

શંકા — ઉદયમાં આવતા કર્મપ્રદેશો સર્વથા રસરહિત હોય ખરા ? કે જેથી રસોદય રહિત કેવળ પ્રદેશોદય હોઇ શકે ? અને જો એમ ન હોય તો સર્વથા રસરહિત કેવળ પ્રદેશોદય કેવી રીતે હોય ?

સમાધાન. — ઉદયમા આવતા કર્મપ્રદેશો જો કે સર્વથા શુભ અથવા અશુભ રસથી રહિત હોતા નથી, પરતુ શુભ અથવા અશુભ રસથી યુક્ત જ હોય છે પ્રદેશોદયનો અર્થ 'સર્વથા રસરહિત કર્મપ્રદેશોનો ઉદય' એમ કરવાનો નથી, પરતુ વાસ્તવિક અર્થ આ પ્રમાણે છે—

* અગ્નિના દષ્ટાતમા 'दरविध्यात' પદ ક્ષીણકર્મની સાથે ઘટાવવા યોગ્ય છે, અને 'छन्न' પદ વિષ્કંભિતોદયપણું અથવા અનુદ્રેક ક્ષયાવસ્થાની સાથે ઘટાવવુ યોગ્ય છે.

**પ્રદેશોદયની વ્યાખ્યા :**

બંધાયેલું કર્મ **સ્વરૂપે** (પોતાના સ્વભાવે) ઉદયમાં આવે તો તે **રસોદય અનુભાગોદય** અથવા **વિપાકોદય** કહેવાય, અને સ્વરૂપે ઉદયમા નહિ આવતાં **પરરૂપે** એટલે ઉદયવતી પ્રકૃતિમા સંક્રમીને પરપ્રકૃતિરૂપે ઉદયમા આવે તો તે **પ્રદેશોદય** અથવા **સ્તિબુકસંક્રમ** કહેવાય. અથવા જેવા તીવ્ર રસે (સર્વઘાતિરૂપે) કર્મ બંધાયુ હોય તેવા તીવ્રરસે (સર્વઘાતિરૂપે) ઉદયમાં ન આવતાં અતિમંદ રસરૂપે અર્થાત દેશઘાતીરૂપે થઇ ઉદયમાં આવે તો તે ઉદય જો કે રસોદય છે તો પણ પ્રદેશોદય સરખો અને ક્ષયોપશમ ભાવની ગણત્રીમાં આવનારો છે એમ જાણવું.

શંકા—બંધાયેલુ કર્મ સ્વરૂપે ઉદયમા ન આવતાં પરરૂપે ઉદયમાં આવવાનું કારણ શું? જ્યાસુધી સ્વરૂપોદયને અવકાશ ન મળે ત્યાંસુધી ઉદયરહિત કેમ ન વર્ત્તે?

સમાધાન—જે કર્મની અબાધાસ્થિતિ થઈ હોય તે કર્મ કોઈ પણ પ્રકારે ઉદયમાં આવી નિર્જરવું જ જોઇએ એવો અવશ્ય નિયમ છે, માટે અબાધાસ્થિતિ સમાપ્ત થતાં જો વિરોધી પ્રકૃતિનો તે વખતે ઉદય ચાલુ હોય તો પોતે વિરોધી પ્રકૃતિમા સંક્રમીને (એટલે વિરોધી પ્રકૃતિરૂપે પરિણમીને) પણ ઉદયમાં આવે અને વિરોધ પ્રકૃતિનો ઉદય બંધ પડતા તે કર્મસ્વરૂપે જ ઉદયમાં આવે, અથવા વિરોધી પ્રકૃતિનો કદાચ ઉદય ન હોય પરંતુ સ્થાન જ સ્વરૂપોદયને અયોગ્ય હોય તોપણ પરપ્રકૃતિરૂપે ઉદયમા આવવું જ જોઇએ—એવા નિયમને અનુસરીને કર્મ પ્રદેશોદયરૂપે અથવા તો રસોદયરૂપે પણ ઉદયમાં તો આવવું જ જોઇએ, કારણ કે અબાધાસ્થિતિ સમાપ્ત થઇ છે માટે.

શંકા—હવે એ બાબત સમજાય છે કે અબાધાસ્થિતિ સમાપ્ત થયે કર્મને ઉદયમાં આવ્યા વિના તો છુટકો જ નથી, અને તે સ્વરૂપે (વિપાકોદયથી) અથવા પરરૂપે (પ્રદેશોદયથી) પણ ઉદયમા તો આવવું જ જોઇએ, પરંતુ તે પ્રમાણે વિચારતાં તો ક્ષયોપશમભાવ સિવાયની બીજી પણ અનેક પ્રકૃતિઓ પ્રદેશોદયથી પણ ઉદયમાં આવવી જ જોઇએ.

સમાધાન—હા, ધ્રુવોદયી સિવાયની સર્વ અધ્રુવોદયી પ્રકૃતિઓ પ્રદેશોદયથી અને રસોદયથી એમ બન્ને પ્રકારે ઉદયમા આવી શકે છે, અને ધ્રુવોદયી પ્રકૃતિઓનો તો રસોદય ધ્રુવ હોવાથી હંમેશાં રસોદયથી જ ઉદયમાં આવી શકે છે જેમ જ્ઞાનાવરણીયની પાંચ પ્રકૃતિઓ ધ્રુવોદયી હોવાથી હંમેશા રસોદયવાળી છે, અને જિનનામ આહારકદ્વિક આદિ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી અન્તર્મુહૂર્ત્તાદિ અબાધાસ્થિતિ પૂર્ણ થયે પ્રદેશોદય, અને તેવા પ્રકારની અવસ્થા પ્રાપ્ત થતા રસોદયવાળી પણ વર્ત્તે છે.

**ક્ષયોપશમમાં ક્ષય-ઉપશમની સ્પષ્ટતા :**

શંકા—અહીં ક્ષયોપશમભાવ સમજવો ઈષ્ટ છે, તો તે ક્ષયોપશમભાવવાળી ૩૮ પ્રકૃતિઓમાં ક્ષય શું? અને ઉપશમ શું? તેમજ પ્રદેશોદયનો સંબંધ કેવી રીતે? તે સ્પષ્ટ રીતે સમજાવો કે જેથી તે પ્રકૃતિઓનો ક્ષય અને ઉપશમ થવાથી ૧૮ પ્રકારના ક્ષયોપશમભાવ થાય છે તે પણ સ્પષ્ટ સમજાય.

સમાધાન.— એ શંકાના સમાધાન માટે પ્રથમ ક્ષય કોનો? અને તે જ વખતે ઉપશમ કોનો? તે સમજવું જોઇએ તે સમજવા માટે શ્રી તત્ત્વાર્થસૂત્રની સિદ્ધસેનીય ટીકાનો નિમ્ન લિખિત ફકરો ઘણો જ ઉપયોગી છે, જે આ પ્રમાણે.—

'मत्यादिचतुष्टयज्ञानावरणीयकर्म्मणा सर्वोपघातीनि देशोपघातीनि च फड्डकानि, तत्र सर्वेषु सर्वघातिफड्डकेषु ध्वस्तेषु, देशोपघातिफड्डकाना च समये समये विशुद्ध्यपेक्ष्य भागैरनन्तै क्षयमुपगच्छद्भिर्देशोपघातिभिर्भागैश्चोपशान्तै सम्यग्दर्शनसाहचर्याज्ज्ञानी भवति, तच्चास्य क्षयोपशमज ज्ञानचतुष्टयमुच्यते [ तत्त्वार्थ० अ० २, सू० ५ ]

અર્થ —મતિજ્ઞાનાવરણીયાદિ ૪ કર્મોના સર્વઘાતી અને દેશઘાતી રસ સ્પર્ધકો છે, ત્યા સર્વે સર્વઘાતિ રસસ્પર્ધકો વિનાશ પામ્યે છતે, અને દેશઘાતી રસસ્પર્ધકોમાથી પ્રતિસમય વિશુદ્ધયનુસાર અનન્ત અનન્ત ભાગ ક્ષય પામ્યે છતે, તથા અનન્ત અનન્ત ભાગ ઉપશાન્ત થયે છતે સમ્યગ્દર્શનના સહચારીપણાથી આત્મા જ્ઞાની થાય છે. અને તે આત્માના મત્યાદિ ચાર જ્ઞાન તે ક્ષાયોપશમિક જ્ઞાન કહેવાય છે.

अवधिज्ञानावरणप्रभृतीना देशघातिनां कर्म्मणा सम्बन्धिषु सर्वघातिरसस्पर्धकेषु तथाविधविशुद्धाध्यवसायविशेषबलेन निहतेषु देशघातिरूपतया परिणमितेषु, देशघातिरसस्पर्धकेष्वपि चातिस्निग्धेष्वल्परसीकृतेषु तेषा मध्ये कतिपयरसस्पर्धकगतस्योदयावलिकाप्रविष्टाशस्य क्षये, शेषस्य चोपशमे विपाकोदयविष्कम्भरूपे सति जीवस्यावधिमन.पर्यायज्ञानचक्षुर्दर्शनादयो गुणा क्षायोपशमिका जायन्ते प्रादुर्भवन्ति । [ पञ्चसग्रह, द्वार ३, गाथा २९ नी वृत्ति ]

ભાવાર્થ.— અવધિજ્ઞાનાવરણ વગેરે દેશઘાતિ કર્મોના સર્વઘાતિ રસસ્પર્ધકો તથા-પ્રકારના વિશુદ્ધ અધ્યવસાયના બલ વડે હણ્યે છતે દેશઘાતિરૂપે પરિણમાવ્યે છતે, તેમજ દેશઘાતિ રસસ્પર્ધકોમા પણ અતિસ્નિગ્ધ રસવાળા કર્યે છતે તે (અલ્પરસવાળા) સ્પર્ધકોમાથી પણ કેટલાક રસ સ્પર્ધકોને પ્રાપ્ત થયેલો (રસસ્પર્ધકોમા રહેલો અથવા રસસ્પર્ધકોવાળો) જે ઉદયાવલિકામા પ્રવેશેલો અંશ તેના ક્ષયથી (અર્થાત્ વારવાર ઉદયાવલિકામા પ્રવેશી કેટલાક અલ્પરસવાળા સ્પર્ધકો ક્ષય પામવાથી) અને શેષ (અલ્પરસવાળા વગેરે) સ્પર્ધકો ઉપશાન્ત થવાથી એટલે વિપાકોદયમા અટકવાથી જીવને અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, તથા ચક્ષુદર્શન આદિગુણો ક્ષયોપશમભાવે પ્રગટ થાય છે.

तथा सर्वघातिस्पर्धकानामुदय [ उदयाभाव ] क्षयात्तेपामेव सदुपशमाद्देशघातिस्पर्धकानामुदये क्षायोपशमिको भाव. ॥ [ દિગંબર સંપ્રદાયનુ તત્ત્વાર્થરાજવાર્ત્તિક, અધ્યાય ૨, સૂ ૫ ની वृत्ति ]

ભાવાર્થ:— દેશઘાતિ અને સર્વઘાતિ એ બે પ્રકારના રસસ્પર્ધકો છે, તેમાં જ્યારે સર્વઘાતિ સ્પર્ધકોનો ઉદય થાય છે ત્યારે કિંચિત્ પણ આત્મગુણ વ્યક્ત કે પ્રગટ થતો નથી તે કારણથી તે સર્વઘાતિ રસસ્પર્ધકના ઉદયનો અભાવ તે ક્ષય કહેવ અને ઉદયમાં નહિ આવેલ એવા એ જ સર્વઘાતિ સ્પર્ધકોની જે સત્ અવસ્થા=સત્તા તે **ઉપશમ** કહેવાય, તેમજ પોતાનુ સામર્થ્ય પ્રગટ નહિ થવાથી (અને એ પ્રમાણે) સર્વઘાતિના અભાવથી (એટલે ગુણનો સર્વાંશે ઘાત નહિ કરવાથી) પ્રાપ્ત થયેલો જે ભાવ તે **ક્ષયોપશમભાવ** કહેવાય છે.

ઇત્યાદિ અનેક ગ્રન્થોના પાઠ વિચારતાં સ્પષ્ટ થાય છે કે—उदयावलिकाप्रविष्ट એટલે વારંવાર ઉદયાવલિકામાં પ્રાપ્ત થતા રસાંશનો (સર્વઘાતિમાંથી દેશઘાતિરૂપે થઈને અને તેમાંથી પણ અલ્પરસવાળા દેશઘાતિરૂપે થઈને ઉદયાવલિકામાં આવેલા રસસ્પર્ધકોનો) क्षय (એટલે પ્રતિસમય ઉદયદ્વારા નિર્જરવું) અને अनुदित નો (શેષ અતિસ્નિગ્ધ દેશઘાતિસ્પર્ધકો તથા નવા અને પ્રાચીન સર્વઘાતિ સ્પર્ધકો જે ઉદયમાં નથી આવતા તેનો) उपशम (એટલે વિપાકોદયના અભાવરૂપ ઉપશમ) તે क्षयोपशम કહેવાય. આ અર્થ સર્વત્ર સંબંધ કરવા યોગ્ય છે. તે દરેક ક્ષયોપશમભાવવાળી પ્રકૃતિને અંગે વિશેષ સ્પષ્ટ કહેવાય છે, તે આ પ્રમાણે —

અહીં પ્રથમ ક્ષયોપશમભાવવાળી પ્રકૃતિઓ ૩૯ છે અને તેના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલા ક્ષયોપશમભાવ ૧૮ છે તે આ પ્રમાણે. —

| | |
|---|---|
| ૪ મતિજ્ઞાનાદિ | ૪ મતિજ્ઞાનાવરણીયાદિના ક્ષયોપશમથી. |
| ૩ મતિ અજ્ઞાનાદિ | ” ” |
| ૩ અચક્ષુદર્શનાદિ | ૩ અચક્ષુદર્શનાવરણીયાદિના ક્ષયોપશમથી. |
| ૫ દાનાદિ લબ્ધિ | ૫ દાનાન્તરાયાદિકના ક્ષયોપશમથી. |
| ૧ સમ્યક્ત્વ | ૪ અનન્તાનુ૦ અને મિથ્યા૦ મિશ્ર એ ૨ દર્શનમોહનીયના ક્ષયોપશમથી. (અહીં સમ્ય૦ મોહનીય ક્ષયોપશમ ભાવમાં ન ગણવી) |
| ૧ દેશવિરતિ | ૪ અપ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી |
| ૧ સર્વવિરતિ | ૧૭ મોહનીયના ક્ષયોપશમથી |
| ૧૮ ક્ષયોપશમભાવ | ૩૯ પ્રકૃતિઓના ક્ષયોપશમથી હોય. |

અહીં ૩૯ પ્રકૃતિઓનો મેળ કરવાને ઉપર્યુક્ત સંખ્યા યથાસંભવ દર્શાવી છે, નહીંતર તત્ત્વાર્થાદિ ગ્રન્થોમાં એ ભાવને અંગે પ્રકૃતિ સંખ્યા જુદી રીતે લખી છે તે આ પ્રમાણે —

દેશવિરતિ — ૩ દર્શનમોહનીય તથા આઠ પહેલા કષાયના ક્ષયોપશમથી.

સર્વવિરતિ — ૩ દર્શનમોહનીય તથા પહેલા ૧૨ કષાયના ક્ષયોપશમથી.

પુનઃ શ્રીતત્ત્વાર્થ રાજવાર્તિકમાં સર્વવિરતિ ચારિત્રનો ક્ષયોપશમભાવ પહેલા ૧૨ કષાયના ક્ષયોપશમથી, ૪ સંજ્વલનના ઉદયથી અને ૯ નોકષાયના યથાસંભવ ઉદયથી કહ્યો છે તેમજ દેશવિરતિનો ક્ષયોપશમભાવ પહેલા ૮ કષાયના ક્ષયોપશમથી, ત્રીજા ૮ કષાયના ઉદયથી અને ૯ નોકષાયના યથાસંભવ ઉદયથી કહ્યો છે

તથા સંજ્વલન અને નોકષાયનો ઉદય જ હોય પણ ઉદય વખતે ક્ષયોપશમભાવ ન હોય એમ નહિ, કારણકે સંજ્વલન અને નોકષાયો તો રસોદયસહિત અને રસોદય રહિત પણ ક્ષયોપશમભાવવાળા હોઈ શકે છે—[જુઓ—પંચસંગ્રહ દ્વાર—૩જું ગાથા—૨૭ માંની વૃત્તિ]. તથા અહીં પ્રથમ उदयानुविद्ध અને शुद्ध એમ બે પ્રકારના ક્ષયોપશમ-

ભાવ છે. ત્યાં રસોદયસહિત હોય તે ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમભાવ અને પ્રદેશોદય સહિત હોય તે શુદ્ધ ક્ષયોપશમભાવ. હવે કઈ પ્રકૃતિનો કયો ક્ષયોપશમભાવ હોય તે આપણે વિચારીએ —

જ્ઞાનાવરણીય ૪, દર્શનાવરણીય ૩, અન્તરાય ૫, એ ૧૨ દેશઘાતિ પ્રકૃતિઓનો ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમ તે રસોદયસહિત હોય.

મિથ્યાત્વ ૧, પ્રથમ કષાય ૧૨, એ ૧૩ સર્વઘાતિમોહનીયનો શુદ્ધ ક્ષયોપશમ હોય. તે પ્રદેશોદય સહિત હોય.

સંજ્વલન ૪, નોકષાય ૯, એ ૧૩ દેશઘાતિમોહનીયનો ઉદયાનુવિદ્ધ તથા શુદ્ધ એ બન્ને પ્રકારનો ક્ષયોપશમ હોય, ત્યા રસોદયે ઉદયાનુવિદ્ધ અને પ્રદેશોદયે શુદ્ધ ક્ષયોપશમભાવ હોય

સમ્યક્ત્વ મોહનીય ૧, મિશ્ર મોહનીય ૧, એમાં પોતાનો રસોદય છે અને મિથ્યાત્વનો પ્રદેશોદય છે. જેથી સમ્ય૦ મોહનીયનો ઉદય તે જ મિથ્યાત્વનો ક્ષયોપશમભાવ હોવાથી ક્ષયોશમ સમ્યક્ત્વ ગણાય છે. પરન્તુ મિશ્રમોહનીયના ઉદયમાં મિથ્યાત્વના ક્ષયોપશમભાવની વિવક્ષા નથી.

પ્રશ્ન : — ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમભાવ જે રસોદયસહિત કહ્યો તો તે રસોદય હોવા છતાં ક્ષયોપશમભાવ (એટલે ઔદયિક ભાવ એ બન્ને પરસ્પર વિરોધી ભાવ) એક જ પ્રકૃતિમા કેમ ઘટે ? અને તે પ્રકૃતિમા ઉદય, ક્ષય અને ઉપશમ એ ત્રણેની મિશ્રતા એક સાથે કેવી રીતે હોય ?

ઉત્તર : — ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને અંગે ઉદયાનુવિદ્ધક્ષયોપશમમા ઉદય, ક્ષય અને ઉપશમ એ ૩ ની મિશ્રતામાં ભિન્નતા સંબંધી સ્પષ્ટતા આ પ્રમાણે છે. —

**ઉદયાનુવિદ્ધક્ષયોપશમમાં ઉદય, ક્ષય અને ઉપશમની સ્પષ્ટતા :**

૧ અવધિજ્ઞાનાવરણ, ૨ અવધિદર્શનાવરણ, ૩ મનપર્યવજ્ઞાનાવરણ આ ૩ પ્રકૃતિઓનો અશ્રેણિગત જીવોને સર્વઘાતિરસ બધાય છે, માટે એ ૩ ના રસસ્પર્ધકો સર્વઘાતિ છે, તેથી એ સર્વઘાતિ રસસ્પર્ધકો જ્યાસુધી ઉદયભાવમાં વર્તે ત્યાસુધી જીવને અવધિજ્ઞાન, અવધિદર્શન અને મનપર્યવજ્ઞાન કિંચત્ પણ પ્રગટ થતુ નથી, પરંતુ એ સર્વઘાતિ-રસસ્પર્ધકોમાના કેટલાક સ્પર્ધકો જીવના અધ્યવસાયવિશેષથી બદલાઈને અતિ સ્નિગ્ધ અને અતિ અલ્પ એમ ૨ પ્રકારના દેશઘાતિ રસસ્પર્ધકો થાય છે, તેમાંથી જ્યારે અલ્પસ્નિગ્ધ રસસ્પર્ધકો ઉદયમા આવે અને સર્વઘાતિ રસસ્પર્ધકોનો ઉદય બંધ પડે ત્યારે જ જીવને અવધિજ્ઞાનાદિ ગુણ પ્રગટ થાય છે પુન પતિત અધ્યવસાયે સર્વઘાતિ સ્પર્ધકોનો ઉદય થાય અને દેશઘાતિ સ્પર્ધકોનો ઉદય બધ પડે ત્યારે અવધિજ્ઞાનાદિ ગુણોનો વિનાશ થાય છે આ પ્રમાણે અલ્પ સ્નિગ્ધ દેશઘાતિ સ્પર્ધકોનો ઉદય, સર્વઘાતિ સ્પર્ધકોનો (દેશઘાતિપણે પરિણમવારૂપ અથવા દેશઘાતિરૂપે પરિણમી વારવાર ઉદયાવલિકામા આવી પ્રતિસમય નિર્જરવારૂપ) ક્ષય અને તત્સમયવર્તિ સર્વઘાતિ તથા અતિ સ્નિગ્ધ દેશઘાતિ સ્પર્ધકોનો અનુદય (ઉદયાભાવ) રૂપ ઉપશમ એ ત્રણે ભાવની સમકાળે મિશ્રતા હોવાથી (અવધિજ્ઞાનાદિ ૩ ગુણની પ્રાપ્તિમા) અવધિજ્ઞાનાવરણીયાદિ ૩ કર્મનો

ઉદયાનુવિદ્ધક્ષયોપશમ કહેવાય છે. અહીં અવધિજ્ઞાનાદિ વિનાશ પામે ત્યારે અવધિજ્ઞાનાદિકની પ્રાપ્તિ સમયે થયેલા અતિસ્નિગ્ધ વા અલ્પસ્નિગ્ધ દેશઘાતિ સ્પર્ધકો પણ પતિત અધ્યવસાયના બળથી સર્વઘાતિરૂપે પરિણમતા જાય છે.

**મતિજ્ઞાનાદિ ૪ માં ક્ષયોપશમભાવ :**

**મતિજ્ઞાનાવરણીય ૧, શ્રુતજ્ઞાનાવરણીય ૨, ચક્ષુદર્શનાવરણીય ૩ અને અચક્ષુદર્શનાવરણીય ૪;** આ ચાર પ્રકૃતિઓના રસસ્પર્ધકો બંધ સમયે (અશ્રેણિગત જીવને) સર્વઘાતિ બંધાય છે. પરંતુ ઉદયમાં આવતી વખતે તે સર્વઘાતિ સ્પર્ધકો દેશઘાતિરૂપે થઇને જ ઉદયમા આવે છે (માટે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એ ચાર ગુણોમાં) મતિજ્ઞાનાવરણીયાદિ (સ્વસ્વ આવારક) પ્રકૃતિઓના દેશઘાતિ સ્પર્ધકોનો ઉદય, સર્વઘાતિ સ્પર્ધકોનો (દેશઘાતિરૂપે પરિણમાવવારૂપ અથવા દેશઘાતિરૂપે પરિણમી વારંવાર ઉદયાવલિકામાં આવી પ્રતિસમય નિર્જરવારૂપ) ક્ષય અને શેષ રહેલા (એટલે ઉદયાવલિકામાં નહીં આવેલા-આવતા) સર્વઘાતિ અને અતિસ્નિગ્ધ દેશઘાતિ સ્પર્ધકોનો અનુદયરૂપ ઉપશમ એ ત્રણે ભાવો સમકાળે મિશ્ર હોવાથી ઉદયાનુવિદ્ધક્ષયોપશમ કહેવાય.

**અન્તરાય ૫** — અન્તરાયકર્મનો ક્ષયોપશમભાવ પણ મતિજ્ઞાનાવરણીયાદિ ચાર પ્રકૃતિને અનુસારે અતિતુલ્યપણે વિચારવો.

**મિથ્યાત્વ ૧** — મિથ્યાત્વના સ્પર્ધકો સર્વઘાતિ છે, અને તે સર્વઘાતિ સ્પર્ધકોના ઉદયે જીવને મિથ્યાત્વ જ હોય છે, પરન્તુ એ જ સર્વઘાતિ સ્પર્ધકોમાના કેટલાક સ્પર્ધકો અધ્યવસાયવિશેષથી અલ્પસર્વઘાતિરૂપે (= અલ્પસર્વઘાતિ દ્વિસ્થાનિકરસરૂપે) પરિણમી ઉદયમા આવે ત્યારે મિશ્રમોહનીયનો રસોદય, પરંતુ કર્મપ્રદેશો મિથ્યાત્વના જ હોવાથી મિથ્યાત્વનો પ્રદેશોદય ગણાય છે, છતા અહીં સર્વઘાતિ સ્પર્ધકો દેશઘાતિરૂપે પરિણમ્યા નથી માટે મિથ્યાત્વનો ક્ષયોપશમભાવ ગણાય નહિ

**મિશ્રમોહનીય ૧** — આ મિશ્રમોહનીયના રસસ્પર્ધકો દ્વિસ્થાનિક સર્વઘાતિ છે, પરન્તુ અલ્પ સર્વઘાતિ છે, તેથી તેના ઉદયવડે મિશ્રસમ્યક્ત્વરૂપ ગુણ પ્રગટ થાય છે, આ પ્રકૃતિ મિથ્યાત્વનું જ રૂપાન્તર એટલે મિથ્યાત્વના જ પ્રદેશરૂપ હોવાથી મિશ્રસમ્યક્ત્વ તે મિથ્યાત્વનો પ્રદેશોદય છે, અને મિશ્રમોહનીય પોતાનો રસોદય છે, તથા પ્રકૃતિનો અલ્પસર્વઘાતિરસ બદલાઇને જો કે સમ્યક્ત્વમોહનીયરૂપે દેશઘાતિરસ ઉદયમાં આવી શકે છે, તેથી મિશ્રમોહનીયનો પ્રદેશોદય ગણી શકાય, પરન્તુ આ પ્રકૃતિ સ્વતંત્ર પ્રકૃતિ ન હોવાથી (એટલે રૂપાન્તર-પરિણામાન્તર પ્રકૃતિ હોવાથી) એના પ્રદેશોદયની મુખ્ય વિવક્ષા થઇ શકતી નથી, તેમજ મિશ્રને મિથ્યાત્વતુલ્ય ગણી સમ્યક્ત્વમોહનીયના ઉદયને મિથ્યાત્વનો ક્ષયોપશમભાવ ગણ્યો છે, પરન્તુ મિશ્રનો ક્ષયોપશમભાવ ગણી શકાય એવો છે તોપણ પોતે સ્વતંત્ર પ્રકૃતિ ન હોવાથી ગણ્યો નથી, જો એ પ્રમાણે મિશ્રનો ક્ષયોપશમભાવ ગણવામાં આવે તો મિથ્યાત્વરૂપે બનતા મિશ્રનો અને સમ્યક્ત્વમોહનીયનો પણ ક્ષયોપશમભાવ ગણવાનો પ્રસંગ આવે અને તે અસંગત થઇ જાય.

**સમ્યકત્વને અંગે ક્ષયોપશમભાવ:**

**સમ્યકત્વમોહનીય ૧** — મિથ્યાત્વમોહનીયના સર્વઘાતિ સ્પર્ધકોમાંના કેટલાક સર્વઘાતિ સ્પર્ધકો અધ્યવસાય વિશેષથી બદલાઈને દેશઘાતિરૂપે (૧–૨ સ્થાનિકરસપણે) પરિણમે છે, તે દેશઘાતિ સ્પર્ધકોવાળા મિથ્યાત્વ પ્રદેશો જ સમ્યકત્વમોહનીયના નામથી ઓળખાય છે, તેથી સમ્યકત્વમોહનીય એટલે દેશઘાતિ સ્પર્ધકોવાળા મિથ્યાત્વ પ્રદેશો જ્યારે ઉદયમાં આવે છે, ત્યારે સમ્યકત્વમોહનીયનો રસોદય ગણાય છે, પરન્તુ મિથ્યાત્વનો તો પ્રદેશોદય જ છે, તેથી સમ્યકત્વમોહનીયના ઉદય વખતે ઉદયમાં આવતુ મિથ્યાત્વ (એટલે મિથ્યાત્વના કેટલાક સર્વઘાતિ સ્પર્ધકો દેશઘાતિરૂપે પરિણમવાથી સમ્યકત્વ-મોહનીયરૂપે ઉદયદ્વારા નિર્જરવાથી) ક્ષય પામતુ જાય છે, એમ ગણાય અને શેષ મિથ્યાત્વપુંજ તથા મિશ્રપુંજ (એટલે મિથ્યાત્વના ઉગ્ર સર્વઘાતિ તથા અલ્પસર્વઘાતિ સ્પર્ધકો અથવા ઉગ્ર અને અલ્પ સર્વઘાતિ સ્પર્ધકવાળા ૨ પ્રકારના મિથ્યાત્વ) નો અનુદય — ઉદયાભાવરૂપ उपशम છે, માટે સમ્યકત્વમોહનીયનો રસોદય–વિપાકોદય તે મિથ્યાત્વનો क्षयोपशमभाव છે, અને મિથ્યાત્વનો ક્ષયોપશમ તે જ क्षयोपशमसम्यक्त्व છે. એ પ્રમાણે ક્ષયોપશમ સમ્યકત્વમા સમ્યકત્વમોહનીયનો વિપાકોદય, પરન્તુ મિથ્યાત્વમોહનીયનો ક્ષયોપશમ તેમ પ્રદેશોદય જ છે એમ સ્પષ્ટ રીતે જાણવુ. એમા ક્ષય તો દેશઘાતિરૂપે પરિણમેલા સર્વઘાતિ સ્પર્ધકોનો જાણવો, અને ઉપશમ તો દેશઘાતિરૂપે નહિ પરિણમેલા શેષ સર્વઘાતિ રસસ્પર્ધકોનો જાણવો, જેથી મિથ્યાત્વના સર્વઘાતિ સ્પર્ધકો અને મિથ્યાત્વ એ બેકિની અભેદ વિવક્ષા કરીએ તો ઉદિતમિથ્યાત્વનો જ ક્ષય અને અનુદિત મિથ્યાત્વનો ઉપશમ ગણાય છે ત્યાં ઉદિતમિથ્યાત્વ એટલે મિથ્યાત્વના ઉદયમા આવતા દેશઘાતિરૂપે બનેલા સર્વઘાતિ સ્પર્ધકો તેનો જ ક્ષય અને દેશઘાતિ રૂપે નહિ બનેલા જે શેષ સર્વઘાતિ સ્પર્ધકો તે ઉદયમા આવતા નથી માટે તે अनुदितमिथ्यात्व કહેવાય

એ ઉપર કહેલા ભાવાર્થને અનુસરીને જ ક્ષયોપશમસમ્યકત્વનો અર્થ નીચે પ્રમાણે પ્રસિદ્ધ છે કે.—

'मिच्छत्त जमुइन्नं, त खीणं अणुइय च उवसंत ।
मीसीभावपरिणय वेइज्जतं खओवसमं" ॥ ५२२ ॥

(શ્રી વિશેષાવશ્યક)

આ ગાથાની વૃત્તિનો અક્ષરશઃ અર્થ આ પ્રમાણે.—

"ઉદીર્ણ એટલે ઉદયમા આવેલુ જે મિથ્યાત્વ તે વિપાકોદય વડે વેદાયેલુ (વેદાતુ) હોવાથી ક્ષીણ થયુ એટલે નિર્જર્યું, અને ઉદયમા નહિ આવેલુ જે મિથ્યાત્વ સત્તામા રહ્યુ છે તે ઉપશાન્ત થયુ છે અહીં ઉપશાન્ત પામ્યાનો અર્થ એ છે કે— શેષ મિથ્યાત્વનો ઉદય અટકેલો છે, અને મિથ્યાત્વ સ્વભાવ દૂર થયેલો છે. ત્યા મિથ્યાત્વપુંજ અને મિશ્રપુંજ એ બે પુંજ આશ્રયી વિચારીએ તો ઉદયવિષ્કંભ (અટકેલો ઉદય) ગણાય, અને (સમ્યકત્વરૂપ) શુદ્ધ પુંજ આશ્રયી વિચારીએ તો મિથ્યાત્વ સ્વભાવ દૂર થયેલો ગણાય, (એ પ્રમાણે उपशान्त ના બે અર્થ યથાર્થ રીતે છે).

**પ્રશ્ન :**—જો એ પ્રમાણે (ઉદયવિષ્કંભ અને અપનીત મિથ્યાત્વ સ્વભાવ એ બન્ને સ્વરૂપવાળા ઉપશાન્તભાવને અનુદયતા) હોય તો તે અયુક્ત છે, કારણ કે ઉદયવિષ્કંભરૂપ ઉપશાન્તભાવવાળા જે મિથ્યાત્વપુંજ અને મિશ્રપુંજ તે બે પુંજને જ અનુદીર્ણતા—અનુદયપણું ઘટી શકે છે, પરન્તુ દૂર થયેલા મિથ્યાત્વસ્વભાવવાળા સમ્યક્ત્વરૂપ શુદ્ધ પુંજને તો અનુદીર્ણતા ઘટી શકતી જ નથી કારણ કે સમ્યક્ત્વપુંજ તો સાક્ષાત્ વિપાકોદયથી અનુભવાય છે, અને તમો તો 'अणुइय च उवसंत' એ પદના અર્થમાં બન્ને સ્વરૂપવાળા (ઉદયવિષ્કંભ અને અપનીત મિથ્યાત્વસ્વભાવ એ બન્ને સ્વરૂપવાળા) ઉપશાન્તભાવને અનુદીર્ણતા કહો છો, તો તે કેવી રીતે?

**ક્ષયોપશમ સમ્યક્ત્વનો વાસ્તવિક અર્થ :**

**ઉત્તર :**—એ વાત સત્ય છે (અર્થાત્ દૂર થયેલા મિથ્યાત્વસ્વભાવવાળા સમ્યક્ત્વ-પુંજને અનુદયતા જો કે ઘટતી નથી), પરંતુ સમ્યક્ત્વપુંજમાં મિથ્યાત્વસ્વભાવ દૂર થયેલ હોવાથી મિથ્યાત્વનો સ્વસ્વરૂપે (એટલે મિથ્યાત્વનો મિથ્યાત્વસ્વભાવે-મિથ્યાત્વ-સ્વરૂપે) ઉદય વર્તતો નથી, તેથી સમ્યક્ત્વપુંજનો પણ અનુદય કહેવો તે ઉપચારથી કહી શકાય છે. અથવા 'अणुइय च उवसंत' એ પદનો બીજી રીતે અર્થ કરીએ, અશુદ્ધ અને અર્ધશુદ્ધ (મિથ્યાત્વ અને મિશ્ર) એ બન્ને પુંજરૂપ મિથ્યાત્વને (ગાથામાં કહેલા मिच्छत्तं પદને) જ અનુદયતા (अणुइय પદનો સંબંધ) જોડીએ, પરન્તુ સમ્યક્ત્વને અનુદિત પદ ન જોડીએ, સમ્યક્ત્વને તો કેવળ અપનીત મિથ્યાત્વસ્વભાવરૂપ ઉપશાન્ત ભાવ જ જોડીએ તોપણ અર્થ સંગત થાય છે. જો પૂછતા હો કે આ પ્રમાણે અર્થ સંગતિ કેવી રીતે થાય? તો કહીએ છીએ કે—मिच्छत्तं जमुइन्नं त खीणं એટલે મિથ્યાત્વ જે ઉદયમાં આવ્યું તે ક્ષય પામ્યું અને શેષ મિથ્યાત્વ એટલે મિથ્યાત્વપુંજ એ બન્ને પુંજ રૂપ મિથ્યાત્વ अणुदयं અર્થાત્ અનુદિતભાવે વર્તે છે, અને अणुदय च એ પદમાંના च શબ્દને વ્યવહિતભિન્નપ્રયોગવાળો ગણીને अणुइय उवसंत च એવા ક્રમથી જોડીએ તો સમ્યક્ત્વપુંજરૂપે (અર્થાત્ તે શેષ મિથ્યાત્વ શુદ્ધ પુંજરૂપે) ઉપશાન્ત ભાવે વર્તે છે એટલે દૂર થયો છે મિથ્યાત્વ સ્વભાવ જેમાંથી એવા સ્વરૂપે વર્તે છે, એવો બીજી રીતે અર્થ કરીએ તોપણ અર્થ સુસ્થ-સંગત અને ઠીક રીતે બંધ બેસતો થાય છે.

તેથી એ પ્રમાણે ઉદિત મિથ્યાત્વનો ક્ષય અને અનુદિત મિથ્યાત્વનો ઉપશમ એ બન્ને સ્વભાવનો જે આ મિશ્રભાવ એટલે એક જ મિથ્યાત્વરૂપ ધર્મીને વિષે સમકાળે બે ભાવ થવારૂપ મિશ્રભાવ તેને પ્રાપ્ત થયેલ તે मीसीभावपरिणय = મિશ્રભાવપરિણત મિથ્યાત્વ કહેવાય. તેમજ वेइज्जंतं = વેદ્યમાન અનુભવાતું (વિપાકોદયમાં વર્તતું) ત્રુટિતરસવાળું (સર્વઘાતિ મટીને દેશઘાતિ રસવાળું થયેલું) શુદ્ધ પુંજરૂપ સમ્યક્ત્વપુંજ-રૂપ સ્વભાવવાળું) તે મિથ્યાત્વ પણ ક્ષય અને ઉપશમ એ બન્ને સમકાલીન સ્વભાવે બનેલું હોવાથી (તે બે સ્વભાવવાળું મિથ્યાત્વ જ) क्षयोपशमसम्यक्त्व કહેવાય છે, અર્થાત શુદ્ધ થયેલા મિથ્યાત્વપુદ્ગલો, અતિ સ્વચ્છ વસ્ત્ર જેમ દૃષ્ટિનો વિઘાત કરતું નથી તેમ, યથાર્થ તત્ત્વરુચિના અધ્યવસાયરૂપ સમ્યક્ત્વને આવરણ કરનારા થતા નથી, માટે તે મિથ્યાત્વપુદ્ગલો પણ ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે. એ પ્રમાણે શ્રીવિશેષાવશ્યકની ૫૩૨ મી ગાથાની વૃત્તિનો અક્ષરશઃ અર્થ કર્યો.

**સંજ્વલનાદિ ૧૩ માં ક્ષયોપશમભાવ :**

**સંજ્વલન (૪) નોકષાય (૯)** આ ૧૩ પ્રકૃતિઓના રસસ્પર્ધકો સર્વઘાતિ બંધાય છે, પરન્તુ ઉદયમા આવતી વખતે તે સર્વઘાતિ સ્પર્ધકો દેશઘાતિરૂપે પરિણમી ઉદયમાં આવે છે, માટે જ્યારે આ ૧૩ પ્રકૃતિઓ વિપાકોદયમાં વર્ત્તે છે ત્યારે દેશઘાતિ સ્પર્ધકોનો ઉદય, સર્વઘાતિ સ્પર્ધકોનો (દેશઘાતિપણે પરિણમવારૂપ અથવા દેશઘાતિપણે પરિણમી વારવાર ઉદયાવલિકામા આવી પ્રતિસમય ઉદયદ્વારા નિર્જરવારૂપ) ક્ષય, અને શેષ રહેલા (એટલે ઉદયાવલિકામા દેશઘાતિરૂપે નહિ આવેલા તથા નહિ આવતા) સર્વઘાતિ તથા અતિસ્નિગ્ધ દેશઘાતિ સ્પર્ધકોનો અનુદયરૂપ ઉપશમ એ ત્રણે ભાવ સમકાળે મિશ્ર હોવાથી વિપાકોદય વખતે એ ૧૩ પ્રકૃતિઓનો उदयानुविद्धक्षयोपशमभाव (એટલે રસોદયયુક્ત ક્ષયોપશમ) છે અને એ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી જ્યારે એમાની જે કોઈ પ્રકૃતિ ઉદયમા વર્ત્તતી નથી તે વખતે અનુદયવતી પ્રકૃતિના સર્વઘાતિ સ્પર્ધકો (માંના કેટલાક સર્વઘાતિ સ્પર્ધકો) દેશઘાતિરૂપે પરિણમી તે વખતે ઉદયમાં વર્ત્તતી સજાતીય દેશઘાતિ પ્રકૃતિના દેશઘાતિ સ્પર્ધકોમા સંક્રમી ઉદયમા આવી (પરપ્રકૃતિરૂપે ઉદયમાં આવી) નિર્જરતી જાય છે. આ પરપ્રકૃતિપણે ઉદયમા આવવુ તે प्रदेशोदय કહેવાય, કારણ કે પ્રકૃતિસ્વરૂપે ઉદયમાં આવે તે વિપાકોદય અને પરરૂપે ઉદયમા આવે તે તેનો પ્રદેશોદય ગણાય, માટે એ ૧૩ માની જે કોઈ પ્રકૃતિ વિપાકથી ઉદયરહિત હોય ત્યારે (દેશઘાતિરૂપે બની પરપ્રકૃતિમા ઉદય આવી નિર્જરવારૂપ) સર્વઘાતિ સ્પર્ધકોનો ક્ષય, અને દેશઘાતિરૂપે નહિ બનેલા સર્વઘાતિ સ્પર્ધકોનો અનુદયરૂપ ઉપશમ, એ બન્ને ભાવ સમકાળે એક જ પ્રકૃતિમા વર્ત્તતા હોવાથી તે પ્રકૃતિનો क्षयोपशम ભાવ ગણાય છે. તેમજ આ ક્ષયોપશમભાવ પ્રવર્ત્તતી વખતે રસોદય ન હોવાથી તે शुद्ध क्षयोपशमभाव ગણાય છે. એ પ્રમાણે ૧૩ પ્રકૃતિઓમા ઉદયાનુવિદ્ધ અને શુદ્ધ એ બન્ને પ્રકારના ક્ષયોપશમ સ્પષ્ટ રીતે કહ્યા.

ક્ષયોપશમભાવનું સ્વરૂપ સંક્ષિપ્ત આલેખવુ એટલો જ માત્ર અહીં ઉદ્દેશ હતો છતા સાથે સાથે તે ભાવવાળી પ્રકૃતિઓમા તે ભાવ કેવી રીતે ઘટી શકે છે? — વગેરે વિષય પણ સંક્ષિપ્ત રીતિથી લખવામા આવ્યો છે. વિસ્તરાર્થીએ શ્રી વિશેષાવશ્યક, પંચસંગ્રહ, તત્ત્વાર્થાદિ ગ્રન્થો જોવા યોગ્ય છે.

[ કાંઈ પણ શાસ્ત્રવિરૂદ્ધ લખાયુ હોય તો ત્રિકરણયોગે મિથ્યાદુષ્કૃત છે ]

---

## સત્યનો મહિમા

सच्चंमि धिइ कुव्वहा, एत्थोवरए मेहावी
सव्वं पाव कम्मं झोसइ ।

સત્યને વિષે ધૃતિ (મનની સ્થિરતા) કરો !
(કારણ કે) આ (સત્ય) મા મગ્ન થયેલો
બુદ્ધિમાન પુરુષ તમામ પાપ–કર્મને નષ્ટ કરે છે !

**શ્રી આચારાંગસૂત્ર**

# श्री महावीर-स्तव

रचयिता
श्री अगरचन्द्रजी नाहटा, बीकानेर.

: १ :

सिद्धारथ-कुलकमल-दिवाकर, त्रिशला-कुक्षि-मानस-हंस ।
चरम जिनेश्वर महावीर हैं, मङ्गलमय त्रिभुवन अवतंस ॥
यद्यपि उनमें अनुपम गुण गण है अनन्त नहीं कोई पार ।
पा सकता है, किन्तु भक्तिवश करता हूं मैं वही विचार ॥

: २ :

आत्मा में तन्मयता जिनकी थी अतीव उन्नत अविचल ।
परभावों की त्याग-भावना थी वैसी ही उग्र विमल ॥
विश्व-प्रेम भी ओतप्रोत था जिनके जीवन में पूरा ।
अद्वितीय हो सहनशील घन दूषण-गण जिनने चूरा ॥

: ३ :

अहो अहो समता थी कैसी सहे कष्ट मरणान्त अनेक ।
अगर और कोई होता तो, निश्चय खो देता सुविवेक ॥
पर जिनको था ज्ञान गर्भ से देहादिक अरु आतम का ।
विचलित वे कैसे होवें जो पद धरते परमातम का ॥

: ४ :

नाममात्र के वीर नहीं थे विजय किए थे विकृत भाव ।
कर्म-शत्रु जीते, जिनका था इन्द्रादिक पर अमिट प्रभाव ॥
जीवों के कल्याण-हेतु ही चैत्र शुक्ल तेरस शुभ दिन ।
जन्म हुआ था सबको सुखकर आज वही दिन पावन धन ॥

: ५ :

यज्ञों में पशु-हिंसा होती थी मानो उनमें नहीं प्राण ।
किया निवारण बता वीर ने जीव सभी हैं एक समान ॥
माना था बस क्रिया-काण्ड में लोगों ने सर्वस्व तभी ।
कहा वीर ने ज्ञान बिना की क्रिया अफल है सदा सभी ॥

: ६ :

उच्च-नीचता तब लोगों में जाती पर ही निर्भर थी ।
स्त्रीजाति की दशा देश में पूर्ण रूप से बदतर थी ॥
प्रकट किया तब महावीर ने उच्च-नीचता गुण-सबन्ध ।
स्त्रीजाति आदर्श बने ज्यों वैसे प्रभु ने किए प्रबन्ध ॥

: ७ :

वस्तु सुभावे धर्म सुलक्षण अतः साध्य सबको निज भाव ।
साधन बहु विध है मत झगडो पा करके यह उत्तम दाव ॥
कर्म-विकार निजामत गुण से पूर्णरूप से करदो दूर ।
वीर प्रभु का भव्य बोध यह प्रगटाता है अद्भुत नूर ॥

: ८ :

है अनन्त-धर्मात्मक सच्चा वस्तु मात्र का शुद्ध सुरूप ।
अनेकान्त से उसको देखो तब निश्चय होगा अनुरूप ॥
यह सिद्धांत उदार वीर का " स्याद्वाद " कहलाता है ।
सर्व दर्शनों में सर्वोपरि विजय-परमपद पाता है ॥

: ९ :

मानव-जीवन ही जिनका है उपकारी उपदेश विशेष ।
स्मरण—स्तव सुखदायक जिनका है यातें मै करूं हमेश ॥
अगर पूर्ण विकसित सद्गुण-पुष्पों की विशद विजय वरमाल ।
वीर प्रभु को सादर सविनय करूं समर्पण मै समकाल ॥

# સત્યપુર-સાચોર તીર્થ

## [ "શ્રી વિવિધ તીર્થકલ્પ" ઉપરથી ઐતિહાસિક સાર ]

સંગ્રાહક

**મુનિરાજ શ્રી જયન્તવિજયજી**

**ભ**રતક્ષેત્રના દક્ષિણાર્ધ વિભાગમા આવેલા **મરૂદેશ** ( મારવાડ ) માં **સત્યપુર**[1] નામનુ નગર છે. તે નગરના જિનાલયમા **નાહડ** રાજાએ ભરાવેલ અને શ્રીમાન્ **જજ્જિગસૂરિજી** ગણધરે (ગચ્છનાયકે) પ્રતિષ્ઠિત કરેલ **શ્રીમહાવીર** સ્વામીની પિત્તલમય પ્રતિમા વિરાજમાન છે. તેની ઉત્પત્તિ આ પ્રમાણે છે:—

પહેલા **નડ્ડૂલદેશ**[2]ના આભૂષણભૂત **મંડોવર**[3] નગરના રાજાને તેના બળવંત કુટુંબીઓએ મારી નાંખીને તે નગર તેઓએ પોતાને સ્વાધીન કર્યું. તે વખતે ઉક્ત રાજાની રાણી ગર્ભવતી હતી, તે ત્યાંથી નાસીને **બંભાણપુર (બ્રહ્માણ)**[4] ગઈ ત્યા તેણે સર્વ શુભ લક્ષણ યુક્ત પુત્રને જન્મ આપ્યો

**નાહડનો જન્મ :**

કોઈ એક દિવસે તે રાણી, તે નગરની બહારના એક વૃક્ષની ડાળીએ બાંધેલી ઝોળીમા પોતાના બાળકને સુવાડીને પોતે નજીકમા કંઈ કામ કરતી હતી દૈવયોગથી તે વખતે શ્રીમાન્ **જજ્જિગસૂરિજી** મહારાજ ત્યા પધાર્યા. તેઓ, વૃક્ષની છાયા તે બાળક

---

૧ સત્યપુર તે હાલમાં મારવાડમાં જોધપુર સ્ટેટમા ભીનમાલની પાસે આવેલું સાચોર આ સાચોર શ્રી મહાવીરસ્વામીનું પ્રાચીન તીર્થ છે. 'જગચિંતામણિ' ચૈત્યવંદનમાં પણ આનો 'जयउ वीर सच्चउरिमडण' ( સત્યપુરીના આભૂષણસ્વરૂપ શ્રી મહાવીર ભગવાન્ જયવંતા વર્ત્તો.) આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.

૨. ગોડવાડ (નાની મારવાડ)ની પંચતીર્થીમા આવેલું હાલનું નાડોલ, પહેલાં 'નડ્ડૂલ' નામથી પ્રસિદ્ધ હતું. વિક્રમની દશમી શતાબ્દીની આસપાસ ત્યાંના પરમાર રાજાઓ બહુ શક્તિસંપન્ન હોઈ તેનું રાજ્ય મોટા વિસ્તારવાળું હતું. તેથી નાડોલની આસપાસનો પ્રદેશ 'નડ્ડૂલ દેશ' એ નામથી ઓળખાતો હતો. નાડોલના પરમાર રાજાઓથી જાલોરના પરમારો અને જાલોરના પરમારોથી આબુના પરમાર રાજાઓની શાખા નીકળી હતી. તેણે આબુ પર લગભગ સં. ૧૩૭૦ સુધી રાજ્ય કર્યું હતું.

૩. જોધપુરની સાવ નજીકમા આવેલું મંડોર.

૪. સિરોહી સ્ટેટના મડાર પરગણામાં આવેલ છરાવલા પાર્શ્વનાથ તીર્થથી લગભગ ચાર માઈલ દૂર 'વરમાણ' નામનું પ્રાચીન ગામ વિદ્યમાન છે, એ જ કદાચ આ બંભાણપુર હોય.

ઉપરથી નહી ખસવાથી, 'આ કોઈ પુણ્યશાળી જીવ છે' એમ જાણીને ઘણીવાર સુધી તે બાળકને જોતા રહ્યા તેથી રાણીએ આવીને સૂરિજીને પૂછ્યું કે — મહારાજ! આ પુત્ર કુલક્ષણો – કુલનો ક્ષય કરનારો દેખાય છે શુ? સૂરિજીએ કહ્યુ કે — આ તમારો પુત્ર મહાપુરુષ થશે, માટે તેનુ બહુ સભાળપૂર્વક પાલન કરજો તે બાળકનુ નામ '**નાહડ**' રાખ્યું. સૂરિજીએ તેને નવકાર મંત્ર શિખવાડ્યો. અનુક્રમે નવકાર મત્રના પ્રભાવથી સુવર્ણપુરુષ સિદ્ધ કરીને તે નાહડ મહાપરાક્રમી તથા સમૃદ્ધિવાન્ થયો અને પોતાના પિતાનું રાજ્ય તેણે પાછુ પ્રાપ્ત કર્યું.

**મંદિરની પ્રતિષ્ઠા:**

ઉક્ત સૂરિજીના ઉપદેશથી તેણે ચોવિશ મોટાં જિનાલયો કરાવ્યાં પછી કોઈ વખતે તે **નાહડે** પોતાના ગુરુ શ્રી**જજ્જિગસૂરિજીને** વિનંતી કરીને કહ્યુ કે.— આપની તથા મારી કીર્તિ ઘણા કાળ સુધી પ્રસરતી રહે, એવુ કોઈ કાર્ય કરવા માટે મને ઉપદેશ આપો — સૂચિત કરો. એટલે સૂરિજીએ, જે જગ્યાએ ગાયના ચારે આચળોથી દુધ ઝરતુ હતુ, તે સ્થાન રાજાને દેખાડીને ત્યા જિનમંદિર બધાવવાનો ઉપદેશ કર્યો. તેથી **નાહડ** રાજાએ **સત્યપુર** નગર (**સાચોર**)મા **શ્રીવીર** ભગવાનના નિર્વાણ પછી છસો વર્ષે ગગનચુંબી શિખરવાળુ વિશાળ જિનમંદિર બંધાવ્યુ અને તેમા શ્રીમાન્ **જજ્જિગ-સૂરિજીએ** પ્રતિષ્ઠિત કરેલી શ્રી **મહાવીર**સ્વામીની પિત્તળમય મનોહર મૂર્તિ વિરાજમાન કરી. આ મૂર્તિની પ્રતિષ્ઠા કરવા માટે સૂરિજીએ પ્રયાણ કર્યું, તેટલામા વચ્ચે એક સારા મુહૂર્તમા **નાહડ** રાજાના પૂર્વપુરુષ **વિંધ્યરાયની** ઘોડા ઉપર બેઠેલી મૂર્તિની સૂરિજીએ પ્રતિષ્ઠા કરી. તેમજ એ જ સમયે બીજા શુભ લગ્ને—મહૂર્ત્ત, શુભલગ્ન—વેળાના પ્રભાવથી મીણના જેવી નરમ થઈ ગયેલી પૃથ્વીમા **શંખ**નામના રાજપુત્રે ઉક્ત સૂરિજીની સૂચનાથી ફક્ત દડના જ પ્રહાર વડે કરીને કુવો ખોદ્યો તે અત્યારે પણ '**શંખકુવો**' એ નામથી પ્રસિદ્ધ છે. આ કુવો કોઈ વખત સુકાઈ ગયો હોય — તેમાથી પાણી ખુટી ગયુ હોય તોપણ વૈશાખ શુદિ ૧૫ને દિવસે તે કુવો પાણીથી ભરાઈ જાય છે ત્રીજા શુભ મુહૂર્તમા **શ્રી વીર**સ્વામીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. જે લગ્નમા શ્રીવીર ભગવાનની પ્રતિષ્ઠા કરી એ જ લગ્નમા **દુગ્ગાસૂઅ** (દુર્ગાસૂત્ર?) તથા **વયણપ**[૫] ગામમાની શ્રીવીર ભગવાનની બે પ્રતિમાઓની સાધુઓ તથા શ્રાવકોની સાથે મોકલેલ પોતાના વાસક્ષેપથી પ્રતિષ્ઠા કરાવી

**બ્રહ્મશાંતિ યક્ષની સહાય:**

ઉપર્યુક્ત પોતે ભરાવેલા **શ્રીમહાવીર** પ્રભુના બિંબને **નાહડ** રાજા હમેશા પૂજે છે અને **બ્રહ્મશાંતિ** નામનો યક્ષ પણ પાસે રહીને હમેશા તે મૂર્તિની સેવા કરે આ યક્ષનુ પહેલા **શૂલપાણી** નામ હતુ **વર્ધમાનગ્રામ-અસ્થિક** ગ્રામમા તેણે **શ્રીવીર** ભગવાનને અસહ્ય ઘણા ઉપાસર્ગો કરવા છતા ભગવાન્ ધ્યાનથી જરા પણ ચલાયમાન થયા નહોતા. તેથી તે પ્રતિબોધ પામીને ભગવાન્ સમીપે ખૂબ ગીત–નૃત્ય કરવા લાગ્યો અને શ્રી **વીર** ભગવાનનો ભક્ત થયો હતો ત્યારથી તે **શૂલપાણી** યક્ષનુ **શ્રીબ્રહ્મશાંતિ**

---

૫ વયણપ તે, પાલણપુર એજન્સીના કાકરેચ જિલ્લામાં આવેલુ 'ભેણપ' કદાચ હોય.

નામ પડ્યું હતુ. તે કોઈ એક પ્રતિષ્ઠાના ચમત્કારિક પ્રભાવથી આકર્ષિત થઈને **સત્યપુરના** શ્રી **વીર** પ્રભુના ચૈત્ય-મંદિરમા રહે છે અને ભગવાનની સેવા કરે છે.

**ગીજનીપતિનો હુમલો, અને તેનો પરાજય :**

વિ. સં. ૮૪૫મા **ગીજનીપતિ હમ્મીરે વલભીપુર** નગરને ભાંગ્યું. ત્યારપછી કેટલાક સમય બાદ બીજા કોઈ **ગીજનીપતિ** મ્લેચ્છરાજાએ આવીને **ગુજરાતદેશને** ભાંગ્યો. ત્યાંથી પાછા વળતાં તે મ્લેચ્છ રાજા સંવત્ ૧૦૮૧ મા **સત્યપુર** પહોંચ્યો. ત્યાં શ્રી મહાવીરસ્વામીના મનોહર ચૈત્યને દેખીને: મારો, તોડો એવા શબ્દો બોલતા તેના સૈનિકો સાથે તે તેમા પેઠો. તેણે હાથીઓ જોડીને હાથીઓ દ્વારા શ્રી વીર ભગવાનની મૂર્તિ ખેંચાવી, પરંતુ લેશમાત્ર પણ પોતાના સ્થાનથી મૂર્તિ ખસી નહી તેથી બળદોને જોડીને ખેચાવતાં બ્રહ્મશાંતિ યક્ષ પૂર્વભવમાં બળદ હતો તેથી બળદો ઉપરના રાગથી બ્રહ્મશાંતિ યક્ષે તે મૂર્ત્તિને ચાર આગળ ચલાવી. પછી ગીજનીપતિ પોતે જ હાંકતો હોવા છતાં વીર પ્રભુની મૂર્તિ ત્યા જ નિશ્ચલ થઈ ગઈ ગીજનીપતિ ઝંખવાણો પડી ગયો. પછી ઘણના ઘાથી પ્રહારો કર્યા, પણ તે ઘા અંતેઉરમાં તેની રાણીઓને લાગવા માંડ્યા. ત્યારપછી તરવારના પ્રહારોથી પણ નિષ્ફળ થયેલા તે મ્લેચ્છો દ્વેષ અને ક્રોધથી વીર પ્રભુની મૂર્તિની એક આગળી કાપી લઇને ત્યાંથી ચાલતા થયા. આગળ જતાં તેઓના ઘોડાઓનાં પુછડાં તથા સૈન્યના કેટલાક માણસોની દાઢી-મૂછો બળવા લાગી, અને પગે ચાલનારા સૈનિકો ધબોધબ જમીનપર પડવા લાગ્યા. એટલે સર્વ પ્રકારના બળથી હીન થઈ ગયેલા તેઓ રાંક માણસની પેઠે વિલાપ કરવા અને રહેમાનનુ સ્મરણ કરવા લાગ્યા, તેવામા અદૃશ્યપણે આકાશમાં વાણી થઈ કે "શ્રીવીર ભગવાનની મૂર્તિની આગળી તમે કાપી લાવ્યા તેથી જ મરણાંત કષ્ટમા પડ્યા છો. તે સાભળીને આશ્ચર્યથી ચકિત થયેલા અને પોતાનુ મસ્તક ધૂણાવતા એવા ગીજનીપતિના આદેશથી તેનો ભયભીત થયેલો મંત્રી, તે આગળી જ્યાંથી કાપી હતી ત્યા મુકી આવ્યો. આગળી તેને સ્થાને મુકી કે તરતજ તે હાથ સાથે જોડાઇ ગઈ. આ આશ્ચર્યને જોઈને તે ગીજનીપતિએ ફરીને કોઈ પણ દિવસ સત્યપુર જવાની સ્વપ્નમા પણ ઇચ્છા કરી નહીં. આ ઉપદ્રવ દૂર થવાથી ચતુર્વિધ સંઘ ઘણો જ ખુશી થયો અને શ્રીવીર ચૈત્યમાં પુન: ગીત નૃત્ય, પૂજા, પ્રભાવના, દાનાદિ થવા લાગ્યા.

**બીજો હુમલો :**

કેટલોક સમય ગયા પછી **માલવાદેશનો** રાજા **ગુજરાતદેશને** ભાંગીને **સત્યપુરની** સીમામા પહોંચ્યો, પરંતુ **બ્રહ્મશાંતિ** દેવ ઘણુ સૈન્ય વિકુર્વીને તેના સૈન્યને ભાગ્યુ, તેના આવાસોમા વજ્રનો અગ્નિ ઉત્પન્ન થયો, આગ લાગવા માંડી આ ચમત્કારથી માલવાધિપતિ ધન-માલ બધુ મુકીને છવલઈને કાગડાની પેઠે નાસી ગયો.

વિક્રમના **તેરમા** શતકમા **કનોજના** રાજાએ **સત્યપુરમાં શ્રીવીર** ભગવાનની પ્રતિમાયુક્ત દેવદારુ ( કાષ્ટ )નુ મંદિર બંધાવ્યુ હતુ

**ત્રીજો હુમલો :**

વિ. સં. **૧૩૪૮**મા કાફરનું મોટું સૈન્ય દેશોને ભાંગતુ ભાંગતુ આવ્યુ, તેથી ગામો અને શહેરોના લોકો, ભાગવા માંડ્યા તેમજ મંદિરોના દરવાજા બંધ થવા લાગ્યા

અનુક્રમે તે સૈન્ય **સત્યપુરની** નજીક આવતાં **બ્રહ્મશાંતિ** દેવે વિકુર્વેલા મોટા સૈન્યને જોઈને ગુજરાતના મહારાજા **સારંગદેવના** સૈન્યના આગમનની શંકાથી **મોગલ** સેના ભાગી ગઈ. **સત્યપુરની** સીમામા પણ તેણે પ્રવેશ ન કર્યો.

**ઉલ્લૂખાનનો હુમલો અને બ્રહ્મશાતિ યક્ષનો પ્રભાવ·**

વિ. સ. **૧૩૫૬**માં બાદશાહ **અલાઉદ્દીન** ખીલજીનો નાનો ભાઈ **ઉલ્લૂખાન,** મંત્રી **માધવની** પ્રેરણાથી **દિલ્લી**નગરથી મોટા સૈન્ય સાથે **ગુજરાત** તરફ જવા માટે નીકળ્યો. માર્ગમા **ચિત્રકુટ ( ચિત્તોડ )**ના અધિપતિ **સમરસિંહે** દડ આપીને **મેવાડ** દેશનું રક્ષણ કર્યું ત્યારપછી યુવરાજ **હમ્મીર, વાગડ** દેશને તથા **સુહડાસય** (?) આદિ નગરોને ભાંગીને **આશાપલ્લી** ( અમદાવાદ )મા પહોચ્યો, **એટલે** ત્યાંનો ( ગુજરાતનો ) **કર્ણદેવ** રાજા નાસી ગયો. હમ્મીરે પ્રભાસપાટણ જઈ સોમનાથમહાદેવની મૂર્ત્તિને ઘણના પ્રહારોથી તોડીને ગાડામા નાંખીને **દિલ્લી** મોકલી દીધી ત્યાંથી તે **વામનસ્થલી ( સોરઠ-વણથલી )** જઈ, ત્યાના **મંડલિક** રાજાને દંડી, **સૌરાષ્ટ્ર-સોરઠ**મા પોતાની આણ પ્રવર્તાવીને પાછો **આશાપલ્લી** આવીને ત્યા કેટલોક સમય રહ્યો તેણે ઘણાં મઠ, મંદિર, દેવકુલ-દેહરા આદિને તોડી, ફોડી, બાળી નાંખ્યાં. અનુક્રમે તે ત્યાથી **સપ્તશત** દેશમા ગયો અને ત્યાથી **સત્યપુર** નગરમા આવ્યો. ત્યાના મંદિરો તોડવાની તેની ઈચ્છા હતી પરંતુ **શ્રીબ્રહ્મશાંત** યક્ષે ચમત્કાર દેખાડવાથી તે ત્યાથી સૈન્યસહિત એકદમ પલાયન થઈ ગયો વગેરે વગેરે **શ્રીસત્યપુરીય શ્રીમહાવીરદેવ**ના અનેક આશ્ચર્યો અને ચમત્કારો પૃથ્વીમડલમાં પ્રગટ રીતે સભળાય છે.

**બ્રહ્મશાંતિયક્ષનો અભાવ અને જિનબિંબની અસાતના·**

ભવિતવ્યતા બળવતી હોય છે કળીયુગના પ્રભાવથી વ્યંતર દેવો ક્રીડાઓમાં વધારે તત્પર રહે છે અને ગાયનું માંસ તથા રૂધિર છાટવાથી અધિષ્ઠાયક દેવો મંદિર છોડીને ચાલ્યા જાય છે. તદનુસાર અધિષ્ઠાયક શ્રી **બ્રહ્મશાંતિ** દેવ મોજ-શોખમા મસ્ત હશે અથવા ક્રીડા કરવા અહીથી બીજે સ્થાને ગયેલ હશે તેવા કોઈ સમયમા એટલે વિ. સં. **૧૩૬૭**મા **અલાઉદ્દીન** ખીલજીએ **સત્યપુર**થી અસત માહાત્મ્ય-પ્રભાવવાળા શ્રી મહાવીર જિનદેવના બિંબને **દિલ્લી**મા લઈ જઈને તેની અત્યત અનુચિત અસાતનાઓ કરી.

ગુરુ-પરંપરાથી સાભળેલી અને કેટલીક જાતે અનુભવેલી હકીકતવાળો આ શ્રી **સત્યપુર**કલ્પ શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી**એ રચ્યો છે.

( આ કલ્પ ઉપરથી જણાય છે, કે— **નાહડ** રાજાએ અને **કનોજ**ના રાજાએ બંધાવેલા **શ્રી મહાવીર** સ્વામીના મદિરો અને મૂર્ત્તિઓ વિ. સં. **૧૩૬૭** સુધી તો અહી ( સાચોરમા ) બરાબર વિદ્યમાન હતા. પરતુ ઉક્ત સવત્મા **અલાઉદ્દીન** ખીલજીએ ઉક્ત મદિરો અને મૂર્ત્તિઓનો નાશ કર્યો. **શંખ** નામનો કુવો તો ત્યાગ-પછી પણ થોડાક વર્ષો સુધી એટલે આ કલ્પના રચના-કાળ (લગભગ સ. ૧૩૭૫) સુધી તો અવશ્ય વિદ્યમાન હતો. ઉપર જણાવેલા વિ સં ૧૩૪૮, ૧૩૫૬ અને ૧૩૬૭ના પ્રસંગો સમયે આ કલ્પના રચયિતા શ્રીમાન્ **જિનપ્રભસૂરિજી** સાધુ અવસ્થામાં વિદ્યમાન હોવાથી ઉક્ત પ્રસંગો લગભગ સાચા જ હોય તેમ સંભવી શકે છે.— સગ્રાહક. )

વિભાગોમાં ઔદારિકાદિ જ વિભાગો બન્ને મતવાળાઓએ માન્ય કરેલા છે. તેમાં કોઇ પણ વિભાગ પરમ ઔદારિકના નામનો છે જ નહિ. વળી, ઔદારિકની જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા સુધીમાં અને વૈક્રિયની અગ્રહણ વર્ગણાથી પહેલાં, પરમ ઔદારિકની વર્ગણા જેવી કોઈ વર્ગણા શ્વેતામ્બર કે દિગમ્બર શાસ્ત્રોમાં ગણવામાં આવતી જ નથી વળી એ વાત પણ ધ્યાનમા રાખવાની છે કે શરીર માત્ર શરીરનામકર્મના ઉદયથી છે અને શરીરનામકર્મના પાંચ જ પ્રકાર બન્ને મતવાળાઓએ માનેલા છે. વળી તે શરીરના કારણભૂત બધન અને સઘાતન જેવાં કર્મો પણ કોઈ પણ દિગમ્બર ગ્રંથકારે જુદા રૂપે વર્ણવ્યાં જ નથી. તેમ જ ઔદારિક શરીરને ક્ષય કરવાનું અને પરમ ઔદારિકને લેવાનુ કર્મ કયા કારણથી બંધાય તે કારણ પણ કોઇ પણ દિગમ્બર શાસ્ત્રકારે જણાવ્યુ જ નથી યાદ રાખવાની જરૂર છે કે પૃથ્વીકાય, અપકાય અને વનસ્પતીકાયમાંથી આવેલો જીવ પણ કેવલજ્ઞાન પામી મોક્ષે જવાને માટે અનંતર ભવમાં જ લાયક થાય છે તો પૃથ્વીકાયાદિ દશામાં પણ, કેવલીમહારાજને પરમ ઔદારિક નામનું શરીર જુદું માનવામાં આવે તો, તે પરમ ઔદારિકના કારણભૂત કર્મ બાધવાનો અને તે કર્મ બાંધવાનાં કારણોનો નિર્દેશ શાસ્ત્રકારોએ કરવો જ જોઈએ, પરન્તુ તેવો નિર્દેશ કોઇ પણ દિગમ્બર શાસ્ત્રોમાં નથી (અપૂર્ણ)

"श्री महावीर निर्वाण विशेषांक" માટે

"સત્ય પ્રકાશ અને સ્વદેશ" નામક સાપ્તાહિક પત્રનો અભિપ્રાય

શ્રી મહાવીરના સંપૂર્ણ ચરિત્ર પ્રકાશન અને એમની અવતાર લીલાની પ્રમાણસરની વિગતવાર નોંધોનો એક પ્રામાણિક અને દળદાર ગ્રન્થ બ્હાર પડવાની અત્યંત આવશ્યકતા હતી. આ જરૂરને લક્ષમાં લઈને 'શ્રી જૈન સત્ય પ્રકાશે' મહાવીર નિર્વાણ વિશેષ અંકની યોજના કરી હતી, અને આ પ્રગટ થયેલા વિશ્વસનીય દળદાર અંકને જોતા એ જરૂર વિશેષ ભાગે પૂરી થઈ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી આ અંકમાં હિંદી-અંગ્રેજી તેમજ ગુજરાતીમાં પ્રભુ મહાવીરના અનેક દૃષ્ટિબિન્દુથી લખાયેલા લગભગ ૩૦ ઉપરાંતના લેખોનો સમાવેશ થયો છે. એ વિવિધ લેખિનીમાંથી પ્રભુ મહાવીરની અનેક શક્તિઓ અને અનેક વિષયોનું તેમનું બ્હોળુ જ્ઞાન વિશિષ્ટ રીતે પ્રકટ થઈ આવે છે. એ અંકમાં સ્થાન પામેલા લેખકો પણ સાધારણ કોટિના ન હોતા, જૈન આલમના પ્રખર વિદ્વાનો, મુનિઓ અને આચાર્યોએ પોતાની મહામૂલી સેવાઓ એ અંકને ચરણે ધરી છે અત્યંત મહત્ત્વની વાત તો એ છે કે જાણીતા સમર્થ ઇતિહાસ વેત્તા શ્રી ઓઝા મહોદયજીનો સહકાર પણ આ અંકમા મેળવી શકાયો છે, એ આ અંકની વિશેષતા છે. આ અંક આજની તેમજ આવતી કાલની પ્રજા સમક્ષ પ્રભુ મહાવીરના જીવન, કવન અને આદર્શને જેવાને તેવા સ્વરૂપમાં ધરી રાખવા માટે આધારભૂત થઈ પડશે એ કેવળ નિઃશંક છે. તા ૨૮-૧-૩૭

# પ્રભુ શ્રી મહાવીરનું તત્ત્વજ્ઞાન

લેખક—આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

( ગતાંકથી ચાલુ )

હવે નૈયાયિકોએ માનેલા સાતમા તત્ત્વ 'અવયવ'નો વિચાર કરતા "**प्रतिज्ञा-हेतूदाहरणोपनयननिगमनान्यवयवा:**" અર્થાત્ પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય અને નિગમન, એ પાંચ અવયવ કહેવાય છે **पर्वतो वह्निमान्** અર્થાત્ પર્વત અગ્નિવાળો છે, આ ઠેકાણે. સિદ્ધ કરવાને યોગ્ય હોય તે સાધ્ય કહેવાય એ પ્રમાણે, સાધ્ય અગ્નિ છે. આવી રીતે સાધ્યનો નિર્દેશ કરવો તેનું નામ પ્રતિજ્ઞા. "**हिनोति-गमयति प्रतिज्ञातमर्थमिति हेतु:**" જેની પ્રતિજ્ઞા કરી હોય તે અર્થને જે સિદ્ધ કરી બતાવે તે હેતુ કહેવાય, જેમ "**धूमवत्त्वात्**" અર્થાત્ ધુમાડાવાળો હોવાથી, પર્વત અગ્નિવાળો છે. વિજાતીય ધૂમાડો અગ્નિ સિવાય નિકળે જ નહિ એટલે તે અગ્નિને સિદ્ધ કરે છે, માટે હેતુ છે. દૃષ્ટાંત–ઉદાહરણ સાધર્મ્ય રૂપ અને વૈધર્મ્ય રૂપ એમ બે પ્રકારે બની શકે છે. સાધ્ય અને હેતુના અસ્તિત્વને સિદ્ધ કરનાર ઉદાહરણ સાધર્મ્ય દૃષ્ટાન્ત કહેવાય જેમ રસોડું તે ધૂમ અને અગ્નિના અસ્તિત્વવાળું હોવાથી સાધર્મ્ય દૃષ્ટાન્તમાં આવે છે અને સરોવર, બન્નેના અભાવને સિદ્ધ કરનાર હોઈ વૈધર્મ્ય દૃષ્ટાન્ત છે. **यथा महानस, तथा चाय** " રસોડાની જેમ પર્વત ધુમાડાવાળો છે એ ઉપનય થયો. "**तस्मात्तथेति,**" માટે જરૂર પર્વત અગ્નિવાળો છે, આ નિગમન થયું આ પાંચે અવયવો શબ્દરૂપ હોવાથી પુદ્ગલ છે, અને તે અજીવમાં આવી જાય છે. માટે જુદો પદાર્થ સિદ્ધ થઈ શકતો નથી, અને જો તે પંચાવયવથી પેદા થતા જ્ઞાનને લઈએ તો તે જીવનો ગુણ હોવાથી, તેનો જીવ પદાર્થમા સમાવેશ થાય છે, પણ જુદો પદાર્થ સિદ્ધ થતો નથી

**संशयादूर्ध्वं भवितव्यताप्रत्यय मर्थपर्यालोचनात्मकस्तर्क. यथा भवितव्यमत्र स्थाणुना पुरुषेण वा** અર્થ—સંશય પછી ભાવીમા થનાર છે જ્ઞાન જેમા, એવી અર્થની આલોચનારૂપ હોય તે તર્ક કહેવાય, જેમકે **स्थाणुर्वा पुरुषो वा** એ સંશય પછી અહીં સ્થાણુ જ હોવું જોઈએ અથવા પુરુષ જ હોવો જોઈએ, એવી આલોચના એ આલોચના પણ એક તરેહનુ જ્ઞાન જ થયુ, એટલે આત્માથી ભિન્ન પદાર્થ ન થઈ શકે અને એમ જો જુદી જુદી જાતના જ્ઞાનોને પદાર્થ માનવામા આવે તો પદાર્થની સંખ્યાનો પાર ન આવે, કારણ કે જ્ઞાન તરેહ તરેહના હોય છે "**संशयतर्काभ्यामुत्तरकाल-भावी निश्चयात्मक: प्रत्ययो निर्णय:**" અર્થ—સંશય અને તર્કથી ઉત્તર કાલમા થનારું નિશ્ચયાત્મક જ્ઞાન તે જ નિર્ણય કહેવાય છે, તે પણ આત્મામા જ ગણાય. અને

નૈયાયિક દર્શનની માન્યતા પ્રમાણે પણ તે નિશ્ચયાત્મક હોવાથી પ્રમાણથી જુદો પદાર્થ છે, એમ ન કહી શકાય.

હવે વાદ, જલ્પ અને વિતણ્ડાનું સ્વરૂપ વિચારીએ **प्रमाणतर्कसाधनोपलम्भः सिद्धान्ताविरुद्ध पञ्चावयवोपपन्न' पक्षप्रतिपक्षपरिग्रहो वादः** અર્થાત્—પ્રમાણ અને તર્કના સાધનોથી યુક્ત, પોતાના સિદ્ધાન્તથી અવિરૂદ્ધ, પ્રતિજ્ઞા હેતુ આદિ પાંચ અવયવ યુક્ત એવો પક્ષ તથા પ્રતિપક્ષનો સ્વીકાર કરવો, તેનું નામ વાદ છે. તે વાદ તત્ત્વજ્ઞાન માટે, આચાર્ય અને શિષ્યમાં હોય છે. તેજ વાદ જ્યારે જીતવાની ઇચ્છાથી છલ, જાતિ અને નિગ્રહસ્થાનદ્વારા સ્વ મતના સાધનરૂપ અને પર મતના પરિહારરૂપ થાય છે, ત્યારે તે જલ્પ કહેવાય છે. અને સ્વ પક્ષની સ્થાપનાથી હીન અને કેવળ પર મતના ખંડનરૂપ હોય ત્યારે તે વિતંડા કહેવાય છે. તે ત્રણ ભેદમાં તત્ત્વના નિર્ણય માટે વાદ કરવો યોગ્ય છે પરંતુ છલ અને જલ્પ આદિથી તત્ત્વજ્ઞાન થતુ નથી બીજાને ઠગવા માટે છલ આદિ કરવામાં આવે છે, એટલે ત્યાં તત્ત્વજ્ઞાન ક્યાંથી હોય ? વિતણ્ડા પણ સ્વ પક્ષ સ્થાપનાથી શૂન્ય હોઈ, તત્ત્વજ્ઞાનનું કારણ ન થઈ શકે. હવે જે વાદ વાસ્તવિક છે, અને તે કરનાર પુરુષોની ભિન્ન ભિન્ન ઇચ્છાથી, તેના અનેક ભેદો થાય છે, તેથી તેની અનિયતતાના કારણે તે પદાર્થ ન થઈ શકે. વળી તેતર કે કુકડાઓને પણ પક્ષ અને પ્રતિપક્ષના ગ્રહણ પૂર્વક ઘણાઓ લડાવે છે, છતાં તે વાદ તો ન જ ગણાય. કારણ કે તેમાં તત્ત્વજ્ઞાનનો લેશ પણ નથી. જે વાદમાં તત્ત્વજ્ઞાન છે, તે આત્માનો ગુણ હોઈ, જુદો પદાર્થ રહી શકતો નથી.

**असिद्धानैकान्तिकविरुद्धा हेत्वाभासा', हेतुवदाभासन्त इति हेत्वाभासाः** હેતુની જેમ માલમ પડે, પરંતુ જે વાસ્તવિક રીતે હેતુ ન હોય તે હેત્વાભાસ કહેવાય છે. તેમના અસિદ્ધ, અનૈકાન્તિક અને વિરુદ્ધ એવાં નામ છે ખરા હેતુઓ પણ, તત્ત્વ સ્વરૂપ નથી થઈ શકતા, તો પછી હેત્વાભાસોનું તો કહેવું જ શું ? કારણ કે જે નિયત વસ્તુ હોય, તે જ તત્ત્વ થવાને લાયક છે, અને હેતુ નિયત વસ્તુસ્વરૂપે નથી, કેમકે એક વસ્તુની સિદ્ધિમાં જે હેતુ છે, તે જ અન્ય વસ્તુની સિદ્ધિમાં અહેતુરૂપ થઈ જાય છે. તેથી તે પણ તત્ત્વરૂપે ન ગણી શકાય। છલ જેવી બુરી વસ્તુ તત્ત્વ હોઈ શકે જ નહિ. જેમ કે કોઈ આદમીએ નવો જ કાંબળો વસાવ્યો છે, તે બોલ્યો કે, "**नवकम्बलोऽहं**" હું નવ (નવીન) કંબલવાળો છુ, ત્યારે નવનો અર્થ નવીન છોડી દઈ, નવની સંખ્યામાં યોજી, તે માણસને ભુંડો પાડવા છલવાદી બોલ્યો, કે તારી પાસે એક જ કાંબળ છે, અને તું નવ (૯) બતાવે છે, તે તારું પ્રત્યક્ષ મૃશાવાદીપણું છે. આ વાક્છળ કહેવાય છે એ કોઈ રીતે તત્ત્વ ન ગણી શકાય.

**दूषणाभासास्तु जातयः** દૂષણાભાસનું નામ જાતિ છે. હવે દૂષણ પદાર્થ નથી, તો પછી દૂષણાભાસ પદાર્થ કેવી રીતે હોઈ શકે **वादकाले वादी प्रतिवादी वा येन निगृह्यते तन्निग्रहस्थानं**, અર્થાત્ વાદના સમયમા, વાદી અને પ્રતિવાદીનો જેના વડે નિગ્રહ થાય; તે નિગ્રહસ્થાન કહેવાય છે **तत्र वादिनोऽसाधनाङ्गवचनं प्रतिवादिनो तद्दोषोद्भावनं**, ત્યાં વાદીનો નિગ્રહ, પોતાના સાધ્યને સિદ્ધ કરનાર

સાધનથી વિપરીત વચન કાઢે તો થાય, અને પ્રતિવાદી તેમાં જ દોષોદ્ભાવન કરતો રહે, અને તેના અસાધનને સમજે નહિ, તો પ્રતિવાદીનો નિગ્રહ કહેવાય. આ સિવાય બીજાં નિગ્રહસ્થાનો પ્રલાપ માત્ર છે. આમા વક્તાઓનો અપરાધ છે એટલે તે તત્ત્વજ્ઞાન નથી. એટલે આ પદાર્થ પણ ઉડી જાય છે.

આ રીતે અતાત્ત્વિક તત્ત્વમાળાને માનનાર નૈયાયિકો મુક્તિમા પણ સમજ્યા નથી; કેમકે તેઓ મુક્તિનું લક્ષણ નીચે મુજબ બાંધે છે:—

**“समानाधिकरणदुःखप्रागभावासहवृत्तिदुःखध्वंसो मुक्तिः”**

અર્થ:—એક જ અધિકરણમાં દુઃખના પ્રાગભાવની સાથે નહિ વર્તનાર એવો જે દુઃખનો ધ્વંસ, તેનું નામ મુક્તિ છે. આ સૂત્રની રીતિએ મુક્તિ માનવામાં કેવો જબ્બર વાંધો આવે છે, તે સુંદર રીતે જાણવું હોય તો, પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજનો ન્યાયાલોક જોઈ લેવો. તેના ઉપર આચાર્ય શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી કૃત સરસ ટીકા છે કે, જે નવ્ય ન્યાય અને દાર્શનિક પુરાવાથી ભરપુર છે. કેટલેક સ્થળે મૂળ ઉપરાંતની વાતોનો લાંબા લાંબા પરિષ્કારથી સ્ફોટ કરેલ છે. આપણે તો અહીં એટલું જ કહેવાનું છે કે, તે લોકો મુક્તિમાં જ્ઞાન, સુખ વગેરે નથી માનતા, તો પછી એવી જ્ઞાનહીન, સુખહીન પત્થર જેવી મુક્તિ માટે કોણ પુરુષાર્થ કરવા તૈયાર થઈ શકે?

**મીમાંસક દર્શનની માન્યતાઓ: સર્વજ્ઞ સંબંધી વિચાર:**

કેટલાક મીમાંસક આદિ મતવાદીઓ જીવ સર્વજ્ઞ થઈ શકે જ નહી, એવી માન્યતાવાળા છે પરંતુ તેમની એ માન્યતા વાસ્તવિક નથી, કારણ કે તેઓ, પ્રત્યક્ષથી સર્વજ્ઞ નથી દેખાતો એટલે તે નથી, એમ માનતા હોય તો, તેમની મોટી ભૂલ છે. પોતાના ગર્ભમાં આવ્યા પછી તુરત મરી જનાર પિતા અને પહેલાં થઇ જનાર પૂર્વજો નજરે નથી દેખાતાં છતાંય માનવાં પડે છે, ત્યાં જેમ અનુમાન પ્રવર્તે છે, તેમ સર્વજ્ઞમાં પણ સંભવ અનુમાન છે, અને બાધક પ્રમાણોનો અભાવ છે, એટલે જીવનું સર્વજ્ઞપણું અનિવાર્ય છે. સંભવ અનુમાન નીચે પ્રમાણે છે—

વ્યાકરણ આદિ શાસ્ત્રો વડે જ્ઞેય પદાર્થો પ્રતિ પ્રજ્ઞાનો અતિશય વધતો જાય છે, અને તે કઇ સીમા સુધી વધી શકે તે, એકથી એક આગળ વધતા પુરૂષોને જોઈ, મર્યાદા બાંધી શકાય તેમ નથી. તેથી જેમ અણુ, દ્વ્યણુક, ત્ર્યણુક. એમ ક્રમે ક્રમે વધતુ જતું પરિમાણ અનંત પરિમાણ ગગનમાં જઈ, નિરતિશય બને છે, તેમ જ્ઞાનનો પ્રકર્ષ વધતો વધતો અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવાનમા વિશ્રાન્તિ લે છે. અર્થાત્ જીવનું જ્ઞાન વધતું વધતું સર્વજ્ઞ સિદ્ધાન્ત પ્રમાણે રત્નત્રયીની પ્રાપ્તિના પૂર્ણ અભ્યાસથી છેવટે કેવલ-જ્ઞાનમા નિષ્ઠ થાય છે, અને તે અનંતજ્ઞાનને ધારણ કરનાર સર્વજ્ઞ કહેવાય છે. શ્રી મહાવીર સ્વામી પણ આમ રત્નત્રયીના અભ્યાસથી, સર્વજ્ઞ થયા હતા આમાં કોઈ પણ બાધક પ્રમાણ નથી, કારણ કે અલ્પજ્ઞ તે વાતને જાણી શકતો નથી, કે દુનિયાના સર્વ વિભાગોમાં અને ત્રણે કાલમાં સર્વજ્ઞ થઈ શકે જ નહિ. કારણ કે સર્વ જગત અને ત્રણે કાલને જોનાર જ કહી શકે કે, સર્વ જગતમાં અને ત્રણે કાલમાં સર્વજ્ઞ નથી જો એ જોનાર

સંપૂર્ણ જગત અને ત્રણે કાલનો જ્ઞાતા છે, તો પછી તે જ સર્વજ્ઞ સિદ્ધ થયો. પછી તે માટે વિશેષ મહેનત નથી કરવી રહેતી. જો તે જગતત્રયના ભાવને જાણી શકતો નથી, તો પછી તેને 'સર્વજ્ઞ નથી,' એમ બોલવાનો પણ અધિકાર નથી. વળી વક્તૃત્વ આદિ હેતુઓથી અને રથ્યા–પુરુષ આદિ દૃષ્ટાંતોથી કેટલાકોએ સર્વજ્ઞના નિષેધના અનુમાનો કલ્પ્યાં છે, પરંતુ તે–હેતુઓ અનેકાન્તિક, વ્યભિચારી, વિરૂદ્ધ, અસિદ્ધ અને બાધિત હોવાથી હેત્વાભાસો—ખોટા હેતુઓ છે. મતલબ કે સર્વજ્ઞનુ ખંડન કરી શકે એવો અવ્યભિચારી–અચૂક હેતુ જ નથી મળતો, એટલે અનુમાનથી તેનુ ખંડન થવું અસંભવ છે. ઉપમાન પણ અસર્વજ્ઞને સિદ્ધ કરી શકે તેમ નથી, કારણ કે તે સદૃશતાના બલથી પ્રવર્તે છે, અને સર્વજ્ઞતાના અભાવને સિદ્ધ કરનાર એવુ કોઇ પણ સાદૃશ્ય બલ નથી, કે જેથી સર્વજ્ઞનું ખંડન કરી શકાય. અર્થાપત્તિ નામનુ પ્રમાણ પણ તે કાર્ય કરી શકતું નથી. અર્થાપત્તિ પ્રમાણ નીચે મુજબ છે.—

"**पीनो देवदत्तो दिवा न भुंक्ते**" અર્થાત્ પુષ્ટ એવો દેવદત્ત દિવસે નથી ખાતો, એમ કહેવામાં ત્યાં દેવદત્તનુ પુષ્ટ એવું વિશેષણ તે રાત્રે ખાય છે, એમ સિદ્ધ કરે છે, કેમકે તે દિવસે તો ખાતો જ નથી અને છતાં પુષ્ટ છે, એથી તેનુ રાત્રિભોજન સિદ્ધ થાય છે. જો રાત્રે પણ ન ખાતો હોય તો તે પુષ્ટ ન હોઈ શકે, એટલે પુષ્ટત્વ રાત્રિએ ખાધા સિવાય સિદ્ધ થઈ શકતુ નથી. આનુ નામ અર્થાપત્તિ છે, કેમકે પુષ્ટત્વના અર્થથી રાત્રે ખાવાની આપત્તિ આવે છે, માટે એ અર્થાપત્તિ કહેવાય છે. અહી પુષ્ટત્વની પ્રત્યક્ષતાથી રાત્રિભોજન સિદ્ધ કરી શકાય છે, તેમ સર્વજ્ઞમા પ્રત્યક્ષ પૂર્વક સિદ્ધ થનાર અર્થાપત્તિ પ્રમાણ સર્વજ્ઞનો નિષેધ કેવી રીતે કરી શકે તે પણ ખાસ વિચારવા જેવી બીના છે. આગમ પ્રમાણથી સર્વજ્ઞનો નિષેધ પણ થઈ શકતો નથી, કારણ કે સર્વજ્ઞને સિદ્ધ કરનાર આગમ પ્રમાણ મોજુદ છે. વળી 'પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, આગમ અને અર્થાપત્તિ એ પાચે પ્રમાણોનો સર્વજ્ઞની સિદ્ધિમા અભાવ છે—અર્થાત્ એક પણ પ્રમાણથી સર્વજ્ઞ સિદ્ધ થઈ શકતો નથી, એટલે પ્રમાણ પંચકના અભાવરૂપ અભાવ પ્રમાણ સર્વજ્ઞના અભાવને સિદ્ધ કરે છે,' એમ પણ નહીં કહી શકાય, કારણ કે સર્વ ઠેકાણે અને સર્વ કાલમાં સર્વજ્ઞને ગ્રહણ કરનાર પ્રમાણ નથી એમ સાધારણ બુદ્ધિવાળો કહી શકે જ નહી, કેમકે તેવા પુરુષને સર્વ દેશ અને કાળનુ વિજ્ઞાન હોય એમ કયો સજ્જન માની શકે? વળી તેવા પુરુષમાં સર્વ દેશ અને સર્વ કાળનુ વિજ્ઞાન માનવામા આવે તો તો તે પુરૂષ જ સર્વજ્ઞ સિદ્ધ થશે કે જેને નિખિલ દેશ અને નિખિલ કાળનુ જ્ઞાન છે, એ આપણે પહેલાં જ જોઈ ગયા. એટલે સર્વજ્ઞનો નિષેધ કોઈ રીતે શક્ય નથી થતો.

(અપૂર્ણ)

**: સૂચના :**

પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજય-લાવણ્યસૂરિજીનો "समीक्षाभ्रमाविष्करण"નો ચાલુ લેખ આ અંકમાં આપી શકાયો નથી.

# મંખલિપુત્ર ગોશાલ

લેખક—
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

(ગતાંકથી ચાલુ)

**મહાવીરસ્વામી સાથે મતભેદ :**

શરદ્ઋતુનો સમય હતો. વૃષ્ટિ બંધ હતી. ભગવાન્ મહાવીર પોતાના શિષ્ય ગોશાળાની સાથે **સિદ્ધાર્થ** નગરથી **કૂર્મગ્રામ** તરફ વિહાર કરી રહ્યા હતા. રસ્તામાં એક તલનો છોડ, કે જે પત્ર–પુષ્પોથી ખીલેલો હતો, નજરે પડયો. ગોશાળાએ મહાવીરસ્વામીને પૂછ્યું; "ભગવન્, આ છોડનાં સાત પુષ્પોના જીવ મરીને ક્યા ઉત્પન્ન થશે?" ભગવાને કહ્યું: "ગોશાળ, એ સાતે પુષ્પોના જીવ મરીને આ જ છોડની શિંગમા સાત તલના રૂપમા ઉત્પન્ન થશે."

ગોશાળાએ વિચાર્યું: 'જુઓ, ભગવાનનુ વચન મિથ્યા કરું છુ કે નહિ?' એમ વિચારી ધીરે ધીરે ભગવાનની પાસેથી તે સરક્યો અને તે છોડની પાસે જઇને, તે છોડને માટીની સાથે મૂળથી ઉખાડી એક સ્થાનમાં મૂકી દીધો. બનવા–કાળ હતો કે, તે વખતે આકાશમાં વાદળો ચઢી આવ્યાં, વીજળી ચમકવા લાગી અને વરસાદ થયો. તત્કાળ વરસાદ પડવાના કારણે પેલો છોડ સૂકાયો નહિ, બલ્કે તે સ્થિર થઇ ગયો. અને એ મૂળ માટી સાથે મજબૂત થઈ તે છોડ ફલિત થયો. તે ફૂલના સાતે જીવ તેની એક શીંગમા સાત તલરૂપે ઉત્પન્ન થયા.

**તલના છોડની પરીક્ષા અને પરિવર્ત્તવાદની પ્રરૂપણા :**

કોઇ વખતે ભગવાન્ મહાવીરસ્વામી, ગોશાળાની સાથે **કૂર્મગ્રામથી સિદ્ધાર્થ** નગર તરફ પધારી રહ્યા હતા રસ્તામા તલના છોડની વાત નીકળી ભગવાન્ મહાવીરે કહ્યુ 'તે સાત ફૂલના જીવો જરૂર તેની શીંગમા ઉત્પન્ન થયા છે. **ગોશાળો** તે છોડની પાસે ગયો, અને તેની શીંગને ખોલીને જોવા લાગ્યો, તો તેમાંથી બરાબર સાત તલના દાણા નીકળ્યા. ગોશાળાએ તેની ઉપરથી પોતાના મનમા એ નિશ્ચય કર્યો કે 'પ્રત્યેક જીવ મરીને તે જ શરીરમાં ઉત્પન્ન થાય છે!' મંખલિ ગોશાળનો આ પ્રમાણેના સિદ્ધાતનો સ્વીકાર તે તેનો **પરિવર્ત્તવાદ** છે.

**તેજોલેશ્યાની પ્રાપ્તિ :**

મંખલિપુત્ર **ગોશાળે વૈશ્યાયન** નામના એક બાલતપસ્વીનુ અપમાન કર્યુ હતું. વૈશ્યાયન મુનિએ પહેલા તો અપમાન સહન કર્યું, પરન્તુ જ્યારે ગોશાળાએ તેનુ બહુ અપમાન કર્યુ, ત્યારે તે તપસ્વીએ ગોશાળા ઉપર તેજોલેશ્યા નામની શક્તિ છોડી. ભગવાન્ મહાવીરને ગોશાળા ઉપર અનુકંપા આવી. તેમણે તેજોલેશ્યાના પ્રતિકારરૂપે **શીતલેશ્યા** ફેંકી. પરિણામે ગોશાળો બચ્યો. તે પછી ગોશાળાએ ભગવાનને પ્રાર્થના

કરીને તેજોલેશ્યાની વિધિ શીખી લીધી, અને તેજોલેશ્યાની સિદ્ધિ પ્રાપ્ત કરી. આ તેજોલેશ્યા ૭ મહીના સુધી વિધિપૂર્વક ઘોર તપસ્યા કરવાથી પ્રાપ્ત થાય છે.

**૭ શિષ્યોની પ્રાપ્તિ.**

ગોશાળો હવે તો ભગવાન્ મહાવીરસ્વામીનો વિરોધી થઈ ચૂક્યો હતો તેણે **પરિવર્ત્તવાદ, નિયતિવાદ કે આજીવિકમત**[4] **નો** પ્રચાર કરવો શરૂ કર્યો હતો.

---

૪. ભગવાન્ મહાવીરથી વિરૂદ્ધ થઈને ગોશાળાએ જે મતનો પ્રચાર કર્યો હતો, તેનો 'નિયતિવાદ', 'પરિવર્ત્તવાદ' અથવા '**આજીવિકમત**' ના નામથી ઉલ્લેખ આવે છે તેમા પણ ખાસ કરીને '**આજીવિકમત**' ના નામથી તે વધારે પ્રસિદ્ધ છે. ગોશાળાના આ '**આજીવિકમત**' સબધી બૌદ્ધ ગ્રંથોમા ઘણો ઉલ્લેખ મળે છે. બૌદ્ધ અને જૈનગ્રંથોના આધારે જ **ડૉ. એ. એફ. હોઅર્નલ, ડૉ. બી. એમ. બરૂઆ,** આદિ કેટલાક વિદ્વાનોએ સ્વતત્ર લેખો લખ્યા છે. તે સિવાય કેટલાક વિદ્વાનોએ પ્રસંગ પ્રસંગ ઉપર તે વિષયમા સંક્ષિપ્ત નોટો પણ લખી છે એ બધા ઉલ્લેખોથી એ સ્પષ્ટ થાય છે કે '**મંખલિ ગોશાળ**' '**આજીવિક સંપ્રદાય**'નો નેતા હતો

મખલિગોશાળના 'આજીવિકમત'નો સામાન્ય પરિચય આ પ્રમાણે કરાવી શકાય.

"પ્રાણિયોના કલેશના માટે કઈ પણ હેતુ-પ્રત્યય નથી વિના હેતુ-વિના પ્રત્યયે જ પ્રાણી કલેશ પામે છે. પ્રાણિયોના શુદ્ધિનો કોઇ હેતુ-પ્રત્યય-નથી, વિના હેતુ-પ્રત્યયે જ પ્રાણી વિશુદ્ધ બને છે ન આત્મકાર છે, ને પરકાર છે,ન પુરુષાર્થ છે, ન બળ છે; ન વીર્ય છે. તમામ સત્ત્વ-પ્રાણ-ભૂત-જીવ સ્વવશ છે, બળ-વીર્ય રહિત છે. નિયતિથી નિર્મિત અવસ્થામા પરિણત થઇને ૭ અભિજાતિઓમા સુખ-દુખ અનુભવ કરે છે. ચૌદસો હજાર (ચૌદલાખ) મુખ્ય યોનિયો છે બીજી આઠ સો અને બીજી છસો છે. પાંચસો કર્મ છે બીજાં પાચ કર્મ, ત્રણ કર્મ, એક કર્મ અને અર્ધુ કર્મ -એમ કર્મો છે. બાસઠ પરિષદ્, બાસઠ અન્તર્કલ્પ, ૭ અભિજાતિયો, આઠ પુરુષભૂમિ, ઓગણપચાસ સો આજીવિક, ઓગણપચાસ સો પરિવ્રાજક, ઓગણપચાસ સો નાગાવાસ, વીસ સો ઇન્દ્રિય, ત્રીસ સો નર્ક, છત્રીસ રજોધાતુ, સાત સંજ્ઞી ગર્ભ, સાત અસજ્ઞી ગર્ભ, નિગંઠી ગર્ભ, સાત દેવ, સાત મનુષ્ય, સાત પિશાચ, સાત શર, સાત ગાઠ, સાત પ્રવાત સાત સો પ્રપાત, સાત સ્વપ્ન, સાત સો સ્વપ્ન બાળ, પડિત સૌ ચોરાશી હજાર મહાકલ્પમાં આવાગમન કરીને દુખનો અત કરશે."

જુઓ, **બુદ્ધચર્યા**. પૃ. ૪૬૨.

જૈનસૂત્ર '**ઉવાસગદસાઓ**' મા ગોશાળાનો સિદ્ધાન્ત આમ બતાવ્યો છે:

"गोसालस्स मखलिपुत्तस्स धम्मपण्णत्ती नत्थि उट्ठाणेइ वा-कम्मइ वा-बलेइ वा-वीरिएइ वा-पुरिसक्कारपरक्कमेइ वा । नियया सव्वभावा ।

અર્થાત્-મખલિપુત્ર ગોશાળકની ધર્મ પ્રજ્ઞપ્તિ. ઉત્થાન નહિ, કર્મ નહિ, બળ નહિ, વીર્ય નહિ, પુરૂષાર્થ નહિ, પરાક્રમ નહિ સમસ્ત પદાર્થો નિયત જ છે

જુઓ, છઠ્ઠું કુંડકોલીય અધ્યયન.

સંયોગવશ તેને ૭ શિષ્યોની પ્રાપ્તિ થઇ ગઈ તે ૭ દિશાચર શિષ્યો આ હતાઃ ૧ **શાન**, ૨ **કલંદ**, ૩ **કર્ણિકાર**, ૪ **અછિદ્ર**, ૫ **અગ્નિવેશ્યાયન** અને ૬ **ગોમાયુ પુત્ર અર્જુન.** (ચૂર્ણિકારનુ કથન છે કે આ ૭ દિશાચરો ભગવાન્ મહાવીરસ્વામીના જ શિષ્યો હતા ,કે જેઓ પતિત થઇ ગયા હતા. અને તેઓ પાર્શ્વનાથની પરંપરાના હતા ) ગોશાળાને આ ૭ શિષ્યોની પ્રાપ્તિ થવાથી પોતાના મતનો પ્રચાર કરવામા વિશેષ અનુકૂળતા પ્રાપ્ત થઈ હતી. તેણે ન કેવળ પોતાના વિચારોનો–મતનો પ્રચાર જ કર્યો, બલ્કિ પોતાને 'જિન' તરીકે પણ ઓળખાવતો રહ્યો, એક સમયમાં બે જિન –તીર્થંકરો ન હોઇ શકે, પરન્તુ ગોશાળો પોતાને 'જિન' તરીકે ઓળખાવતો હોવાથી લોકોમા સંદિગ્ધતા ઉત્પન્ન થઈ ગઇ.

---

**સૂયગડાંગસૂત્ર**ના પ્રથમ શ્રુતસ્કંધના પ્રથમ અધ્યયનના બીજા ઉદ્દેશાની બીજી ત્રીજી ગાથામા કોઈનું નામ નહિ આપતા એમ કહેવામાં આવ્યું છે કે

"કેટલાકો એમ કહે છે કે જીવોને જે સુખ દુ:ખ થાય છે, તે સ્વયંકૃત નથી અને અન્યકૃત પણ નથી, પરન્તુ તે બધુ સિદ્ધ જ છે-સ્વાભાવિક જ છે."

આ મત બીજા કોઈનો નહિ, પરન્તુ ગોશાળાનો જ સમજવો જોઈએ.

બૌદ્ધોના '**મજ્ઝિમનિકાય**' અંતર્ગત '**તિવિજ્જવચ્છગોત્ત–સુત્તન્ત**' માં ગૌતમબુદ્ધે આ મતની નિરર્થકતા બતાવતા આને શૂન્ય જ પ્રતિપાદિત કરેલ છે.

જુઓ, મજ્જિમનિકાય–અનુવાદ, પૃ. ૨૮૦.

**શ્રીયુત વેણીમાધવ વડૂઆ** એમ. એ., ડી. લિટ્ નામના વિદ્વાન્ પોતાના '**બૌદ્ધગ્રંથકોશ**' નામક ગ્રંથના પ્રથમ ખંડમા લખે છે—

"ठीक, एई समये अङ्गदेशेर राजा कूणिक वा अजातशत्रु, लिच्छविराजगणेर सहित युद्धे प्रवृत्त हन। गोशालेर शेष जीवन एवं एइ युद्धेर घटनावली अवलम्बन करिया गोशालेर आजीविक शिष्यगण **अष्टमचरमवाद** नामे एक नव धर्ममत उद्भावन करन। १ चरमपान, २ चरमचार (गान), ३ चरमनृत्य, ४ चरम अञ्जलिकर्म, ५ चरम पुष्कर–सम्वर्त्त महामेघ, ६ चरम श्रेयनागगंधहस्ती, ७ चरम महाशीलकान्तक ओ ८ चरमतीर्थंकर-एइ आटटि आजीविक चरमवादेर अष्ट अंग।"

જુઓ, પૃ. ૪૮.

**ભગવતીસૂત્ર**મા પણ લગભગ તેવી જ રીતનો, (જેવો બુદ્ધચર્યાનો પાઠ ઉપર આપવામા આવ્યો છે) ગોશાળાના સિદ્ધાન્તનો ઉલ્લેખ મળે છે. '**અષ્ટમચરમવાદ**' નાં નામો '**ભગવતીસૂત્ર**' મા પણ આપ્યાં છે. તે આ પ્રકારે છે;

૧ ચરમવાદ, ૨ ચરમગાન, ૩ ચરમનાટ્ય, ૪ ચરમઅંજલિકર્મ, ૫ ચરમપુષ્કલ સંવર્તમહામેઘ, ૬ ચરમસેચનકગંધહસ્તિ, ૭ ચરમમહાશિલાકંટક સંગ્રામ, ૮ ચરમ તીર્થંકર. (આ ચરમ તીર્થંકર તરીકે ગોશાળાએ પોતાને જાહેર કર્યો હતો.)

આ '**ચરમવાદ**' તેણે તે વખતે પ્રકાશિત કર્યો હતો, કે જ્યારે તે સાંથી પરાસ્ત થઈને **હાલાહલા** કુંભારણને ત્યા આમ્રફળને ચૂસતો, મદ્યપાન કરતો તથા

**ભગવાન મહાવીરનું સત્ય-પ્રકાશન :**

લોકોની શકા દૂર કરવાને માટે, કોઈ વખતે **શ્રાવસ્તિ** નગરીમા એક મોટી સભા સમક્ષ ભગવાન્ મહાવીરે ગોશાળાનુ વાસ્તવિક સ્વરૂપ પ્રકટ કર્યું તેથી ઘરે ઘરે એ વાત પ્રચલિત થઈ કે ગોશાળો 'જિન' નથી, પરન્તુ ખોટી રીતે 'જિન' તરીકે પોતાની પ્રસિદ્ધિ કરી રહ્યો છે લોકોની આ વાતો સાભળીને ગોશાળો વધારે ગુસ્સે થયો, અને ભગવાન્ મહાવીરનો કટ્ટર વિરોધી બન્યો

**હાલાહલા કુંભારણ :**

ગોશાળાના આજીવિકમતમા '**હાલાહલા**' નામની એક કુંભારણ પ્રધાન સ્થાન રાખતી હતી. તે **શ્રાવસ્તિ** નગરીની રહેવાવાળી હતી, ધનાઢ્ય હતી, બુદ્ધિમતી હતી અને સૌંદર્યવાળી હતી તેણીએ આજીવિકમતનો સ્વીકાર કર્યો હતો—તે સિદ્ધાન્તમા તે પૂરું આસ્તિકચ રાખતી હતી. ગોશાળો, ઘણે ભાગે શ્રાવસ્તિમા જ્યારે આવતો ત્યારે, આ જ કુભારણના સ્થાનમાં મુકામ કરતો હતો. જે છ 'દિશાચર-શિષ્યોની પ્રાપ્તિ ગોશાળાને થઈ હતી, તેઓ અહી જ—આ કુભારણને ત્યા ગોશાળાને આવી મળ્યા હતા

(અપૂર્ણ)

---

કુંભારણ ઉપર અંજલિ દેતો રહેતો હતો. પોતાની આ સાવદ્ય પ્રવૃત્તિને ઢાકવાને માટે આ '**ચરમવાદ**' તથા તે સિવાય **ચાર પ્રકારનાં પાતક** અને **ચાર પ્રકારનાં અપાતક** પણ બતાવ્યા હતાં.

ગોશાળાના આ 'આજીવિક' મત સંબધી તો ઘણાય વિદ્વાનોએ લખ્યુ છે, અને તેમાંના થોડાક અભિપ્રાયો ઉપર બતાવામાં આવ્યા છે, પરન્તુ સૌથી અધિક પરામર્શ પૂર્વક લખવાવાળાઓમા મુખ્ય **ડો. હોઅર્નલ** છે તેમનો લેખ અતિ મહત્ત્વપૂર્ણ છે. તેમણે કેટલાક અભિપ્રાયો આપ્યા પછી લખ્યુ છે·

"એ વાત સ્પષ્ટ છે કે સિદ્ધાન્તની દૃષ્ટિથી તે એક પ્રકારનો નક્કર **નિયતિવાદ** હતો, કે જે મનુષ્યની સ્વતત્ર ઇચ્છાશક્તિમા, શુભાશુભ કર્મમા, તેના ઉત્તરદાયિત્વમા 'નકાર' ભણતો હતો વળી એ પણ એટલુ જ સ્પષ્ટ છે કે જો આ સિદ્ધાન્ત આચારમા ઉતારવામા આવે, તો તે ઘણો જ ઉપદ્રવકારક થઈ જાય બૌદ્ધ અને જૈન—બન્ને સમ્મત છે કે ગોશાળાએ પોતાનો સિદ્ધાન્ત આચારમા ઉતાર્યો હતો પહેલા લખવામા આવ્યુ છે તેમ, બુદ્ધે તેના ઉપર અબ્રહ્મચર્યનો આરોપ રાખ્યો હતો. મહાવીરનુ કથન પણ એટલુ જ વજનદાર છે × × × ગોશાળાએ પોતાનો મુખ્ય મઠ એક સ્ત્રીના મકાનમા રાખીને, પોતાના કૃત્યથી જ તેણે પોતા પર આરોપ ઉઠાવી લીધો હતો." જુઓ, જૈનસાહિત્યસશોધક, ખ ૩, અ ૪, પૃ ૩૪

આવી રીતે ગોશાળાના 'નિયતિવાદ' અથવા આજીવિકમતના સબધમા અનેક વિદ્વાનોએ લખ્યુ છે, તે બધાઓનો અહી ઉલ્લેખ કરવો અસંભવિત છે,

# दिगम्बर शास्त्र कैसे बनें?

लेखक—मुनिराज श्री दर्शनविजयजी.

## प्रकरण ९—वाचकवर्य श्री उमास्वातिजी

( गताक से क्रमशः )

**श्री उमास्वातिजी** के तत्त्वार्थ भाष्य के लिये सिर्फ दिगम्बर विद्वानों का मत है कि—वह श्री उमास्वातिजी महाराज की रचना नहीं है, किन्तु उनका यह मत आग्रह—बद्ध है। क्यों कि स्वयं "भाष्य" ही उमास्वातिजी के पक्ष में शहादतें देता है। वे इस प्रकार हैं .—

श्वेताम्बर दिगम्बर दोनों सम्प्रदाय तत्त्वार्थ सूत्र के उपर "गन्धहस्ति-महाभाष्य" की रचना मानते है। यहां भाष्य के पूर्व में लगाया हुआ "महा" शब्द उस महाभाष्य से प्राचीन "लघु—भाष्य" की रचना का स्पष्ट स्वीकार करता है। जो भाष्य था सो "छोटा" था, दुसरा बना सो "महाभाष्य" माना गया। दिगम्बर शास्त्रों के आधार से स्वामी समन्तभद्रजी ने महाभाष्य बनाया ऐसा विदित होता है और स्वामी समन्तभद्रजी के पूर्ववर्ती स्वयं उमास्वातिजी ने ही उस भाष्य को बनाया, इस प्रकार भी छोटे भाष्य की रचना स्वय सिद्ध है। श्वेताम्बरीय व दिगम्बरीय महाभाष्य और टीकायें ये सभी इस स्वोपज्ञ ( लघु ) भाष्य की ही संतान—परंपरा हैं।

वा० उमास्वातिजी ने प्रारंभ में ३१ कारिकाए लिखी है जो तत्त्वार्थ का मूल और भाष्य का ठीक समन्वय करती हैं। जैसे कि—

तत्त्वार्थाधिगमाख्यं बह्वर्थ संग्रहं लघुग्रन्थम् ॥
वक्ष्यामि शिष्यहितमिम—मर्हद्वचनैकदेशस्य ॥ २२ ॥
महतोऽपि महाविषयस्य दुर्गमग्रन्थभाष्यपारस्य ।
कः शक्तः प्रत्यासं जिनवचनमहोदधेः कर्तुम ॥ २३ ॥

अर्थ—मै तीर्थंकर देव के वचन के एक विभाग के संग्रहरूप यह "तत्त्वार्थाधिगम" नामक बहु अर्थवाला किन्तु लघु ग्रन्थ शिष्यहित के लिये बनाता हूं ॥२२॥ बडे से भी

वडे, कठीन ग्रन्थों व भाष्यों से पारपाने योग्य ( ज्ञेय ) ऐसे जिनवचनसमुद्र का प्रत्यास करने में कोन समर्थ है ? ॥२३॥ इस तरह यहां वाचकजी जिनेन्द्र के वचन की महत्ता और अपनी लघुता व्यक्त करते हैं । ये गाथायें मूल के कर्ता और भाष्य के कर्ता एक ही होने की मान्यता को पुष्ट करती है । यदि ये गाथायें मूलकार की होती और भाष्य–रचियिता दूसरे होते तो इनका भी भाष्य बनाते, इतना ही नहीं वरन भाष्यकार अपना दूसरा मंगलाचरण भी अवश्य करते । यदि ये गाथायें मूलकर्ता से भिन्न दूसरे भाष्यकार की होती तो वे इनमें अपनी लघुता को न बताकर मूलग्रंथकार की तारिफ करते । किन्तु यहां तो वा० उमास्वातिजी ने ग्रंथ कर्ता की हैसियत से "वक्ष्यामि" शब्द का स्पष्ट प्रयोग किया है, और अंत–प्रशस्ति-में भी "दृब्धं" शब्द से अपने ग्रंथकतृत्व को साफ बताया है । इससे अविसंवाद माना जाता है कि—वा० उमास्वातिजी ने ही सूत्र और भाष्य बनाये हैं ।

वाचकजी भाष्य में, पश्चाद्वर्ति मूल सूत्रों का उल्लेख करते समय प्रतिस्थान "वक्ष्यामः" शब्द का प्रयोग करते हैं । ये प्रयोग भी एक कर्तृत्व के द्योतक हैं ।

दिगम्बर आ० पूज्यपादकृत सबसे प्राचीन "सर्वार्थसिद्धि" टीका करीब करीब तत्त्वार्थ–भाष्य के ही प्रतिध्वनिरूप है । जिसमें निर्ग्रन्थ आदि शब्द का विवेचन भी भाष्य के अनुरूप ही है ।

सारांश—वाचकजी ने तत्त्वार्थाधिगम सूत्र रचा, और जीवो के हित–निमित्त उसका भाष्य भी बनाया ।

आपका तत्त्वार्थ सूत्र उपलब्ध जिन–आगमों को ही अनुसरता है । अतः उसमें प्रतिपादित देवलोक १२ ( अ० ४, सू० ३ ), काल के अणुका अभाव ( अ० ५, सूत्र १, २, १३, १४, १५, २२ ), तीर्थंकर को वेदनीयकर्मजन्य भूख, प्यास आदि ११ परीषहों का होना (अ० ९, सूत्र ११, १६), उपकरणवाले ही नहीं वरन उपकरण-बकुश भी जैन निर्ग्रन्थ ( जैन मुनि ) हैं (अ० ९, सू० ४६ ), ममता ( मेरापन ) ही परिग्रह है ( अ० ७ सू० १२ ), वगैरह पाठ उपलब्ध जिनागमों से सर्वथा सम्मत है, न कि दिगम्बरमान्य शास्त्र से ।

—( प्रो० हीरालाल र. कापडिया कृत — तत्त्वार्थसूत्र, प्रस्तावना ) ।

उपलब्ध जिनागम और तत्त्वार्थ में श्रावक के बारह व्रत के नाम एक से हैं।[५५] तत्त्वार्थसूत्र के श्रावक के व्रत के विवेचन में ८मूल गुण और प्रतिमा के विधान नहीं हैं, यही प्रवृत्ति आज भी श्वेताम्बरी श्रावकों के व्रतग्रहण में दृश्यमान है।[५६]

ये सभी प्रमाण श्वेताम्बर आचार्य वा० उमास्वाति की जीवनी पर काफी प्रकाश डालते हैं।

अब वा० उमास्वाति का स्थान दिगम्बर सम्प्रदाय में क्या है उसे देखिये:—

दिगम्बर समाज आपके तत्त्वार्थसूत्र को सादर स्वीकार करता है। और इस तत्त्वार्थसूत्र के अतिरिक्त आपके किसी ग्रन्थ को नहीं मानता।

दिगम्बर शास्त्रों में वाचकजी के गच्छ, गण, शाखा, संघ, गुरु, माता, पिता, जन्मभूमि, विहारभूमि या भिन्न भिन्न ग्रन्थों की रचना इत्यादि किसी बात का इशारा भी नहीं मिलता।

दिगम्बर शास्त्रों में आपके संबन्ध में केवल निम्न प्रकार उल्लेख प्राप्य है: —

आपका नाम उमास्वामीजी है। आपका दूसरा नाम "गृद्धपिच्छ" है। आप केवलि–देशीय याने पूर्ववित् थे। तथा—

**अभूदुमास्वातिमुनीश्वरोऽसा–वाचार्यशब्दोत्तरगृद्धपृच्छः।**
**तदन्वये तत्सदृशोऽस्ति नान्यस्तात्कालिकाऽशेषपदार्थवेदी॥ ४-५॥**

—प्रो० हीरालालजी जैन M. A. L. L. B. सम्पादित जै० शि० सं० भा० १, शक शताब्दी ११ में खुदे हुए शिला० नं० ४०, ४२, ४३, ४७, ५०।

---

५५. इस विषय की चर्चा स्वामी समंतभद्र के प्रकरण में की जायगी।

५६. दिगम्बर शास्त्रों में ८ मूलगुण की कल्पना की गई है। मगर वे कल्पना–प्रधान होने से उनके लिए दि० आचार्यों में बडा मतभेद है। देखिये—

(१) स्वामी समन्तभद्र ५ अणुव्रत के स्वीकार और ६ मद्य, ७ मास व ८ शहद के त्याग को मूल गुण मानते हैं।

(२) आ० जिनसेन शहद के स्थान पर "जूआ" को बताते हैं।

(३) आ० सोमदेव, आ० देवसेन व कवि राजमल्ल ने ५ उदुंबर फल, ६ सुरा, ७ मांस, व ८ शहद के त्याग को मूल गुण माने हैं।

(४) आ० शिवकोटि जूए को छोड कर, उपर के सभी को मूल गुण कहते हैं।

(५) आ० अमितगति रात्रिभोजन सहित आ० सोमदेव मान्य सभी मूल गुणों को मूल गुण मानते हैं।

(६) पं० आशाधरजी का मत है कि—मतांतर से मांस–सुरा–शहद–रात्रिभोजन–पांच फल के त्याग, जिनेन्द्र को नमस्कार, जीवदया, और जल का छानना मूल गुण हैं।

श्रीमानुस्वातिरयं यतीशस्तत्त्वार्थसूत्रं प्रकटीचकार ॥ १५ ॥
तस्यैव शिष्योऽजनि गृद्धपिच्छ–द्वितीयसंज्ञस्य बलाकपिच्छः ॥ १६ ॥

— शिलालेख नं० १०५, शक सं० १३२० ।

अभूदुमास्वाति मुनिः पवित्रे वंशे तदीये सकलार्थवेदी ॥
सूत्रीकृतं येन जिनप्रणीतं शास्त्रार्थजातं मुनिपुङ्गवेन ॥ ११ ॥
स प्राणिसंरक्षणसावधानो बभार योगी किल गृद्धपक्षान् ॥
तदा प्रभृत्येव बुधा यमाहु–राचार्य्यशब्दोत्तरगृद्धपिच्छं ॥ १२ ॥

—शिलालेख नं० १०५, शक सं० १३५५ ।

इन सभी शिलालेख का यह मत है कि — आप दि० आ० कुन्दकुन्द के वंश के हैं, आपने तत्त्वार्थसूत्र बनाया, आप गीध के पीच्छ को धारण करते थे । संभव है कि आ० कुन्दकुन्द से समानता करने के लिये गृद्धपिच्छ की कल्पना की गई हो । आपके शिष्य का नाम बलाकपिच्छ है । यह नाम भी दिगम्बर कल्पित लिङ्ग के भेद का द्योतक है । — उपर लिखित शिलालेखों से ।

आपके प्रशिष्य का नाम है गुणनन्दी ।— शिला नं० ४२, ४३, ४७, ५० ।

पहले के प्रकरण में आ० कुन्दकुन्द का समय अनिश्चित बताया गया है । यदि उनके बाद में वाचकजी का होना माना जाय तो आपका समय भी उतना ही विसंवादी माना जायगा । ये दोनों आगे पिछे होनेवाले आचार्य हैं, किन्तु गुरु शिष्य नहीं हैं ।

वर्षे सप्तशते चैव, सप्तत्या च विस्मृतौ ॥
उमास्वामिमुनिर्जातः, कुन्दकुन्दस्तथैव च ॥ १ ॥

सारांश—आ० कुन्दकुन्द और आ० उमास्वामी सं० ७७० में हुए ।

इस श्लोक में ३ विसंवाद हैं । १. आपका नाम उमास्वामी बताया है; सामान्यतया दि० समाज की भी यहा मान्यता है, किन्तु उपर के शिलालेख उस मान्यता के विपक्ष में हैं । यथार्थ तो यह है कि–आपका नाम उमास्वातिजी है, आपके पिता का दूसरा नाम उमास्वामी जी हैं । २. आप और आ० कुन्दकुन्द समकालीन हैं, यह बात भी कल्पित है, क्योंकि उपर लिखित शिलालेखों से इन दोनों की स्पष्ट भिन्नता पाई जाति है । ३. आप सं० ७७० में हुए, दिगम्बर मान्यता के अनुसार

उस समय आगम का सर्वथा विनाश हो चुका था, पर जब कि आप केवलि–देशीय (पूर्ववित्) ज्ञानी माने जाते हैं तो आपका, उस समय पूर्ववेदी का अस्तित्व माननेवाली शाखा में ही होना सिद्ध होता है। श्वेताम्बर इतिहास साफ बताता है कि–वीरनि० सं० ९८० तक पूर्व के ज्ञानवाले मुनिवर विद्यमान थे। अत: आपको दिगम्बर नहीं किन्तु श्वेताम्बर आचार्य मानना युक्ति संगत है।

तत्त्वार्थसूत्र बेनमुन शास्त्र है। दिगम्बर समाज ने उसे "मोक्षशास्त्र" के नाम से अपनाया, और साथ साथ में वा० उमास्वातिजी महाराज को भी अपना मान लिया, मगर इतिहास के विशारद इस बातको नहीं स्वीकारते।

तत्त्वार्थसूत्र को श्वेताम्बरकृति मानने के अनेकों प्रमाण हैं, फिर भी दिगंबरी भाई उसे दिगम्बरी शास्त्र मानते हैं और एक जगह तो उसके कर्ता के स्थान में दूसरा ही नाम जोड दिया गया है। देखिए श्रवणबेलगोल शिलालेख नं० ३५ में सं० ९९९ की मल्लिषेणसूरि की प्रशस्ति में "राद्धांत (तत्त्वार्थ) सूत्र के रचयिता आर्यदेव को माना है ("स्वामी समंतभद्र," पृ० १९२)।

कोई एक दिगम्बर विद्वान ने यह सोच लिया कि—वा० उमास्वाति के सभी उपलब्ध ग्रन्थ श्वेताम्बर पक्ष के ही हैं, एक भी ग्रंथ दिगम्बर पक्ष का नहीं है, तो उनके नाम से नया ग्रन्थ क्यों न बना लिया जाय? और उस दिगम्बर विद्वान ने विक्रम की १७वीं शताब्दी में "उमास्वाति–श्रावकाचार" ग्रंथ बनाकर वा० उमास्वातिजी के नाम पर चडा दिया। इस ग्रंथ का कुछ परिचय हम अगले विभाग मे कराएंगे।

दि० विद्वान् पं० जुगलकिशोरजी मुख्तारजी का संशोधक हृदय ऐसी उठावगीरी को न सह सका। फलतः उन्होंने 'ग्रन्थपरीक्षा' भा० १, पृ० २४ में आमतौर से इस बातका भ्रमस्फोट कर दिया कि—

"जहां तक मैंने इस (उमास्वाति श्रावकाचार) ग्रन्थ की परीक्षा की है, मुझे ऐसा निश्चय होता है, और इसमें कोई संदेह बाकी नहीं रहता, कि यह ग्रन्थ सूत्रकार भगवान् उमास्वाति महाराज का बनाया हुआ नहीं है। और न किसी दूसरे ही माननीय जैनाचार्य का बनाया हुआ है। ग्रन्थ के शब्दों और अर्थों पर से इस ग्रन्थ का बनानेवाला कोई मामुली, अदूरदर्शी और क्षुद्रहृदय व्यक्ति मालूम होता है। और यह ग्रन्थ सोलहवीं शताब्दी के बाद १७ वीं शताब्दी के अन्त में या उससे भी कुछ काल बाद, उस वक्त

बनाया जाकर भगवान् उमास्वाति के नाम से प्रकट किया गया है, जब कि तेरहपथ की स्थापना हो चुकी थी और उसका प्राबल्य बढ रहा था। यह ग्रन्थ क्यों बनाया गया है?—इसका सूक्ष्म विवेचन फिर किसी लेख द्वारा जरूरत होने पर प्रकट किया जायगा। परन्तु यहां पर इतना बतला देना जरूरी है कि इस ग्रन्थ में पूजन का एक खास अध्याय है और प्रायः उसी अध्याय की इस ग्रन्थ में प्रधानता मालूम होती है। शायद इसी लिए हलायुधजी ने अपनी भाषा टीका के अन्त में, इस श्रावकाचार को "पूजाप्रकरण नाम श्रावकाचार" लिखा है।

इस उल्लेख से निर्विवाद है कि—पूजाप्रकरणकार ने उमास्वातिजी के नाम से जगत को धोका दिया है। साथ में यह भी स्पष्ट हो जाता है कि उमास्वातिजी महाराज श्वेताम्बरीय आचार्य थे, दिगम्बर समाज ने तत्त्वार्थसूत्र के कारण आपको अपनाया है।"

स्थानकमार्गी समाज (श्वेतांम्बरी) वा० उमास्वातिजी को श्वेताम्बर आचार्य ही मानता है। स्थानकमार्गी समाज के स्वामी देवचन्द्रजी (कच्छी), उ० आत्मारामजी पंजाबी वगैरह ने तत्त्वार्थ सूत्र का विवेचन किया है।[५७]

सारांश यह है कि— वा० उमास्वातिजी श्वेतम्बर आचार्य हैं। (क्रमशः)

---

५७, उ० आत्मारामजी ने तत्त्वार्थसूत्र पर "आगमसमन्वय" बनाया है, जिसमें मूल सूत्र दिगम्बरीय हैं जब समन्वय पाठ श्वेताम्बर आगम के हैं। संभव है कि—दिगम्बर मान्य तत्त्वार्थ को श्वेताबर आगम से अवतारित होना बताने का यह प्रयास हो, किन्तु यह प्रयास सर्वतोमुखी सफल नहीं है, क्योंकि जो साम्प्रदायिक सूत्रभेद है वह तो ज्यो का त्यो स्पष्ट है। देखिये—एकसामयिका=सामयिक (२–२९), पोत=पोतज (२–२३), चरमउत्तमदेहा=चरमदेह-उत्तमपुरुषाः (२–५३), तिर्यक्योनि=तिर्यक्योनिज (२–३९)। इसके अलावा अ० ३ के सूत्र १० का "तन्मध्य" शब्द, अ० ४ के सू० २, ३, १८, ३१; अ० २ का सूत्र ४३; अ० ७ के सू० ४ से ८ के समन्वय में भी अर्थपाठ और मान्यता का भेद है।

# આપણા વિવરણાત્મક સાહિત્યનું સંક્ષિપ્ત અવલોકન

લેખકઃ—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

સાહિત્યની ઉત્પત્તિની કે વ્યાખ્યાની ચર્ચા કરવા માટે આ લેખમા સ્થાન નથી. અહીં તો સાહિત્યના મૂળ અને વિવરણ એમ જે બે મુખ્ય વિભાગો પડે છે તેમાંના બીજા વિભાગને ઉદ્દેશીને થોડોક ઊહાપોહ કરવા વિચાર છે. તેમા પણ વળી જો વિવિધ કોમ, પ્રજા કે સંપ્રદાયને આશ્રીને વિચાર કરવામા આવે તો એનુ ક્ષેત્ર ઘણુ વિશાળ બની જાય અને વિશેષમાં તેમ કરવા માટે પૂરતાં સાધન વગેરે પણ જોઈએ. એથી અહીં તો મુખ્યતઃ જૈન અને તે પણ શ્વેતાંબર વિવરણાત્મક સાહિત્યને જ લક્ષ્યીને આ લેખ લખાય છે.

જૈનોને એ યાદ કરાવવુ પડે તેમ નથી કે અરિહંતો અર્થ કરે છે અને ગણધરો તેને સૂત્રરૂપે ગુંથે છે[1], એટલે ગ્રંથ રચવાનું કાર્ય ગણધરોને હાથે થાય છે. દરેક ગણધર તીર્થંકરની પાસેથી ત્રિપદી[2] સાંભળીને બાર અંગો રચે છે. બાર અંગના સમૂહરૂપ દ્વાદશાંગીની રચના થયા બાદ તીર્થંકરના બીજા પણ શિષ્યો પ્રકીર્ણક રચે છે. આ બધા ગ્રંથો શિષ્યોને બરાબર સમજાય તે માટે તેનુ વિવરણ આવશ્યક છે. ખુદ ગણધરો દ્વાદશાંગીને લગતુ વિવરણ રચે છે કે કેમ અને જો રચતા હોય તો તે કઈ જાતનું હોય છે એ વિષે નિશ્ચયાત્મક ઉત્તર આપવાનું આપણી પાસે અત્યારે સાધન જણાતું નથી. આપણી પાસે તો શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી નિજ્જુત્તિ[3] (નિર્યુક્તિ)

---

૧. કહ્યું પણ છે કે.—'अत्थ भासइ अरिहा सुत्तं गथंति गणहरा निउण'
**આવશ્યક નિર્યુક્તિ.** (ગા. ૬૬?). 'સ્નાતસ્યા' સ્તુતિના ત્રીજા પદ્યના પ્રથમ ચરણમા પણ એવો જ ભાવ છે. શ્રીકુન્દકુન્દાચાર્યકૃત સુતપાહુડની પહેલી ગાથામા પણ આ જ હકીકત નજરે પડે છે.

" अरहतभासियत्थं गणहरदेवेहिं गथिय सम्मं ।
सुत्तत्थमगाणत्थ सवणा साहंति परमत्थं ॥ १ ॥ "

**ભાવપાહુડના ૯૨ મા પદ્યની પૂર્વાર્ધમા પણ આ જ ભાવ જોવાય છે. આ રહ્યું એ પદ્ય-**

" तित्थयरभासियत्थं गणहरदेवेहि गंथियं सम्म ।
भावहि अणुदिणु अतुल विसुद्धभावेण सुयणाणं ॥ ९२ ॥ "

૨. उपज्जेइ वा, विगमेइ वा, धुवेइ वा, આ ત્રણ તીર્થંકર ભાષિત વાક્યોને ત્રિપદી કહે છે.

૩. આ નામનો કર્તાએ પોતે ઉલ્લેખ કર્યો છે.

ઉપરાત આ સબધમાં કોઇ પ્રાચીન વિવરણાત્મક સાહિત્ય નથી. એમણે દ્વાદશાંગીરૂપ બારે અંગો પર નિર્યુક્તિ રચી હોય તો તે આજે ઉપલબ્ધ નથી આ ઉપરાતના ઉપાંગાદિ બીજા આગમો ઉપર પણ એમણે નિર્યુક્તિ રચી છે એ બધામાથી આજે નીચે મુજબની આગમોની નિર્યુક્તિ મળી આવે છે:—

૧. આયાર (આચાર), ૨ સૂયગડ (સૂત્રકૃત), ૩. દસાસુયક્ખધ (દશાશ્રુતસ્કંધ) ૪. આવસ્સયસુત્ત (આવશ્યકસૂત્ર), ૫. દસવેયાલિયસુત્ત (દશવૈકાલિકસૂત્ર), ૬. ઉત્તરજ્ઝયણસુત્ત (ઉત્તરાધ્યયનસૂત્ર), ૭. કપ્પસુત્ત (બૃહત્ કલ્પસૂત્ર) અને ૮. વવહારસુત્ત (વ્યવહારસૂત્ર),

સૂરિયપણ્ણત્તિ (સૂર્યપ્રજ્ઞપ્તિ) અને ઇસિભાસિય (ઋષિભાષિત) ઉપર એમણે રચેલી નિર્યુક્તિઓ મળતી નથી ઓહનિજ્જુત્તિ (ઓઘનિર્યુક્તિ), પિંડનિજ્જુત્તિ (પિંડનિર્યુક્તિ) અને સસત્તનિજ્જુત્તિ (સંસક્તનિર્યુક્તિ) એ સ્વતત્ર ગ્રથો ગણાય છે.

આ બધી નિર્યુક્તિઓ પ્રાકૃતભાષામા પદ્યમાં 'આર્યા' છદમા રચાયેલી છે. નિર્યુક્તિ એટલે શું તે સંબંધમાં શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, યાકિનીમહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરીશ્વર વગેરે મહર્ષિઓએ પ્રકાશ પાડચો છે[૧]

**ભાષ્ય**—નિર્યુક્તિ પછીના વિવરણાત્મક સાહિત્ય તરીકે ભાષ્ય અને ચૂર્ણિનો ઉલ્લેખ થઈ શકે તેમ છે. ભાષ્ય પણ નિર્યુક્તિની પેઠે પ્રાકૃતભાષામા પદ્યરૂપે આર્યાછંદમા ગાથારૂપે[૨] રચાયેલું સાહિત્ય છે એમાં નિર્યુક્તિ કરતાં વિશેષ સ્પષ્ટીકરણ નજરે પડે છે ખરું. પરતુ એથી એમ કહી શકાય તેમ નથી કે દરેક ભાષ્ય એની પૂર્વેની નિર્યુક્તિનુ વિવરણ જ છે નીચે મુજબના આગમોને લગતા ભાષ્ય આજે પ્રાય. મળી શકે છે:—

૧. નિસીહસુત્ત (નિશીથસૂત્ત), ૨. કપ્પસુત્ત, ૩ વવહારસુત્ત ૪ દસવેયાલિયસુત્ત, ૫ પંચકપ્પ (પચકલ્પ), ૬. આવસ્સયસુત્ત ૭. ઓહનિજ્જુતિ ૮. જીયકપ્પ (જીતકલ્પ) અને ૯. પક્ખિસુત્ત (પાક્ષિક સૂત્ર). આ આગમો ઉપરાત ૧ કમ્મપયડિ (કર્મપ્રકૃતિ), ૨ કમ્મત્થય (કર્મસ્તવ), ૩ સડસીઈ (ષડશીતિ), ૪ સયગ (શતક) ૫ સાદ્ધસયગ (સાર્ધશતક) અને ૬ સત્તરિયા (સપ્તતિકા) ઉપર ભાષ્ય રચાયેલા છે, પરંતુ તે અત્ર પ્રસ્તુત નથી.

**ચૂર્ણિ**—ચૂર્ણિરૂપ વિવરણાત્મક સાહિત્ય નિર્યુક્તિ અને ભાષ્ય કરતા ખાસ કરીને બે બાબતમાં જુદુ પડે છે: એક તો એની ભાષા કેવળ પ્રાકૃત જ નથી, પરતુ તેમા સસ્કૃત ભાષાનો પણ અંશ છે કોઇ કોઇ વાર એક જ વાકયમા કેટલોક ભાગ પ્રાકૃતમા

૧. આને લગતાં અવતરણો માટે જુઓ મારો લેખ "The Jaina commentaries" (ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિરનુ ત્રૈમાસિક વ. ૧૬, અં. ૩-૪, પૃ ૨૯૫-૨૯૬).

૨ આથી ભાષ્યને 'ગાથા' પણ કહેવામા આવે છે. જુઓ નિશીથસૂત્રચૂર્ણિના વીસમા ઉદ્દેશકની શ્રી શીલભદ્રસૂરિના શિષ્ય શ્રી શ્રીચદ્રસૂરિકૃત વ્યાખ્યાનો અંતિમ ભાગ ("ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિર" તરફથી છપાવેલુ "જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વર્ણનાત્મક સૂચીપત્ર," ક્રમાક ૪૫૦, ભા. ૨, પૃ. ૨૪.)

તો કેટલોક ભાગ સંસ્કૃતમાં રચાયેલો નજરે પડે છે બીજું ચૂર્ણિ એ ગદ્યાત્મક કૃતિ છે. કયા કયા આગમ ઉપર ચૂર્ણિ રચાઇ હશે એ જાણવું મુશ્કેલ છે. અત્યારે તો નીચે મુજબના આગમોની ચૂર્ણિ ઉપલબ્ધ થાય છે:—

૧. આયાર ૨ સૂયગડ ૩. ભગવઈસુત્ત (ભગવતીસૂત્ર) ૪. મહાનિસીહ ૫. જંબુદ્દીવપણ્ણત્તિ (જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ) ૬. નિસીહસુત્ત ૭ કપ્પસુત્ત ૮. વવહારસુત્ત ૯. દશાસુયક્ખંધ ૧૦. પંચકપ્પ ૧૧. આવસ્સયસુત્ત ૧૨ દસવેયાલિયસુત્ત ૧૩. ઉત્તરજ્ઝયણ ૧૪. ઓહનિજ્જુત્તિ ૧૫ નંદીસુય (નંદીસૂત્ર) ૧૬. અણુઓગદ્દાર (અનુયોગદ્વાર) ૧૭. જીયકપ્પ અને ૧૮. પક્ખિયસુત્ત, આ આગમો ઉપરાંત ૧. કમ્મપયડિ ૨. સયગ ૩. સાદ્ધસયગ અને ૪ સત્તરિયા ઉપર ચૂર્ણિ રચાયેલી છે

સામાન્ય રીતે એમ મનાય છે કે ચૂર્ણિ પછી ટીકાઓનો જન્મ થયો, પરંતુ આ બે પ્રકારના સાહિત્યની વચ્ચે થયેલો વિસેહચુણ્ણિ (વિશેષચૂર્ણિ)નો ઉદ્ભવ ભૂલી જવો ન જોઈએ. જેમ નિસીહસુત્ત અને કપ્પસુત્ત ઉપર લઘુ ભાષ્ય અને બૃહદ્ ભાષ્ય એમ બે ભાષ્યો મળે છે તેમ કેટલાક આગમો ઉપર ચૂર્ણિ તેમજ ત્યારપછી રચાયેલી વિશેષ ચૂર્ણિ પણ મળી આવે છે. જેમકે નિસીહ ઉપર ચૂર્ણિ તેમજ વિશેષ ચૂર્ણિ છે.

**ભાષ્ય પ્રાચીન કે ચૂર્ણિ ?**— ભાષ્યો અને ચૂર્ણિમા મોટે ભાગે ભાષ્યો પ્રાચીન છે, છતાં કેટલીકવાર અમુક ભાષ્ય કરતા ચૂર્ણિ પ્રાચીન જણાય છે. દાખલા તરીકે કલ્પચૂર્ણિ અને એની વિશેષચૂર્ણિ કલ્પબૃહદ્ભાષ્ય કરતા પ્રાચીન છે. વિસેસાવસ્સય (વિશેષાવશ્યક) નામના મહાભાષ્ય કરતાં આવશ્યકસૂત્રની ચૂર્ણિ વિશેષ પ્રાચીન છે. જે ભાષ્ય ઉપર જે ચૂર્ણિ હોય તે ભાષ્ય તે ચૂર્ણિ કરતા પ્રાચીન છે એ વાત નિર્વિવાદ છે. બાકીના ભાષ્યો માટે યોગ્ય નિર્ણય કરવો ઘટે.

**સંસ્કૃત ટીકાઓ**— સંસ્કૃત ટીકાઓમા સૌથી પ્રથમ આપણે આગમો ઉપર લખાયેલી ટીકાઓ તપાસીશું તો જણાશે કે એ બધામા પણ્ણવણા (પ્રજ્ઞાપના), આવસ્સયસુત્ત તેમજ દસવેયાલિય ઉપર શ્રીહરિભદ્રસૂરિએ જે ટીકા રચી છે એથી પ્રાચીન કોઈ સંસ્કૃત ટીકા આજે મળતી નથી, જો કે તે લખાઈ તો હશે એમ માનવાનું કારણ મળે છે આજે જે સાહિત્ય ૧૧ અંગો તરીકે પ્રચલિત છે તેમાનાં પહેલા બે અંગો ઉપર શ્રી ગંધહસ્તિની ટીકા હોવાનુ શ્રીશીલાંકસૂરિ સૂચવે છે, પરંતુ એ ટીકાઓ આજે મોજુદ નથી. આપણી પાસે તો એ ઉપર શીલાંકસૂરિએ રચેલી ટીકાઓ છે પહેલાં બે અંગોને લગતી એનાથી પ્રાચીન કોઈ સંસ્કૃત ટીકા અસ્તિત્વ ધરાવતી હોય તો તે જાણવા—જોવામા નથી પહેલા બે અંગો સિવાયના બાકીના નવ અંગો ઉપર શ્રીઅભયદેવસૂરિકૃત ટીકા ઉપલબ્ધ થાય છે. એની પૂર્વેની કોઈ સંસ્કૃત ટીકા અત્યારે મળતી નથી.

ઉવવાઈયસુત્ત (ઔપપાતિકસૂત્ર) ઉપર શ્રી અભયદેવસૂરિકૃત; રાયપસેણીયસુત્ત, સૂરિયપણ્ણત્તિ (સૂર્યપ્રજ્ઞપ્તિ), ચંદપણ્ણત્તિ (ચંદ્રપ્રજ્ઞપ્તિ), જીવાજીવાભિગમ અને વવહાર ઉપર શ્રીમલયગિરિસૂરિકૃત, પણ્ણવણા, આવસ્સય દસવેયાલિય અને નંદીસુત્ત ઉપર શ્રીહરિભદ્રસૂરિકૃત, જંબુદ્દીવપણ્ણત્તિ ઉપર શ્રીહીરવિજયસૂરિકૃત અને બ્રહ્મમુનિકૃત અને

નિરયાવલિકા શ્રુતસ્કંધરૂપ પાંચ ઉપાંગો ઉપર શ્રી શ્રીચંદ્રસૂરિકૃત ટીકાથી પ્રાચીન કોઈ સંસ્કૃત ટીકા મળી આવતી હોય એમ જણાતું નથી.

આગમો સિવાયના ગ્રંથોનો વિચાર કરીએ તો શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર ઉપર એમણે પોતે રચેલું ભાષ્ય તમામ જૈન સંસ્કૃત વિવરણોમાં પહેલું જણાય છે અને સ્વોપજ્ઞ[1] ભાષ્ય તરીકે તો સમગ્ર ભારતવર્ષીય વિવરણોમાં પણ એ પ્રથમ સ્થાન ભોગવતું હોય એમ લાગે છે.

**ટીકા અને તેના પર્યાયો**—સંસ્કૃતમાં સ્પષ્ટીકરણરૂપે લખાયેલું સાહિત્ય સામાન્ય રીતે ટીકાના નામથી ઓળખાય છે. બાકી એનાં પર્યાયવાચક બીજાં નામો છે. જેમકે ૧. અક્ષરાર્થ, ૨. અર્થલવ ૩ અવચૂરિ, ૪. અવચૂર્ણિ, ૫. છાયા, ૬. ટિપ્પણક, ૭. પર્યાય, ૮. પંજિકા, ૯ ફક્કિકા, ૧૦. બાલાવબોધ, ૧૧. વાર્તિક, ૧૨. વિવરણ, ૧૩. વિવૃતિ કે વિવૃત્તિ, ૧૪. વૃત્તિ અને ૧૫. વ્યાખ્યા.

બાલાવબોધ[2] અને વાર્તિક ગુજરાતીમાં પણ રચાયેલાં જોવાય છે આ ઉપરાંત જેમ ગુજરાતીમા લખાયેલા વિવરણને ટબ્બો (સસ્કૃત 'સ્તબુકાર્થ') કહેવામાં આવે છે તેમ હિંદીમાં લખાયેલા વિવરણને 'વચનિકા' કહેવામાં આવે છે[3] આ બધા વિવરણસૂચક શબ્દો કયારથી પ્રચારમાં આવ્યા તેનો ઇતિહાસ આવશ્યક અને આનંદજનક હોવા છતા આ લેખનુ કલેવર વધી જવાના ભયથી તે અત્ર રજુ ન કરતાં અન્ય કોઇ પ્રસગે રજુ કરવા વિચાર છે

**ટીકાનાં નામો**—કેટલીકવાર ટીકાનાં ખાસ નામો જોવાય છે. એમાંનાં કેટલાંક ગ્રંથના નામ ઉપરથી પડેલા હોય એમ લાગે છે અને કેટલાંક સ્વતંત્ર જોવાય છે. ઉદાહરણ તરીકે ઉપદેશમાલા ઉપરની કર્ણિકાનો અને અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા ઉપરની સ્યાદ્વાદમંજરીનો નિર્દેશ કરવો બસ થશે. કેટલીક ટીકા સામાન્ય અભ્યાસીને ઉદ્દેશીને લખાયેલી છે એટલે એવી વેળાએ ઉદ્દેશને અનુરૂપ સુખાવબોધ, સુબોધ, સુબોધિકા, દીપિકા, પ્રદીપિકા ઇત્યાદિ નામો જોવાય છે.

જેમ અષ્ટક, ષોડશક, દ્વાત્રિંશિકા, ષડશીતિ, શતક વગેરે ગ્રંથોનાં નામ તેની શ્લોક સંખ્યા ઉપરથી પાડવામાં આવેલાં છે તેમ ટીકાના પ્રમાણ ઉપરથી પણ તેનાં નામ પડેલાં છે. જેમકે બાવીસ હજારી, અષ્ટશતી, અષ્ટસહસ્રી વગેરે.

**ટીકા ઉપર ટીકા**—જેમ અજૈન સાહિત્યમાં મહર્ષિ પતંજલિનું મહાભાષ્ય, શ્રી શંકરાચાર્યનુ શાંકરાભાષ્ય વગેરે વિવરણાત્મક સાહિત્ય ઉપર ટીકા અને તેની ઉપર ટીકા

---

૧. સ્વોપજ્ઞ ટીકાઓ જે ગ્રંથો પર લખાયેલી છે તેમાના મુખ્ય ગ્રંથો નીચે મુજબ છે:—

(૧) વિસેસાવસ્સય, (૨) અનેકાંતજયપતાકા, (૩) તત્ત્વાર્થરાજવાર્તિક (દિગંબરીય), (૪) તત્ત્વાર્થશ્લોકવાર્તિક (દિગંબરીય), (૫) કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિની સિદ્ધહેમ વગેરે કેટલીક કૃતિઓ, (૬) ગુરુતત્તવિણિચ્છય (ગુરુતત્ત્વવિનિશ્ચય) ઈત્યાદિ.

૨. બાલાવબોધના અર્થ સાથે સામ્ય ધરાવતા નામો તરીકે સુખાવબોધ, સુબોધ, સુબોધિકા ઈત્યાદિનો ઉલ્લેખ થઈ શકે તેમ છે દીપિકા અને પ્રદીપિકા એવા પણ ટીકાનાં નામો જણાય છે.

૩. હિંદીમાં મૂળ સૂત્રને 'કાફી' કહેતા હોય એમ જણાય છે,

રચાયેલી જોવાય છે તેમ જૈન સાહિત્યમાં તત્ત્વાર્થસૂત્રના ઉપર ટીકારૂપે લખાયેલી આપ્તમીમાંસા ઉપર અષ્ટશતી, અષ્ટસહસ્રી અને અષ્ટસહસ્રીવિવરણ એમ ઉત્તરોત્તર ત્રણ ટીકાઓ મળી આવે છે.

**ટીકાગત કેટલાક શબ્દો**—ટીકામાં **नवरं** તેમજ **सुगमं**, **सुस्पष्ट**, **कण्ठ्यं**, **निगदसिद्धं** કે એને મળતા અર્થવાળા શબ્દો નજરે પડે છે. **नवरं** ને બદલે **नवरिं** પણ જોવાય છે, એનો અર્થ 'વધારામાં' એવો થતો હોય એમ મનાય છે, જો કે અભિધાનરાજેન્દ્રમાં તો એનો અર્થ '**केवलम्**' સૂચવાયેલો છે. **सुगमं** એને **सुस्पष्टं** એ પ્રયોગથી વિવરણની જરૂરિયાત નથી એમ સૂચવાય છે. પહેલાનો અર્થ સહેલું અને બીજાનો અર્થ સ્પષ્ટ છે. **कण्ठ्यं** નો અર્થ મોઢેથી સમજી લેવો એમ થતો હોય એમ લાગે છે. '**निगदसिद्धं**'નો અર્થ 'પાઠ કરતાં જ સમજાઈ જાય છે' એવો છે. એ અર્થમાં અજૈન સાહિત્યમાં '**निगदव्याख्यात**' શબ્દ નજરે પડે છે. જુઓ તૈત્તિરિયારણ્યક (પ્રથમ પ્રપાઠક, નવમં અનુવાક) અને તેનો આચાર્ય સાયણકૃત અર્થ યાસકૃત નિરુક્ત (૯-૨૧-૧; ૯-૩૪-૧;-૯-૪૧-૧) માં તેમજ દશરૂપકના ધનિકકૃત અવલોક નામના વિવરણમાં પણ **निगदव्याख्यात** એવો પ્રયોગ જોવાય છે. **निगदसिद्ध** એવો પ્રયોગ અજૈન સાહિત્યમાં કોઈ સ્થળે હોય તો તે જોવા જાણવામાં નથી **नवरं** કે **नवरिं** એવો પણ પ્રયોગ જૈન સાહિત્ય સિવાય અન્યત્ર નજરે પડતો નથી. **नवरं** શબ્દ વ્યવહારભાષ્યની ટીકા, રાયપસેણીયસુત્તની ટીકા ઇત્યાદિ કેવળ ટીકામાં જ વપરાયેલો છે એમ નથી, મૂળ ગ્રંથોમાં પણ જોવાય છે. દાખલા તરીકે અનેકાંતજયપતાકાના ચોથા અધિકારમાં પણ એ વપરાયેલ છે.

કોઇ વાત આગળ ઉપર કહેવાની હોય ત્યારે સંસ્કૃતમાં **परस्तात्**, **उपरिष्टात्** **ऊर्ध्वम्** ઇત્યાદિ શબ્દો વપરાય છે **परस्तात्** શબ્દ તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમાં છે. **उपरिष्टात्** શબ્દ નિરૂક્ત (૯-૧૩-૨૨;-૨-૨૪-૬) માં છે. પહેલાં કહી ગયેલી હકીકતને માટે **प्राक्** શબ્દ અનેકાંતજયપતાકાની સ્વોપજ્ઞ વૃત્તિ (પૃ૦ ૬૯૭) માં વપરાયેલો છે. એ સિવાય કોઇ ખાસ શબ્દ વપરાયેલો હોય તો તે ધ્યાન બહાર છે.

**લુપ્તપ્રાય ટીકાઓ**—જેમ આપણા અનેક મહત્ત્વના ગ્રંથો નાશ પામ્યા છે અને તેનો હજી પત્તો મળતો નથી તેમ કેટલીક મહત્ત્વપૂર્ણ ટીકાઓ પણ આજે ઉપલબ્ધ થતી જણાતી નથી. આવી ટીકાઓનાં કેટલાંક નામો આપવામાં આવે છે

૧. મહાનિસીહને લગતી નિર્યુક્ત, ચૂર્ણિ વગેરે, ૨. સૂરિયપણ્ણત્તિની નિર્યુક્તિ, ૩. ચંદપણ્ણત્તિની નિર્યુક્તિ, ૪. વિસેસાવસ્સયની સ્વોપજ્ઞ વૃત્તિ, ૫. તત્ત્વાર્થસૂત્રને લગતી સિદ્ધસેનીય ટીકા કરતાં મોટી ટીકા, ૬. આવસ્સયસુત્ત ઉપરની શ્રી હરિભદ્રસૂરિકૃત ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા, ૭. ઓઘનિર્યુક્તિની હરિભદ્રસૂરિકૃત ટીકા, ૮. તત્ત્વાર્થસૂત્રની મલયગિરિસૂરિકૃત ટીકા અને ૯. બંધસ્વામિત્વ ઉપરની દેવેન્દ્રસૂરિકૃત ટીકા.

**હસ્તલિખિત પ્રતિઓમાં ટીકાનું સ્થાન**—કોઇ કોઈ વાર હસ્તલિખિત પ્રતિઓમાં મૂળ કટકે કટકે આપી તેને લગતી ટીકા તેની નીચે આપવામાં આવે છે,

પરંતુ મોટે ભાગે તો વચમાં મૂળ અને એની ઉપર અને નીચે ટીકા લખેલી જોવાય છે.[1] કેટલીક વાર મૂળ અને એની ચારે બાજુ[2] ટીકા લખેલી જોવાય છે.[3] ત્રિપાટી અને પચપાટી પ્રતિમા ટીકા શોધી કાઢવી સહેલી પડે છે.

આપણા વિવરણાત્મક સાહિત્યને અંગે એક બે બાબતો ખાસ નોંધવા જેવી છે. જેમને ઉદ્દેશીને ગ્રથ રચાય તેમની કક્ષાની બહારની વાતો તે ગ્રથમા ન આવે એ નિયમ સ્વાભાવિક છે. જેમ એ નિયમ મૂળ કૃતિને લાગુ પડે છે તેમ વિવરણાત્મક લખાણને પણ લાગુ પડે છે. અજૈન સાહિત્યની જેમ જૈન સાહિત્યમાં પણ આ નિયમ ચરિતાર્થ થતો જોવાય છે દાખલા તરીકે ઠાણુગના ૭૪૭મા સૂત્રની ટીકામા [4]શ્રીઅભયદેવસૂરિએ કરેલો ઉલ્લેખ વિચારવો બસ થશે.

મૂળ લેખનો આશય હમેશા સમજાય જ એવો નિયમ નથી એટલે કાલાંતરે એના લખાણના વિવરણમા કેટલીક બાબતો સમજાતી નથી એવો નિર્દેશ કેટલીક વાર જોવાય છે આવાં અનેક ઉદાહરણો આપણા સાહિત્યમા મળી આવે છે.

જેમકે તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર (અ. ૮, સૂ. ૨૬) ની ભાષ્યાનુસારિણી ટીકા (પૃ. ૧૭૮)મા શ્રીસિદ્ધસેનગણિ કથે છે કે ભાષ્યકારનો શો અભિપ્રાય છે તે સંપ્રદાયનો વિચ્છેદ થવાથી હુ જાણી શકતો નથી. નદીસુત્ત (નદીસૂત્ર)ની ટીકાની દુર્ગપદવ્યાખ્યામાં અનુજ્ઞાથી માંડીને પદપ્રવર સુધીના વીસ પદોનો અર્થ સંપ્રદાયના અભાવને લીધે હું કહેતો નથી એમ શ્રીધનેશ્વરસૂરિના શિષ્ય શ્રી શ્રીચંદ્રસૂરિ કથે છે.[5]

અનેકાંતજયપતાકા પ્રકરણના ટિપ્પણકકાર શ્રી મુનિચંદ્રસૂરિ પણ તેમણે રચેલા ટિપ્પણકમા સંપ્રદાયના અભાવ વિષે કવચિત્ નિર્દેશ કરે છે.

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર આપણા વિવરણાત્મક સાહિત્ય વિષે મેં અત્ર ગુજરાતીમાં[6] થોડોક ઉહાપોહ કર્યો છે, એટલું સૂચવતો હું વિરમુ છું.

---

૧. આવી પ્રતિને 'ત્રિપાટી' કે 'ત્રિપાઠી' કહેવામાં આવે છે

૨. ઉપર, જમણી તરફ, ડાબી તરફ અને પછી નીચે એવો સામાન્ય અનુક્રમ જણાય છે.

૩. આવી પ્રતિને 'પંચપાટી' કે પંચપાઠી' કહેવામાં આવે છે.

૪. શ્રી અભયદેવસૂરિએ ઠાણંગની ટીકાના અંતમાં સંપ્રદાયની હીનતા વિષે અને સમવાયાગની વૃત્તિના પ્રારંભમાં દુસંપ્રદાયના વિષે ઉલ્લેખ કર્યો છે વિશેષમાં તેમણે અનુત્તરોવવાઇય દસાંગસુત્તના વિવરણના અતમા કેટલાક શબ્દોના અર્થ અને કેટલાકના પર્યાયથી પોતે માહિતગાર નહિ હોવાનું સૂચવ્યું છે. પણ્હવાગરણની વિવૃત્તિના અંતમા તેમણે આમ્નાયના અભાવનો ઉલ્લેખ કર્યો છે.

૫. જુઓ "જૈન હસ્તલિખિત પ્રતિઓનું વર્ણનાત્મક સૂચીપત્ર" (પુ. ૧૭, ભા. ૨. પૃ. ૩૦૮).

૬. અંગ્રેજીમા મે કેટલીક વધારે હકીકતો આપેલી છે, એટલે એના જિજ્ઞાસુને "The Jaina commentaries" નામક મારો લેખ જોવા ભલામણ છે.

પંડિત શ્રી સુખલાલજીકૃત અનુવાદ અને વિવેચનયુક્ત

# તત્ત્વાર્થસૂત્રની પ્રસ્તાવના—("પરિચય")

[ એક વિચારણા ]

લેખક—મુનિરાજ શ્રી જ્ઞાનવિજયજી

વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજનુ તત્ત્વાર્થસૂત્ર અવિભક્ત જૈનસમાજને માન્ય છે, એટલે તેની પર અનેક ભાષ્યો, ટીકાઓ અને ભાષાતરો યોજાયાં છે. ગુજરાતી ભાષામાં સૌથી મોટું ભાષાંતર પંડિત શ્રી સુખલાલજીએ કરેલ છે.

ઉપલબ્ધ ભાષાંતરોમા આ ભાષાતર મોટુ છે તેમ જ ઘણી જરૂરી માહીતીથી ભરેલું છે. પંડિતજીએ તેની પ્રસ્તાવના (કે જેનુ નામ પંડિતજીએ "પરિચય" રાખેલ છે તે) માં પોતાના લાબા અનુભવનો નિચોડ આપ્યો છે. આ પરિચયથી વાચકને ઉમાસ્વાતિ મહારાજના જીવનનો લગભગ સંપૂર્ણ ખ્યાલ આવી જાય છે, એટલે તત્ત્વાર્થસૂત્રની પ્રસ્તાવનાઓમાં પણ આ પ્રસ્તાવના ચડિયાતી મનાય, એ સ્વાભાવિક છે

પંડિતજીએ પ્રસ્તાવનામા ઘણી બાબતોનું વિશદીકરણ કર્યું છે છતા કેટલીક બાબતોમા તો જરૂર તેઓએ વિવાદગ્રસ્ત લેખન કર્યું છે તે સબંધીની વિચારણા માટે આ લેખ લખવામા આવ્યો છે.

પંડિતજી પ્રસ્તાવનાના પૃષ્ઠ ૫–૬ મા વાચકજીનો પરિચય આપે છે કે "જેમના દીક્ષાગુરુ અગિયાર અંગના ધારક ઘોષનંદી ક્ષમણ હતા, અને ગુરુના ગુરુ વાચક મુખ્ય શિવશ્રી હતા, વાચનાથી એટલે વિદ્યાગ્રહણની દૃષ્ટિએ જેમના મૂલ નામક વાચકાચાર્ય અને પ્રગુરુ મહાવાચક મુંડપાદ ક્ષમણ હતા. જેઓ ગોત્રે કૌભીષણિ હતા. જેઓ સ્વાતિ પિતા અને વાત્સી માતાના પુત્ર હતા. જેમનો જન્મ ન્યગ્રોધિકામા થયો હતો. જેઓ ઉચ્ચનાગર શાખાના હતા. તે ઉમાસ્વાતિ વાચકે ગુરુપરંપરાથી પ્રાપ્ત થએલ શ્રેષ્ઠ આર્હત્ ઉપદેશને બરાબર ધારણ કરીને તેમ જ તુચ્છ શાસ્ત્રો વડે હણાએલ બુદ્ધિવાલા અને દુખિત લોકોને જોઈને, પ્રાણીઓની અનુકંપાથી પ્રેરાઈ આ સ્પષ્ટતાવાળું તત્ત્વાર્થાધિગમ નામનુ શાસ્ત્ર વિહાર કરતા કરતા કુસુમપુર – પાટલીપુત્ર નામના મહાનગરમા રચ્યુ. જે આ તત્ત્વાર્થ શાસ્ત્રને જાણશે અને તેમા કહેલુ આચરશે તે મોક્ષ નામક પરમાર્થને જલ્દી મેળવશે."

વાચકવર્ય ઉમાસ્વાતિજીએ તત્ત્વાર્થભાષ્યની કારિકામા જે પોતાનો પરિચય આપ્યો છે તેનો અક્ષરશઃ અનુવાદ પંડિતજીએ ઉપર પ્રમાણે ઉલ્લેખ્યો છે.

આ પરિચયમા વા૦ ઉમાસ્વાતિજીએ પોતાના ગુરુવર્ગને "વાચક" તથા "એકાદશાંગધારી" એમ બે વિશેષણોથી સંબોધ્યો છે. જેમા પૂર્વધારીને વાચક તરીકે ઓળખાવ્યા છે, જ્યારે પોતાના ગુરુજીને અગિયાર અંગના જ્ઞાતા તરીકે સાફ વર્ણવ્યા છે. આથી તે સમયે પૂર્વધારી આચાર્ય માટે જ "વાચક" શબ્દ વપરાતો હશે એ વસ્તુ સ્પષ્ટ છે.

એ પણ વિચારણીય સમસ્યા છે કે જો ઉમાસ્વાતિજી મહારાજના ગુરુજી વાચક—પૂર્વવેદી—હોત, તો તેઓને (ઉમાસ્વાતિજીને) બીજા વાચક પાસે વાચના લેવી ન પડત. હાં,

દાદાગુરુજી વાચક હતા, પરંતુ ગુરુજી તો અગિયાર અગના જ્ઞાતા હતા. ઉમાસ્વાતિ મહારાજે દાદાગુરુજીના અભાવમા વાચક મૂલ પાસે પૂર્વનુ જ્ઞાન મેળવ્યુ અને વિદ્યાગુરુ તરીકે તેમનું નામ જાહેરં કર્યું. આ સંબંધ પણ ઠીક બધ બેસતો આવે છે. એટલે ઉમાસ્વાતિ મહારાજ પૂર્વવિત્ હોવાથી વાચક તરીકે વિખ્યાત હતા, અને તેમના ગુરુજી પૂવધારી ન હોવાથી વાચક તરીકે પ્રસિદ્ધ ન હતા, એ વાત પ્રસ્તુત કારિકાઓથી સમજી શકાય છે. સારાંશ એ છે કે તે વખતે વાચક શબ્દ પૂર્વના જ્ઞાનવાલા માટે જ વપરાતો હતો.

આ આટલુ સ્પષ્ટ છતા પંડિતજી "પરિચય"ના પૃષ્ઠ – ૧૮, ૧૯ માં લખે છે કે —

"ઉમાસ્વાતિ પોતાને વાચક કહે છે એનો અર્થ 'પૂર્વવિત્' કરી પ્રથમથી જ શ્વેતામ્બરાચાર્યો ઉમાસ્વાતિને 'પૂર્વવિત્' તરીકે ઓળખતા આવ્યા છે, પરંતુ એ વાત ખાસ વિચારવા જેવી લાગે છે, કારણ કે ઉમાસ્વાતિ પોતે જ પોતાના દીક્ષાગુરુને વાચક તરીકે ઓળખાવવા સાથે અગિયાર અંગના ધારક પણ કહે છે હવે જો વાચકનો અર્થ ભાષ્યના ટીકાકારોના કહેવા મુજબ 'પૂર્વવિત્' થતો હોય તો ઉમાસ્વાતિ પોતાના ગુરુને પૂર્વવિત્ કહેત પણ માત્ર એકાદશાગધારક ન કહેત"

"ઉમાસ્વાતિ પોતાના દીક્ષાગુરુ, વિદ્યાગુરુ, ને દીક્ષા તથા વિદ્યાના પ્રગુરુ એ બધાને વાચક તરીકે ઓળખાવે છે." ("પરિચય" પૃ. ૨૭)"

પંડિતજી આ લખાણથી એવુ સમજાવવા ઇચ્છતા હોય એમ લાગે છે કે પૂર્વવિત્ હોય તે વાચક કહેવાય એટલે કે વાચક પૂર્વવિત્ હોય, એ માન્યતા ઠીક નથી. વળી વાચકજીના ગુરુ પણ વાચક તેમ જ અગિયાર અંગના ધારક હતા એટલે કે તે પૂર્વવિત્ ન હોવા છતા વાચક હતા. પરિણામે ભાષ્ય અને ટીકાકારોએ વાચકનો અર્થ જે પૂર્વવિત્ કર્યો છે તે માન્યતા નબળી બની જાય છે.

હવે પંડિતજીની આ સમજાવટને આપણે સપ્રમાણ તપાસીએ

૧. — વાચક પૂર્વવિત્ હોય તેનુ શ્વેતામ્બરીય પ્રમાણ આ રીતે છે —

**वाई य खमासणे, दिवायरे वायगत्ति पगट्ठा ।**
**पुव्वगयम्मि सुत्ते, प प सद्दा पउंजंति ॥ १ ॥**

—જૈનધર્મ પ્રસારક સભા - ભાવનગર મુદ્રિત બૃહત્ ક્ષેત્રસમાસની પ્રસ્તાવના, વિ.સં. ૧૯૭૭.

આ પ્રમાણ વાદી, ક્ષમાશ્રમણ, દિવાકર તથા વાચકને પૂર્વવિત્ તરીકે સ્વીકારે છે. એટલે વાચક ઉમાસ્વાતિ પૂર્વવિત્ હતા

૨–પડિતજી આચાર્ય કુંદકુદના અસ્તિત્વ માટે વિક્રમની પહેલી–બીજી સદી (પરિચય, પૃષ્ટ ૧૧,) તથા વા ઉમાસ્વાતિજીની વિદ્યમાનતા માટે વિક્રમની ત્રીજી ચોથી સદી (પરિચય, પૃષ્ટ ૯) નક્કી કરે છે. આ યુગમા પૂર્વવિદો હતા. શ્વેતામ્બર–આગમનો ઇતિહાસ સ્વીકારે છે કે વિ. સં. ૫૩૦ સુધી પૂર્વવિદો હૈયાત હતા આ રીતે ઉમાસ્વાતિજી મહારાજ પૂર્વવિત્ હોવાથી વાચક માનવામા આવે છે.

૩–દિગમ્બર સમાજ માને છે કે —

**तत्त्वार्थसूत्रकर्तार-मुमास्वातिमुनीश्वरम् ।**
**श्रुतकेवलिदेशीयं, वंदेह गुणमन्दिरम् ॥ १ ॥** —નગરતાલૂકનો શિલાલેખ

(એપિગ્રાફિકા કર્ણાટિકા, પુસ્તક ૮ અનેકાત પૃષ્ઠ ૨૭૦, ૩૯૫)

આ પ્રમાણ પણ ઉમાસ્વાતિજીને શ્રુતકેવલી એટલે પૂર્વવિત્ માનવાના પક્ષમાં છે.

૪-સ્વયં ઉમાસ્વાતિ મહારાજ પૂર્વવેદીને વાચક તરીકે અને એકાદશાગવિત્‌ને સાધુ એકાદશાગધારી તરીક ઓળખાવે છે.

ઉપર્યુક્ત દરેક પ્રમાણો વાચકને પૂર્વવેદી તરીકે અપનાવે છે. આના પ્રતિપક્ષમાં પંડિત શ્રી સુખલાલજીએ ઉમાસ્વાતિ મહારાજના દીક્ષાગુરુ ઘોષનદીને **વાચક** તરીકે માની અર્થ-ભ્રમ ઉભો કર્યો છે, (પરિચય પૃષ્ટ ૧૮,૨૭) પરતુ પડિતજીની એ માન્યતા આધાર વગરની લાગે છે

તત્ત્વાર્થ ભાષ્યની પ્રથમ કારિકામા પૂ શ્રી ઘોષનંદીજી માટે "**शिष्येण घोषनंदि-क्षमणस्यैकादशांगविद**." એ પ્રમાણે ઉત્તરાર્ધ છે, સ્વયં પડિતજીએ જ જેનો અર્થ "જેમના દીક્ષાગુરુ અગિયાર અંગના ધારક ઘોષનંદી ક્ષમણ હતા" કર્યો છે. ન માલૂમ, પડિતજીએ પૂ ઘોષનંદી મહારાજને પણ **વાચક** તરીકે ઓળખાવવાનુ વિધાન શા આધારે કર્યું? જો આ વિધાન નિરાધાર છે તો તેના આધારે ઉદ્ભવેલ નિર્ણય પણ નિરાધાર છે, બીજી બાજુ વાચકનો અર્થ પૂર્વવિત્ કરતા, વિપક્ષમાં, ઉપર દર્શાવેલ ચારે પ્રમાણો સબળ ઉભા જ છે.

આથી એ નિર્ણય પર આવવુ સમુચિત છે કે- શ્વેતામ્બરાચાર્યોએ વાચકનો અર્થ પૂર્વવિત કરી વાચક ઉમાસ્વાતિજીને પૂર્વવિત્ તરીકે માન્યા છે તે સપ્રમાણ છે.

* * * *

આવશ્યક નિર્યુક્તિ ગાથા ૮૦ તથા આવશ્યક ચૂર્ણિમા ગણધરવંશ અને વાચક-વંશનું સ્વરૂપ છે, જેમાં સામાયિક આદિ દેનાર ગુરુપરંપરા-સ્થવિરાવલીને ગણધરવંશ તરીકે અને સામાયિકાદિના અર્થ તથા ગ્રથો ભણાવનાર વિદ્યાગુરુ-પરંપરાને વાચકવંશ તરીકે સંબોધેલ છે. (પરિચય, પૃષ્ઠ ૨૬)

આનુ તાત્પર્ય એ છે કે, ભગવાન્ મહાવીર પછી શ્રમણવર્ગમા જે જે ગણો અને શાખાઓ નીકળ્યા છે તે દરેકમા એક આચાર્ય ચારિત્ર તથા શ્રુતરક્ષાની જવાબદારી લઇ શાસનવ્યવસ્થા ચલાવતા હતા. પરંતુ પછીના આચાર્યોમાં આ બેવડી જવાબદારીનું સામર્થ્ય ન હતું તેથી ચારિત્રવિભાગના નાયકને ગણધર અને શ્રુતવિભાગના નાયકને વાચક તરીકે સબોધી શાસનની વ્યવસ્થા રાખતા હતા આમાં વાચક તે જ મનાતા કે જે પૂર્વવિત્ હોય એટલે જ્યાસુધી પૂર્વનુ જ્ઞાન સુરક્ષિત હતુ ત્યાસુધી—ભગવાન્ મહાવીર સ્વામીના નિર્વાણથી ૧૦૦૦ વર્ષ (વિ. સં. ૫૩૦) સુધી—વાચકવંશ પણ કાયમ રહ્યો. પછી વાચકવંશનો અભાવ થયો. અહીં પડિતજી જણાવે છે કે—

"કાલક્રમે જ્યારે પૂર્વજ્ઞાન ઘસાઈ ગયુ ત્યારે પણ એ વંશમા થનાર વાચક જ કહેવાના." (પરિચય, પૃ ૧૯)

પંડિતજીની આ માન્યતા "વાચક એટલે પૂર્વવિત્ નહિ" એ પૂર્વવર્તિ માન્યતાના માત્ર અનુસંધાનરૂપે છે, કેમકે પૂર્વજ્ઞાનના વિચ્છેદ પછી "વાચકવંશ" હોવાનુ એક પણ પ્રમાણ ઇતિહાસના પૃષ્ઠોમા અંકિત થયેલુ જાણવામા નથી.

હા, અત્યારે આચાર્યને સહાયક "ઉપાધ્યાય" પદ છે, પરંતુ આ પદ પોતાના સમુદાયમાથી યોગ્ય શ્રુતજ્ઞાની મુનિને અપાય છે. જેની સાથે પંડિતજીએ દર્શાવેલ

વાચકવંશનો સીધો કે આડકતરો કોઈ સબંધ નથી. એટલે પૂર્વવિદ્દોની અપેક્ષાએ જે વાચકવંશ મનાતો હતો તેની સમાપ્તિ પૂર્વજ્ઞાનના વિચ્છેદની સાથે જ માનવામાં આવે છે.

* * * *

જેમ ગણ તથા શાખા (કુલ)ના ભેદથી ગણધરવંશો અનેક હતા તેમ વાચકવંશો પણ અનેક હતા. વાચકો પોતપોતાના ગણને શ્રુત અર્પતા હતા. વાચકના સ્વર્ગગમનથી તેમને સ્થાને કોઈ પણ શાખાના યોગ્ય વાચકની સ્થાપના થતી હતી. અથવા સહકારી શાખાના યોગ્ય વાચકની સેવામાં જઈ એ ગણ શ્રુતજ્ઞાન મેળવતો હતો. આવી રીતના પરસ્પરના સહકારથી પ્રત્યેક સમુદાયમાં શ્રુતજ્ઞાનીઓ—પૂર્વધારીઓ—વાચકો સારા પ્રમાણમાં હતા.

પંડિતજી આ વાચકવંશ માટે તદ્દન ભિન્ન જ વિચારણા રજૂ કરે છે

"તે જ પ્રમાણે એ તટસ્થ વર્ગ જૈન શ્રુતને કંઠસ્થ રાખી તેની વ્યાખ્યાઓ સમજતો, તેના પાઠભેદો તથા તેને લગતી કલ્પના સાંભળતો અને શબ્દ અને અર્થથી પઠનપાઠન દ્વારા પોતાના શ્રુતને વિસ્તારતો, એ જ વર્ગ વાચક તરીકે પ્રસિદ્ધ થયો" (પરિચય, પૃ. ૨૫,૨૬)

"એ વાચકવંશના વિદ્વાન્ સાધુઓને પક્ષાપક્ષી ગચ્છભેદ અને તદ્દન તુચ્છ જેવી કર્મકાંડ વિષયક વિરોધની વાતોમા રસ ન હતો" (પરિચય, પૃ. ૨૭)

પંડિતજીના આ ફકરાઓનો આશય એવો છે કે—વાચકવંશ એ એક તટસ્થ વર્ગ હતો, જે તુચ્છ જેવા કર્મકાંડના વિષયોને મુખ્યતયા માનતો ન હતો.

પૂર્વજ્ઞાનના યુગમાં, કર્મકાંડની શિષ્ટતા હોવા છતાં, કર્મકાડના વિષયનો મતભેદ ન હોય એ તે યુગને છાજતુ છે, છતાં એ યુગમા કર્મકાંડનો સૌથી મોટો મતભેદ શ્વેતામ્બર-દિગમ્બરને અંગે હતો ઉમાસ્વાતિ વાચક કયા સંપ્રદાયની તરફેણમાં હતા તે તો ઇતિહાસથી જ નક્કી થઈ જાય છે.

પંડિતજી એક ખાસ વર્ગને જ વાચકવંશ તરીકે સબોધે છે, આમા પણ કલ્પનાની જ પ્રધાનતા હોય એમ લાગે છે, કેમકે-સ્વયં વાચક ઉમાસ્વાતિજી પોતાને ઉચ્ચાનાગર શાખાના વાચક તરીકે જાહેર કરે છે, એટલે સહેજે સમજી શકાય છે કે—ઉચ્ચાનાગર શાખામાં આર્ય શ્રેણિકા, આર્ય તાપસી, આર્ય કુબેરા અને આર્ય ઋષિપાલિતા એમ ચાર વર્ગમાં વિભક્ત ગણધરવંશ હતો તેમ સ્વતંત્ર વાચકવશ પણ હતો, જેના નાયક વાચક ઉમાસ્વાતિજી હતા

આ સિવાય નન્દીસૂત્રમાં વાચકવંશો માટે અન્ય પ્રમાણો પણ મળે છે, જેમકે—

**भणगं करगं झरगं पभावगं नाणदंसणगुणाणं**
**वंदामि अज्जमगुं सुयसागरपारगं धीरं ॥ २८ ॥**

અર્થ—અધ્યયનરત, ક્રિયાકારક, ધ્યાની, જ્ઞાન—દર્શનના પ્રભાવક, શ્રુતસાગરના પારગામી તથા ધીર આ૦ આર્યમંગુને વાંદુ છું.

**नाणम्मि दंसणम्मि अ तव विणए णिच्चकालमुज्जत्त ॥ २९ ॥**

અર્થ—જ્ઞાન, દર્શન, તપ તથા વિનયમાં નિત્ય ઉદ્યમવત આર્યનદીલક્ષ્મણને વાંદુ છુ.

**वड्ढउ वायगवंसो जसवंसो अज्जनागहत्थीणं ॥ ३० ॥**
**वड्ढउ वायगवसो रेवइनक्खत्तनामाण ॥ ३१ ॥**

અર્થ—આર્ય નાગહસ્તિનો યશસ્વી વાચકવંશ વૃદ્ધિંગત થાઓ. આર્યરેવતી નક્ષત્રનો વાચકવંશ વધો.

**अयलपुरा णिक्खते, कालिअसूय अणुओगिए धीरे ।**
**बंभद्दीवगसीहे, वायगपयमुत्तमं पत्ते ॥ ३२ ॥**

અર્થ—અચલપુરમા દીક્ષિત, કાલિકશ્રુતના અનુયોગવાળા, ધીર, ઉત્તમ વાચકપદને પામેલ બ્રહ્મદ્વીપિક સીહને . .. ...

**जेसिं इमो अणुओगो, पयरइ अज्जवि अड्ढभरहंम्मि ।**
**बहुनगरनिग्गयजसे, तं वंदे खंदीलायरिए ॥ ३३ ॥**

અર્થ—જેનો અનુયોગ (શ્રુતપરંપરા) આજ પણ ભરતાર્ધમા વિદ્યમાન છે તે, શહેરોમાં પ્રસિદ્ધ કીર્તિવાલા સ્કંદિલાચાર્યને વાંદુ છું.

**कालियसुयअणुओगस्स, धारए धारए अ पुव्वाण ।**
**हिमवंतखमासमणे, वंदे णागज्जुणायरिये ॥ ३५ ॥**
**मिउमद्दवसंपन्ने, आणुपुव्वि–वायगतणं पत्ते ।**
**ओघसुयसमाचारे नागज्जुणवायए वंदे ॥ ३६ ॥**

અર્થ—કાલિકશ્રુતના અનુયોગના ધારક, પૂર્વવિત્, હિમવતક્ષમાશ્રમણ તથા આ૦ નાગાર્જુનને વાંદુ છુ, મનસ્તુષ્ટિ તથા મૃદુતાવાલા, યોગ્યતા પૂર્વક વાચકપદમાં પ્રતિષ્ઠિત, ઉત્સર્ગશ્રુતના ધારક નાગાર્જુન વાચકને વાદું છુ.

આ પાઠમાં સ્પષ્ટ વિધાન છે કે આ ૦સૂરિવરો જ્ઞાન, ક્રિયા, ધ્યાન, અધ્યયન, અધ્યાપન, દર્શન, પ્રભાવના, કાલિકશ્રુતના અનુયોગની વિધિ વગેરે જ્ઞાન તથા ક્રિયાકાંડમા તત્પર રહેતા અને તેઓ શ્રુતપરંપરાના નાયક હતા—પૂર્વધારી હત.—વાચક હતા. ઉપલબ્ધ આગમ આ૦ સ્કંદિલાચાર્યના પ્રયત્નનું ફળ છે એટલે આ વાચકવંશનો જ્ઞાનભંડોળ એ જ વિદ્યમાનકાલીન શ્રુતસંગ્રહ છે.

આટલા પ્રમાણો પછી એક ખાસ વર્ગ જ "વાચકવંશ" હતો, એ કઈ રીતે માની શકાય ?

* * * *

સામાન્યતયા પ્રાચીન આર્યાવર્તના ધર્મોના ધર્મશાસ્ત્રો તે તે સમયની પ્રાકૃત ભાષા (વૈદિક પ્રાકૃત, પાલી, અર્ધમાગધી) મા છે, કે જે ભાષા લોકભોગ્ય હોવાથી જનતાને ધર્મનો સન્દેશ અધિક પ્રમાણમાં પહોંચાડી શકતી હતી.

ભગવાન્ મહાવીરના આગમો તે સમયની અર્ધમાગધી (પ્રાકૃત) મા બન્યા છે, પરંતુ આગમોનો અંતિમ વિભાગ, બારમુ અંગ દૃષ્ટિવાદ પૂર્વજ્ઞાન પંડિતભોગ્ય મનાતી સંસ્કૃત ભાષામાં બનેલ છે.

એ પ્રાચીન કાળથી લઈને આજ સુધી પ્રાકૃત, અપભ્રંશ ગુજરાતી કે એવી પ્રાંતીય ભાષાઓ ચાલુ વ્યવહારમા વપરાતી આવી છે. આજ સુધી, આવી લૌકિક વ્યાપકતા સંસ્કૃત ભાષાને પ્રાપ્ત થઈ નથી એટલે તે સમયના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુલક્ષીને લોકોપકારક ભાષા તો પ્રાકૃત જ મનાય છે પછીના જૈનાચાર્યોએ પણ એ પ્રાકૃતમાં જ ગ્રન્થો રચ્યા છે, એટલું જ નહીં કિન્તુ સમ્રાટ્ અશોકે પોતાનાં ૧૪ અનુશાસનો પણ આ જ પશ્ચિમી પ્રાકૃત ભાષામા તૈયાર કરાવ્યાં છે.

પંડિત શ્રી સુખલાલજી પરિચયના પૃષ્ઠ ૨૭માં આ પ્રાકૃત ભાષાને 'રૂઢિબદ્ધ કિલ્લા' તરીકે માને છે જો પંડિતજીએ તે સમયના ભાષા–લિપિ શાસ્ત્રના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, પ્રાકૃત ભાષાનું લોકોપકારિત્વ અને પૂર્વજ્ઞાનની સંસ્કૃતમાં રચના; આટલી બાબતો ઉપર ધ્યાન આપ્યું હોત તો તેઓ આ પ્રમાણે લખવા ન પ્રેરાત.

*    *    *    *

શ્રી કલ્પસૂત્રમાં ઇતિહાસ મળે છે કે—"શ્વેતામ્બર આચાર્ય શ્રી દિન્નસૂરિના શિષ્ય માઢરગોત્રીય આ. શાંતિશ્રેણિકજી લગભગ વિક્રમની પ્રથમ સદીમા ઉચ્ચનગર (તક્ષશિલા) ના પ્રદેશમાં વિચરતા હતા, તેનાથી ઉચ્ચાનાગરી શાખા નીકળી છે. જેની આયશ્રેણિકા, આર્યતાપસી, આર્યકુબેરા અને આર્યઋષિપાલિતા એ ચાર ઉપશાખાઓ છે."

વાચક ઉમાસ્વાતિજી ઉચ્ચાનાગરી શાખાના વાચનાચાર્ય હતા.

આ વસ્તુને પણ પંડિત શ્રી સુખલાલજી ભિન્ન રીતે જ આલેખે છેઃ—

"એવો વાચકવંશ કે જેને દિગંબરોની કશી પણ પડી ન હતી અગર શ્વેતામ્બર કહેવરાવવાનો કૈં પણ મોહ ન હતો તેમા ઉમાસ્વાતિ થયેલા હોય એમ લાગે છે" * * * "વા. ઉમાસ્વાતિજી દિગમ્બર કે શ્વેતામ્બર એ બે વિરોધી ફાંટાથી તદ્દન તટસ્થ એવી એક પૂર્વ કાલીન જૈન પરંપરામાં થયા હતા" (પરિચય પૃષ્ટ–૨૭).

પંડિતજીના આ કથન માટે મારે કઇ પણ લખવાનું રહેતુ નથી, કેમકે સ્વયં વા. ઉમાસ્વાતિ મહારાજ જ તેનો સ્પષ્ટ ઉત્તર આપે છે

**इदमुच्चैर्नागरवाचकेन, सत्त्वानुकंपया दृब्धम् ॥**
**तत्त्वार्थाऽधिगमाख्यं, स्पष्टमुमास्वातिना शास्त्रम् ॥ ५ ॥**

અર્થાત્—"હું શ્વેતામ્બર આ૦ શાન્તિશ્રેણિકની શિષ્યપરંપરાનો શ્રમણ છું."

પંડિતજી પણ પરિચયના પૃ. ૬મા લખી ચૂક્યા છે કે—"જેઓ ઉચ્ચાનાગર શાખાના હતા"

તદુપરાત એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે—શ્વેતામ્બર આગમો નંદીસૂત્ર, આવશ્યકનિર્યુક્તિ વગેરેમા વાચકવંશના ઉલ્લેખો છે, જ્યારે દિગંબર પરંપરામા એ વંશનું નામનિશાન નથી તેમજ આ વાચકવંશ શ્વેતામ્બર પરંપરાનુ પૂર્વ સ્વરૂપ છે.

ઉચ્ચનગર (તક્ષશિલા) સમ્રાટ્ સંપ્રતિના તાબામાં હતું. ત્યાથી સમ્રાટ્ સંપ્રતિના, જૈનત્વના ચિહ્નવાલા, સિક્કા મળ્યા છે એ જ ઉચ્ચનગર ઉપરથી ઉચ્ચાનાગરી નામની શ્વેતામ્બરીય શ્રમણપરંપરા નીકળી છે. આ સમ્રાટ્ કે શાખા સાથે દિગમ્બર સંપ્રદાયને કંઈ સંબંધ નથી

વા૦ ઉમાસ્વાતિકૃત ભાષ્ય, પ્રકરણ એ દરેક ગ્રન્થોને શ્વેતામ્બરસમાજ આપ્તવચનરૂપ માને છે. જ્યારે દિગમ્બરસમાજ તેમના તત્ત્વાર્થસૂત્ર સિવાયના કોઈ પણ ગ્રન્થને માનતો નથી, તેમજ તત્ત્વાર્થસૂત્રના ૧૨ દેવલોક વગેરે સૂત્રોને યથાર્થ સ્વીકારતો નથી. શું વા૦ ઉમાસ્વાતિજીને શ્વેતામ્બર આચાર્ય તરીકે માનવામાં આ પણ એક પ્રબળ પુરાવો નથી? પંડિત શ્રી સુખલાલજી આ કથન ઉપર અવશ્ય વિચાર કરે; સાથે સાથે અન્ય વિદ્વાનોને પણ આ વિષયમા પ્રામાણિક વિચારણા કરવાનું નમ્ર સૂચન કરીને વિરમું છુ.

# વસંતવિલાસ

## [એક પ્રાચીન કાવ્ય]

સંપાદક

**શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, વડોદરા.**

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના વર્ષ ૨ના અંક ૩ પૃષ્ઠ ૧૧૮ માં જણાવ્યા મુજબ આ કાવ્યની સચિત્ર ઐતિહાસિક પ્રત આજે અમેરિકાના મુખ્ય શહેર વૉશિંગ્ટનના Freer Gallery of Art ના સંગ્રહમાં સુરક્ષિત છે. તેની બીજી એક પ્રત પુનાના ડેક્કન કૉલેજના સંગ્રહમાં તથા ત્રીજી પ્રત સુરતના સાહિત્ય પ્રદર્શનમા આવેલી તે, એમ એ ત્રણે પ્રતોનો ઉપયોગ, દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે હાજીમહમ્મદ–સ્મારક–ગ્રંથ તથા પ્રાચીન ગુર્જર કાવ્ય નામના પુસ્તકોમા 'વસંતવિલાસ' નામના બે નિબંધોમાં કરેલો હોવાથી તે ઉપરથી જ આ કાવ્યની અક્ષરશઃ નકલ અત્રે ઉતારી છે, અને તે માટે તે નિબંધોના લેખક તથા પ્રકાશકોનો અત્રે આભાર માનુ છુ. —સંપાદક

### [મૂળ કાવ્ય]

પહિલૂં સરસતિ અરચીસૂં (રચીસૂં વસન્ત વિલાસ),
વીણ ધરઈ કરિ દાહિણ[1] વાહણ હંસલુ જાસ.[2] ૧

પહુ[3] તીય[4] તિઉણી[5] હિવ[6] રતિ વરતિ,[7] પહુતી[8] વસન્ત,
દહ[9] દિસિ પસરઈ પરિમલ, નિરમલ થ્યા નભ અન્ત. ૨

સીત[10] ગિઉ[11] હિમવન્તિ, વસન્તિ લિઉ અવતાર,
અલિ[12] મકરન્દિ મુરિઆ,[13] કહુરિઆ[14] સવિ સહકાર.[15] ૩

મયણ[16] તણા ગુણ ગહગહ્યા, મહમહ્યા મહુ[17] મહકાર,
ત્રિભુવનિ જય જયકાર પુકારઈ પિક[18] અપારિ. ૪

પદ્મિની[19] પરિમલ[20] બહિકઈ, લહિકઈ[21] મલયસમીર[22]
મયણ જિહાં પરિપન્થી,[23] પન્થી ધાઈ અધીર. ૫

માનિની[24] જન મન ક્ષોભન શોભન વાઉલા[25] વાઈ,
નિધુવન કેલિ[26] પામી કામી અગિ સુહાઈ. ૬

સ્મર[27] મુનિનાં મન ભેદઇ, છેદઇ માનિની માન,
કામી મનિં આનન્દઈ, કન્દઈ[28] પથિક પરાણ.[29] ૭

### [નોંધ]

૧ જમણે. ૨ જેનું ૩ સ્વામી. ૪ સ્ત્રી, પત્ની. ૫ ત્રણગણી. ૬ હમણાં. ૭ વર્તે છે ૮ આવી પહોચી ૯ દશ. ૧૦ ટાઢ. ૧૧ ગઈ. ૧૨ ભમરા ૧૩ આનંદ પામ્યા. ૧૪ મોર્યા. ૧૫ આંબા. ૧૬ કામદેવ. ૧૭ મહુડા. ૧૮ કોયલ ૧૯ કમળનો છોડ. ૨૦ સુવાસ. ૨૧ લહેરાય છે. ૨૨ મલયાચલનો પવન. ૨૩ શત્રુ ૨૪ માન લઈ બેઠેલી સ્ત્રી. ૨૫ વાયરા ૨૬ સમાગમસુખ. ૨૭ કામદેવ. ૨૮. ખંડાઈ જાય છે. ૨૯ પ્રાણ, જીવ.

વનિ[1] વિરચ્યા કદલીહર[2] દીહર[3] મણ્ડપ માલ,
તલીઆ તોરણ સુન્દર, ચન્દરવા છિ વિશાલ ૮
ખેલન[4] વાવિ સુખાલી; (જાલી ગૂખ વિશ્રામ),
મૃગમદપૂરિ[5] કપૂરહિં પૂરિહિં જલ અભિરામ. ૯
રંગભૂમિ[6] સજકારી, ઝારી કુંકુમ ઘોલ,[7]
સોવનસાંકળ[8] સાધી બાધી ચમ્પકદોલ.[9] ૧૦
તિહાં વિલસઈ[10] સવિ કામુક જામક[11] હૃદયચિ રંગિ,[12]
કામ જિસ્યા[13] અલવેસર વેસ રચઈ વર અંગિ. ૧૧
અભિનવ પિરિ[14] શિણગારી[15] નારી રમઈ વિસેસિ,
ચન્દનભરી કચોલી[16] ચોલી મણ્ડન રેસિ. ૧૨
નવ યૌવન અભિરામ તિ[17] રામતિ[18] કરઇં સુરંગિ;
સ્વર્ગિં જિસ્યા સુર ભાસુર[19] રાસુ રમઇં વર અંગિ. ૧૩
જયરણિ[20] રોધઇ[21] તીવન[22] જીવન તણૂ સુવાન,[23]
વાસભવનિ[24] તિહાં વિલસઇ જલજઇ[25] અલિઅલ[26] આન[27] ૧૪
કામુક જન મન જીવન તી[28] વન નગર સુરંગુ,[29]
રાજુ[30] કરઇ અભંગિહિ[31] રગિહિ રાઉ[32] અનંગુ[33] ૧૫
અલિ[34] જન વસઇ અનન્ત, વસન્ત તિહાં પરધાનુ;
તરુઅર વાસનિકેતન[35] કેતન[36] કિશલસંતાન[37] ૧૬
ચન્દન વન અવગાહી,[38] નાહી સરવર નીરિ;
મન્દ-સુરભિ-હિમ-લક્ષણ[39] દક્ષિણ વાઈ સમીર ૧૭
વનિ વિરચઇ[40] શ્રી[41] નન્દન ચન્દન ચન્દસુ મીત,
રતિ પ્રીતિ[42] સ્યૂં સોહઇ, મોહઈ ત્રિભુવન ચીત. ૧૮
ગરુઉ[43] મદન[44] મહિપતિ દીપતિ[45] સહિણુ ન જાઈ;
કરઇ નવી નવી જુગતિ, જુગતિ[46] પ્રતાપ ન માઇ. ૧૯
કુસુમ[47] તણૂ કરિ ધણુહ[48] રે, ગુણ[49] હ[50] રે ભમરમાલ,
લખ[51] લાઘવિ[52] નવિ ચૂકઈ, મૂકઈ સર સુકુમાલ.[53] ૨૦
મયણજિ[54] વયણ-નિરોપઈ[55] લોપઇ કોઇ ન આણ,
માનિની જન મન હાકઇ[56] તાકઈ કિશલ કૃપાણ[57] ૨૧
ઇમ દેખિ રિદ્ધિ કામની કામિની કિંનર કંઠી,[58]
નેહગહેલી[59] માનિની માનની મૂકઈ ગંઠી.[60] ૨૨
"કોઈલિ આણુલાડાલી આલી![61] કરઈ નિનાદ"[62]
"'કામ તણુ કરિ આયસુ'[63] આ ઇસુ[64] પાડઈ સાદ ૨૩
જં ભણુ[65] થિર ન પયોહર,[66] મોહરસુ[67] મગ માર,
માન રસ્યુ[68] કિસ્યા કારણિ? તારુણ[69] દીહ[70] બિચ્યારિ.[71] ૨૪

૧ ઘરના બગીચાઓમાં. ૨ કેળની ઘટાના માંડવાઓ. ૩ દીર્ઘ, મોટા ૪. જળક્રીડા કરવાને. ૫ કસ્તુરી. ૬ વિહારનું સ્થાન ૭ કેસરનું પાણી. ૮ સોનાની સાંકળ. ૯ ચંપાનાં ફૂલનો હીંડોળો ૧૦ ખેલે છે. ૧૧ પ્રેમીયુગલ. ૧૨ અંતરના ઉમંગથી. ૧૩ કામદેવના જેવા. ૧૪ તરેહથી ૧૫ શણગાર સજેલી ૧૬ ન્હાનૂં કચોલું. ૧૭ તે (સ્ત્રી પુરુષ). ૧૮ ક્રીડા. ૧૯ દેદીપ્યમાન. ૨૦ જય પરાજયના યુદ્ધમા. ૨૧ રૂધે છે; આવરે છે. ૨૨ સ્ત્રીજન. ૨૩ સુંદર શરીર. ૨૪ ક્રીડાગૃહમાં. ૨૫ કમળમા. ૨૬ ભ્રમર. ૨૭ અન્ય ૨૮ તે. ૨૯ રસિક. ૩૦ રાજ્ય. ૩૧ અંતરાય વગર. ૩૨ રાજા. ૩૩ કામદેવ. ૩૪ ભ્રમર. ૩૫ ક્રીડાગૃહ. ૩૬ કેતુ, ધજા. ૩૭ કૂંપળોનો જથો. ૩૮ પેસીને. ૩૯ મંદ-સુરભિ-હિમ-લક્ષણ=ધીમો, મહમહ થતો અને શીતળ એવા ગુણવાળો. ૪૦ વનિ વિરચઈ=ચંદ્રનો મિત્ર, અર્થાત્ ચંદ્ર સરખૂં ઊજળું વૃક્ષ ૪૧ શોભા ૪૨ રતિપ્રીતિસ્યૂં૦=ત્રણે ભુવનનાં પ્રાણીના મન વિલાસની ઇચ્છાયુક્ત તથા પ્રીતિયુક્ત શોભે છે. ૪૩ મોટો ૪૪ કામદેવ. ૪૫ પ્રતાપે કરીને. ૪૬ જગતમાં. ૪૭ ફૂલ. ૪૮ ધનુષ્ય. ૪૯ પણછ. ૫૦ તથા. ૫૧ નિશાન ૫૨ ચાલાકી. ૫૩ સુકોમળ. ૫૪ કામદેવના. ૫૫ મુખસંદેશથી ૫૬ પોતાને વશ વર્તાવે છે. ૫૭ નવી કૂંપળો રૂપી તરવારો. ૫૮ કિંનરોના જેવા મધુર સાદવાળી ૫૯ વ્હાલઘેલી ૬૦ ગાઠ, આટી. ૬૧ સખી. ૬૨ અવાજ; ઘોંઘાટ, કલબલાટ ૬૩ હુકમ, આજ્ઞા. ૬૪ એવો ૬૫ કહે. ૬૬ સ્તન. ૬૭ આંબામોર. ૬૮ કરે છે ૬૯ જુવાની. ૭૦ દિવસ. ૭૧ બે ચાર.

નાહુ[1] નિશિ[2] છઈ ગામટિ,[3] સામટિ[4] મય[5] વય[6] જાણિ
મયણુ મહા ભડ ન સહી અસહી! અસુ[7] હણઈ બાણિ. ૨૫

ઈણુ પરિ કોઈલિ કૂજઈ,[8] પૂંજઈ[9] જુવતિ મણોર.[10]
વિધુર[11] વિયોગિની ધૂજઈ. કૂંજઈ[12] મયણ કિશોર. ૨૬

વિણસઈ,[13] જિમ જિમ વિહસઈ,[14] સહસઈ[15] માનિની માન,
યૌવન મદિહિ[16] ઊદંપ[17] તી[18] દંપતી થાઈ જુવાનિ. ૨૭

જે કિમ ઇભ[20] ગતિ ચાલઈ, સાલઈ વિરહિણી અંગ.
બાલઈ વિરહકરાલી[21] બાલી તે બહુ ભગ.[22] ૨૮

ઘૂમઈ[23] મધુપ[24] સકેસર[25] કેસર[26] મુકુલ[27] અસંખ;[28]
આલતઇ[29] રતિપતિ સૂરઈ પૂરઇ સુભટ કિ શંખ. ૨૯

બઉલવિલુધલા[31] મહુઅર[32] બહુ રચઇ ઝણકાર;[33]
મયણર[34] હઈઆણુ દણ વંદણ કરઈ કઈ[35] વાર. ૩૦

ચાંપુલા[36] તરુઅરની કલી નીકલી સોવનવાન[37]
માગું[38] માર ઉદ્દીપક દીપક જીઅ[39] સમાન. ૩૧

કામિની બાધઈ તરકસ[40] તરકસ પાડલ ફૂલ.
બાંહિ રચ્યા[41] કિરે કેસર કે શરનિકર[42] સમૂલ.[43] ૩૨

આબુલે[44] માજર લાગી; જાગી મધુકરમાલ.
મૂકઈ હિઈ[45] કે વિરહિઅ[46] વિરહિ[47] અ ધૂમવિરાલ.[48] ૩૩

કેસૂકલી[49] અતિ વાંકુડી આંકુડી[50] મયણચી[51] જાણિ.
વિરહિણીનાં ઇણુ[52] કાલિ જ કાલિજ[53] કાઢઈ તાણિ. ૩૪

વીર સુભટ કુસુમાયુધ.[54] આયુધ સાલ[55] અશોક.
કિશલ[56] જિસ્યા અસિ,[57] ઝબકઇ ઝમકઇ[58] વિરહિણી લોક. ૩૫

પથિક ભયંકર કેતુ[59] કિ કેતકીદલ સુકુમાર,
વિરહિઅ હિઅઅ[60] વિદારણ દારુણ કરવતધાર ૩૬

ઇમ દેખી વન સંપઈ[61] કંપઈ વિરહિણી સાથ.
આંસૂઈ નયણ નિશા[62] ભરઈ, સાભરઈ જિમ નાથ. ૩૭

વિરહિ કરાલી[63] બાલી કાલી[64] ચોલી અંગ.[65]
વિષમ ગણઈ ત્રિણ તોલઈ[66] બોલઈ તે બહુ ભંગ[67] ૩૮

રહિ,[68] રહિ, તોરી,[69] જો, અલી કોઈલી! સ્યૂ[70] બહુવાસિ[71]
નાહુ[72] અજી નવિ આવઈ. ભાવઈ મૂ[73] ન વિલાસ. ૩૯

ઉર વરિ[74] હાર તે ભાર મૂં. સઈરિ[75]! શૃંગાર અંગાર
ચીંત[76] હરઈ નવિ ચંદન. ચંદ નહિ મનોહાર. ૪૦

સખિ! દીહ[77] દૂખ અનીઠણ.[78] દીઠણ ગમઈ ન ચીર.
ભોજન આજ ઊછીઠણ.[79] મીઠણ[80] સદઈ[81] ન નીર. ૪૧

૧ નાથ, પતિ. ૨ નક્કી; નિશ્ચય. ૩ ગામડ, અરસિક. ૪ સંપૂર્ણપણે. ૫ પશુ ૬ પંખી. ૭ પ્રાણ. ૮ ટૌકે છે. ૯ વધે છે, પ્રદીપ્ત થાય છે. ૧૦ મનોરથ. ૧૧ લાચાર. ૧૨ કિલકિલાટ કરે છે. ૧૩ નાશ પામે છે. ૧૪ હસે છે ૧૫ સહસા. ૧૬ મદથી. ૧૭ ઉદ્દામ દર્પયુક્ત. ૧૮ તે. ૧૯ જોબન. ૨૦ હાથી. ૨૧ વિજોગથી ભયકર દશા જેની થઇ ગઈ છે તે. ૨૨ પ્રકારે, રીતે. ૨૩ ગુંજારવ કરે છે. ૨૪ ભમરા ૨૫ રેસાયુક્ત. ૨૬ બોલસરીનાં ફૂલ. ૨૭ કળીઓ. ૨૮ અસંખ્યાત. ૨૯ ચાલતા છતાં; પ્રયાણ કરતાં ૩૦ શૂરો. ૩૧ બોલસરી ને વળૂંધેલા. ૩૨ ભમરા. ૩૩ ગુંજારવ. ૩૪ કામદેવની. ૩૫ કેટલોક. ૩૬ ચંપાના. ૩૭ સોનેરી રંગની. ૩૮ વરેમાગું. ૩૯ જીવ. ૪૦ ત્રાંસૂં (૨) ભાથો ૪૧ સરજ્યા છે. ૪૨ બાણનો જથો. ૪૩ મૂળ સહિત. ૪૪ આંબાના ઝાડે. ૪૫ હૃદયથી. ૪૬ વિયોગી સ્ત્રી-પુરૂષો. ૪૭ વિયોગને લીધે. ૪૮ ધૂમાડો. ૪૯ કેસૂડો. ૫૦ આંકડી ૫૧ કામદેવની. ૫૨ આ. ૫૩ કાળજાં. ૫૪ ફૂલ જેનાં આયુધ છે તે કામદેવ ૫૫ બાણ; તીર. ૫૬ કૂંપળ ૫૭ તરવાર ૫૮ ઝબકે છે; ભડકે છે ૫૯ ધજા. ૬૦ હૃદયને. ૬૧ સમૃદ્ધિ, શોભા. ૬૨ નક્કી, જરૂર ૬૩ ભૂંડી દશા પામેલી. ૬૪ સાડી ૬૫ સુંદર. ૬૬ ખરાબર. ૬૭ પ્રકારે. ૬૮ રહે, ચૂપ રહે ૬૯ તોરથી ભરેલી ૭૦ શું ૭૧ ટૌકા કરે છે, ટૌકે છે ૭૨ નાથ. ૭૩ મને. ૭૪ ઉપર. ૭૫ હે સખી. ૭૬ ચિત્ત. ૭૭ દિવસ ૭૮ ખૂટાયું, ખૂટતુ નથી ૭૯ પડયૂં રહ્યું. ૮૦ મીઠું. ૮૧ સ્વાદ લાગે છે,

સકલ કલા તૂ નિશાકર[૧]। શા કર[૨] સઈરિ સંતાપ ?
અબલા મ મારિ કલંકી। શકી[૩] હુવઈ પાપુ. ૪૨

ભમરલા ! છાંડિ ન પાખલ[૪] ? ખાખલ[૫] થ્યા અહ્મ સઈર.[૬]
ચાંદુલા[૭]। સઈર સંતાપણ ! આપણુ તા નહિ વઈર. ૪૩

બહિનૂ[૮] રહિ નહિ મનમથ મન મથતુ મુહ[૯] અરાતિ,
અંગ અનોપમ શોષઈ, પોષઈ વઈરણિ રાતિ ૪૪

કહિ સહિ। મુઝ પ્રિય વાતડી. રાતડી કિમહિ ન જાઈ,
દોહિલુ[૧૦] મકરકેતન. ચેત[૧૧] નહી મુઝ ઠાઈ. ૪૫

સખી। મુઝ ફરકઈ જાંઘડી,[૧૨] તાઘડી[૧૩] વિલગઈ આજ.
દૂખ સવે હવં[૧૪] વામીસૂં, પામીસૂ પ્રિય તણૂં રાજુ. ૪૬

વિરહ સહૂ તે ભાગલુ[૧૫] કાગલુ કરલઉ[૧૬] પેખિ,
વાયસના ગુણ વરણઈ[૧૭] અરણઈ[૧૮] તાજિ[૧૯] વિશેખિ. ૪૭

ધન ધન વાયસ। તુ સર.[૨૦] મૂં સરવમ તૂં દેસુ.[૨૧]
ભોજનિ કૂર કરા[૨૨] બલુ.[૨૩] આબલુ જરહુ[૨૪] લહેસુ.[૨૫] ૪૮

દેસુ કપૂરચી વાસિ[૨૬] રે, વાસિ[૨૭] રે સર એઉ[૨૮]
સોવન ચાંચ નિરુપમ, રૂપમ[૨૯] પાખડી[૩૦] એઉ. ૪૯

શકુન વિચારિ સંભાવિઆ આવિઆ તિહા વ.લંભ[૩૧]
નિશિ[૩૨] ભરિ નિજ પ્રિય નિરખી હરખી દિઈ પરિરંભ[૩૩] ૫૦

રંગિ રમઈ અતિ હરખી સરસી[૩૪] નિજ ભરતારિ.
દીસઈ તે ગયગમણી[૩૫] નમણી કુચ[૩૬] યુગ[૩૭] ભારિ ૫૧

કામિની નાહુલા[૩૮] જી[૩૯] સુખ, તીં સુખ કહણુ ન જાઇ.
પામી અનઇ પ્રિય સંગમ અગ મનોહર થાઈ. ૫૨

ખૂપ ભર્યા શિર કેતકિ સેત[૪૦] કિયા શિણુગાર.
મિલિઆ મંડન સારી નારી સ્યૂં ભરતાર ૫૩

રાસુ રમઈ અબલા વનિ, લાવનિમય[૪૧] જસુ રંગ
સહજ સલીલ મદાલસ[૪૨] આલસઇ તીહ[૪૩] અંગ ૫૪

વીણિ[૪૪] ભળૂં કિ ભુજંગમ, જગમ મદન કૃપાણ.[૪૫]
કરિ[૪૬] કુસુમાયુધ પ્રગટી ભૃગુટી ધણુહ[૪૭] સમાન. ૫૫

કાનિ કિ ઝબકઉ[૪૮] વીજનુ[૪૯] ? બીજનુ ચંદ કિ ભાલિ ?
ગલ્લ[૫૦] હસઈ સકલ ક હ મયકહ બિંબ વિશાલ ૫૬

મુખ આગલિ તૂં મલિન રે નલિન[૫૧] રે। જઈ જલિ ગાહિ.[૫૨]
દંતહ[૫૩] બીજ દિખાડિ મ, દાડિમ જિત[૫૪] સુખમાહિ[૫૫]। ૫૭

નીલમણિ[૫૬] કુંડલ કાનિ હ વાનિ હસઈ હરિઆલ[૫૭]
પંચમ[૫૮] આલવઈ કંઠઈ. કંઠઈ મુક્તામાલ. ૫૮

૧ ચંદ્ર. ૨ શા કર—શા માટે કરે છે ૩ ડરીને ૪ કેડો. ૫ અશક્ત, દુર્બળ. ૬ સહિયર, સખી. ૭ ચંદ્ર. ૮ હે બહેનો. ૯ મારો. ૧૦ કપરો, દુઃખદ ૧૧ ચિત્ત. ૧૨ જાંઘ, ૧૩ પગ ૧૪ હવે. ૧૫ ભાગ્યો. ૧૬ હાથનો. ૧૭ વખાણે છે. ૧૮ જંગલ, અરણ્ય. ૧૯ તજાવે છે ૨૦ સ્વર. ૨૧ આપીશ. ૨૨ હું કરૂ છુ, હુ રાધુ છુ. ૨૩ સુદર (?) ૨૪ પાકૂં, જરેલુ. ૨૫ પામીશ. ૨૬ ખુશબો. ૨૭ વાસ ૨૮ આ. ૨૯ રૂપાની. ૩૦ પાખ. ૩૧ પ્રિયતમ. ૩૨ નિશ્ચયથી. ૩૩ આલિંગન. ૩૪ સાથે. ૩૫ હાથીના જેવી ચાલવાળી. ૩૬ સ્તન. ૩૭ જોડ. ૩૮ પતિના. ૩૯ જે. ૪૦ શ્વેત ૪૧ લાવણ્યમય; સુંદર. ૪૨ મદની ખુમારીથી કંઈક જડ બનેલા ૪૩ તે સ્ત્રીના. ૪૪ વેણી. ૪૫ તરવાર ૪૬ હાથમાં. ૪૭ ધનુષ. ૪૮ ઝબકારો. ૪૯ વીજળીનો. ૫૦ ગાલ ૫૧ કમળ. ૫૨ બૂડીમર ૫૩ દાતને. ૫૪ જીતાયલૂં, પરાભવ પામેલું. ૫૫ કાંતિવડે. ૫૬ લીલમ; પાના. ૫૭ હરિઆળી. ૫૮ પંચમ સ્વર.

સીમંત[1] સીંદુરિ ભુરિઉ[2] પૂરિઉ મોતી સુરંગ.
રાખડી[3] જડી માણિકિ જાણિ કિ[4] ફણિમણિ ચંગુ.[5] ૫૯
ભમોહિ[6] કિ મનમથ ધણુહિ[7] અ; ગુણ[8] હિઅડઈ વરહાર;
બાણ કડાખલા[9] સોહઈ, મોહઈ સયલ સંસાર ૬૦
પલ્લવ[10] પેશલ[11] પાણિ કિ જાણિ કુસુમ સુકુમાલ.
સરલ તરલ[12] ભુજદંડ કિ દંડ કમલિની[13] નાલ. ૬૧
હરિણ હરાવઈ જોતી. મોતીના શિર જાલ.
રંગિ નિરુપમ[14] અધર જિ,[15] અધર જિસ્યા પરવાલ.[16] ૬૨
તિલકુસુમોપમ[17] નાક રે. લાંક[18] રે લીજઈ મૂઠિ.
કિશલય[19] કોમલ પાણિ રે જાણિ રે ચોલ મજીઠ. ૬૩
બાહુલતા[20] અતિ કોમલ કમલ મૃણાલ[21] સમાન.
જીંપઈ[22] કટિ પંચાનન[23] આનન[24] નહિ ઉપમાન. ૬૪
કુચ બિહુ અમીકલસા;[25] પણિ[26] થાપણિ તણી અનંગ.
તીંહ્નુ[27] રાખણહાર[28] રે હારુ રે ધવલ ભુઅગુ[29] ૬૫
નમણ ન કરઇ પયોધર યોધ રતિહ[30] સંગ્રામિ,
કંચુક[31] ત્યજઇ સંનાહુ[32] રે નાહુ રે મહાભડ પામિ. ૬૬
ઉન્નત[33] કુચ કિ હિમ શિખરી[34] શિખરી[35] તેહ પઈઠ[36]
હાર નીઝરણ;[37] માહિ રે નાહુ રે ઝીલતુ દીઠ. ૬૭
રૂપમઈ[38] વિધિ[39] તા ઘડી જાંઘડી, ઉપમ[40] ન જાઈ.[41]
કરિ કંકણ, પાઇ નેઉર,[42] કેઉર[43] બાહડીઆંઈ.[44] ૬૮
અલવિહિં[45] લોચન મીચઈ, હીચઈ હીંદોલિ એકિ.
એકિ હણઈ પ્રિય કમલિ રે, રમલિ[46] કરઇ જલિ એકિ. ૬૯
એકિ રે દિઈ બાલી તાલી છંદિહિ[47] રાસ.
એક દિઈ ઉપાલંભ રે વાલંભરિ[48] સવિલાસ. ૭૦
સુરકલઇ[49] મુખ મચકોડઈ, મોડઈ લલવલ[50] અંગ,
વાનિ[51] સુવર્ણ વખોડઈ, લોડઈ[52] નિતુ નવરંગ. ૭૧
કંટક સંકટિ[53] એવડઈ કેવડઈ પઈસી ભૃંગુ[54]
છયલપણઈ[55] ગુણ માણઈ,[56] જાણઈ પરિમલુ ચંગુ. ૭૨
પાડલ કલી છઈ ફૂઅલી; તૂં અલિઅલ[57]! મ ધંધોલિ.
તૂં ગુણવેદ તે સાચઉ કાચઉ મહી મ વિરોલિ.[58] ૭૩
બઉલસરી મદ ભીભલુ[59] ઈ ભલુ ભણિ અલિ રાજુ.
સંપતિ[60] વિણુ સુકુમાલતી[61] માલતી વીસરી આજુ[62] ૭૪
પાલઈ નેહુ[63] પુરાણુ ન; જાણુ ન ભલુ સખિ! ભૃંગુ.
અલગ થિઉ ગુણ બિમણઈ દમણઈ[64] લિઇ રસ રંગિ. ૭૫

૧ સેંથો ૨ ભરેલો. ૩ માથાનું રત્નજડિત ઘરેણું. ૪ કે. ૫ સુંદર. ૬ ભવાં; ભમર. ૭ ન્હાનુ ધનુષ. ૮ પણછ. ૯ કટાક્ષ. ૧૦ કૂંપળ. ૧૧ સુંદર. ૧૨ હાલતા. ૧૩ કમળનો છોડ. ૧૪ ઉપમા રહિત. ૧૫ નક્કી. ૧૬ પરવાળાં. ૧૭ તિલના ફૂલ સરખું. ૧૮ કેડ. ૧૯ કૂંપળ. ૨૦ વેલ સરખા હાથ. ૨૧ દાંડો. ૨૨ જીતે છે, હરાવે છે. ૨૩ સિંહ ૨૪ મુખ. ૨૫ અમૃતથી ભરેલા કળશો ૨૬ વળી. ૨૭ તેઓનો. ૨૮ રક્ષણ. ૨૯ નાગ. ૩૦ ક્રીડાના ૩૧ કાંચળી ૩૨ બખ્તર. ૩૩ ઊંચા. ૩૪ હિમાચળ. ૩૫ શિખરોમા. ૩૬ પેઠું છે. ૩૭ ઝરણું. ૩૮ રૂપાળી. ૩૯ બ્રહ્મા. ૪૦ ઉપમા. ૪૧ જેની. ૪૨ નૂપુર. ૪૩ કડા. ૪૪ હાથોમા. ૪૫ અમથા. ૪૬ રમત ૪૭ છંદમાં ૪૮ પ્રિયતમને. ૪૯ મરકલડાં સાથે; સ્મિત હાસ્ય કરીને. ૫૦ લચકાઈ જવુ; અત્યંત મૃદુ. ૫૧ શરીરની કાંતિએ ૫૨ ખેલે છે. ૫૩ સંકટ સાથે. ૫૪ ભ્રમર. ૫૫ રસિકતાથી. ૫૬ માણે છે; ઉપભોગ કરે છે. ૫૭ હે ભ્રમર. ૫૮ વલોવ. ૫૯ મસ્ત. ૬૦ સમૃદ્ધિ. ૬૧ તે. ૬૨ આજ. ૬૩ પ્રીતિ. ૬૪ મોગરાનું ફૂલ.

બાલિ વિલસિવા વિવરનિ ભૅવર નિહાલઈ માગુ
આવરિઆ ઇણિણીગુણ ણીગુણ સ્યૂં તુઝ લાગુ ૭૬
કેસૂ ગરવ મ તૂં ધરિ મૂ શરિ[1] ભમર બઈઠુ,
(માલતી વિરહ બહુ વહઈ) હૂં હવઈ ભણી પઈઠુ ૭૭
સખિ! અલિ ચરણ ન ચાંપઈ ચાંપઈ; લિઈ નવિ ગંધ
રૂડઈ દોહગ[2] લાગઈ આગઈ ઇસુ નિબન્ધુ ૭૮
નિતુ નિતુ ચરીઅઇ[3] મરુઅઉ;[4] વિરુઅઉ ગંધ કુરંગિ[5]
ભમર! ભમી ભમી રીચુ[6] ઉ લીણઉ[7] તસ રસ રંગી ૭૯
ભમર ભમંતઉ ગુણ કરઈ અગર જ કોરીઉ જોઈ
અજી અ તીણઈ વિરંસઈ વંસ વિણાસઈ સોઈ. ૮૦
મૂરખ! પ્રેમ સુહાતી[8] જાતિ[9] ગઈ મ ચીંતિ.
વિહસી[10] અલિ! નવમાલી બાલીઈ[11] માંડિ પ્રીતિ ૮૧
એકિ થડિ (સરિખી) બઉલ[12] બિઉ લતા; નવિ ભેઉ[13]
ભમર! વિચારિ કિશાં[14] (કરિ) પામર! વિલસિ સ્યૂં બેઉ.[15] ૮૨
મકરંદિ માતી પદ્મિની પદ્મિની જિમ નવ નેહિ
અવસરિ લેવુ રસુ મૂકઈ ચૂકઈ ભમરસુ દેહિ. ૮૩
ભમર? પલાસ[16] કરાં બલા; આંબલા આંબલી છાંડિ
કુચફલિ ફલિત કિ તરૂણી કરણી[17] સિઉ રતિ માંડિ. ૮૪
દમનહ[18] ગુણિ મદમાતઉ રાતઉ[19] રૂપિહિં[20] ભૃગુ.
કુંદ કુસુમ રમાડઈ છાંડઈ ચાંપુલા[21] સંગ.[22] ૮૫
ઇણ પરિ[23] નિતુ પ્રિય રંજવઈ[24] મંજુવઇણુ[25] ઇણુ[26] ઠાઇ[27]
ધન ધન તે ગુણવંત, વસંતવિલાસ જે ગાઇ ૮૬

૧ શિરે, માથે. ૨ દુર્ભાગ્ય. ૩ ખવાય છે, ખાવામાં આવે છે. ૪ મરૂવો ૫ એલચીનો છોડ ૬ અરણ્ય; જંગલ ૭ લેવો. ૮ સલૂણી. ૯ જાઈ, ચમેલી. ૧૦ ખીલી છે. ૧૧ બાળેરી શાથે. ૧૨ બોલસરી ૧૩ ભેદ. ૧૪ શા માટે ૧૫ સાથે. ૧૬ ખાખરાનાં ફૂલ, કેસુડાં. ૧૭ એક જાતનું ફૂલ. ૧૮ મોગરાનો છોડ ૧૯ મોહ પામેલો, આસક્ત થએલો. ૨૦ ખૂબસૂરતીથી. ૨૧ ચંપાની ૨૨ સોબત. ૨૩ પ્રમાણે ૨૪ રીઝવે છે. ૨૫ મધુર વચન છે જેના. ૨૬ આ. ૨૭ ઠેકાણે

**તા. ક.** જૈન હોવા છતા જૈનેતર કૃતિ તરીકે વિદ્વાનોમાં ઇ સ. ૧૮૯૨ થી પરિચિત થએલ આ 'વસંતવિલાસ' કાવ્યના કેટલાક પાઠો તૂટતા છે, તેથી તપાસ કરતાં કોઈ પણ મુનિમહારાજ તથા વિદ્વાનના જોવામા આ કાવ્યની બીજી પ્રતો આવે તો તેઓ મને લખી જણાવવા કૃપા કરે એવી મારી વિનતિ છે.



# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## मांडवगढ संबंधी लेख

संग्राहक
श्रीयुत नन्दलालजी लोढा

मालव देश में धारानगरी राज्यान्तर्गत मांडवगढ नामक जैन तीर्थ है, जो मंडपदुर्ग, मंडमाचल, मंडप, के नाम से प्रचलित था और जहां जैनों की वस्ती बहुत थी व जैन मन्दिर भी ज्यादे थे। आज वहां पर सारा नगर खंडहर सा देख पडता है। बादशाही जमाने की थोडी इमारतें इस वक्त मौजूद हैं। जैन समाज इस वक्त इसको तीर्थ स्वरूप मानता है और यात्रार्थ यात्रियों का आवागमन होता रहता है। इसके प्राचीन जैन इतिहास के संग्रहरूप में कोई पुस्तक छपी हो वैसा देखने में नहीं आया है। विद्वान इतिहासकारों से मेरा अनुरोध है कि इसका जैन इतिहास जितना संगृहीत हो सके एकत्र करके "मांडवगढ का जैन इतिहास" नाम से पुस्तक छपाई जावे तो प्राचीनता के अन्धकार में रहा हुवा इतिहास जरूर प्रकाश में आवेगा। मेरे देशाटन फिरने में माडवगढ सम्बन्धी मूर्तियों के शिलालेखों व दीवाल वगैरह में लगे हुए पत्थरों वगैरह में खुदे हुए लेख वगैरह प्राप्त हुए हैं और जो होते जावेंगे उसको क्रमशः प्रकाशित करते जाने का विचार किया है। मै कोई विद्वान नहीं हूं। सेवाभाव से कार्य करता हूं अत उसमें त्रूटि रहना संभव है। वाचकगण इसके लिए क्षमा करें और उस ओर मेरा ध्यान आकर्षित करके अनुगृहीत करें।

(१) सं० १५४१ वर्षे वै० शु० ५ प्रा० सं० जाना भा० राही पुत्र सं० कुरपालेन भा० पुनी पुत्र पदमसी भा० आंबी पुत्री नानो युतेन .मात्र श्रेयसे श्रीपार्श्वनाथ विंबका० प्र० तपा श्री सोमसुंदर संताने श्री लक्ष्मीसागरसूरिभिः ॥ श्री मंडपदुर्गे ॥ श्री.

यह लेख ग्राम मंडोद, जिला शाजापुर, रियासत ग्वालियर के जैन मन्दिर में पीत्तल धातु की पंचतीर्थी के पीछे है।

(२) संवत् १५३६ वर्षे मंडपवास्तव्य ओसवाल ज्ञाति सो० आशा भा० वांदू-सुतनाथाकेन स्वश्रेयसे श्री मुनिसुव्रतस्वामिबिंब कारितं प्रतिष्ठितं श्रीवृहत्तपापक्षे श्री उदयसागरसूरिभिः।

यह लेख ग्राम केसूर, रियासत धार के, दशा ओसवाल के जैनमन्दिर में श्याम-पाषाण की पंचतीर्थी के पीछे है।

(३) मैं श्री रतलाम सम्मेत शिखर स्पेशल ट्रेन में यात्रार्थ गया था उस वक्त ता. १५-११-३३ को श्री भांदक तीर्थ में मन्दिर के अन्दर एक धातु की पंचतीर्थी का लेख देखने में आया, उसमें सं० १५२२ और मडपदुर्ग लिखा हुवा था, कारण वशात् पूरा लेख नहीं उतार सका।

(क्रमशः)

# સ...મા...ચા...ર

## ધર્મનિંદક રેકર્ડો

હિંદુસ્તાનમા વર્ષોથી અમેરિકાની ગ્રામોફોન રેકર્ડ બનાવનારી "હીઝ માસ્ટર્સ વોઇસ" નામની કંપની તરફથી, કેટલાક સમય પહેલાં "તીરુન્યાન સમંદર" નામનુ ચાર રેકર્ડોમા સમાપ્ત થતુ નાટક તામિલ ભાષામા પ્રસિદ્ધ કરવામાં આવ્યુ છે આ નાટકમાં સર્વમાન્ય ઇતિહાસની ઇરાદાપૂર્વક અવગણના કરીને પ્રભુ શ્રી પાર્શ્વનાથ અને પ્રભુ શ્રી મહાવીરસ્વામીના સબંધમા સાવ કપોલકલ્પિત સવાદ ગોઠવીને જૈનધર્મને, જૈનધર્મના ગૌરવભર્યા ઇતિહાસને અને જૈનધર્મના પરમ માનનીય પૂજ્ય પુરુષોને ઉતારી પાડવામા આવ્યા છે

તામિલ ભાષાની આ રેકર્ડો તરફ સૌથી પ્રથમ મદ્રાસના જૈન સંઘનુ ધ્યાન ગયુ. આ રેકર્ડો ધર્મનિંદક અને કોઇ પણ ધર્મપ્રેમીની લાગણીને દુભવે તેવી લાગવાથી તે સંઘે એ વાત આખાય જૈન સંઘ સમક્ષ રજૂ કરી પરિણામે આખાય દેશમા એ ધર્મનિંદક રેકર્ડો માટે ઠેર ઠેર સભાઓ ભરી વિરોધના ઠરાવો કરવામા આવ્યા અને એ વાતની જાણ કંપનીને તથા મદ્રાસની સરકારને કરવામાં આવી આપણા દરેક પેપરમા પણ એ માટે ઉગ્ર વિરોધના સૂરો કાઢવામા આવ્યા. બીજી બાજૂ ધી યંગમેન્સ જૈન સોસાઇટી તરફથી એ રેકર્ડો બાબત "હીઝ માસ્ટર્સ વોઇસ" કંપનીની કલકત્તાની હેડ ઑફીસ સાથે પત્ર વ્યવહાર ચલાવવામા આવ્યો ઠેરઠેર સભાઓ ભરીને બતાવવામા આવેલ ઉગ્ર વિરોધ તથા ધી યંગમેન્સ જૈન સોસાઇટી તરફથી કરવામા આવેલા પત્રવ્યવહારને ધ્યાનમાં લઇને, (કેટલોક પત્રવ્યવહાર થયા પછી) છેવટે કંપની તરફથી ધી યંગમેન્સ જૈન સોસાઇટીને નીચેની મતલબનો પત્ર મળ્યો છે.

**"જૈનોના વિરોધ ધ્યાનમા લેતાં, અમોએ મજકુર રેકર્ડો અમારા લીસ્ટમાંથી પાછી ખેચી લેવાનો નિર્ણય કર્યો છે અમને ખાત્રી છે કે જૈન સમાજને અમારા આ નિર્ણયથી સાંત્વન મળશે અને અમે માનીએ છીએ કે આ રીતે આ પ્રકરણનો સમાધાન પૂર્વક અંત આવ્યો છે" તા. ૨—૨—૩૭ ન P/A C.**

આ પ્રમાણે એ કંપનીની મુખ્યશાખા તરફથી ધી યંગમેન્સ જૈન સોસાઇટીને આવો પત્ર મળવાથી આ પ્રકરણનો લાભદાયક અત આવ્યો છે અને તેથી જૈન સંઘનો વિજય થયો છે એમ માનવામા આવે તો તે ખોટુ નથી

પરન્તુ મદ્રાસના શ્રી સંઘને, આવી ધર્મનિંદક રેકર્ડો માટે આટલાથી સંતોષ ન થયો, એટલે તે શ્રીસંઘે એ માટે કંઇક કાયદેસર પગલા ભરવામા આવે અને એ રેકર્ડો સામે રીતસરનો સરકારી પ્રતિબંધ મૂકાઇ જાય તે માટે પોતાનો પ્રયત્ન ચાલુ રાખ્યો.

તાજેતરમા જ આ પ્રયત્નને ધારેલી સફળતા મળ્યાના શુભ સમાચાર મળ્યા છે મદ્રાસની સરકારે એ ધર્મનિંદક રેકર્ડો સામે કાયદેસરનો પ્રતિબંધ જાહેર કર્યો છે, અને આ રીતે આ પ્રકરણનો સંપૂર્ણ વિજયભર્યો અંત આવ્યો છે.

Regd. No. B. 3801

# શ્રી જૈન સત્ય પ્રકાશ

જૈન તત્ત્વજ્ઞાન, જૈન સાહિત્ય, જૈન કળા અને જૈન ઇતિહાસના વિષયો ચર્ચતું, શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનું પ્રતિકાર વિષયક માસિક મુખપત્ર.



તંત્રીઃ
શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૨ ] ક્રમાંક ૨૦ [ અંક ૮

# પ્રભુ શ્રી મહાવીરનું તત્ત્વજ્ઞાન

લેખક—આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

(ગતાંકથી ચાલુ)

**વૈશેષિક દર્શનની માન્યતાઓ :—**

હવે આપણે વૈશેષિક દર્શન ઉપર આવીએ. વૈશેષિક દર્શનવાળા **द्रव्य-गुण-कर्म-सामान्य-विशेष-समवायास्तत्त्वम्** અર્થાત્ ૧. દ્રવ્ય, ૨. ગુણ, ૩. કર્મ, ૪. સામાન્ય, ૫. વિશેષ અને ૬. સમવાય એ નામનાં ૭ તત્ત્વ માને છે. તેમાં પ્રથમ દ્રવ્યના પૃથ્વી,જલ, અગ્નિ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન; એ નવ ભેદ માને છે. અહીં પૃથ્વી, અપ્, તેજ અને વાયુને જુદાં જુદાં દ્રવ્ય માનવાં ઉચિત નથી. કેમકે તેના તે જ પરમાણુઓ પ્રયોગ અને સ્વભાવથી પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુરૂપે પરિણમે છે. પોતાનું પુદ્ગલપણું છોડતા નથી, એટલે પરમાણુના પુંજરૂપે, એક જ પુદ્ગલદ્રવ્યમાં તે ચારે આવી જાય છે. અવસ્થાના ભેદ માત્રથી દ્રવ્યનો ભેદ માનવો વ્યાજબી નથી, અને એમ કરવા જતાં દ્રવ્યોની સંખ્યામાં મોટી વૃદ્ધિ થઈ જશે. કાલ અને આકાશ એ બે વ્યાજબી દ્રવ્ય છે દિશાઓ આકાશમાં જ આવી જાય કેમકે જે આકાશમાં સૂર્ય ઉદય થાય છે તે આકાશ જ પૂર્વ દિશાના નામથી વ્યવહૃત થાય છે, અને જ્યાં સૂર્ય અસ્ત થાય છે તેનો પશ્ચિમ દિશાના નામથી વ્યવહાર થાય છે, અને પૂર્વ તરફ મુખ કરી ઉભેલા આદમીના જમણા હાથ તરફની દક્ષિણ અને ડાબા હાથ તરફના આકાશને જ ઉત્તર દિશા કહેવામાં આવે છે, તેથી આકાશથી ભિન્ન તત્ત્વરૂપે દિશા ટકી શકતી નથી. આત્મા શરીર માત્ર વ્યાપી દ્રવ્યરૂપે માનેલો જ છે. મન પુદ્ગલ હોવાથી પુદ્ગલમાં આવી જાય છે, અને ભાવ મન જીવમાં આવી જશે. એમ નવ ભેદ ઉડી જતાં માત્ર જીવ, આકાશ, કાલ, અને પુદ્ગલ એમ ચાર જ કાયમ રહી શકે છે, અને તે સર્વજ્ઞનો પરિચય દઈ શકે છે. વળી વૈશેષિકો કહે છે કે "पृथिवीत्व-योगात् पृथ्वी" તે પણ માત્ર તેમની એક પ્રક્રિયા જ છે, કારણ કે પૃથિવીથી ન્યારૂ કોઈ પૃથ્વીત્વ નથી, કે જેના યોગથી પૃથ્વી બની હોય. દુનિયામા જેટલા પદાર્થો છે, તે તમામ સામાન્ય-વિશેષાત્મક નરસિંહાકાર ઉભય સ્વભાવરૂપ છે જેમકે—

न नरः सिंहरूपत्वान्न सिंहो नर-रूपतः ।
शब्दविज्ञानकार्याणां, भेदाज्जात्यन्तरं हि सः ॥ १ ॥

જ્યારે નર-સિંહ સ્વરૂપ, કૃષ્ણજીએ ધારણ કર્યું હતું ત્યારે સિંહરૂપ હોવાથી તેમને નર પણ ન કહી શકાય, અને નરરૂપ હોવાથી સિંહ પણ ન કહેવાય, કિન્તુ શબ્દ,

વિજ્ઞાન, અને કાર્ય એમ ત્રણેનો ભેદ હોવાથી નરસિંહ, એક જુદી જ જાતી મનાય. તેમ સામાન્ય વિશેષાત્મક વસ્તુ છે ત્યાં પૃથ્વીત્વના યોગથી પૃથ્વી થાય છે, એમ કહેવુ સર્વથા અનુચિત છે. રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ રૂપી દ્રવ્યમા રહેનાર હોવાથી, વિશેષ ગુણ છે, અને સખ્યા, પરિમાણુ, પૃથકત્વ, સચોગ, વિભાગ, પરત્વાપરત્વ એ સર્વ દ્રવ્યવૃત્તિ હોવાથી સામાન્ય ગુણ છે. વળી બુદ્ધિ, સુખ, દુખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્માધર્મ અને સંસ્કાર, એ આત્માના ગુણ છે. ગુરુત્વ પૃથ્વી પાણીનો ગુણ છે પૃથ્વી, પાણી અને તેજ એ ત્રણમા દ્રવત્વ રહે છે. સ્નેહ પાણીમા રહે છે. વેગ મૂર્ત દ્રવ્યોમાં રહે છે, અને શબ્દ આકાશનો ગુણ છે. ત્યાં સખ્યાદિ સામાન્ય ગુણો રૂપાદિની જેમ દ્રવ્યના સ્વભાવરૂપ નથી, કિન્તુ ઉપાધિ સ્વરૂપ છે. માટે તેઓ ગુણ નથી થઈ શકતા. અને કદાચ ગુણ માની લો તો પણ તે પૃથક્ તત્ત્વ ન થઈ શકે, કારણ કે દ્રવ્યથી ભિન્ન એવા જુદા તત્ત્વરૂપે ગુણો સિદ્ધ થઈ શકતા નથી, એટલે ગુણ નામનો બીજો પદાર્થ ઉડી જાય છે. અને શબ્દ પુદ્ગલ હોવાથી અમૂર્ત આકાશનો ગુણ જ નથી થઈ શકતો. વળી ક્રિયા પણ ગુણની જેમ દ્રવ્યગત ધર્મ હોવાથી દ્રવ્યથી ભિન્ન સિદ્ધ નથી થઈ શકતી, તેથી કર્મ નામનો ત્રીજો પદાર્થ પણ સાબ્યત થતો નથી ચોથો પદાર્થ વૈશેષિકોએ સામાન્ય માન્યો છે. જેનુ બીજુ નામ સત્તા છે તેનુ લક્ષણ નીચે મુજબ છે—

"**यतो द्रव्यगुणकर्मसु सदिति प्रतीति सा सत्ता**" અર્થ—જેથી દ્રવ્ય, ગુણ અને કર્મમા સત્ એવી પ્રતીતિ થાય, તે સત્તા નામનો પદાર્થ છે, અને એ ત્રણમા રહેનારી સત્તાને પરસત્તા કહેવાય છે દ્રવ્યમા, ગુણમા અને કર્મમા ભિન્ન ભિન્ન રહેલુ દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વને અપરસત્તા કહે છે અહી વિચારવાનુ એ જ છે કે, સત્તામા સત્ એવો ભાસ બીજી સત્તા દ્વારા થાય છે કે સ્વય થઈ જાય છે. જો બીજી સત્તા દ્વારા થાય છે એમ વૈશેષિકો માને તો પછી બીજી સત્તામાં સત્ એવો ભાસ ત્રીજી સત્તાથી અને ત્રીજી સત્તામા ચોથી સત્તાથી, એમ માનતા અનવસ્થા નામનુ દૂષણ આવશે, અને સ્વયં સત્ એવો ભાસ સત્તામા માને તો તો પછી દ્રવ્ય, ગુણ, કર્મમા પણ સ્વય માની શકાશે, એટલે સત્તા માનવાની જરૂર નહિ પડે વળી દ્રવ્યાદિ પદાર્થ સત્સ્વરૂપે છે, તેમા સત્તા સત્ એવો ભાસ કરે છે, કે અસત્ સ્વરૂપે છે તેમા? જો સત્ સ્વરૂપે છે, તેમા ભાસ કરે છે એમ કહેશો તો પછી સત્તા બિચારી રાકડીએ શુ કર્યુ? કેમકે તે પદાર્થ તો સ્વયં સત્સ્વરૂપે જ હતા, અને જો અસત્ સ્વરૂપમા સત્તા સત્ એવુ ભાન કરાવે તો પછી શશશૃંગ, ગર્ધભશૃંગ આદિનો કેમ ભાસ નથી કરાવતી? એટલા માટે જ પૂર્વ પુરૂષોએ કહ્યું છે કે.—

स्वतोऽर्था सन्तु सत्तावत्, सत्तया किं सदात्मनाम् ।
असदात्मसु नैषा स्यात्, सर्वथाऽतिप्रसङ्गत ॥

અર્થ—અર્થો સ્વયં વિદ્યમાન છે, તો પછી સત્તા શું કરે છે, અને અર્થો સ્વયં વિદ્યમાન નથી તો પછી અતિપ્રસંગના કારણે સત્તા નકામી છે. આથી સિદ્ધ થયુ કે, સામાન્ય—સત્તા-નામનો પદાર્થ પણ મનઃકલ્પિત છે હવે વિશેષ નામના પાચમાં પદાર્થનો વિચાર કરીએ તો તે પણ ટકી શકતો નથી. "अत्यन्तव्यावृत्तिबुद्धि-

हेतवो विशेषा " અત્યન્ત વ્યાવૃત્તિ બુદ્ધિ યાને પરસ્પર પૃથકપણાની બુદ્ધિના હેતુ સ્વરૂપે જે હોય તે વિશેષ કહેવાય છે. અહીં વિચારવુ જોઈએ કે, વિશેષોમા વિશેષ બુદ્ધિ સ્વયં થાય છે કે અપર વિશેષોદ્વારા, જો અપર વિશેષોદ્વારા માનીએ તો અનવસ્થા આવે છે, અને સ્વયં માનીએ તો દ્રવ્યમાં પણ સ્વયં વિશેષ બુદ્ધિ કેમ ન થઈ શકે? આવી રીતે વિશેષ પણ ઉડી જાય છે. હા, સામાન્ય-વિશેષાત્મક ઉભય સ્વરૂપ વસ્તુ માનવામા કોઇ પ્રકારનો વાધો નથી, એટલે દ્રવ્ય એક જ પદાર્થના સ્વરૂપમા સામાન્ય વિશેષ તેના પર્યાયો છે, ભિન્ન નથી. હવે સમવાય નામના છઠ્ઠા પદાર્થનો વિચાર કરતાં તે પણ સાબિત થઈ શકતો નથી તેનુ સ્વરૂપ વૈશેષિકો નીચે પ્રમાણે કરે છેઃ—

"अयुतसिद्धानामाधाराधेयभूतानां य इह प्रत्ययहेतुः स समवायः।"

અર્થ — હંમેશા ભેગા રહેનાર આધાર, આધેય ભૂત પદાર્થમાં જે 'અહી' એવા જ્ઞાનનો હેતુ તે સમવાય કહેવાય છે તે એક અને નિત્ય છે વિચાર કરીએ તો આ વાત પણ હવાઇ તરંગમા મળી જાય છે, કેમકે સમવાય સમ્બન્ધ એક અને નિત્ય હોય તો પછી તેના સમ્બન્ધીઓ પણ એક અને નિત્ય થઈ જવા જોઈએ અને સમ્બન્ધી અનિત્ય હોય તો સમવાય પણ અનિત્ય સિદ્ધ થાય, કેમકે સમ્બન્ધ અને સમ્બન્ધી એવી રીતે જોડાએલા છે કે એકની નિત્યતામા બીજાની નિત્યતા અને એકની અનિત્યતામા બીજાની અનિત્યતા માનવી જ પડે. વળી સમવાય એ એક પ્રકારનો સમ્બન્ધ છે, અને તે દ્વિનિષ્ઠ હોવાથી બન્નેની, દડ અને દંડની જેમ, ભિન્નતામાં સિદ્ધ થઇ શકે તો પછી અયુતસિદ્ધ — અભિન્નમા સમ્બન્ધ કેવી રીતે માની શકાય? મતલબ કે સમવાય પણ એક કલ્પિત વસ્તુ છે. એવી રીતે ૭ પદાર્થ ઉડી જાય છે અને માત્ર એક દ્રવ્ય કાયમ રહે છે. દ્રવ્ય પણ જે નવ માનેલ છે, તે પણ ઉડી જાય છે, અને માત્ર ચાર જ કાયમ રહે છે. આમ સર્વજ્ઞ ભગવત મહાવીર મહારાજના તત્ત્વજ્ઞાન સિવાયનુ અન્ય તત્ત્વજ્ઞાન બધ બેસતુ તત્ત્વજ્ઞાન નથી. આ જ કારણથી ચૌદ વિદ્યાના જાણ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે,

पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचन यस्य, तस्य कार्यः परिग्रह ॥ १ ॥

અર્થ — પ્રભુ મહાવીર ઉપર મારે પક્ષપાત નથી તેમ કપિલ આદિ ઋષિઓ પર મને દ્વેષ નથી, જેમનુ યુક્તિવાળું વચન હોય તેનુ ગ્રહણ વ્યાજબી છે. મતલબ કે જન્મથી બ્રાહ્મણ હોવા છતા પરમાત્મા મહાવીરદેવના યુક્તિયુક્ત વચનોએ મને તેમનો ઉપાસક બનાવ્યો છે પ્રભુ શ્રી મહાવીરદેવના વચનોની યુક્તિયુક્તતા એટલી પ્રબળ છે કે તેથી ગૌતમસ્વામી આદિ જેવા પોતાની જાતને સર્વજ્ઞ માનનારા એકાદશ પ્રખર વિદ્વાનો પણ મુગ્ધ થયા હતા અને તુરત જ સેવકભાવ સ્વીકારી પ્રભુના હાથે જ તેમણે દીક્ષા લીધી હતી

(અપૂર્ણ)

# મંખલિપુત્ર ગોશાલ

卐

卐

લેખક—
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી

(ગતાંકથી ચાલુ)

**આનંદ દ્વારા ભગવાન્ મહાવીરને ભય બતાવવો:**

કોઈ દિવસ ગોશાળો **હાલાહલા** કુંભારણને ત્યાં ઉતર્યો હતો. તેણે ભગવાન્ મહાવીરના **આનંદ** નામક નિર્ગ્રંથને જોયા. આનંદને પોતાની પાસે બોલાવી ગોશાળાએ કહ્યું. "જૂઓ, તમારા ધર્માચાર્ય જ્ઞાતપુત્ર (મહાવીર) હવે મોટી ઉમરના થયા છે. દેવ, મનુષ્ય અને અસુરોથી પૂજિત થયા છે. 'શ્રમણ ભગવાન્ મહાવીર' 'શ્રમણ ભગવાન્ મહાવીર' આવી તેમની પ્રસિદ્ધિ થઈ છે. ઠીક છે, આજે તેઓ જો મને કંઈ પણ કહેશે તો હું મારા તપસ્તેજથી તેમને બાળીને ભસ્મ કરી દઈશ. તું જા, અને તારા ધર્માચાર્યને આ વાત કહે."

**આનંદે** ભગવાન્ મહાવીરસ્વામીની પાસે જઈને ગોશાળાનું કથન નિવેદન કર્યું, અને પૂછ્યું: 'શું ગોશાળો આવી રીતે અરિહંતને ભસ્મ કરવાનું સામર્થ્ય રાખે છે?' ભગવાન્ મહાવીરે કહ્યું. "ગોશાળાની શક્તિથી અરિહંતની શક્તિ અનંતગુણી છે. હા, ગોશાળામાં ભસ્મ કરવાની શક્તિ છે, પણ તે અરિહંતોને નહિ. કેવળ તેમને તે દુઃખ ઉત્પન્ન કરી શકે છે."

ભગવાન્ મહાવીરે તે વખતે **આનંદને** કહ્યું. "તમે જાઓ, અને ગૌતમાદિ નિર્ગ્રંથોને કહો કે ગોશાળો આવે ત્યારે તેની સાથે કોઈ પણ જાતનો વાર્તાલાપ ન કરે."

**ગોશાળાનું ભ. મહાવીર પાસે આવવું અને સુનક્ષત્ર-સર્વાનુભૂતિને ભસ્મ કરવા.**

થોડા સમયમાં જ હાલાહલા કુંભારણને ત્યાંથી ગોશાળો ભ. મહાવીરસ્વામી પાસે આવ્યો અને કહેવા લાગ્યો. "હે આયુષ્મન્! કાશ્યપગોત્રીય! 'મંખલિપુત્ર ગોશાળક મારો ધર્મ-શિષ્ય છે,' એ જે તમે કહો છો, તે ઠીક છે, પરન્તુ તમારો શિષ્ય ગોશાળો તો મરીને કોઈ દેવલોકમાં ઉત્પન્ન થયો છે. હું તો કૌડિન્યાયન ગોત્રીય **ઉદ્દાયી** નામનો છું. મેં ગૌતમપુત્ર અર્જુનના શરીરનો ત્યાગ કરીને, મંખલિપુત્ર ગોશાલકના શરીરમાં પ્રવેશ કર્યો છે. મારો આ સાતમો શરીરાન્તર પ્રવેશ છે."

ગોશાળાએ આમ કહીને પોતાના સિદ્ધાન્તની કેટલીક વાતો કહી નાખી.

ભગવાન્ મહાવીરે કહ્યું. "તું તારા આત્મસ્વરૂપને શા માટે છુપાવે છે? ગોશાલક, એમ ન કરવું જોઈએ. આમ કરવાને યોગ્ય તું નથી."

ભ. મહાવીરના આ વચનથી ગોશાળાની ગરમીનો પારો વધી ગયો. તે ભગવાન્ મહાવીરના તિરસ્કાર અને અપમાન કરવા લાગ્યો. અને બકવા લાગ્યો. 'હું માનું છું કે તું હવે નષ્ટ થયો છે. હવે તારું અસ્તિત્વ નથી.'

કંઈ પણ કહ્યા વગર ભગવાન્ મહાવીરસ્વામી આ સહન કરતા રહ્યા. સહન કરવામાં તેઓ સમર્થ હતા. પરન્તુ **સર્વાનુભૂતિ** નામના અણગારથી પોતાના ગુરુદેવનું

અપમાન જોઈ ન શકાયું  તે ગોશાળાની પાસે ગયા અને કહેવા લાગ્યા : 'ગોશાળક,
ધર્મનુ એક વચન સંભળાવનારનો પણ ઉપકાર ભૂલાય નહીં. જ્યારે તુ વિચાર તો
કર, ભગવાન્ મહાવીરે તો તને દીક્ષા આપી તારો શિષ્યરૂપે સ્વીકાર કર્યો · તને શિક્ષિત
કર્યો, બહુશ્રુત કર્યો, છતાં તુ ભગવાન્‌ની સાથે અનાર્યપણાનુ આચરણુ કરે છે?"
બસ, **ગોશાળો** સર્વાનુભૂતિ અનગાર ઉપર ખૂબ ગુસ્સે થયો, અને પોતાની શક્તિથી
તેને બાળીને ભસ્મ કર્યો  આવી જ રીતે **સુનક્ષત્ર** નામક અનગારને પણ બાળીને ભસ્મ કર્યો.

પુન. તે મહાવીરસ્વામી પાસે જઈને આક્રોશ કરવા લાગ્યો  ભગવાને તેને
પૂર્વકૃત ઉપકારો યાદ કરાવ્યા, પરન્તુ એથી તો એ વધારે વીફર્યો અને પોતાના
શરીરમાથી તેજોલેશ્યા કાઢી, પરન્તુ તે તેજોલેશ્યા ભગવાનને બાળવાને માટે સમર્થ
ન થઈ. આમતેમ ચક્કર ખાઈને ખુદ ગોશાળાના શરીરને બાળતી તેના જ શરીરમા
પુન. પેસી ગઈ. ગોશાળો શરમિંદો થઈ ગયો. છતા તે કહે છે, 'હે આયુષ્યમન્,
મારી તેજોલેશ્યાથી પરાભવ પામીને છ મહીનાની અંદર દાહની પીડાથી તુ છદ્મસ્થ
અવસ્થામા જ મરીશ' ભગવાને કહ્યુ, 'ગોશાળક, હજુ તો હુ સોળ વર્ષ સુધી
જિનપણામા વિચરીશ. પરન્તુ તુ તો તારી તેજોલેશ્યાથી સ્વયં પરાભવ પામીને સાત
રાત્રિની અંતે પિત્તજ્વરથી પીડિત થઈને છદ્મસ્થાવસ્થામા જ કાળ કરીશ — મરીશ."

**ગોશાળાનું પરાસ્ત થવું અને તેના શિષ્યોનું ભગવાન્ મહાવીર પાસે જવુ :**

પોતાની ઇચ્છા પૂર્ણ નહિ થવાના કારણે અને પોતાની તેજોલેશ્યા નિષ્ફળ જવાના
કારણે ગોશાળો હવે શક્તિહીન બની ગયો હતો  હવે ભ. મહાવીરના કેટલાયે શ્રમણો
ગોશાળાની પાસે જઈને, તેના મતની વિરુદ્ધ પ્રશ્નોત્તરો કરવા લાગ્યા — તેનાથી પ્રતિકૂલ
વચનો કહેવા લાગ્યા. પરન્તુ ગોશાળો નિરુત્તર જ રહ્યો — વાસ્તવિક ઉત્તર કંઈ ન
આપી શક્યો. આથી તે પોતે ગુસ્સે પણ બહુ થયો  પરિણામ એ આવ્યું કે,
ગોશાળાના ઘણા શિષ્યો — અનુયાયીઓ ભગવાન્ મહાવીરની પાસે ગયા, અને તેમને
વંદન — નમસ્કાર કરી, તેમના આશ્રમમાં રહીને વિચરવા લાગ્યા. આજીવિકમતના
થોડાક સ્થવિરો ગોશાળા પાસે પણ રહ્યા.

**ગોશાળાની અનુચિત પ્રવૃત્તિ :**

ગોશાળો હાલાહલા કુંભારણને ત્યાં હવે રહે છે. તેને છેલ્લા દિવસોમાં શરીરમાં
અતિદાહ ઉત્પન્ન થયો  અને તેથી દાહને શાંત કરવા માટે તે હાથમાં કેરી લઈ ચૂસે છે,
મદ્યપાન કરે છે, વારવાર ગાય છે, નાચે છે અને વારવાર હાલાહલા કુંભારણ ઉપર પાણી
ઉછાળતો, માટીના વાસણમાં રહેલા ગંદા પાણીથી પોતાના શરીરનું સિંચન કરે છે. વળી
પોતાની આ સાવદ્યપ્રવૃત્તિને નિરવદ્ય બતાવવા માટે પાણીના જુદા જુદા ભેદો બનાવે છે
અર્થાત્ પોતે જે પાણીનો ઉપયોગ કરી રહ્યો છે, તે નિર્દોષ છે, એવુ સમજાવવાની કોશીશ કરે છે.

**ગોશાળાનો અન્તિમ સમય, પશ્ચાત્તાપ અને સત્યપ્રકાશ :**

ગોશાળાને જ્યારે પોતાનો અન્તિમ સમય માલુમ પડ્યો, ત્યારે તેણે પોતાના
આજીવિક સ્થવિરોને પાસે બોલાવી આદેશ કર્યો કે, "જ્યારે હુ કાળધર્મ — મૃત્યુને
પ્રાપ્ત કરું, ત્યારે મને સુગંધીવાળા પાણીથી સ્નાન કરાવજો, ગોશીર્ષ ચંદનથી મારા
શરીરનુ વિલેપન કરજો, મહામૂલ્ય એવું હંસના ચિહ્નવાળું પટ — શાટક મને પહેરાવજો,

સર્વાલંકારથી વિભૂષિત કરજો, અને રાજમાર્ગમા મોટી ઉદ્દ્ઘોષણા પૂર્વક એમ કહેવા પૂર્વક મારા શરીરને બહાર કાઢજો કે 'મંખલીપુત્ર ગોશાળક આ અવસર્પિણીમાં ચોવીસમો — અન્તિમ તીર્થંકર થઈને સિદ્ધ થયો છે."

પરન્તુ ગોશાળાનો આ આદેશ અન્તિમ સમય સુધી સ્થિર ન રહ્યો સાત રાત્રિ વ્યતીત થતા જ, ગોશાળાના આત્મામાં સત્યનો પ્રકાશ થયો દાહથી પીડિત થયેલા ગોશાળાને અન્તિમ સમયમાં પોતાનાં પૂર્વકૃત અનુચિત કાર્યોનો પશ્ચાત્તાપ થયો, "અરે, હું 'જિન' નહિ, છતા 'જિન' તરીકે પ્રલાપ કરતો રહ્યો, મેં શ્રમણોનો ઘાત કર્યો હું શ્રમણોનો વિરોધી થયો હુ મંખલિપુત્ર ગોશાલક છું છતાં મેં ઘણી અસદ્ભાવના કરીને પોતાને અને બીજાઓને ભ્રાન્તિમાં નાખ્યા હુ છદ્મસ્થાવસ્થામાં જ કાળ કરીશ, શ્રમણ ભગવાન મહાવીર 'જિન' છે," આવી રીતે પશ્ચાતાપ કરતાં આજીવિક સ્થવિરોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને અનેક શપથ આપવા પૂર્વક આ પ્રમાણે કહ્યુ

"જુઓ, હું જિન નથી. હુ શ્રમણોનો ઘાત કરવાવાળો મંખલિપુત્ર ગોશાલક છું. હું છદ્મસ્થાવસ્થામાં જ કાળ કરીશ શ્રમણ ભગવાન્ મહાવીન જિન છે. એટલા માટે હે દેવાનુપ્રિય, જ્યારે હું કાળધર્મને પ્રાપ્ત કરું, ત્યારે મારા ડાબા પગને દોરાથી બાધીને મારા મ્હોમા ત્રણવાર થૂંકજો. અને શ્રાવસ્તિ નગરીના જાહેર રસ્તાએ ઉપર ઉદ્દ્ઘોષણાપૂર્વક એમ કહેજો કે, 'મખલિપુત્ર ગોશાળક 'જિન' નહિ હતો તે શ્રમણોનો ઘાત કરવાવાળો મખલિપુત્ર ગોશાળ છદ્મસ્થાવસ્થામાં જ કાળધર્મ પામ્યો છે. 'જિન' તો શ્રમણ ભગવાન્ મહાવીર જ છે.' એમ કરીને મને બહાર લઈ જજો."

આ આદેશ આપતાં આપતા ગોશાળાએ પોતાનુ શરીર છોડયુ

ગોશાળાએ પોતાના અનુયાયિઓને શપથ આપીને ઉપર્યુક્ત કાર્ય કરવાનુ કહ્યુ હતું. અતએવ પ્રતિજ્ઞાપાલનને માટે **હાલાહલા** કુભારણના સ્થાનમા તેના અનુયાયિઓએ '**શ્રાવસ્તિ**' નુ આલેખન કર્યુ, અને ગોશાળાને પગથી બાધી, ત્રણ વાર મુખમા થૂકી, જેવી રીતે ગોશાળાએ કહ્યુ હતુ તેવી જ રીતે ગોશાળાની આજ્ઞાને પૂરી કરી તે પછી વિધિપૂર્વક ગંધોદકથી સ્નાન કરાવીને, મોટી ધૂમધામ પૂર્વક **શ્રાવસ્તિ** નગરીમા થઈને તેના શરીરને બહાર કાઢવામા આવ્યુ.

આવી રીતે ભગવાન્ મહાવીરસ્વામીના કથનાનુસાર પોતાની જ તેજો લેશ્યાના પ્રતાપથી ગોશાળાનો, બરાબર સાત રાત્રિ વ્યતીત થતા, શરીરાન્ત થયો

**ભગવાન્ મહાવીરને કષ્ટ :**

ગોશાળાની તેજોલેશ્યાના પ્રસગને છ મહીના વ્યતીત થયા ન્હોતા. એટલામા ભગવાન્ મહાવીરસ્વામી જે વખતે **મેઢિકગ્રામ**ના **સાણકોષ્ટક** નામના ચૈત્યમા પધાર્યા, તે વખતે ભગવાનને અસહ્ય પિત્તજ્વર થયો. અને તેના કારણે ઘણો દાહ થયો. અને લોહીયુક્ત દસ્ત પણ થયા. લોકોને શકા થઈ કે ભગવાન્ મહાવીર જરૂર કાલધર્મ પામશે પરન્તુ ભગવાને કહ્યુ 'હુ હજુ સોલ વર્ષ પર્યન્ત કાળ કરીશ નહિ' તે પછી સિંહ નામના અણગાર **મેઢિકગ્રામ**મા જઈને **રેવતી** નામની ગૃહસ્થિનીને ત્યાથી દાહને શમન કરવાવાળો **બીજોરાપાક** લઈ આવ્યા આને આરોગવાથી ભગવાન્નો રોગ શાન્ત થયો

ગોશાળાનુ વચન જૂઠું પડયું અને ભગવાન્ મહાવીરનુ વચન સાચુ થયુ **સંપૂર્ણ**

# ચંપાપુરી મહિમા

લેખક
આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયપદ્મસૂરિજી

ચંપાપુરી નગરીમાં બનેલી કેટલીક ધાર્મિક ઘટનાઓનું સંક્ષિપ્ત વર્ણન

અયોધ્યાનગરી અને કૌશાંબીનગરીની માફક આ શ્રી ચંપાપુરી પણ મહાપ્રાચીન નગરી ગણાય છે. આ નગરીમાં શ્રી તીર્થંકર દેવના પાચે કલ્યાણકો થયાં છે.

**શ્રી વાસુપૂજ્યસ્વામીનાં પાંચ કલ્યાણકો :**

વર્તમાન ચોવીશીના બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્યસ્વામીમહારાજા — દશમા પ્રાણત દેવલોકના વીસસાગરોપગમ સુધીના દેવતાઈ સુખો ભોગવી, જેઠ સુદિ છઠ્ઠને દિવસે આ નગરીમા સુપૂજ્ય રાજાની શ્રી જયારાણીની કુક્ષિમા આવ્યા. તે ચ્યવન કલ્યાણક થયુ. કુંભરાશિ અને શતભિષક નામના નક્ષત્રમાં કાર્તિક વદિ ચૌદશે આ નગરીમા જ તેઓ જન્મ પામ્યા. એટલે તે બીજુ કલ્યાણક થયુ. ૭૦ ધનુષ્ય પ્રમાણ કાયાવાલા પ્રભુ શ્રી વાસુપૂજ્યસ્વામી મહારાજાએ કુમાર અવસ્થામાં છઠ્ઠ તપ કરીને ૬૦૦ પુરુષોની સાથે આ નગરીના પાડલ વૃક્ષની નીચે ફાગણ સુદિ પૂનમે પવિત્ર સયમ ગ્રહણ કર્યું. ત્યારે તેઓ ચતુર્થ જ્ઞાન પામી ચઉનાણી થયા આ ત્રીજુ કલ્યાણક થયુ પહેલુ પારણુ તેમણે સુનંદ શેઠને ઘેર કર્યું, ત્યા પંચદિવ્ય પ્રકટયા એક માસ છદ્મસ્થપણે વિચર્યા બાદ મહાસુદિ બીજે છઠતપમા રહેલા પ્રભુને-આ જ નગરીમા કેવલજ્ઞાન પ્રકટ થયુ, જેથી પ્રભુ સર્વજ્ઞ, સર્વદર્શી કહેવાયા. આ તેમનુ ચોથું કલ્યાણક થયુ.

પ્રભુદેવને શ્રી સુભૂમ આદિ ૬૬ ગણધરો હતા વૈક્રિયલબ્ધિના ધારક મુનિવરો ૧૦૦૦૦, વાદીઓ ૪૭૦૦, અવધિજ્ઞાની ૫૪૦૦, કેવલી ૬૦૦૦, ચઉનાણી મુનિવરો ૬૫૦૦, અને ૧૨૦૦ ચૌદપૂર્વી મુનિઓ હતા. તથા બોતેરહજાર સાધુઓ, અને શ્રી ધરણી આદિ એક લાખ સાધ્વીઓનો પરિવાર હતો શ્રાવકો ૨૧૫૦૦૦ હતા અને શ્રાવિકાઓ ૪૩૬૦૦૦ હતી બોતેરલાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતા પ્રભુ આ નગરીમાં ૬૦૦ મુનિવરોની સાથે, માસિક અણશણ કરી, અષાડ સુદિ ચૌદશે, મુક્તિને પામ્યા. આ પ્રભુનુ પાચમુ કલ્યાણક થયુ

**રોહિણી રાણીની મુક્તિ :**

આ પ્રભુદેવના મઘવ નામના પુત્રને લક્ષ્મી નામની પુત્રી હતી. તે લક્ષ્મીને આઠ પુત્રો અને રોહિણી નામની પુત્રી હતી. નૃપતિ શ્રી અશોકે આ રોહિણીને પટ્ટરાણીપદે સ્થાપન કરી હતી રોહિણી રાણીને ૮ પુત્રો અને ૪ પુત્રીઓ હતી. આ રોહિણીએ પ્રભુદેવના રુપ્યકુંભ અને સ્વર્ણકુંભ નામના બે મુનિવરોની દેશના

સાંભળતાં પોતાના દુઃખનું કારણ કર્મની બીના અને પૂર્વભવમાં આરાધેલા રોહિણી તપની બીના જાણીને ઉજમણાનો વિધિ સાચવવા પૂર્વક તે તપનો મહિમા વધાર્યો અને સપરિવાર મુક્તિ પદ પણ મેળવ્યુ. આ પુનિત ઘટના પણ આ શ્રી ચંપાનગરીમા જ બની હતી.

**કરકંડુ રાજાનો સંબંધ:**

કાદબરી અટવીમાં કલિગિરિની પાસે કુંડ નામના સરોવરને કાંઠે શ્રી પાર્શ્વનાથ પ્રભુ જ્યાં કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા હતા, ત્યા જેણે કલિકુંડ નામના તીર્થની સ્થાપના કરી હતી, તે શ્રી કરકડુ રાજા પણ પૂર્વે આ નગરીમા રાજ્ય કરતા હતા.

**મહાસતી સુભદ્રાનું શીલમાહાત્મ્ય:**

જ્યારે આ નગરીના ચારે દરવાજા સજ્જડ બંધ થયા અને તેને ઉઘાડવાને કોઇ પણ સમર્થ થયુ નહિ, ત્યારે સતી સુભદ્રાએ કાચા સૂતરના તાતણાથી ચાલણીમા, શીલના પ્રભાવે, કૂવામાંથી જલ કાઢી તેને દરવાજા ઉપર છાટી ત્રણ દરવાજા ઉઘાડ્યા હતા. ચોથો દરવાજો બીજી સતી સ્ત્રીની પરીક્ષા માટે ન ઉઘાડયો. ઘણા વખત સુધી ચોથો દરવાજો બધ રહ્યો. કાલાન્તરે વિક્રમ સં. ૧૩૬૦ની સાલમાં લક્ષણાવતી નગરીનો (બાદશાહ) હમ્મીર શ્રી સુરત્રાણ સમસદીન — (પોતે વસાવેલા) શંકરપુરનો કિલ્લો બધાવવા માટે અહીંથી પાષાણ લઈ જવાના પ્રસંગે આ દરવાજાને પણ લઈ ગયો.

**પ્રત્યેકબુદ્ધ કરકંડુની ઘટના:**

રાજા દધિવાહનને પદ્માવતી નામની રાણી હતી તે રાણીને પુત્ર-ગર્ભના પ્રભાવે એવો દોહલો ઉપજ્યો કે "હુ રાજાની સાથે હાથી ઉપર બેસી મોટા જગલમા ફરુ" આ દોહલો પૂર્ણ કરવાને રાજા દધિવાહન રાણી સહિત હાથી ઉપર બેસી વિશાલ અરણ્યમા ફરવા નીકળ્યા તે પ્રસગે હાથીની અંબાડી ઉપરથી ખસી જવાથી રાજાએ ઝાડની ડાળીનુ આલંબન લીધુ, રાણી ગર્ભના કારણે અશક્ત હોવાથી તે વખતે નહિ ઉતરતા હાથી ઉપર જ જંગલમા આગળ ચાલી ઘણે દૂર જતાં હાથી ઉભો રહ્યો ત્યારે રાણીએ ધીમે ધીમે નીચે ઉતરી પુત્ર પ્રસવ્યો. તેનુ નામ કરકંડુ પાડ્યુ, અને તે ભવિષ્યમા રાજા થયો એની માતા પદ્માવતીએ પ્રભુનો પવિત્ર ઉપદેશ સાભળીને વૈરાગ્ય ભાવે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી જ્યારે કરકડુ રાજા અજાણતાં કલિગ દેશમા પિતાની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો, ત્યારે આ સાધ્વી પદ્માવતીએ પિતા દધિવાહનની ઓળખાણ આપી તેને યુદ્ધ કરતા અટકાવ્યો. આ રાજા કરકંડુને એક વૃદ્ધ બળદ જોઈ સંસારની અસારતાનું ભાન થયુ એટલે તેઓ સયમ લઈ પ્રત્યેકબુદ્ધ થયા અને છેવટે મોક્ષે ગયા. આ પ્રત્યેકબુદ્ધ કરકડુ મહર્ષિને શ્રી સ્થાનાગ સૂત્રની ટીકામા પૂજ્યપાદ આચાર્ય પુરંદર શ્રી અભયદેવસૂરિ મહારાજે પ્રત્યેકબુદ્ધ સિદ્ધના વર્ણનમા દૃષ્ટાંત તરીકે બતાવ્યા છે.

(અપૂર્ણ)

# હસ્તલિખિત પ્રતિઓ અને સૂચીપત્રો

લેખકઃ—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

" ये लेखयन्ति जिनशासनपुस्तकानि,
व्याख्यानयन्ति च पठन्ति च पाठयन्ति ।
शृण्वन्ति रक्षणविधौ च समाद्रियन्ते,
ते देवमर्त्यशिवशर्म नरा लभन्ते ॥ "

— ઉપદેશ તરંગિણી ( પૃ. ૧૩૯ )

**હ**સ્તલિખિત પ્રતિનો અર્થ 'હાથે લખેલી નકલ' એવો થાય છે ખરો, પરંતુ ગમે તેવા લખાણને માટે એ શબ્દોનો પ્રયોગ ન કરતાં ગ્રંથાત્મક લખાણને માટે એનો પ્રયોગ કરાય છે. ગ્રંથોના અમુદ્રિત અને મુદ્રિત એવા જે બે વિભાગો પડી શકે છે તેમાના પહેલા વિભાગના ગ્રંથો 'હસ્તલિખિત પ્રતિ' કહેવાય છે કે જે ઉપરથી, એની છાપેલાં પુસ્તકોથી ભિન્નતા આપોઆપ સૂચવાઈ જાય છે. હસ્તલિખિત પ્રતિને માટે '**હા**થપોથી' એવો પણ પ્રયોગ કરાય છે. એને અંગ્રેજીમા "Manuscript" કહેવામાં આવે છે.

**ઉત્પત્તિ** — જ્યારથી લિપિ અસ્તિત્વમાં આવી ત્યારથી જ, લિખિત પ્રતિનો જન્મ થયો એમ માનવુ જેમ અનુચિત છે તેમ ઇ સ ની પૂર્વે કોઈ પ્રતિ લખાઈ જ નથી એમ માનવું પણ અનુચિત છે. શ્રી **ઋષભદેવે** પોતાની પુત્રી **બ્રાહ્મીને** જમણા હાથ વડે ૧૮ લિપિઓ શીખવી હતી એમ જૈન પરપરાનું કહેવુ છે આ વાતને આધારે એમ કહી શકાય કે પ્રથમ તીર્થંકરના ગણધરોએ જે દ્વાદશાંગી રચેલી તેને યાદ રાખવા માટે કે તેનું વિવરણ નોંધી રાખવા માટે હસ્તલિખિત પ્રતિઓનો કોઈક ઉપયોગ કર્યો હોય તો ના નહિ એ અતિ પ્રાચીન સમયની વાત બાજુ પર રાખી શ્રી **મહાવીરસ્વામીના** સમયની વાત વિચારીએ તો ઈ. સ પૂર્વે પાંચમા છઠ્ઠા સૈકામાં હસ્તલિખિત પ્રતિઓ હોય એમ માનવાને કશો જ વાંધો જણાતો નથી. શ્રી **ઇન્દ્રભૂતિ** વગેરે ગણધરોએ જેમ દ્વાદશાગી રચી તેમ એમના સમસમયી અન્ય મુનિવરોએ પ્રકીર્ણકો રચ્યાં એ તમામ ગ્રથો ગમે તેવા શિષ્યો પણ સારી રીતે યાદ રાખી શકે તેમ ન હોઈ એમાંના કેટલાક જરૂર[1] લિપિબદ્ધ થયા હોવા જોઈએ. જો કે લિપિબદ્ધ પુસ્તકોના ઉપયોગ કરતા મોઢેથી શીખવવાની પ્રથા ઘણા લાબા વખત સુધી— લગભગ શ્રી **દેવર્દ્ધિ**ગણિ ક્ષમાશ્રમણના સમય સુધી ચાલુ રહી હશે. **તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર**ની ભાષ્યાનુસારિણી ટીકા રચનારા શ્રી **સિદ્ધસેન**ગણિના સમયમા

૧ લિપિનું જ્ઞાન શ્રી **મહાવીરસ્વામી**ના સમયમાં ન હતું એમ કહેનાર, શ્રુતજ્ઞાનના વિભાગો પૈકી અક્ષરશ્રુતના લબ્ધ્યક્ષર નામના ભેદનો અપલાપ કરે છે એમ માનવું પડશે.

હસ્તલિખિત પ્રતિઓનો વ્યવહાર શરૂ થઈ ગયો હતો એમ એમની રચેલી ટીકાની પ્રશસ્તિતા નિમ્ન લિખિત—

" यत्र स्थित प्रवचनं पुस्तकनिरपेक्षमक्षतं विमलम् ।
शिष्यगणसम्प्रदेयं जिनेन्द्रवक्त्राद् विनिष्क्रान्तम् ॥ २ ॥ "

પદ્ય ઉપરથી અનુમનાય છે.

**પ્રતિમાં સુધારા વધારા કરવાની** શૈલી — લખતા લખતા કોઈ નકામો અક્ષર કે શબ્દ લખાઈ જાય તો પછી તે છેકી નાખવા માટે મોટે ભાગે પીળા રંગની હડતાલ વાપરવામા આવે છે કોઈક વાર સફેદ રંગની પણ કોઈ ચીજ વાપરેલી જોવાય છે. આ પ્રમાણે હડતાલ વગેરે ન વાપરતા કેટલીક વાર જે અક્ષર ન જોઈતો હોય તેને માથે મીંડુ મૂકવામા આવે છે અને એ દ્વારા એ નિરર્થક છે એમ સૂચવાય છે. અક્ષરને નિરર્થક સૂચવવા એની આસપાસ ગોળ કુંડાળું પણ કરાતું હોય એમ **નૈષધચરિત** (સ ૧, શ્લો. ૧૪)મા વપરાયેલ 'કુંડલના' શબ્દની નોંધ ઉપરથી જણાય છે, પરંતુ આ વિશિષ્ટતાવાળી કોઈ જૈન પ્રતિ હજી સુધી મારા જોવા-જાણવામા આવી નથી. અક્ષરોનો વિનિમય સૂચવવા ૧ ને ૨ એવા અંક એના ઉપર લખાય છે.

**લિપિ** — ઘણાખરા જૈન ગ્રંથો જૈન લિપિમાં લખાયેલા જોવાય છે એ લિપિ દેવનાગરીને મોટા ભાગે મળતી આવે છે, પરંતુ કેટલાક અક્ષરો-ખાસ કરીને જોડાક્ષરો લખવાની જ પદ્ધતિ જુદી છે એથી તો કોઇક વાર વિદ્વાનોની ભૂલ થઈ છે દાખલા તરીકે ડૉ. **વેબરે** च ને व्य સમજી લીધો. જુઓ બર્લિન રાજકીય પુસ્તકાલયની હસ્તલિખિત પ્રતિઓનું એમણે તૈયાર કરેલું વિસ્તૃત અને વર્ણનાત્મક સૂચીપત્ર (પૃ ૫૭૭, પંક્તિ ૨૪).

બાબુ **રાજેન્દ્રલાલ મિત્ર** ठ ને व સમજી તે પ્રમાણે તેમણે એમના સૂચીપત્રમાં ઉલ્લેખ કર્યો છે. જુઓ પૃ ૭૦૨ (ક્રમાંક ૧૫૩૭) અને પૃ. ૭૧૯ (ક્રમાંક ૧૭૮૦) જૈન પ્રતિઓમાં જે ग्र લખાય છે તે ग्ग સમજવાનો હોય છે એ વાત ડૉ. **વેબર**ના ધ્યાનમા નહિ હોવાથી તેમને હાથે સ્ખલના થઇ છે જુઓ પૃ. ૫૭૬, પંક્તિ ૧૪, પૃ ૫૨૫ વગેરે. હાલમાં ઘણાખરા જૈન ગ્રંથો દેવનાગરી લિપિમા જ છપાઈને બહાર પડે છે એથી ભય રહે છે કે ધીરે ધીરે જૈન લિપિ લુપ્ત થઈ જશે **જૈન તત્ત્વાદર્શ, ભીમસી માણેક** તરફથી બહાર પડેલ **પંચપ્રતિક્રમણસૂત્ર,** પં **હીરાલાલ હંસરાજ** તરફથી બહાર પડેલા કેટલાક પુસ્તકો, અને "જૈન ધર્મ પ્રસારક સભા"ના કેટલાક પુસ્તકો જૈન લિપિમા બહાર પડેલા છે. જ્યારે એક બાજુ જૈનો મોટે ભાગે પોતાની લિપિ તરફ ઉપેક્ષા કરતા જોવાય છે, ત્યારે બીજી બાજુ પ્રો. **કીથ**દ્વારા સંપાદિત "ઇન્ડિયા ઓફીસના પુસ્તકાલયગત સંસ્કૃત અને પ્રાકૃત હસ્તલિખિત પ્રતિઓના વર્ણનાત્મક સૂચીપત્ર"મા જૈન લિપિને સ્થાન અપાયેલુ છે

**સાચવણી** .— હસ્તલિખિત પ્રતિઓ કેટલી બધી ઉપયોગી છે તે વિષે વિવેચન કરવાની જરૂર નથી. મહત્ત્વશાળી પ્રતિઓ બરાબર સચવાઈ રહે તે માટે યોગ્ય

પ્રબંધ થવો ઘટે. પ્રતિના માપના બે જાડાં પૂઠા (કાર્ડ બોર્ડ) કાપી[1] એ બેની વચ્ચે પ્રતિ રાખી એની આસપાસ માપસરનુ મજબૂત કપડુ વીટાળવું. પછી એ કપડાને બે કસ રાખી તે બરાબર બાધવી. કપડાના મધ્ય ભાગના ઉપર એક કાગળ ચોટાડી તેમા ગ્રંથનુ નામ, તેના કર્તાનુ નામ, વિષય, રચનાસવત્ અને લેખનવર્ષ ઇત્યાદિ મુખ્ય મુખ્ય વિગતોનો ટુંકમા ઉલ્લેખ કરવો

પ્રતિનુ કોઈ પાનું ફાટી ગયુ હોય તો Adhesive tape paper and linen કે એના જેવો પાતળો કાગળ ચોટાડવો. એટલે એ ચોંટાડવા છતા એમાંથી અક્ષર દેખી શકાશે પ્રતિની કોર ઘસાઇ જતી હોય તો ત્યા કાગળની નાની નાની પટીઓ લગાડવી, પરતુ આવુ કાર્ય કરતા લખાણનો જરાયે ભાગ સદાને માટે ઢકાઈ ન જાય તે તરફ પૂરતુ લક્ષ્ય આપવું.

તાડપત્રની પ્રતિ સચવાઈ રહે તે માટે આસપાસ એના માપના બે લાકડાના પાટિયા — ચીપો રાખવી. એ પાટિયામા પ્રતિ મૂકી તેની આસપાસ કાગળ લપેટવો, અને એની આસપાસ કાગળ ન કપાઈ જાય તેવી રીતે દોરી બાધવી પછી એ રીતે તૈયાર કરેલી પ્રતિ એના માપના અને મજબૂત એવા ડબ્બામા મૂકવી એમાં મૂકતા પહેલા ડબ્બાના લગભગ બન્ને છેડા આગળ એકેક લેધર કલાસની પટી રાખવી. એ બને પટીઓના બને છેડા બરાબર બહાર રહે એવી રીતે પ્રતિ ડબ્બામા મૂકવી જેથી પ્રતિ કાઢવી હોય તો પટીના છેડા પકડીને પ્રતિ બહાર કાઢી શકાય.

કોઈ પ્રતિ સચિત્ર હોય અને જો તેમાંનુ ચિત્ર ઐતિહાસિકાદિ દષ્ટિએ મહત્ત્વનુ હોય તો એ ચિત્ર નષ્ટ થઈ જાય એ પૂવે એનો પ્રતિકૃતિ (ફોટો) કરાવી લેવી જોઈએ. એ જ પ્રમાણે બીજા કોઈ મહત્ત્વશાળી ગ્રથની વિરલ પ્રતિ નાશ પામી જાય તે પૂર્વે તેની પણ પ્રતિકૃતિ કરાવી લેવાવી જોઈએ.[2]

**પ્રતિઓ રાખવાનું સ્થળ** — હસ્તલિખિત પ્રતિઓ એ આપણા પૂર્વજો તરફથી આપણને મળેલો અમૂલ્ય વારસો હોઈ તે જળવાઇ રહે અને આગ વગેરેથી તેનો નાશ ન થાય તે માટે એ પ્રતિઓને fire-proof મકાનમા જ્ઞાનમદિરમાં વ્યવસ્થિત રીતે કબાટોમાં રાખવી જોઈએ એ મંદિરના જે ભાગમાં પ્રતિઓ હોય ત્યાં બીડી પીવાની કે ઉઘાડો દીવો[3] રાખવાની સખત મનાઈ હોવી જોઇએ. થોડે થોડે દિવસે કબાટમાથી પ્રતિઓ કાઢી તેનુ સમુચિત રીતે પ્રતિલેખન થવું ઘટે, નહિ તો ઉધઇ વગેરેથી પ્રતિઓનો નાહક નાશ થાય. અત્ર એ ઉમેરવુ અનાવશ્યક નહિ ગણાય કે છતી શક્તિએ દેવદ્રવ્યને ખવાઇ જતુ ન બચાવનાર દોષને પાત્ર ઠરે છે તેમ આ જ્ઞાનરૂપ દ્રવ્યની ઉપેક્ષા કરનાર પણ પાપનો ભાગી બને છે

૧. સરખાવો 'કંબિકા'નો અર્થ

૨. દાખલા તરીકે ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સશોધન મંદિર તરફથી જોનિપાહુડની પ્રતિકૃતિ તૈયાર કરાવાઈ છે.

૩. મને યાદ છે ત્યા સુધી ભાડારકર પ્રાચ્ય વિદ્યા સશોધન મંદિરમા જે વિશાલકાય ઓરડામાં પ્રતિઓ રાખી છે ત્યા વીજળીની બત્તી પણ નહિ રાખવાની સરકારની સલાહ મળ્યુ છે.

**ઉપયોગ—** હસ્તલિખિત પ્રતિઓ કેવળ પ્રદર્શનરૂપે જ નથી એ કંઈ શોભાના ગાઠિયા નથી. સંપાદનાદિ કાર્ય માટે એ ખપમા આવવી જોઈએ અને તેમા જ એનુ ખરેખરુ ગૌરવ સમાયેલુ છે બાકી ભડારોમા પ્રતિઓને ગોંધી રાખવાથી ખાસ લાભ નથી, કેમકે ગમે તેટલી મહેનત લઈને સાચવી રાખેલ પ્રતિ ઉપર પણ કાળ પોતાનો પજો જમાવ્યા વિના રહેનાર નથી તેથી એને હાથે એ નષ્ટ થઈ જાય તે પૂર્વે એ ખપમા આવે અને જરૂર જણાયતો એની બીજી નકલ ઉતરાવી લેવાય તે વધારે ઈચ્છવા યોગ્ય છે યોગ્ય સંપાદકને પણ જો એ ન મળી શકે તો કહેવુ પડશે કે જે વારસો સાહિત્યરસિક વિદ્વાનોને માટે પૂર્વજો મૂકી ગયા છે તેમાથી તેમને વિના કારણ વંચિત કરવામા આવે છે ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મદિરને વહીવટ માટે સોંપાયેલી અને સરકારી મિલ્કતરૂપ એવી પ્રતિઓ છેક યુરોપ અને અમેરિકાના વિદ્વાનોને પણ અમુક શરતોએ મળી શકે છે એટલુ જ નહિ પણ, પ્રતિ એ કટકે ન આપતા એકી વખતે આખી અપાય છે એ પ્રમાણેની ઉદારતા પૂર્વક આપણા તમામ ભડારોના માલીકો પણ વર્તે અને જૈન સાહિત્યના પ્રચારાદિ દ્વારા ઉપાર્જિત-થતુ પુણ્ય હાંસલ કરે એમ સૌ કોઇ ઇચ્છે

## સૂચીપત્રો

અત્યાર સુધીમાં વિવિધ સ્થળેથી હસ્તલિખિત પ્રતિઓના સૂચીપત્રો પ્રસિદ્ધ થયાં છે એમાના કેટલાકમાં તો બહુ જ ઓછું વર્ણન છે **ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિરના** પુસ્તકાલયમા જૈનોને લગતા નીચે મુજબના સૂચીપત્રો છે :—

(૧–૬) પ્રો **પિટર્સનના** ૭ હેવાલો, (૭) ડો **કિલહોર્નનો** હેવાલ, (૮) ડો **વેબરનું** વર્ણનાત્મક સૂચીપત્ર, (૯) **જૈન ગ્રંથાવલી,** (૧૦) રાયબહાદુર **હીરાલાલ** કૃત "મધ્ય પ્રાત ને બિહારને લગતુ સૂચીપત્ર" (૧૧) જેસલમેરીય ભાંડાગારસૂચી, (૧૨) જૈન ગુર્જર કવિઓ ભા ૧, (૧૩) **આઉફ્રેકટકૃત** સૂચીપત્રોનુ સૂચીપત્ર, (૧૪) "લીમડીના જૈન જ્ઞાનભડારની હસ્તલિખિત પ્રતિઓનુ સૂચીપત્ર."

આ પૈકી (૧) જૈન ગ્રથાવલી, (૨) જૈન ગુર્જર કવિઓ, (૩) જેસલમેરીય ભાડાગારીય સૂચીપત્ર, (૪) રાયબહાદુર હીરાલાલ કૃત મધ્ય પ્રાત અને બિહારને લગતુ સૂચીપત્ર તેમજ (૫) લીમડીના સૂચીપત્રમા પ્રાય. જૈન હસ્તલિખિત પ્રતિઓ વિષે જ નિર્દેશ છે, પરતુ એમા ખુદ આપણી કોમ તરફથી જ બહાર પડેલાની સખ્યા અતિ અલ્પ છે જૈન ગ્રથાવલી અને જૈન ગુર્જર કવિઓ શ્રીમતી જૈન શ્વેતાબર કોન્ફરન્સ તરફથી પ્રસિદ્ધ થયેલ છે, જ્યારે લીમડીના ભડારનુ સૂચીપત્ર શ્રીમતી આગમોદય સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલ છે આ ત્રણ ગુજરાતી ભાષામા છે **જૈન સાહિત્ય સંશોધકમાં** એક જુની ટીપ છપાયેલી છે આ ઉપરાત કોઇ વ્યવસ્થિત સૂચીપત્ર હોય તો એ મારા ખાસ જાણવા કે જોવામા આવ્યુ નથી.[૧]

અપૂર્ણ

---

**૧ દિગબરો તરફથી કેટલાક સૂચીપત્રો પ્રસિદ્ધ થયેલાં યાદ છે. ઘણે ભાગે મારી પાસે એની એકેક નકલ પણ છે.**



# જૈનપુરીનાં જિનમંદિરોની અપૂર્વ કળા

લેખક

શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, વડોદરા.

( છઠ્ઠા અંકના પાના ૩૭૫ થી ચાલુ )

## ૨. લાકડા ઉપરનાં ચિત્રકામો તથા કોતરકામો*

૧ માંડવીની પોળમા શ્રીસમેતશિખરજીની પોળના મૂળ નાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનના દેરાસરમાં લાકડામા કોતરીને શ્રી સમેતશિખરજીના પહાડની લગભગ પંદર ફૂટ ઊંચાઈની રચના કરવામા આવી છે, જે લગભગ ત્રણસો વર્ષ પહેલાની છે. મારા સાભળવા પ્રમાણે પહેલા તે આખોયે ડુગર ગોળ ફેરવી શકાય તેવી રીતની ગોઠવણી કરી હતી. દેરાસરના લાકડાના થાભલા પરની ચિત્રાકૃતિઓ ઉપર ધૂળના થરના થર જામી જવાને લીધે અસ્પષ્ટ બનેલી એ ચિત્રાકૃતિઓ જોનારને તે પ્રત્યેની આપણી બેદરકારીની સાક્ષી આપી રહી છે થોડા જ વર્ષ પહેલા જ્યારે હુ નાનો હતો ત્યારે આ દેરાસરની બહારની ભીંતો ઉપર કેટલાક સુદર ચિત્રો મે મારી નજરે જોએલા હતા, અને હુ ભૂલતો ન હોઉં તો, તેમાના એક ચિત્રમા શ્રેષ્ઠીપુત્ર ઈલાચી કુમાર અને નટડીના પ્રસંગને લગતાં નાટ્ય પ્રયોગોના ઘણા જ મહત્ત્વના ચિત્રો હતા. બીજા એક ચિત્રમા મધુબિંદુના દૃષ્ટાતને લગતા ચિત્રો હતા અને બીજાં પણ જૈનધર્મની કેટલીક કથાઓને લગતા હતા. આજે જીર્ણોદ્ધારના કારણે એ સુદર ચિત્રોનુ નામનિશાન પણ રાખવામા આવ્યુ નથી.

૨. ઝવેરીવાડ વાઘણ પોળમા મૂળનાયક શ્રી અજિતનાથના દેરાસરમા લાકડામાં કોતરી કાઢેલો એક સુદર નારીકુંજર છે, જેના ચિત્ર તથા સમજુતી માટે મારા તરફથી પ્રસિદ્ધ થએલ 'જૈન ચિત્ર કલ્પદ્રુમ' નામના ગ્રંથમા રજુ કરેલા ચિત્ર. નંબર ૧૫૨, ૧૫૩ તથા તેને લગતુ 'ચિત્ર વિવરણ' જોવા વાચકોને મારી નમ્ર વિનંતી છે પહેલા આ નારીકુજર જૈનધર્મના ધાર્મિક વરઘોડામા ફેરવવામા આવતો તેમા તથા દેરાસરના રંગમંડપમાની થાભલીઓ ઉપરની ચારે બાજુની પાટડીઓમા બહુ જ સુદર

---

* આ સિવાય ગુજરાત પ્રાતના બીજા મુખ્ય મુખ્ય શહેરો જેવાં કે પાટણ, રાધનપુર, ખંભાત તથા સુરતનાં જૈનમંદિરોના લાકડા ઉપરના ચિત્રકામો તથા કોતરકામોની માત્ર યાદી 'જૈન ચિત્ર કલ્પદ્રુમ' ના પાના ૪૮ થી ૫૨ મા આપવામાં આવી છે.

લાકડાનું કોતરકામ આજે પણ વિદ્યમાન છે. આ દેરાસર અમદાવાદના હાલના નગરશેઠના પૂર્વજોએ બંધાવેલુ છે અને તેનો વહીવટ અમદાવાદની શ્રીમાન્ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના હસ્તક છે

૩. ઝવેરીવાડ નિશાપોળમાં વિજયરાજસૂરગચ્છવાળાઓના વહીવટવાળા મૂળનાયક શ્રી શાંતિનાથ ભગવાનના દેરાસરમા લાંકડાનાં સુદર કોતરકામો આવેલાં છે, જે તેના વહીવટદારોએ બહુ જ કાળજી પૂર્વક સંભાળભરી રીતે સુરક્ષિત રાખ્યા હોય તેમ, તે દરેક ઉપર જડી દીધેલા કાચ જોવાથી નિરીક્ષકોને દેખાઇ આવે છે. કાચ એવી સંભાળ પૂર્વક જડેલા છે કે જેથી તેના ઉપર ધૂળના થર વગેરે જામીને કોતરકામને નુકશાન ન પહોચવા પામે

૪. નિશાપોળમાં જ જગદ્વલ્લભ પાર્શ્વનાથના સુપ્રસિદ્ધ દેરાસરના ઉપરના ભાગમાં, ચિંતામણિ પાર્શ્વનાથ તથા સહસ્રફણા પાર્શ્વનાથના ગર્ભદ્વારની બહારની બાજુની લાકડાની થાંભલીઓ તથા લાકડાની દિવાલો ઉપર મુગલકળાના સમય દરમ્યાનનાં સુંદર પ્રાચીન ચિત્રો તથા રંગમંડપની છતોમા લાકડાંની સુદર આકૃતિઓના મુગલ સમય દરમ્યાનની સંયોજનાકૃતિઓનાં કોતરકામો આજે પણ જેવા ને તેવાં વિદ્યમાન છે અમદાવાદના જિનમદિરોના લાકડાનાં કોતરકામો પૈકીના સર્વશ્રેષ્ઠ કોતરકામોમાં આ કામની ગણના કરી શકાય આ જ દેરાસરમાં નીચેના ભૂમિગૃહ (ભોંયરા) માં મૂળ નાયક શ્રી જગદ્વલ્લભ પાર્શ્વનાથની અતિ ભવ્ય પ્રાચીન મૂર્તિ ખાસ દર્શનીય છે. * મૂર્તિની નીચેની બેઠક (પબાસન) નુ સુદર સંગેમરમરનું બારીક કોતરકામ સ્થાપત્યની દૃષ્ટિએ આગ્રાના જગત્પ્રસિદ્ધ તાજમહેલના કોતરકામોને આબેહૂબ મળતું આવે છે. ભોયરામાં રંગમંડપની બે છતો પૈકીની એક છતમા જૂના લાલ રગની પૃષ્ઠભૂમિ ઉપર સુદર રંગીન પ્રાચીન ચિત્રકામ કરેલુ છે, જે મુગલ સમયના ભિત્તિચિત્ર (fresco painting) નો સારો નમુનો પૂરો પાડે છે મૂળનાયક શ્રી જગદ્વલ્લભ પાર્શ્વનાથની આ ભવ્ય મૂર્તિની પ્રતિષ્ઠા વિક્રમ સંવત્ ૧૬૫૯ ના વૈશાખ વદ ૬ ના દિવસે મુગલ સમ્રાટ અકબર પ્રતિબોધક જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિના પ્રશિષ્ય શ્રી વિજયદેવસૂરિના વરદ હસ્તે થએલી છે, જે તેના પબાસનના લેખ ઉપરથી સાબિત થાય છે અમદાવાદના જિનમંદિરોમા તેના મૂળ રૂપમા (કોઈ પણ જાતના ફેરફાર સિવાય) સચવાઈ રહેલુ આ એક જ પ્રાચીન મદિર હયાત હોવાનું મારી જાણમા છે

૫. ઝવેરીવાડમાં શેખના પાડામા મૂળનાયક શ્રી વાસુપૂજ્યસ્વામીના દેરાસરમાં લાકડાનુ સુદર કોતરકામ ખાસ દર્શનીય છે

૬ એ જ શેખના પાડામા મૂળનાયક શ્રી શીતલનાથપ્રભુના બીજા એક દેરાસરમા રંગમડપના ઘુમટમાં, બારસાખમા તથા થાભલાઓની કુંભીઓમા અને ઘુમટ નીચેની છતોમા લાકડાના બારીક કોતરકામો ખાસ જોવા લાયક છે.

૭ હાજાપટેલની પોળમાં શ્રી શાતિનાથની પોળમા મૂળનાયક શ્રી શાતિનાથ પ્રભુના દેરાસરમા રંગમંડપના ઘુમટમા, થાભલાઓની કુંભીઓમાં તથા રંગમંડપની

---

* આ મૂર્તિના વર્ણન માટે જૂઓ 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૨, અંક ૬, પૃ-૩૭૪

આજુબાજુનાં સુંદર કોતરકામો ખાસ દર્શનીય છે આ કોતરકામો જેવાં બારીક લાકડાના કોતરકામો ગુજરાતના બીજાં જિનમંદિરોમા વિરલ જ જોવા મળી શકે તેમ છે.

૮. હાજાપટેલની પોળમાં શ્રી રામજીમંદિરની પોળમા મૂળનાયક શ્રી સુપાર્શ્વનાથના દેરાસરમાં થાંભલાની કુંભીઓનું કોતરકામ વિશેષે કરીને ઉત્તમ કોટિનુ હોવાથી ખાસ દર્શનીય છે. ગુજરાતના આજના કારીગરોમાંથી આ કારીગરીનો ઉદ્યોગ ક્યારથી અને શા કારણથી નષ્ટ થયો તે કોયડો, કોઈ કલાઅભીક્ષક, આ તથા બીજાં કોતરકામોનો બારીક અભ્યાસ કરીને, ન ઉકેલી બતાવે ત્યાંસુધી ગુંચવાંએલો જ રહેવાનો

૯. દેવશાના પાડામાં ખરતરગચ્છવાળાઓના વહીવટવાળું મૂળનાયક શ્રી શાતિનાથ પ્રભુનું દેરાસર છે. તેમાના મોટા ભાગનાં કોતરકામોનો તો થોડા જ વર્ષ અગાઉ જીર્ણોદ્ધારના નામે નાશ કરી નાખવામા આવ્યો છે, પણ તેમાથી બચેલા થોડાં કોતરકામો હજુ હયાત છે.

જીર્ણોદ્ધારના નામે આવા કેટલાંયે જિનમંદિરોના કોતરકામો તથા કલાવશેષોનો નાશ થઈ ગયો હશે વૃદ્ધો પાસેથી સાભળવા પ્રમાણે અમદાવાદના હાલના વિદ્યામાન દેરાસરોનો મોટો ભાગ પહેલાંના સમયમાં લાકડાના કોતરકામોવાળો હતો; પરતુ સફાઈદાર ( Plain ) બનાવવાના મોહે અને મુખ્યત્વે કરીને કળા વિષેની અજ્ઞાન અવસ્થાને લીધે લાકડાં ઉપરની કળાકૃતિઓનો મોટો સમૂહ નાશ પામ્યો છે, છતાં પણ જેટલી કળાકૃતિઓ સચવાઈ રહેલી છે, તેની સભાળ માટે એક ખાસ કમિટી નીમવાની જૈનપુરીના જિનમંદિરોના વહીવટદારોની તથા શ્રીમાનોની શુ ફરજ નથી?

## ૩. ભિત્તિચિત્રો

દોશીવાડાની પોળમા ગોસાંઈજીના મંદિરની પાછળના ભાગમા આવેલા શ્રી સીમંધરસ્વામીજીના દેરાસરની સન્વળીએ (બહારની અને અંદરની) દિવાલો રાજપુત સમયની ચિત્રકળાથી અલંકૃત થયેલી છે, પરંતુ 'જૈનમંદિરોમા ભિત્તિચિત્રોની સચવાએલી પરંપરા' એ નામનો એક સ્વતંત્ર લેખ લખવાનો મારો આશય હોવાથી અહીયા તેનુ વર્ણન નહિ આપતા ચિત્રકળાના શોખીનોનુ ધ્યાન માત્ર દોરીને આ લેખ સમાપ્ત કરુ છુ.

**સૂચના**

પરમ પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી મહારાજનો 'दिगंबर शास्त्र कैसे बने' શીર્ષક ચાલુ લેખ આ અંકમા આપી શકાયો નથી

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

## (૧) પ્રાચીન લેખ સંગ્રહ (આઠ લેખો)

સંપાદકઃ-
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

૩૦[૧૯]

संवत् १६३२ वर्षे बलदूठ ग्रामे को० पदू । कारित(तं) । प्रतिष्ठितं तपागच्छे महोपाध्याय श्री धर्मसागरगणिभिः श्री हीरविजयसूरिराज्ये ॥

સંવત ૧૬૩૨ માં, બલદૂઠ [૨૦] (હાલ 'બરલૂટ' નામથી પ્રસિદ્ધ) ગામના રહેવાસી કોઠારી પદૂએ, આ મૂ. ના શ્રી પાર્શ્વનાથ દેવની મૂર્તિ કરાવી અને તેની, તપાગચ્છનાયક શ્રીમાન્ હીરવિજયસૂરિજી મ. ના વિજયવંતા રાજ્યમાં મહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિજીએ પ્રતિષ્ઠા કરી છે.

---

૧૯. નબર ૩૦ થી ૩૭ સુધીના આઠ લેખો, 'સિરોહી' સ્ટેટમાં આવેલા 'બરલુટ' ગામના જિનમંદિરોના છે તેમાના પ્રથમના ચાર લેખો, મૂ ના. શ્રી પાર્શ્વનાથ ભગવાનના મંદિરના અને પાછળના ચાર લેખો, શ્રી શાંતિનાથજીના મદિરના છે ન ૩૦ વાળો–પહેલો લેખ, મૂ ના શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિની બેઠક પર ખોદેલો છે.

૨૦. આ ગામ, 'સિરોહી' થી વાયવ્ય ખુણામા ૧૨ માઇલની દૂરી પર આવેલુ છે. 'સિરોહી' સ્ટેટના 'જોરા' પરગણાની તહેસીલનુ મુખ્ય ગામ છે અહીં સ્ટેટની તહેસીલ અને થાણુ છે, પરતુ ગામ બે જાગીરદારોનુ હોઈ બન્ને જાગીરદારો અહી રહે છે ગામમાં વિશાપોરવાડ શ્રાવકોના ૮૭ ઘર છે. શ્રી પાર્શ્વનાથ ભ. નુ અને શ્રી શાંતિનાથ દેવનુ એમ બે જિનમંદિરો છે, તેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનુ મદિર જૂનુ છે, તેની પાસે પાયો ખોદતા શ્રી શાંતિનાથ દેવની પ્રાચીન મૂર્તિ જમીનમાંથી પ્રગટ થવાથી, ત્યાના શ્રાવકોએ તેની જોડાજોડ નૂતન ભવ્ય મંદિર બંધાવીને તેની સં. ૧૯૬૩ મા પ્રતિષ્ઠા કરાવી છે પ્રતિષ્ઠા વખતે મોટી રકમનો ચડાવો બોલીને (ન્યાયતીર્થ, સાહિત્યતીર્થ, તર્કભૂષણ મુનિરાજ શ્રી હિમાશુવિજયજીના સસારીપણાના પિતાજી) શાહ વનાજી જેતાજીએ, મૂ ના શ્રી શાતિનાથ ભગવાનની મૂર્ત્તિ ગાદીપર વિરાજમાન કરી છે આ મદિરમાની મૂ. ના સિવાયની આરસની બીજી આઠ મૂર્ત્તિઓ નવીન છે. તેમના પર સ. ૧૯૫૧, ૧૯૫૫ અને ૧૯૬૩ ના લેખો છે મૂ ના જીની મૂર્ત્તિ પર લેખ નથી. ધાતુની ચોવિશી, પચતીર્થી અને એકલમૂર્ત્તિ મળીને કુલ ૬ મૂર્ત્તિઓ છે તેમા એક પર લેખ નથી.

શ્રી પાર્શ્વપ્રભુના મંદિરની બે મૂર્ત્તિઓ પર જૂના લેખો છે, તે સિવાયની પ્રાચીન બે મૂર્ત્તિઓ પર લેખો નથી બે મૂર્ત્તિઓ પરના લેખો વંચાતા નથી, અને બાકીની

(૩૧)[૨૧]

समत १२२६ का मास बेसाक सुद ५ भट्टारषजी........... ॥

સં૦ ૧૨૨૬ના વૈશાખ સુદિ ૫ ને દિવસે, .. .....

(૩૨)[૨૨]

संवत् १९२१ वर्षे मा० सु० ७ गुरो(रौ) श्रीमत्(द्) विजयाणंदसूरी(रि)-गच्छे। प्रागूवाट ज्ञा० वृ०। म। बर। सा। राइंगजी दोलाजी।

(33)

सं० १९२१ ना जेष्ट(ष्ठ) सुद(दि) ५ पोरवालज्ञाति सा राइंगजी दोलाजी यस्य(तेन) धर्माथें करापि(कारि)तं ॥

શ્રીમાન્ વિજયઆણંદસૂરિગચ્છ (આણસૂર શાખા)ની આમ્નાયવાળા, બરલુટ નિવાસી, પોરવાડોની વૃદ્ધ શાખાના (વિશાપોરવાડ), શાહ રાઈંગજી દોલાજીએ પોતાના કલ્યાણ માટે ધાતુની આ નાની એકલ મૂર્તિ, સં. ૧૯૨૧ના માઘ શુદિ ૭ ને ગુરુવારે પ્રતિષ્ઠિત કરાવી છે, અને એ મૂર્તિને પધરાવવા માટે તેમણે જ પિત્તળની નાની પાટલી, સં. ૧૯૨૧ ના જેઠ શુદિ ૫ ને દિવસે કરાવી છે.

---

પાંચ નવી મૂર્તિઓમાંથી એક પર સં. ૧૯૫૧ નો અને ચાર પર સં. ૧૯૫૫ ના લેખો છે ધાતુની એકલમૂર્તિ એક છે તેના પર સ. ૧૯૨૧નો લેખ છે.

ગામમા જૂના ઉપાશ્રય બે છે તે ઉપરાત શ્રીમાન્ શેઠ કપૂરચદજી કસ્તૂરચદજીએ બંધાવેલી એક મોટી ધર્મશાળા છે, તેમા સાધુ સાધ્વીઓને ઉતરવાની વધારે અનુકૂળતા છે. ગામમાં તડ નથી, સંપ સારો છે. શ્રાવકો ભક્તિવાળા છે ગયા ચોમાસામાં શ્રી વીર જૈન કન્યાશાળા અને શ્રી વીરધર્મ જૈન પુસ્તકાલયની સ્થાપના થઈ છે.

દંતકથા છે કે — અહી એક બળદ તથા એક ઊંટ એક જગ્યાએ વખતોવખત સાથે બેસતા અને અરસપરસ બહુ પ્રેમ રાખતા, તેથી તે જગ્યાએ તે બન્નેના નામથી 'બલદૂઠ' નામનું ગામ વસાવવામા આવ્યું હતુ.

૨૧. મૂ ના. શ્રી પાર્શ્વનાથ પ્રભુની નીચેની, અસ્થિર આરસની શ્રી અજિતનાથદેવની મૂર્તિની બેઠક પરનો આ લેખ છે. આમાં સંવત્ ૧૨૨૬ નો લેખ હોય તેમ વંચાય છે, પરંતુ લેખની ભાષા પરથી ૧૭ કે ૧૮ મી શતાબ્દીનો આ લેખ હોવાનું સંભવે છે લેખનો પાછળનો ભાગ ઘસાઇ ગયેલો હોવાથી વાચી શકાયો નથી.

૨૨. નં ૩૨ વાળો લેખ, ધાતુની નાની એકલ મૂર્તિની બેઠકપર, અને ન. ૩૩ વાળો લેખ, પિત્તળની નાની પાટલી પર ખોદેલો છે.

આ બન્ને લેખો, વિશમી શતાબ્દીના હોવા છતા, 'બરલુટ'નો શ્રાવકો, શ્રીમાન્ હીરવિજયસૂરીશ્વરજી મ. ના પટ્ટધર શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટધર શ્રી વિજયતિલકસૂરિજીના પટ્ટધર શ્રી વિજયાણંદસૂરિજીના આમ્નાયવાળા હતા — અને છે, એ વાતનુ એઓને વિસ્મરણ ન થાય એટલા માટે અહી આપવામા આવ્યા છે.

(૩૪)[૨૩]

ॐ संवत् १२८३ वर्षे ज्ये.... ........

कारितस्य श्री शातिनाथ .. . . .

बृहद्‌गच्छे जसरा. .... ...

સંવત્ ૧૨૮૩ ના જેઠ......ને દિવસે, બૃહદ્‌ગચ્છના શેઠ જસરા........એ શ્રી શાતિનાથપ્રભુની મૂર્ત્તિ કરાવી. (?)

શ્રી 'વીરવંશાવળી'મા લખ્યુ છે કે — તપાગચ્છનાયક શ્રીમાન્ લક્ષ્મીસાગરસૂરિજીએ વિ. સં. ૧૫૩૭ મા ગામ 'બલદૂઠ' અને તેની નજીકમા આવેલા 'ભૂતગામ'મા પાચ જિનમંદિરોની પ્રતિષ્ઠા કરી હતી આ શ્રીલક્ષ્મીસાગરસૂરિ, શ્રીમાન્ સોમસુદરસૂરિજીના પટ્ટધર, શ્રી મુનિસુદરસૂરિજીના પટ્ટધર, શ્રી જયચંદ્રસૂરિજીના પટ્ટધર, શ્રી રત્નશેખરસૂરિજીના પટ્ટધર હતા અને આબુ–દેલવાડામાના ભીમાશાહના મદિરની વિ સં ૧૫૨૫ માં તેમણે પ્રતિષ્ઠા કરી હતી.

(૩૫)[૨૪]

ॐ सं० १३७७ वर्षे वैशाष(ख) सुदि ११ गुरौ प्राग्वाट ज्ञा० ठ० देदा भार्या कूंरदे दे (पु) कुंयार सीमड प्रतापसिंह महणसीह अपेक्षक श्रेयसे सुत .. . .श्री पार्श्वनाथस्य पंचतीर्थी कारिता प्र० श्री सूरिभिः पूर्णिमा० श्री विजयप्रभसूरि(री) [णामुपदेशेन]

સં૦ ૧૩૭૭ ના વૈશાખ શુદિ ૧૧ ને ગુરુવારે, પોરવાડજ્ઞાતીય, ઠાકોર[૨૫] દેદાની ભાર્યા કુંવરદેના પુત્રો ૧ કુમાર, ૨ સીમડ, ૩. પ્રતાપસિહ, ૪ મહણસિંહ અને ૫

૨૩. શ્રી શાંતિનાથ ભગવાનના મંદિરની અગાસીમાં, શ્રી શાતિનાથ પ્રભુની મૂર્ત્તિના પરિકરની પ્રાચીન નકશીદાર આરસની ગાદીનો ખડિત એક ટુકડો પડચો છે તેમા ખોદાયેલા લેખનો બચેલો ભાગ અહીં આપવામા આવ્યો છે ઘણી તપાસ કરવા છતાં તેનો બીજો ટુકડો મળ્યો નહી, તેથી આ લેખ અધુરો જ રહી ગયો. આ ટુકડો અહીના મદિરમા હોવાથી, 'બરલુટ'ના મદિરનો હોવાની પૂર્ણ સંભાવના થાય છે. જો એમ જ હોય તો 'બરલુટ' ગામ સાતસો વરસથી વધારે પ્રાચીન હોવાનુ અને તેમા સં. ૧૨૮૩ મા અથવા તે પહેલા જિનમંદિર પ્રતિષ્ઠિત થઈ ચૂકયાનુ માની શકાય.

૨૪ નબર ૩૫, ૩૬ અને ૩૭ ના લેખો, ગામ 'બરલુટ'ના શ્રી શાંતિનાથદેવના મદિરમાની ધાતુની ત્રણ પચતીર્થીઓ પાછળ ખોદેલા છે.

૨૫. આગળના સમયમા, વાણિયા, બ્રાહ્મણ આદિ કોઈ પણ જાતિનો માણસ હોવા છતા જો તે એકાદ ગામનો જાગીરદાર હોય તો તેના ઉપનામમા ઠક્કુર (ઠાકોર) લખવામા આવતુ હતુ.

અપેક્ષકના કલ્યાણ માટે પુત્ર........એ, શ્રી પાર્શ્વનાથપ્રભુની પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિ કરાવીને તેની પૂર્ણિમાગચ્છના શ્રીવિજયપ્રભસૂરિજીના ઉપદેશથી કોઈ આચાર્યવર્ય પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

(૩૬)

सं० १५१५ वर्षे वैशा० सु० ३ प्राग्वाटज्ञातीय मं० वाछा भा० मटकू सुत नाल्हा ढाला पांचा परवत भार्या वानू मांनू देमी लहिकू सुत चुंडाजीवादि कुटुम्बयुतेन स्वपितृश्रेयोर्थं श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छे श्रीरत्नशेखरसूरिभिः वडगामवासि ।

સંવત્ ૧૫૧૫ના વૈશાખ શુદિ ૩ને દિવસે, વડગામ [૨૬] નિવાસી અને પોરવાડ જ્ઞાતિના મંત્રી [૨૭] વાછાની ભાર્યા મટકૂના પુત્રો ૧ નાલ્હા, ૨ ઢાલા, ૩ પાંચા અને ૪ પરવત; તેઓની અનુક્રમે ભાર્યાઓ ૧ વાનૂ. ૨ માનૂ, ૩ દેમી અને ૪ લહકૂ; તેમના પુત્રો ૧ ચુંડા, ૨ જીવા, આદિ કુટુંબથી યુક્ત (એવા મંત્રી વાછાએ) પોતાના પિતાના શ્રેય માટે શ્રી આદિનાથ પ્રભુનું બિંબ કરાવ્યું અને તેની, તપાગચ્છનાયક શ્રી રત્નશેખરસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

(૩૭)

सं० १५१७ वर्षे जेष्ठ सु० ५ गुरु (रौ) ऊकेशज्ञातीय कोठारी गोत्रे मं० आंबा भार्या अहिवदे पुत्र लूणाकेन भार्या अमरी सुत सोमादि कुटुंबयुतेन श्री शान्तिनाथ बिंब कारितं प्रतिष्ठितं श्रीसूरिभि ॥ शुभं भवतुः । श्रीः ॥

સંવત્ ૧૫૧૭ના જેઠ સુદિ ૫ને ગુરુવારે, ઓસવાલ જ્ઞાતિ તથા કોઠારી ગોત્રવાળા, મંત્રી આબાની ભાર્યા અહિવદેના પુત્ર; (પોતાની ભાર્યા અમરી અને પુત્ર સોમા આદિ કુટુંબથી યુક્ત એવા) મત્રી લૂણાએ, શ્રી શાંતિનાથદેવનું બિબ ભરાવીને તેની કોઈ આચાર્યજી પાસે પ્રતિષ્ઠા કરાવી છે

૨૬. એક 'વડગામ' 'પાલનપુર'થી ૧૦ માઈલ દૂર, બીજું 'શિવગંજ'થી એક માઈલ દૂર; ત્રીજુ 'ડીસા', રામસેણુ'ની નજીકમા 'વાકડીયા વડગામ' છે. મંત્રી વાછા આદિ, ઘણુ કરીને આ ત્રણમાથી કોઈ એક 'વડગામ'ના રહેવાસી હોવા જોઈએ.

૨૭ મહારાજ્યોના મુખ્ય મુખ્ય પ્રધાનો, મહામાત્ય અથવા મહામંત્રી કહેવાતા, અને મોટા મોટા ખાતાઓ–વિભાગોના મુખ્ય મુખ્ય અધિકારીઓ–હોદ્દેદારો મંત્રી અથવા અમાત્ય કહેવાતા. નાના રાજ્યો, પેટા રાજ્યો કે જાગીરદારોના મુખ્ય કારભારીઓ — કામદારોનો પણ ઘણું કરીને 'મંત્રી' તરીકે ઉલ્લેખ થતો.

संग्राहक
श्रीयुत नन्दलालजी लोढा

## (२) मांडवगढ संबंधी लेख

(४) मांडवगढ में श्री जैन श्वे. कारखाने के सामने लाल महल का रास्ता (रोड) जाता है, करीब दो फर्लांग की दूरी पर रास्ते के बांये हाथ पर टुटी फुटी हालत का एक मंदिर मालूम हुवा, जिसमें मूल गभारे के तीन दरवाजे के तीन हीस्से अब तक दीखते हैं और प्रतिमा वगैरह स्थापित नहीं है, पर प्रतिमाजी के पीछे प्लास्तर अब भी टिका हुवा है, आसपास भमती बनी हुई है। मूल गभारे के आगे सभामंडप का घूमच गिर गया है। आसपास दीवारे खडी हुई है। मंदिर के आसपास चौक बहुत है जो यह पता बताते हैं कि इसके पास उपासरा वगैरह बने होंगे। एक टांका भी चौक में है। मंदिर के पीछे कुछ दूरी पर एक बावडी है जो इस समय बिरान हालत में है और उसमें पानी भरा हुवा है। उस जमाने में इस बावडी के पास बगीचा होगा ऐसा बावडी के पास के चौक से अनुमान होता है।

(५) ॥ सं० १५९७ वर्षे माघ सु० १३ रवौ श्री मंडपे श्रीमालज्ञातीय सं० ऊदा भा० हर्षू सा० खीमा भा. पूंजी पु० सा० जेगसी भा० माऊ पु० सा० गोल्हा भा० सापा पु० मेघा पु० कर्णा लघु भ्रातृ सं० राजा भार्या सागू पु० सं० जावडेन भा० धनाई जीवादे सुहागदे सत्तादे धनाई पुत्र सं० हीरा भा० रमाई सं० लालादि कुटुम्ब-युतेन बिम्बं कारापितं निजश्रेयसे श्रीकुन्थुनाथ बिम्ब कारितं प्रतिष्ठितं तपागच्छे श्री सोमसुन्दरसूरिसन्ताने लक्ष्मीसागरसूरिपट्टे श्रीसुमतिसाधुसूरिभि : ॥

यह लेख आगरा के श्री सूर्यप्रभस्वामीजी के मंदिर-मोटी कटरा में धातु की पञ्च-तीर्थि पर है।

(६) संवत १५२१ वर्षे ज्येष्ठ सुदी ४ मण्डपदुर्गे प्राग्वाट सं० अजन भा० टबकू सुत सं० वस्ता भा० रामा पुत्र सं० चाहाकेन भा० जीविणि पुत्र संभाग आडादि कुटुम्बयुतेन स्वश्रेयसे श्री चन्द्रप्रभ २४ पट्ट का० प्र० तपापक्षे श्रीरत्नशेखरसूरिपट्टे श्रीलक्ष्मीसागरसूरिभि· ॥

यह लेख नागोर (मारवाड) के श्री ऋषभदेवजी के बडे मंदिर-हीरावाडी में धातु की चोवीसी पर है।

नं ५ व ६ के लेख की नकल "जैन लेख संग्रह"-संग्रहकर्ता-बाबू पूरणचंदजी नाहार कलकत्ता निवासी के पुस्तक से लेखांक १४७२ व १३१४ से उद्धृत की गई है।

क्रमश:

# શૌરિપુર તીર્થ

લેખક
મુનિરાજ
શ્રી દર્શનવિજયજી

યમુના નદી, આગરા પાસે થઈ ૪૦–૪૫ માઈલ સુધી પૂર્વમા આગળ વધ્યા પછી ચકાવો લે છે અહીં યમુનાએ ૨ માઈલનો સીધો રસ્તો છોડી ૯ માઇલનો વાંક પકડયો છે, આથી ૩–૪ માઇલિ સુધી દર્શનીય દશ્ય નજરે પડે છે.

તે વાકપર દક્ષિણુ કાઠે બટેશ્વર નામનુ ગામ છે, જે આગ્રા જીલ્લાના ભદાવર પ્રાતમાં ગણાય છે. ઇતિહાસના ઉલ્લેખ પ્રમાણે અહીં નાસીરૂદ્દીન ગોરીના સમયથી અગ્નિવંશી ભદ્દોરિયાનુ મૂળ ગણાય છે. હાલનો ભદાવર નરેશ એટલે માત્ર ૯ ગામનો ધણી.

બટેશ્વરના પ્રાચીન નામ સોરિયપુર, શૌરિપુર, સોરિપુર અને સૂર્યપુર છે. એની ચારે બાજુ પડેલા પુરાણા ખ ડેરો તથા પ્રાચીન ટેકરાઓ એની કાળજૂની ભવ્ય જાહોજલાલીની સાક્ષી પૂરે છે. સર કનિંગહામની માન્યતા પ્રમાણે આ ભગ્નાવશેષ પર જૈન તથા આહિર પ્રજાએ ૪૦૦ વર્ષથી વસવાટ કર્યો અને તેનુ નામ બટેશ્વર પડયુ (આર્કિયોલૉજિકલ સર્વે રિપોર્ટ, વૉ૦ ૪ તથા વૉ૦ ૯)

બટેશ્વર આગ્રાથી મોટર રસ્તે ૪૩ માઈલ પૂર્વમાં, E I. R ના. શિકોહાબાદ જંકસનથી ૧૧ માઇલ દક્ષિણમાં તથા નવી લાઇનના બાહા સ્ટેશનથી ૫ માઈલિ વાયવ્યમા એક વૈષ્ણવ તીર્થ છે. દરેક સ્થાનેથી મોટર રસ્તા છે. બટેશ્વરની ચારે બાજુ એકાદ માઇલનો રસ્તો ખરાબ છે.

જૈનગ્રંથો, પુરાણો, ત્રિપિટકો તથા પ્રાચ્યવિદ્યા ગ્રથોમા શૌરિપુર માટે ઘણો ઊહાપોહ મળે છે. તેનું ક્રમશ દિગ્‌દર્શન કરવાના વિચારથી આ પ્રયત્ન કરેલ છે

## પ્રાચ્ય શોધખોળ

એરિયન એ આર્યાવર્તના શહેરોની જાહોજલાલીને પુરવાર કરતું, વિદેશી વિદ્વાનોએ આલેખેલ, પ્રાચીનમા પ્રાચીન ભ્રમણવૃત્તાંત છે તેમા સિકંદરના સેનાપતિ સેલ્યુકસની વતી ભારતમા આવેલ મેગાસ્થનિઝે એન્ડ્રોકોટ્સ (ચંદ્રગુપ્ત કે સંપ્રતિ) ના સમયનું વર્ણન દોર્યું છે તેમા શૌરિપુર માટે આ પ્રમાણે ઉલ્લેખ મળે છે:—

[ઐતિહાસિક સૂચનોનો સંગ્રહ]

Calısoboraca. કાલીસોબોરાકા (શૌરિપુર) એ યમુનાના દક્ષિણ (જમણા) કાંઠે મનુષ્યોથી ભરચક, સુન્દર, સમૃદ્ધિશાળી, વ્યાપારી શહેર છે (રોયલ એશિયાટિક સોસાયટી જર્નલ, વૉ૦ ૧, પૃષ્ઠ ૩૧૪, તથા મેગાસ્થનીઝની યાત્રા) સર એલેકઝાંડર કનિંગહામ સાહેબે બટેશ્વરમાં ઘણા દિવસ રહી અનેક પુરાણી મૂર્તિઓ, શિલાલેખો તામ્રસિક્કા પ્રસ્તર, ખડો અને ભગ્નાવશેષોનો સંગ્રહ કર્યો હતો, પણ તેમના સગ્રહમા શુ શું હતુ એ બાબત કંઈ પ્રકાશ પડયો નથી.

લખનઉ મ્યુઝિયમના નીચલા ભાગમાં ચંદેલવંશી મહોબાનરેશ પરમર્દિ દેવના મંત્રી સલક્ષણે શિવાલય કરાવ્યાનો ૨૪×૨૦ ઇચ પ્રમાણનો એક શિલાલેખ છે જે સર કનિંગહામને ફરેરીમાથી મલ્યો હતો. અને જેનુ વર્ણન પુરાતત્ત્વવિભાગ—રીપોર્ટ (આર્કિયોલૉજિકલ સર્વે રીપોર્ટ, વૉ૦ ૨૧, પૃ૦ ૮૨ નં૦ ૫૨)માં તથા ઇમ્પીરિયલ ગેઝેટિયર (વૉ૦ ૨, પૃ૦ ૨૦૩)માં મળે છે

આ લેખ પ્રથમ જર્મન વિદ્વાન હુલશે પ્રકાશિત કર્યો હતો અને એના આધારે કીલહોર્ન સાહેબે એપિગ્રાફિકા ઇન્ડિકા (વૉ૦ ૧, પૃ૦ ૨૦૭)મા તે મુદ્રિત કરેલ છે

કનિંગહામ કાલીસોબોરાકાને શૌરિપુર જ માને છે, પણ તેની ઉત્પત્તિ માટે નવી જ કલ્પના કરે છે "મથુરાપતી શૌરસેને શૌરીપુર વસાવ્યુ કે જે રામચંદ્રના લઘુ બધુ શત્રુઘ્નનો પુત્ર હતો. આ વાત ભૂલી જતાં પાછળના લોકોએ તેને મહાભારત કાલીન શૌરિપુર માની લીધેલ છે. એમ પણ સભવે છે કે, પાંડુવશી ઉગ્રસેનના પુત્ર અને સુતાશ્રયના પિતા શૂરસેને આ નગર વસાવ્યુ હોય!" આ તેમની માન્યતા છે. (પોસ્ટ સ્ક્રીપ્ટ, પૃ૦ ૪૪ તથા આર્કિયોલૉજિકલ જર્નલ, વૉ૦ ૧, પૃ૦ ૩૧૪)

લખનઉ મ્યુઝિયમમાનો મત્રી સલક્ષણનો શિલાલેખ પણ "શૌરિ" શબ્દથી મંગલાચરણ કરી શૌરીપુરની સાક્ષી આપે છે

સન ૧૮૭૦મા કાર્લાઇલે બટેશ્વરમાં રહી અનેક પ્રાચીન ચીજો એકઠી કરી હતી, તથા ગાડીઓમા ભરી તે આગ્રા પહોચતી કરી હતી,—જેમાની ખાસ ચીજોની ટીપ સન ૧૮૭૧-૭૨ એપ્રિલના આર્કિયોલૉજિકલ સર્વે રીપોર્ટના વૉ૦ ૪, પૃ૦ ૧૫૪મા મુદ્રિત થયેલ છે જે પૈકીની સં૦ ૧૦૮૪ કે ૧૦૯૪ ની ઋષભદેવજીની તથા ત્રીજી—એક જિનમૂર્તિ સ ૧૮૨૬ની, દિવાલ પરનો લેખ તથા સં ૧૮૪૯ની ત્રણ જિન પાદુકાઓ વગેરે બહુ ધ્યાન ખેચે તેવી ચીજો છે

આ ઉપરાત બીજી ઘણી મૂર્તિઓ, સિક્કા, તામ્રશાસનો અને ગુપ્તકાલીન લેખવાળો એક પાષાણખંડ વગેરે મલ્યા હતા, જે સંબધે વિશેષ ઊહાપોહ કરવાની ઘણી અગત્ય છે.

કાર્લાઇલ સાહેબ કાલીસોબોરાકાને તો સાફ સાફ વૃન્દાવન જ માને છે. જ્યારે શૌરિપુરને વિ૦ સ૦ ૧૯૨મા માલવપતિ કડકસેનથી સ્થાપિત થયાનુ જણાવે છે આમ થવાનુ કારણ એ છે કે આર્યાવર્તના પ્રાચીન ગ્રથો તરફ તેમનુ ધ્યાન ગયુ નથી તેમ જ એરિયનના કાલીસોબોરાકાનુ ચિત્ર હુબહુ શૌરિપુરને જ લાગુ પડે છે એની તેમણે તપાસ કરી નથી આથી તેમની ભ્રમિત ધારણા અત સુધી દૂર થઈ નથી.

કર્નલ ટૉડ સાહેબ પણ શૌરિપુરનો પરિચય આપતા કાલીસોબોરાકાને જ નિઃસંશય શૌરિપુર તરીકે અપનાવે છે (રોયલ એશિયાટિક સોસાયટી જનર્લ, વૉ૦ ૧, પૃ૦ ૩૧૪.)

બટેશ્વરના વતની શ્રીયુત ભાગીરથ પ્રસાદ દીક્ષિત લખે છે કે — "વટેશ્વરની આસપાસ એવી કિંવદન્તી ચાલે છે કે — શ્રી કૃષ્ણના પિતામહ શૂરસેને આ નગર વસાવ્યું છે, જેનું પ્રાચીન નામ સૂરસેનપુર અથવા સૂરજપુર છે. કનીંગહામે દર્શાવેલ ૭ ટેકરાઓ હાલ પણ ૭ ગઢવી (ગઢી) ના નામથી જાહેર છે જે તેની પ્રાચીનતામાં મહત્ત્વનુ તત્ત્વ સમર્પે છે."

કાર્લાઈલિ જે ઉજ્જડ સ્થાનનો "ઔંધખેડા" તરીકે પરિચય આપે છે અને કનિંગહામ જેને શૌરિપુરનો ભાગ માને છે તેનુ શુદ્ધ નામ અનિરુદ્ધખેડા છે, જે શ્રીકૃષ્ણના પુત્ર અનિરુદ્ધના નામથી વસી, શૌરિપુરની સાથે જોડાએલ છે.

બીજુ પુરમનખેડા, જેને અંગ્રેજ લેખકો "પૂરનખેડા" તરીકે ઓળખાવે છે તે પણ વસ્તુત શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના નામથી સ્થાપિત થયેલ પ્રદ્યુમ્નખેડા જ છે.

અહીં જૂની ધાર પર ઉચી એક કરાડ છે જેનુ નામ કંસકરાડ છે આવા અનેક પુરાણાં ચિન્હો ત્યાંની વૃદ્ધવાણીમાથી તારવી શકાય છે

ભદાવર પ્રાતમા બટેશ્વર તીર્થ અન્ય તીર્થોના "ભાણેજ" તરીકે ખ્યાત છે. મતલબ કે કૃષ્ણની પિતૃ-ભૂમિ શૌરિપુર છે અને મોસાળ મથુરા છે.

ગામનુ નામ બટેશ્વર હોવામાં બે કલ્પનાઓ છે. (૧) ભદાવર નરેશ સ્થાપિત ભદ્રેશ્વર શંકરના[1] મંદિરથી ભદ્રેશ્વર વસ્યુ અને પછી બટેશ્વર-વટેશ્વર નામ જાહેર થયુ અથવા (૨) અહીં ચારે તરફ વડના વૃક્ષોના ઘણા ઝુંડો છે તે પરથી વટેશ્વર નામ પડયુ હોય। વિ૦ સં૦ ૧૯૮૧ માં યમુનાનું પૂર ચડવાથી જલપ્રલયમા અહીંના વડોનો બહુધા નાશ થએલ છે. (સરસ્વતી પત્રિકા, એપ્રિલ, સન ૧૯૨૬)

## બૌદ્ધ ગ્રંથનાં પ્રમાણ

**અવદાનકલ્પલતા** નામના બૌદ્ધ ગ્રંથના બીજા પલ્લવમા પુરાણકાલીન નવ ઉખલાનો ઉલ્લેખ છે, જે યમુના નદીના તીરપરનાં નવ તીર્થસ્થાનો મનાય છે

**रेणुका पुष्करः काशी, कालकालवटेश्वरम् ॥**
**कालींजर महाकाल, उक्खला नव कीर्तयुः ॥**

(**આ અવદાનકલ્પલતા** બગાલી લીપિમા પણ છપાઈ ગઈ છે)

## શૈવ-વૈષ્ણવ તીર્થ

શ્રીમદ્ ભાગવતના દશમા સ્કધમા ઉલ્લેખ છે કે-કૃષ્ણના પિતા વાસુદેવની જાન શૌરીપુરિથી નીકળી મથુરા ગઈ હતી એટલે શૌરિપુર એ કૃષ્ણના પૂર્વજોની જન્મભૂમિ છે, યાને કૃષ્ણની પિતૃ-ભૂમિ છે

---

૧. પ્રત્યેક શિવાલયોમા શિવની પિંડીઓ હોય છે જ્યારે અહીંના શિવાલયમા, મનુષ્યાકૃતિમા શંકર-પાર્વતીની મહાકાય મૂર્તિઓ છે, એ આ સ્થાનની વિશેષતા છે

બટેશ્વર–માહાત્મ્ય, શ્લોક ૨૪–૨૫ માં "નંદ બાલકૃષ્ણને સાથે લઈ શૌરિપુર આવેલ જ્યારે શૌરસેન રાજાએ કૃષ્ણનો સત્કાર કરેલ–વાત્સલ્ય દર્શાવેલ" ઈત્યાદિ વર્ણન છે.

ભગીરથપ્રસાદ દીક્ષિતના ઉલ્લેખ પ્રમાણે બટેશ્વર અન્ય વૈષ્ણવ તીર્થનું ભાણેજ છે.

આટલા પુસ્તકોમાંનાં પ્રમાણો પરથી આ સ્થાન વૈષ્ણવ–તીર્થ હોવાનુ માની શકાય, પણ તેનાં પ્રત્યક્ષ પ્રમાણો મળી શકતા નથી.

શૈવતીર્થ હોવાનું ત્યાંનાં મંદિરોથી પ્રત્યક્ષ છે. યમુનાના નવ ઉકખલોમાં બટેશ્વરની પણ ગણના છે, પણ ત્યાં કોઈ તીર્થ–ભૂમિ હોય એ બીના પ્રાચીન શૈવ ગ્રંથોથી સિદ્ધ થતી નથી વિક્રમની તેરમી શતાબ્દીમાં અહીં શિવ–મંદીર હતું તે સારી રીતે પુરવાર થઈ શકે છે.

આર્કિયોલૉજિકલ સર્વે, વૉ૦ ૯ નો એક શિલાલેખ પૃથ્વીરાજ ચૌહાણ તથા મહોબા–નરેશ પરમર્દિદેવનું સં. ૧૨૩૯ મા યુદ્ધ થયાનુ સૂચવે છે. લખનૌ મ્યુઝિયમનો એક શિલાલેખ વિ૦ સં૦ ૧૨૪૦ મા મહોબામાં પરમર્દિદેવનું અસ્તિત્વ બતાવે છે. આ ઉપરથી વિક્રમની તેરમી સદીના પૂર્વાર્ધમાં મહોબા–નરેશ પરમર્દિદેવ હતો તેના મંત્રી સલક્ષણે અહી શિવમંદિર બનાવ્યુ હતું, જેનો લેખ શૌરિપુર પાસેના ફરૈરી ગામથી પ્રાપ્ત થયો છે અને તે લખનૌ મ્યુઝિયમમા સુરક્ષિત છે. આ રીતે તેરમી સદીમાં શિવાલય સ્થપાયુ ત્યાર પછી ૪૦૦ વર્ષનો અહીંનો ઈતિહાસ અંધારામાં છે.

રાજા બદનસિંહનુ ધ્યાન એ રમણીય યમુના તટ પર ગયુ અને તેણે વિક્રમની સત્તરમી સદીના અંતમાં કાંઠો તથા બંધ બાંધ્યા તેમજ સં૦ ૧૭૭૬ માં વિજુલીયા શિવમંદીર સ્થાપ્યુ. પછી સં. ૧૭૦૩મા મંડલ મંદિર બન્યુ મં. ૧૭૧૩મા પંચમુખી શિવમંદિર બન્યુ આ રીતે યમુના તટના વાટો ધીમે ધીમે એક માઈલ સુધી બંધાયા, અને તે પર ક્રમશઃ મંદિરો સ્થપાતા ગયા. આ કાંઠા પર શિવાલયોની વચમાં એક જૈનમંદિર અને એક જૈનઘાટ પણ છે ( આર્કિયોલૉજિકલ સર્વે રીપોર્ટ, વૉ. ૪ ).

અહીં કનિંગહામ આવ્યા તે સમયે ૧૭૦ મંદિરો હતા, જેમા ૯ મોટાં મંદિરો હતાં.

અત્યારે પણ અહી સેંકડો મંદિરો ઉભા છે દરેકમાં શિવલિંગની સ્થાપના છે. એક મંદિરમાં પુરુષાકૃતિપ્રમાણ શંકર અને પાર્વતીની જુદી જુદી સ્થાપના છે જે મૂર્તિઓ શિવ–નિર્માણ–વિધિમા એક વિશેષ કિરણ ફેંકે છે.

## જૈન–તીર્થ

જૈન સાહિત્યમા શૌરિપુરને ઉચ્ચ સ્થાન આપેલ છે. શૌરિપુરની રચના અને શૌરિપુરની પવિત્રતા એ બન્નેનો સંયુક્ત ઇતિહાસ અનેક જૈન ગ્રંથોમા ઉપલબ્ધ છે તથા શૌરિપુરમાં જૈનોનુ કેટલુ પ્રભુત્વ હતુ તે જૈનોએ ઉલ્લેખેલ "શૌરસેની" ભાષાથી જ સ્પષ્ટ થાય છે

સૌથી પ્રાચીન કથાગ્રંથ વસુદેવહીંડીમા શૌરિપુર વસાવ્યાનો ઇતિહાસ છે, જેમા સાફ સાફ લખેલ છે કે —"હરિવંશમાં સોરી અને વીર નામના બે ભાઈ હતા, જેમા સોરીએ **સોરિયપુર** વસાવ્યુ અને વીરે **સોવીર**. સોરિનો પુત્ર **અંધકવૃષ્ણિ** હતો જેને

ભદ્રારાણીથી સમુદ્રવિજય વગેરે ૧૦ પુત્ર તથા કુંતી અને માદ્રી એમ બે પુત્રીઓ જન્મી. વીરનો પુત્ર **ભોજ**વૃષ્ણિ થયો અને તેનો પુત્ર **ઉગ્રસેન** થયો. ઉગ્રસેનને બંધુ, સુબન્ધુ, **કંસ** વગેરે પુત્રો થયા."

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, શ્રીનેમિનાથચરિત્ર, પાંડવચરિત્ર (પદ્ય, ગદ્ય.) જૈનમતવૃક્ષ વગેરેમાં પણ રાજા શૌરિએ શૌરિપુર વસાવ્યાના ઉલ્લેખો છે. વિશેષમાં એમ પણ કહે છે કે — શૌરિપુરમાં સમુદ્રવિજય રાજા હતા અને મથુરામા કંસ રાજા હતો. કૃષ્ણ વાસુદેવ કંસને મારી મથુરામાં ગાદીનશીન થયા હતા. ત્યારબાદ જરાસંધના ભયથી પશ્ચિમમાં જવાનું નક્કી થતાં બન્ને રાજાઓ તથા યાદવોએ સૌરાષ્ટ્ર તરફ પ્રયાણ કર્યું હતું.

જૈન સાહિત્યમાં શૌરિપુર સંબંધી આ વિસ્તૃત વર્ણન મળવાનું મુખ્ય કારણ એ છે કે-જૈનો આ સ્થાનને પવિત્ર તીર્થ માને છે

તીર્થંકરોના ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાનપ્રાપ્તિ તથા નિર્વાણપ્રાપ્તિનાં સ્થાનો જૈન તીર્થ તરીકે પૂજાય છે. આ સ્થાન પણ બાવીસમા તીર્થંકર પ્રભુ શ્રી નેમિનાથની જન્મભૂમિરૂપે જૈન સાહિત્યમાં આળેખાયેલ છે.

શ્રી સમવાયાંગ સૂત્ર, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, આવશ્યક નિર્યુક્ત, શ્રી કલ્પસૂત્ર, ત્રિસષ્ટિશાલાકાપુરૂષચરિત્ર, પ્રવચનસારોદ્ધાર, લોકપ્રકાશ, શ્રી નેમિનાથચરિત્ર, પાંડવચરિત્ર, જૈન મહાભારત, પ્રાચીન તીર્થરાસાઓ, જૈન તીર્થ યાત્રા–પુસ્તક ઈત્યાદિ અનેક ગ્રંથોના કથન પ્રમાણે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાનનો શૌરીપુરમા જન્મ થયો છે. તેથી જૈનો તેને પોતાના આત્મતારણ માટે પવિત્ર ભૂમિ તરીકે સ્વીકારે છે, માને છે અને ભક્તિભાવે પૂજે છે

પ્રાચીન કાળમાં આ તરફ ઘણા જૈનો હતા, પણ શૂગ રાજા પુષ્યમિત્રની ધર્માંધતાથી તથા શ્રીમત્ શંકરાચાર્યના હુમલાથી જૈનોને પોતાનો વહાલો દેશ છોડી પરદેશ ખેડવો પડ્યો બૌદ્ધોની પણ આ જ વલે થઈ હતી તેઓ તો મૂર્તિઓ છોડી ભાગી ગયા. જૈનોએ મંદિરો ખાલી કરી પોતાના ઈષ્ટદેવને સાથે લીધા અને મારવાડમાં જઈ નિવાસ કર્યો. શ્રીમત્ શંકરાચાર્યે શેષ રહેલ જૈનોને ધર્મભ્રષ્ટ કર્યા (હજારીબાગ જીલ્લાની સરાક જાતિ આ ધર્મસંકરતામાંથી ઉત્પન્ન થયેલ છે), જિનાલયોમા વેદશાળાઓ સ્થાપી તથા જિનમૂર્તિઓને તોડી ફેંકી દીધી.

જૈનાચાર્યોએ તુરત તો આ બધુ જતું કર્યું. પણ એક–બે સદી વીત્યા પછી પુનઃ ત્યા તીર્થ–સ્થાપના કરી. ત્યારથી અત્યાર સુધી, પૂર્વના દરેક તીર્થો શ્વેતાંબર શ્રમણોપાસકના અધિકારમાં છે.

આ ધર્માંધતાના જુવાળમાથી શૌરીપુર પણ કઇ રીતે બચ્યુ હોય? પણ શ્રી પ્રદ્યુમ્નસૂરિ, શ્રી બપ્પભટ્ટિસૂરિ[૨] પ્રમુખ જૈનાચાર્યોએ પુનઃ મથુરાજી તથા શૌરિપુરની

---

૨. પ્રસિદ્ધ આચાર્ય બપ્પભટ્ટિસૂરિએ ગ્વાલિયરમા અનેક ચોમાસા કરેલ છે, તથા આમરાજાને પ્રતિબોધેલ છે, તેમનુ સ્વર્ગગમન વિ. સં. ૮૯૫ મા થએલ છે.

એ તીર્થ ભૂમિઓનો ઉદ્ધાર કર્યો.[૩]

આ આચાર્યના સમય સુધી જિનમૂર્તિઓમાં નગ્નતા કે વસ્ત્રોનો ભેદ ન હતો. શ્રી વિમલચદ્રસૂરિની પ્રતિષ્ઠિત મૂર્તિઓ પૈકીની શ્રી શીતલનાથજીની પ્રતિમા હાલ પણ આગરાના-જૈન શ્વેતામ્બર મંદિરમા બિરાજમાન છે, અને તે શ્વેતાંબર વિધિથી પૂજાય છે. તેને શ્વેતામ્બર, દિગંબર, સ્થાનકવાસી જૈન એવ જૈનેતર લોકસમુહ સપ્રેમ ઉપાસે છે. એની સ્થાન-પ્રતિષ્ઠા વિ૦ સ૦ ૧૮૧૦મા 'જગદ્ગુરુ' શ્રી હીરવિજયસૂરિજીના સંતાનીય પં. કુશલવિજયગણીએ કરેલ છે. એનો શિલાલેખ પણ ત્યાં લગાવેલ છે.

સ૦ સોહિલે શૌરિપુરનો સઘ કાઢયો હતો, જેની સાથે અનેક સાધુ-સાધ્વીઓ પણ હશે, તેમણે ભ નેમિનાથજીની પ્રતિમા ભરાવી રાખી હતી. સભવ છે કે કોઈ આકસ્મિક કારણે તેની અંજનશલાકા થઈ નહીં હોય. તેમનો સમય સં. ૧૬૧૩ નો કલ્પી શકાય છે (હીરસૌભાગ્યવૃત્તિ)

સલક્ષણ મત્રીના શિવાલય પહેલા અહી જિનાલયો હતાં કાર્લાઇલિની શોધ પ્રમાણે અહીં વિ૦ સ૦ ૧૦૮૪ વગેરેની જિનમૂર્તિઓ હોવાનુ સિદ્ધ થાય છે. અલ્લાઉદ્દીન

---

૩. A પ્રાચીન પટ્ટાવલીઓના આધારે પૂર્વ દેશમા તથા સૂરશેનમા અનેક આચાર્યો યાત્રાએ આવ્યાના ઉલ્લેખો મળે છે

શ્રીયશોદેવસૂરિ-પ્રદ્યુમ્નસૂરિએ પૂર્વ દેશમાં વિચરી સાતવાર શ્રી સમ્મેત-શિખરજીની યાત્રા કરી છે. તથા ૧૧ જ્ઞાનભંડારો કરેલ છે, તેમનો સત્તાસમય વિક્રમની નવમી સદીનો પૂર્વાર્ધ છે.

શ્રી વિમલચંદ્રસૂરિએ પૂર્વ દેશમા પધારી મથુરાની યાત્રા કરી ગ્વાલીયરમાં વાદમાં જય પામી નૃપસત્કાર પ્રાપ્ત કરેલ છે. તેઓ વિ૦ સ૦ ૯૯૧ મા સ્વર્ગે પધાર્યા

તેમના જ શ્રીઉદ્યોતનસૂરિ પૂર્વદેશમા ઘણા વિચર્યા હતા. તેમણે શ્રી શિખરજીની પાંચ યાત્રાઓ કરી હતી, અને વિ૦ સં૦ ૯૯૪મા આઠ મુનિવરોને સૂરિપદ સમર્પી બૃહદ્ગચ્છની સ્થાપના કરી હતી

B. ખરદીયા જ્ઞાતિના ઇતિહાસ પત્રમાં પાઠ છે કે — શ્રીયશોભદ્રસૂરિના ગુરુબન્ધુ શ્રીનેમિચંદ્રસૂરિજીએ પણ સ. ૧૧૦૨મા પૂર્વ તરફ વિચરી મથુરા વગેરે તીર્થોની યાત્રા કરી હતી.

C. શ્રી દેવેન્દ્રસૂરિમહારાજ વૃન્દારુવૃત્તિની એક કથામા શ્રી શિખરજી પર જિનાલય અને જિનમૂર્તિ હોવાનુ પ્રમાણ આપે છે એટલે ત્યાના જળમંદિર વગેરેની સ્થાપના અતિ પ્રાચીન સિદ્ધ થાય છે

D. આત્માનદ (હીંદી), મે, સન્ ૧૯૩૩ના અંકમાં કુંભારિયા યાત્રા શિલાલેખ શીર્ષક લેખમા એક દેવકુલિકાના દરવાજાનો લેખ આપ્યો છે તે પરથી ઇતિહાસ મળે છે કે-શરણદેવના પુત્ર વીરચંદ્રે સ્વભ્રાતા, પુત્ર, પૌત્ર આદિ પરિવાર સાથે સં ૧૩૪૫મા શ્રી પરમાણંદસૂરિના ઉપદેશથી શ્રી સમ્મેતશિખર તીર્થ પર મુખ્ય પ્રતિષ્ઠા કરી હતી.

E. શ્રી સોમસુદરસૂરિ પૂર્વમા પધાર્યા હતા. તેમનુ સં૦ ૧૫૦૧માં ગ્વાલિયરમાં સ્વર્ગગમન થએલ છે. (પટ્ટાવલી)

ખીલજીએ શૌરિપુર ભાંગ્યુ ત્યારે જૈન તથા આહિરોની વસ્તી અહી સારી સંખ્યામાં હતી (આર્કિયોલૉજિકલ સર્વે રિપોર્ટ, વૉ૦ ૪, પૃ૦ ૨૦૦).

શ્રી હીરસૌભાગ્ય કાવ્ય સ્વોપજ્ઞવૃત્તિ, વિજયપ્રશસ્તિ કાવ્યવૃત્તિ, તપાગચ્છ પટ્ટાવલીઓ (પટ્ટાવલી સમુચ્ચય), શ્રી હીરસૂરિરાસ, કૃપારસકોશ, વિજયદેવમાહાત્મ્ય તથા સૂરીશ્વર અને સમ્રાટ્ વગેરેમા ઉલ્લેખ છે કે—જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિએ સં૦ ૧૬૩૯ મા મોગલ સમ્રાટ્ અકબરને પ્રતિબોધી આગ્રામાં[૪] ચોમાસુ કર્યું હતુ.

---

૪. આગ્રામાં સં૦ ૧૬૪૦ મા શા માનસિંઘ અને કલ્યાણમલ્લે (બે ભાઈઓએ) શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથનું મંદિર બનાવી શ્રી હીરવિજયસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી હતી. આ સ્થાન તીર્થ તરીકે પ્રખ્યાત છે

આ સાથે શ્રીવાસુપૂજ્યસ્વામીનુ મદિર પણ પ્રાચીન છે. પરંતુ તે સંબંધી શિલાલેખી પ્રમાણો ઉપલબ્ધ થયા નથી.

નદીપાર બે મંદિરો હતાં, જે જીર્ણ થવાથી તેની મૂર્તિઓ શ્રી ચિન્તામણિજીના મંદિરમાં આવી ગયેલ છે. તેમાનુ એક મંદિર સં૦ ૧૬૬૭માં ઉ૦ વિવેકહર્ષગણિના ઉપદેશથી સં૦ ચંદ્રપાલે કરાવ્યું હતુ.

સં૦ ૧૬૪૧ મા શા થાનસિંધે ફત્તેપુર (સિક્રી) માં જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરિના હાથે મદિરની પ્રતિષ્ઠા કરી હતી. આ મંદિર પણ હાલ ત્યાં નથી રહ્યુ. એની પ્રતિમાઓ શ્રી ચિન્તામણિજીના મંદિરમા આવી ગયેલ છે. કેટલીક ખંડિત મૂર્તિઓ ફત્તેપુર, ગુડમંડી વગેરે સ્થાનોમાંથી મળી આવે છે. એક કાઉસગ્ગીયાની પાચ ફૂટ ઉચી મૂર્તિ આગ્રા ફત્તેપુરની મોટર સડક પર ગુડમંડીથી દૂર-નહેર પાસે જ ઉભી રાખેલ દષ્ટિગોચર થાય છે

સં૦ ૧૬૬૪ કે ૧૬૬૮ માં શા હિરાચંદ નિહાલચંદે સિમંધર સ્વામીનું મદિર બનાવ્યુ હતુ, અને તેની શ્રી જિનચદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી હતી. તથા હીરાનંદબાગ બનાવ્યો હતો, જેમાં હાલ ઉ૦ શ્રી વીરવિજયજી પ્રતિષ્ઠિત જિનકુશલસૂરિજીની પાદુકા છે. ત્યાં શા હીરાનંદજીએ પુષ્કરણી કરાવી હતી એમ શ્રી ચિન્તામણિજીના મંદિરમા સુરક્ષિત શિલાલેખથી સાબીત થાય છે. આ બાગ બેપરવાઈના કારણે જૈનોના કબજામાંથી જતો રહ્યો છે.

દીલ્હીમા પણ તેમના નામની હીરાનદગલ્લી મોજુદ છે. આ બાગની પાસે જ શેઠનો બાગ છે. અહીં વચમાં સૂરિ–મદિર છે. જેમા સામે દિવાલના ગોખમા પં૦ શ્રી કુશલવિજય ગણી પ્રતિષ્ઠિત પ્રાચીન તથા સ્તૂપપર અર્વાચીન જગદ્‌ગુરૂ શ્રી હીરવિજયસૂરિની ચરણ પાદુકાઓ છે. મણિભદ્રનુ શ્રીમહાવીરસ્વામીનુ જિનાલય છે.

આગ્રામા સં૦ ૧૬૭૧ મા સંઘપતિ કુરપાલ સોનપાલે મોટી પ્રતિષ્ઠા કરાવી હતી. તેનુ મંદિર પણુ નદીપાર હશે એમ સંભવે છે તેની મૂર્તિઓ હાલ આગ્રામા ચિન્તામણિજીના મંદિરમા છે. લખનૌમા તપગચ્છના મોટા મદિરમા, સિમંધરસ્વામીના મદિરમાં તથા સુબાહુ ભગવાનના મંદિરમા પણુ તેમની પ્રતિષ્ઠિત પ્રતિમાઓ છે.

ત્યારબાદ શ્રી શૌરિપુરની યાત્રા કરી ભગવાન શ્રી નેમિનાથના જન્મસ્થાનના મંદિરમાં શ્રી હીર-સિંહ વિમલ ગણિના પિતામહ સંઘપતિ સોહિલે કરાવેલ પુરાણી બે જિન મૂર્તિઓ તથા જિન પાદુકાની અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરી હતી તથા પશ્ચિમ તરફ વિહાર કરતા મથુરાના ૫૨૭ સ્તૂપની પણ યાત્રા કરી હતી

શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ આ વિહારમા બે વાર નદી પાર કરી શાડીપુરને રસ્તે જન્મ ભૂમિમા જઈ ભ૦ નેમિનાથજીની યાત્રા કરી મૂલ શૌરિપુરમા વાસ કરી ત્યાના ક્ષત્રિયોને પ્રતિબોધ્યા હતા ત્યારબાદ રાજા બદનસિંહે યમુના ઘાટ તથા શિવાલય બંધાવ્યા હતા, (તથા બટેશ્વર વસાવ્યુ હતુ). પછી તો અહીં સેંકડો શિવાલયો બની ચૂક્યા છે. વચમા એક જિનાલય પણ ઉભું છે.

સં૦ ૧૬૬૭ લગભગમા શ્રી વિજયસેનસૂરિના શિષ્ય ઉ૦ શ્રી વિવેકહર્ષગણી વગેરે શૌરિપુરની યાત્રાએ પધાર્યા હતા. (જેની પ્રતિષ્ઠિત જિનમૂર્તિઓ આગ્રા, મથુરા, તથા કલકત્તામા બિરાજમાન છે)

સં૦ ૧૬૭૧ પછી એટલે કે શ્રી વિજયદેવસૂરિના શાસનકાળમા ઉ૦ વિદ્યાસાગરના શિષ્ય પં૦ સહજસાગરજીએ સ્વશિષ્ય પં૦ વિજયસાગરજી[૫] તથા પ્રશિષ્ય પં૦ હેતુસાગર વગેરે પરિવાર સાથે આગ્રાના સંઘમા શ્રી શૌરિપુરની યાત્રા કરી હતી. તેઓ આગ્રાથી યમુના નદી પાર કરી શ્રી કુંથુનાથ તથા પાર્શ્વનાથના દર્શન કરી ફીરોજાબાદમા તીર્થ કરીને વાદી સીધા પૂર્વદેશ તરફ વિચર્યા હતા, અને પાછા વળતા શૌરિપુરમા કૃષ્ણવર્ણવાળા ભ૦ નેમનાથ, ચંદાવાડીમા ચંદ્રપ્રભુ તથા રૂપડીમા જિનેશ્વરની યાત્રાએ પધાર્યા હતા.

જગદ્દગુરુ શ્રી હીરવિજયસૂરિજી આગ્રે આવ્યા ત્યારે ઉ૦ શ્રી કલ્યાણવિજયજી પણ સાથે આવેલ તેમણે સં૦ ૧૬૬૨મા પુન આગ્રે આવી આગ્રાના સંઘપતિ બીજુ તથા કુંઅરજી સાથે પૂર્વદેશના તીર્થોની યાત્રા કરી છે તેઓ આગ્રેથી નીકળી નદીપાર બે જિનાલયોને વાદી ફીરોજાબાદ, ચાંદવડ તથા રાપડી થઈ ૩ કોશ દૂર શૌરિપુર ગયા હતા. દરેક ગામમાં ભવ્ય જિનાલયો હતા શૌરિપુરમા ૭ જિનાલયો તથા ૧૪ જિન-બિંબો હતા.

---

અહીં કિલ્લા પાસેની સડક ખોદતા શ્રી વિમલચંદ્રગણિ (સૂરિ)એ ભરાવેલ શ્રી શીતલનાથની ભવ્ય મૂર્તિ નીકળી હતી પં૦ કુશલવિજયજી ગણિએ સં૦ ૧૮૧૦ મા તેની તથા ઉ૦ શ્રી વિવેકહર્ષગણિએ ભરાવેલ શ્રી મુનિસુવ્રતસ્વામી વગેરે ચોમુખની શ્રી ચિંતામણિજીના મંદિરમા પ્રતિષ્ઠા કરેલ છે જેમા શ્રાવક ભવાનીદાસજી વગેરેએ ઉત્સવ કર્યો હોય એમ સંભવે છે. આ સિવાયનાં આગ્રાનાં મંદિરો છેલ્લા સો વર્ષમા બનેલ છે

૫. ઉ૦ શ્રી ધર્મવિજયજીની પરંપરામા થએલ પં૦ વિજયસાગર જુદા છે, જેની પરંપરા વીર સં૦ ૨૪ મીના જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરોલ્ડના ખાસ સાહિ અંકમા પૃ૦ ૫૧૪ માં છપાએલ છે.

આ સિવાય સ૦ ૧૬૬૮ માં શ્રી જિનચંદ્રસૂરિ લબ્ધિવર્ધનજી, સં૦ ૧૬૭૧ માં કલ્યાણસાગરસૂરિ, સ૦ ૧૭૪૭માં શ્રી લાલવિજય શિષ્ય સૌભાગ્યવિજય, સં૦ ૧૭૫૭મા ઉ૦ શ્રી મેઘવિજયગણી તથા સં૦ ૧૮૦૫મા પં૦ શ્રી કુશલવિજયગણિ, શ્રી તત્ત્વવિજયગણિ[6] વગેરે આગ્રે પધારેલ, જે દરેક મહર્ષિઓ શૌરિપુર અને મથુરાજી ગયા હતા. તે અવસરે આગ્રાથી યમુના નદી પાર કરી ફીરોજાબાદ, ચાદાવાડી, સુપડી થઈને યમુના પાર શૌરિપુરનો રસ્તો હતો.[7]

યમુના તટ પરનુ જિનાલય "યતિમંદિર" તરીકે પ્રસિદ્ધ છે યતિ એ જૈન શ્વેતાંબર સાધુઓની એક ક્રિયાશિથિલ શાખા છે, જેઓમા એક મુખ્ય નેતા હોય છે તે શ્રીપુજ તથા ભટ્ટારક મનાય છે[8] ગ્વાલીયરમાં લોંકાગચ્છના શ્રીપુજની પણ ગાદી છે. એના તરફથી બટેશ્વરના યતિમંદિરની વ્યવસ્થા થતી હતી. તેમા ઋષભદાસજીના શિષ્ય ધન્નામલજી યતિ વિખ્યાત પુરુષ છે, જેમણે સમાજના ઉપયોગ માટે મંદિરના કમ્પાઉન્ડની સામે જ બજારના ચોતરા વગેરે બંધાવ્યા છે. એ સ્થાનો હાલ પણ યતિ ધન્નામલજીના નામથી જાહેર છે યતિમંદિરની વ્યવસ્થા અંત સુધી તેમના હાથમા હતી. એમનું દેહાવસાન વિ૦ સ૦ ૧૯૧૫ લગભગમાં થએલ છે. ત્યા સુધી યતિમદિર, ઉપાશ્રય તથા તેની જગા શ્વેતાબર માલકીના હતા.

જૈનોના દરેક સપ્રદાયો ભગવાન નેમિનાથને ૨૨ મા તીર્થંકર માને છે, છતાં તેના જન્મ સંબંધી મતભેદ છે. મે ઉપર જે પ્રમાણો ટાકયા છે તે જૈન શ્વેતાંબર સાહિત્યનાં છે, જ્યારે દિગંબર સાહિત્ય તેની વિરૂદ્ધ જાય છે

---

૬. તેમની શિષ્યપરંપરા આ પ્રમાણે છે. જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ, ઉ૦ કનકવિજયગણિ, શીલવિજયગણિ, સિદ્ધિવિજયગણિ, કૃપાવિજયગણિ, ઉ૦ શ્રી મેરુવિજયગણિ, પં૦ મેરુવિજયગણિ, ૫૦ ભાનુવિજયગણિ, પં૦ કુશલવિજયગણિ, પં૦ તત્ત્વવિજયગણિ. (પટ્ટાવલી સમુચ્ચય)

૭ ચાદાવાડી ફીરોજાબાદથી દક્ષિણે ૩ માઇલ પર યમુના કાંઠે છે જેનું બીજું નામ સાફીઆબાદ છે. અહીં જિનાલયોના પુરાણા ખંડેરો છે અહીં સ્ફટિકની મૂર્તિ હતી, જે હાલ ફીરોજાબાદમા દિગંબર જિનાલયમાં પૂજાય છે. સુપડી ગામ પણ મોજુદ છે. સીકોહાબાદ તથા ફીરોજાબાદના રસ્તાઓ અહીં મળે છે, જ્યાથી નદી પાર કરાય છે. શ્વેતાબર મદિરે જવા માટે તથા બટેશ્વર જવા માટે ભિન્ન ભિન્ન રસ્તાઓ છે બટેશ્વર થઈને શ્વેતાંબર જૈનમંદિર જવુ હોય તો વિશેષ રસ્તો કાપવો પડે છે.

૮. દિગંબર સંપ્રદાયમાં ક્રિયાશિથિલ સાધુઓ તે ભટ્ટારક મનાય છે. જે પૈકીની કીર્તિ તથા ભૂષણ; આ બે શાખાઓના ભટ્ટારકો ગ્વાલીઅર તથા દિલ્હીમા રહેતા હતા. શ્વેતાંબરમા વિજયસાગર, રત્નલાલ, રામદાસ, મલ્લ એમ અનેક શાખાઓના યતિઓ દિલ્હી, લશ્કર, (ગ્વાલીયર) જયપુર, કિસનગઢ, આગ્રા, શાહજહાનાબાદ, સામલી તથા સાંબર વગેરેમા રહેતા હતા.

ઉત્તરપુરાણ, નેમિનિર્વાણકાવ્ય, નેમિપુરાણ, (હિંદી) સ્વયંભૂ સ્તોત્રનો કોઠો (મરાઠી) તથા દિ. તીર્થયાત્રાના ગ્રંથો વગેરે દિગંબર શાસ્ત્રો ભગવાન નેમિનાથનો જન્મ સૌરાષ્ટ્રમા દ્વારિકામાં થયાનુ માને છે અને એ પણ સ્પષ્ટ કરે છે કે દ્વારિકામા દેવ નિમિત્તે-શૌરિપુર મહોલ્લામાં ભગવાનનો જન્મ થયો હતો

શ્વેતાંબર સાહિત્ય ભગવાનની જન્મતિથિ શ્રાવણ શુદિ ૫ માને છે દિગંબર શાસ્ત્રના અનુસારે ભ. નેમિનાથની જન્મતિથિ શ્રાવણ શુદિ ૬ છે આ જ રીતે ચ્યવન તિથિની માન્યતા માટે પણ મતફેર છે.

એટલે કે શૌરિપુરને જૈનતીર્થ હોવામા શ્વેતાંબર સાહિત્યનાં પ્રમાણો છે

આ ઉપરાંત મોગલ સમ્રાટ્ અકબર તથા તેના પછીના બાદશાહોએ શ્રી હીરવિજયસૂરીશ્વરજી વગેરેને જૈન તીર્થોના ફરમાનપત્રો સમર્પેલ છે હિંદમાં ભિન્ન ભિન્ન સ્થાનની સનદો પણ તેમના શિષ્યોને મળેલ છે. આગ્રા જીલ્લા વગેરેમાના તીર્થો માટે પણ જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજીને સ્વાધીન કરી રક્ષણ આપવાનાં પ્રમાણો છે.[૯]

આ સ્થિતિમા શૌરિપુરમા શ્વેતાબરોનુ કેટલુ પ્રભુત્વ હશે તે સ્હેજે કલ્પી શકાય તેમ છે.

અહી છેલ્લા વર્ષોમાં શ્વેતાબર જૈનો તથા યતિઓને ત્રાસ થવા લાગ્યો. પરિણામે યતિમદિર યતિઓએ ભાઈચારાથી દિગંબર જૈનોની દેખરેખ નીચે રાખ્યુ પણ કાળની ગતિ કુટિલ છે, દિગંબરોએ તેની મૂર્તિઓને સ્થાને દિગંબર મૂર્તિઓ બેસારી દિગંબર મંદિર બનાવ્યુ આ મંદિરમા મૂલનાયક શ્રી નેમિનાથ ભગવાન્ હતા (ગવર્નમેંટની યાદીમા નકશામા પણ તે જ નામ લખેલ છે) તેને સ્થાને પણ થોડા વર્ષો પહેલા જ શ્રી અજિતનાથજી બેસારી દીધા છે અને ત્યાની શ્વે૦ મૂર્તિઓને ક્યાં રાખી તેનો પત્તો સુદ્ધા નથી માત્ર જન્મસ્થાનનું મંદિર સર્વતંત્રરૂપે શ્વેતાબર જૈનોના તાબામા છે અહી દિગબરોની સત્તા પણ નથી, જેના દર્શન પૂજન જૈન — જૈનેતર જનતા અભેદભાવે કરે છે.

## ભાષાતીર્થ

આર્યાવર્તની પ્રાચીન ભાષા ૬ છે, જેમા શૌરસેનીનું પણ નામ છે, જે પ્રાકૃતને મળતી ભાષા છે. આ શૌરસેનીની જન્મ-ભૂમિ શૌરિપુરે પ્રાકૃત વાણીને પલટો આપી સ્વતંત્ર ભાષા બનાવી હતી આ શૌરસેની ભાષા આજની વ્રજ ભાષાની માતા મનાય છે શુરસેન દેશ એ પણ શૌરિપુરની ચારે બાજુનો પ્રદેશ છે

---

૯ ઉત્તર હિંદમા જૈન તીર્થોના ફરમાનો વગેરે શ્વેતાબર આચાર્યોને મલ્યાના અનેક પ્રમાણો ઉપલબ્ધ છે આ રીતે મૈસુર વગેરે દક્ષિણ, વિભાગમા દિગબર આચાર્યોને મલ્યા હોય એમ માની શકાય છે આ બન્ને દિશાના પ્રમાણપત્રો ત્યા ત્યા તે તે સંપ્રદાયોના પ્રભુત્વની સાક્ષી આપે છે.




( ગતાંકથી ચાલુ )

ધ્યાન રાખવાની જરૂર છે કે માત્ર છ આવલિકા જ કાળ રહેવાવાળું સાસ્વાદન સમ્યકત્વ અને માત્ર અન્તર્મુહૂર્ત જેટલો કાળ અપર્યાપ્ત અવસ્થામાં રહેવાવાળી તેજોલેશ્યા માટે ભિન્નપણે નિર્દેશ કરનાર શાસ્ત્રકારો, દેશોનક્રોડ પૂર્વ સુધી, દિગમ્બરોના મત પ્રમાણે, પરમ ઔદારિક શરીરને ધારણ કરવાની વાતને જણાવવા માટે ચુપકીદી પકડે, એ આશ્ચર્યની બિના ગણાવી જોઈએ; પણ તેવી પરમ ઔદારિકની ભિન્નતા, એના કારણભૂત કર્મના બંધ અને તે બંધનાં કારણો અને તેનું એકેન્દ્રિયપણા જેવી દશામાં હોવું; એ સર્વથા છે જ નહિ અને તેથી તેનો નિર્દેશ ન કરવાનુ આશ્ચર્ય અક્કલવાનોને લાગતું નથી.

ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, શ્વાસોશ્વાસ, ભાષા, મન અને કર્મ; એવી, આઠ પ્રકારની ગ્રહણ કરવા લાયક જે પુદ્ગળની વર્ગણાઓ જણાવેલી છે, તેમા પરમ ઔદારિક નામની વર્ગણા કોઈ પણ દિગમ્બર ગ્રન્થકારોએ માની નથી. ફક્ત કેવળી મહારાજાઓને આહાર ન માનવાના કદાગ્રહને લીધે જ પરમ ઔદારિકની કલ્પના દિગમ્બર ભાઈઓને કરવી પડી. વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ઔદારિક શરીર બાંધવું હોય ત્યારે ઔદારિક વર્ગણાનાં પુદ્ગળોનો આહાર લેવો પડે છે, અને વૈક્રિય તથા આહારક શરીર બાંધવાં હોય ત્યારે આહાર પર્યાપ્તિ દ્વારાએ કે સમુદ્ઘાત દ્વારાએ તે તે વૈક્રિય અને આહારકનાં પુદ્ગલો ગ્રહણ કરવાં પડે છે અને તેનેમાટે વૈક્રિય અને આહારકમાં પણ શરીરની અપેક્ષાએ અપર્યાપ્તપણું તથા પર્યાપ્તપણું માનવામાં આવે છે. એટલે ઔદારિક, વૈક્રિય અને આહારક ત્રણે પ્રકારનાં શરીરમાં પહેલાં અપર્યાપ્તપણું હોય અને પછી જ તેનુ પર્યાપ્તપણું થાય એટલે કોઈ પણ શરીરની પર્યાપ્તિ તેની અપર્યાપ્તિ સિવાય હોતી જ નથી તો પછી દિગમ્બરભાઇઓ જે પરમ ઔદારિક શરીર માને છે તેની અપર્યાપ્ત અવસ્થા ક્યારે માને છે? કેવલજ્ઞાન પામવાની સાથે તો પરમ

ઔદારિક શરીર જ તેઓને થઇ જાય છે તો પછી તે પરમઔદારિકની અપર્યાપ્ત અવસ્થા શું બારમે ગુણઠાણે ક્ષીણમોહનીમાં માને છે? વળી પર્યાપ્તિઓને અંગે ઔદારિક, વૈક્રિય અને આહારકની અપર્યાપ્તિ અને પર્યાપ્તિઓ સ્થાન સ્થાન ઉપર કહેલ છે, પણ પરમ ઔદારિકની પર્યાપ્તિ કે અપર્યાપ્તિ કોઈ દિગમ્બર ગ્રન્થોમાં પણ મળતી નથી. એટલે દિગમ્બરોએ કહેલી કેવલી મહારાજના પરમ ઔદારિક શરીરની કલ્પના સાવ મૂળહીન ઠરે છે.

વિશેષ વિચારવા જેવું તો એ છે કે—જે શરીરમાં હાડકાં, નસો અને માંસ વગેરે હોય તે શરીરને જ ઔદારિક જાતનું ગણુવામાં આવે છે એટલે દિગમ્બરો જે કેવલિ મહારાજને પરમ ઔદારિકપણું માને છે તેમાં હાડકાં, લોહી, માંસ, નસો વગેરે માનવાં જ પડે છે. તેમ જો ન હોય તો પરમ ઔદારિકમાં કેશ (વાળ) હોવાની માન્યતા તેઓની ટકી શકે નહિ. દિગમ્બરોનુ માનવું એવું છે કે તીર્થંકર મહારાજાનું નિર્વાણ થાય ત્યારે તેમનું પરમ ઔદારિક શરીર તો આખું ઉડી જાય છે, પણ માત્ર તે પરમ ઔદારિકના કેશ અને નખ રહે છે. આ માન્યતાને અંગે બે પ્રકારના વિચાર કરવાની આવશ્યકતા રહે છે: પ્રથમ તો તે પરમ ઔદારિક કપૂરની પેઠે ઉડી જવાવાળા વૈક્રિય કરતાં કેશ અને નખ ધારણ કરવાવાળું હોવાથી વૈક્રિય અને આહારકથી તદ્દન જુદા સ્વભાવવાળુ માનવું પડે છે. અને તે પરમ ઔદારિકમાં જો હાડકાં, માંસ વગેરે ન માનવામાં આવે તો નખ, કેશ વગેરેનું અવસ્થાન થાય જ નહિ, અને જ્યારે તે પરમ ઔદારિકને પણ હાડકાં અને માંસવાળું માનવાની, નખ અને કેશને લીધે, જરૂર પડે તો પછી તે પરમ ઔદારિકને વૈક્રિયની માફક ઉડી જવાવાળું માનવું અને તેના કેશ, નખનું રહેવું માનવું તે કેવળ મતાગ્રહને ધારણ કરવા સિવાય બીજો કોઈ માની શકે નહિ. બીજો વિચાર એ કરવા જેવો છે કે દિગમ્બરભાઇઓ માને છે કે તીર્થંકર ભગવાનના નિર્વાણ પછી તેઓશ્રીના કેશ અને નખોનો જ ઇન્દ્ર મહોત્સવ કરે છે. શ્વેતામ્બર શાસ્ત્રો પ્રમાણે જ્યારે ઇન્દ્રાદિક દેવો ભગવાનની દાઢા વગેરે પૂજા અને આરાધના માટે ગ્રહણ કરે છે ત્યારે દિગમ્બર ભાઇઓને તીર્થંકરનુ આખુ શરીર ઉડી જવાથી દાઢા વગેરેનુ ગ્રહણ કરવાનુ ઇન્દ્રોને રહેતું જ નથી. (તટસ્થ મનુષ્ય જોઇ શકશે કે કેવલી મહારાજને આહાર ન હોય એવા આગ્રહને લીધે આ દિગમ્બર ભાઈઓને ઇન્દ્ર વગેરે દેવોને ભગવાનની સ્વાભાવિક સેવા મળતી હતી તે પણ ઉડાવવી પડી. કેમકે નખ અને કેશ એવી ચીજ નથી કે જે ચિતામાં એકદમ ન બળે અર્થાત્ તે ચીજો એકદમ બળવા વાળી છે. અને તેથી ઇન્દ્રાદિકોને કંઈ પણ

દેવલોકમાં લઈ જવાનું ન રહે અને કંઈ પણ તેવી સેવા કરવાનું સાધન ન રહે એ સ્વાભાવિક છે.)

વિશેષ આશ્ચર્ય તો એ છે કે — દિગમ્બર ભાઈઓ જિનેશ્વર મહારાજના રહેલા નખ અને કેશનો મહોત્સવ માને છે, તે એવી રીતે કે ભગવાન તીર્થંકરનું પરમ ઔદારિક શરીર ઉડી ગયા પછી તેમાંથી રહેલા કેશ અને નખો ઇન્દ્ર મહારાજાઓ ગ્રહણ કરે છે અને પછી તે ઇન્દ્ર મહારાજાઓ ભગવાન જિનેશ્વરનું નવું શરીર બનાવે છે અને તેમાં તે પરમ ઔદારિકના નખ કેશોને જોડે છે અને પછી સર્વ દેવતાઓ તેનો મહોત્સવ કરે છે. (તટસ્થ મનુષ્ય જોઇ શકશે કે આ દિગમ્બર ભાઇઓએ માનેલો મહોત્સવ ઇન્દ્રે બનાવેલા શરીરનો ગણાય કે પરમ ઔદારિકમાં રહેલા નખ કેશનો ગણાય.) દિગમ્બર ભાઇઓએ એટલો પણ વિચાર ન કર્યો કે, કેવલીને આહાર ન માનવા માટે કેવલીનું આખું શરીર પલટાવ્યુ, ઔદારિકની જગો પર પરમ ઔદારિકને કલ્પ્યું, છતાં તે પરમ ઔદારિક જો આહારવાળું ન હોય અને ઔદારિકની જાતિનું ન હોય તો કેશ અને નખ એ બન્ને વસ્તુ, કરાતા આહારના થયેલા રસના મેળરૂપ છે તો પછી તે આવી ક્યાંથી?

દિગમ્બર ભાઈઓએ ઉપકરણ ઉઠાવવાને લીધે પાત્રાંની હયાતિ સાધુઓને ન હોય એમ માન્યું અને તીર્થંકર કેવલીને આહારમાટે પર્યટન કરવું અયોગ્ય અને અપમાનાસ્પદ માનીને બીજા સાધુઓ પાત્રાના અભાવને લીધે આહાર ન લાવી શકે માટે તીર્થંકર કેવલીને આહાર વિનાના માનવા પડ્યા, એટલે પાછળથી તે જ ઉપકરણના અભાવને લીધે તીર્થંકર કેવલીને અનાહારી માનવાને અંગે સર્વ કેવલીઓને અણાહારી માનવા પડ્યા. અને તે સર્વ કેવલીઓને અણાહારી માનવાથી તેમના શરીર ઔદારિક છતાં પણ તે ઔદારિક શરીરની વાતને ઓળંગીને પરમ ઔદારિક શરીરની કલ્પના, શાસ્ત્રથી વિરૂદ્ધ અને યુક્તિથી નહિ ઘટવાવાળી છતા પણ, માનવી પડી.

દિગમ્બર ભાઇઓને, જિનેશ્વર ભગવાન અગર કોઇ પણ જીવ કેવલજ્ઞાન પામ્યા પછી ઔદારિક શરીરવાળો હોય જ નહિ પણ તે પરમ ઔદારિક શરીરવાળો હોય અને તે પરમ ઔદારિકની માન્યતાને સજ્જડ પકડવાને તેમજ કેવલીને આહાર ન હોય તેના દૃઢ આગ્રહને લીધે જ દેવપણાના વિરોધી જે અઢાર દોષો, વાસ્તવિક કારણો વગેરે હતાં, તેનો પણ પલટો કરવો પડ્યો. વાસ્તવિક અઢાર દોષો અને દિગમ્બરોએ માનેલા અઢાર દોષોમાં કેટલો બધો ફરક પડે છે તે આપણે હવે પછી જોઈશું.

(અપૂર્ણ)

# શ્રી હેમચંદ્રાચાર્યની દીક્ષાનાં સમય અને સ્થાન

લેખક

મુનિરાજશ્રી હિમાંશુવિજયજી, ન્યાય-કાવ્યતીર્થ

[ એક વિચારણા ]

કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિજી વિક્રમની બારમી અને તેરમી સદીના એક પરમ પ્રભાવક આચાર્ય થઈ ગયા. તેમણે જૈન સમાજમા જ નહી, પણ આખા ગુજરાતમા એક નવાયુગની ઉષા પ્રગટાવી હતી. સાહિત્ય ક્ષેત્રના તો તેઓ સમ્રાટ્ હતા. એક પણ એવો વિષય નહી હોય જેમા તેમણે પોતાની અર્થ-ગંભીર લેખિની ન ચલાવી હોય. ચૌલુક્ય વંશના રાજા સિદ્ધરાજ જયસિંહ અને મહારાજા કુમારપાળ જેવા પ્રતાપી રાજવીઓના ઇતિહાસમા આચાર્ય હેમચંદ્રસૂરિજીએ બહુ જ અગત્યનો ભાગ ભજવ્યો હતો [1]

પૂર્વ અને પશ્ચિમના સંખ્યાબંધ વિદ્વાનોએ તેમને પોતાની શ્રદ્ધાંજલીઓ અર્પણ કરેલ છે. તેમનો વિસ્તૃત પરિચય મેં "**आचार्य हेमचन्द्रसूरि और उनका साहित्य**" શીર્ષક એક નિબંધ '**श्री हरविलास शारदा अभिनदन ग्रंथ**" માટે લખ્યો છે તેમા આપેલ છે.

આચાર્ય હેમચંદ્રસૂરિજી જન્મથી ધંધુકાના વતની હતા તેમનો જન્મ વિક્રમ સંવત્ ૧૧૪૫ના કાર્તિક શુકલા પૂર્ણિમાને દિવસે, મોઢ જ્ઞાતિમાં, પિતા ચાચીગને ત્યા થયો હતો. તેમનુ નામ ચાંગદેવ હતુ. તેઓએ બાલ્યવયમા જ શ્રી દેવચંદ્રસૂરિજીની પાસે જૈન દીક્ષા ગ્રહણ કરી હતી. તેમણે આ દીક્ષા કયા સ્થાનમા અને કયારે ગ્રહણ કરી તે બાબતમાં ભિન્ન ભિન્ન પુસ્તકોમા ભિન્ન ભિન્ન ઉલ્લેખો મળતા હોવાથી તે સંબંધી આ ટૂંકા લેખમા વિચાર કરીશુ.

૧. "પ્રભાવક ચરિત્ર" માંના હેમચંદ્રસૂરિના ચરિત્રમાં સ્તંભતીર્થ (ખંભાત) માં વિ સં ૧૧૫૦ ના માગસર સુદી ૧૪ ને શનિવારે દીક્ષા લીધાનુ લખ્યુ છે.

૨. "પ્રબંધ ચિંતામણિ"માં, લગભગ આઠ વર્ષની ઉમરે ચંગદેવને દેવચંદ્રસૂરિજી મળ્યા હતા અને તેમણે કર્ણાવતીમા દીક્ષા લીધી હતી એમ મળે છે.

૩ "કુમારપાળ પ્રબંધ" મા પાચ વર્ષની ઉમરમા શ્રી દેવચંદ્રસૂરિજીએ ચંગદેવને દેખ્યાનુ અને વિ. સ. ૧૧૫૪ મા કર્ણાવતીમાં દીક્ષા દીધાનુ લખ્યુ છે [2]

૪. "કુમારપાળ પ્રતિબોધ" મા સોમપ્રભસૂરિએ, ખંભાતમા ચંગદેવનુ દીક્ષિત

---

૧. સિદ્ધરાજની બાબતમાં મારો 'સિદ્ધરાજ જયસિંહે શું કર્યું ?' શીર્ષક 'શારદા' માસિકમાનો લેખ તથા કુમારપાળની બાબતમાં, 'ભારતીય અનુશીલન ગ્રંથ' મા પ્રકાશિત મારો 'મહારાજા કુમારપાળ ચૌલુક્ય' શીર્ષક લેખ જુઓ.

૨. કર્ણાવતીની બાબતમા મારા '**आचार्य हेमचंद्रसूरि और उनका साहित्य**' શીર્ષક લેખની નોધ જુઓ.

થયાનું લખ્યું છે.[૩]

૫. ડૉ. જી. બુલરે "ધી લાઈફ ઑફ જૈન મંક હેમચંદ્ર" નામક જર્મન ભાષાના પુસ્તકમા વિ. સં. ૧૧૫૦ મા સ્તંભનતીર્થમા દીક્ષાતું લખ્યું છે વીસમી સદીના ગ્રંથકારોએ આ મતને આધારે પોતાના ગ્રંથોમાં એ વસ્તુ લખી છે

આ પાચે ઉલ્લેખોમાં ઉદાયન મંત્રીએ હેમચંદ્રસૂરિજીની દીક્ષામા મુખ્ય ભાગ લીધો હતો એમ લખેલ છે.

આ પાચ ગ્રંથોમાના બેમા દીક્ષાનું વર્ષ વિ સં. ૧૧૫૦ આપ્યુ છે તથા બેમા દીક્ષાનુ સ્થાન કર્ણાવતી આપ્યુ છે તે ઠીક નથી લાગતુ. આ પાચે ગ્રથોમા (૧) 'કુમારપાળ પ્રતિબોધ' સૌથી પ્રાચીન ગ્રંથ છે. તેના પછી (૨) 'પ્રભાવક ચરિત્ર' તેના પછી (૩) 'પ્રબંધ ચિંતામણિ' તેના પછી (૪) 'પ્રબંધ કોષ' અને તેના પછી (૫) 'કુમારપાળ પ્રબંધ' (જિનમંડનકૃત) બનેલ છે.[૪]

શ્રી હેમચંદ્રાચાર્યજીની દીક્ષા વિ. સં. ૧૧૫૦ મા પાચ વર્ષની ઉંમરે થઈ છે એ વાત 'પ્રભાવક ચરિત્ર'માથી મળે છે. ડૉ. જી. બુલરે પણ એ ઉપરથી એ પ્રમાણે જ સ્વીકાર્યુ છે. 'પ્રભાવક ચરિત્રથી પહેલાના ગ્રંથ–'કુમારપાલ પ્રતિબોધ'–માં પાચ વર્ષ બાબત કંઈ પણ લખ્યું નથી. બીજી વાત એ પણ છે કે પાંચ વર્ષ જેટલી નાની ઉંમરે દીક્ષા આપવાનો જૈન શાસ્ત્રો નિષેધ કરે છે. એટલે તેમણે ૧૧૫૪ મા નવ વર્ષની ઉંમરે દીક્ષા લીધી હોય એ વાત મને વધારે માન્ય લાગે છે

તેમની દીક્ષાના સ્થાન તરીકે, બે ગ્રંથો સિવાયના બીજા બધા ગ્રંથોમાં, ખંભાતનો નિર્દેષ મળે છે, અને તે બરાબર હોય એમ લાગે છે.[૫] જો કર્ણાવતીને

(જુઓ પૃષ્ઠ ૪૭૦)

૩. **गुणगुरुणा सह गुरुणा, सपत्ते खंभतित्थम्मि ।**
**तत्थ पयन्नो दिक्खं, कुणमाणो सयलसंघपरिओसम् ॥** —**कु. प्रतिबोध ।**

ખંભાતનુ નામ પ્રાકૃતમા **खंभाइत्त** અને **थभणपुर,** અને સંસ્કૃતમાં **स्तंभनतीर्थ** લખેલ છે. **ताम्रलिप्ती** પણ ખભાતનું નામ હોવું જોઇએ. કેમકે શ્રી અજિતપ્રભસૂરિ વિરચિત 'શાંતિનાથ ચરિત્ર'ના છઠ્ઠા પ્રસ્તાવમાં **ताम्रलिप्ती** અને **स्तंभनतीर्थ** સમુદ્રના કિનારા ઉપર હોવાનું તથા પર્યાયવાચક હોવાનુ લખેલુ છે. મહારાજા સિદ્ધરાજના રાજ્યમા ખંભાત એક મોટો જીલ્લો હતો. એ અમદાવાદથી દક્ષિણમા છે. 'તીર્થકલ્પ'મા એક 'સ્થંભનક કલ્પ' પણ છે.

૪. આ ગ્રંથોનો અનુક્રમે રચનાકાળ આ પ્રમાણે સમજવો (૧) વિ. સં. ૧૨૪૧, (૨) ૧૩૩૪, (૩) ૧૩૬૧, (૪) ૧૪૦૫, અને (૫) ૧૪૯૨. ડૉ. બુલરનો ગ્રંથ ઇસ્વીસન ૧૮૮૯ મા બનેલ છે.

૫. ડૉ. જી. બુલર પોતાના હેમચંદ્રાચાર્યના ચરિત્રમા આગળ લખે છે કે "તેમની (હેમચંદ્રની) દીક્ષાના સમયની બાબતમાં મેરુતુંગ (પ્રબંધચિતામણિકાર) ઘણુ કરીને સાચા છે. અને દીક્ષાના સ્થાનની બાબતમાં પ્રભાવકચરિત્રકાર ઘણુ કરીને સાચા છે." આ ઉલ્લેખથી પણ મારી માન્યતાને વધુ પુષ્ટિ મળે છે કે શ્રી હેમચંદ્રાચાર્યે પાંચ વર્ષની વયે દીક્ષા લીધી ન હતી, તેમજ દીક્ષા ખંભાતમાં થઇ હતી.

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

( क्रमाक १५ थी चालु )

## साधु आहारपान कितने वार करे ?

आ वात तो श्वेताम्बरदर्शन तथा दिगम्बरदर्शनने मान्यतम छे, के वेयावच्च गुण आत्मकल्याणनुं प्रबल कारण छे, एटलुं ज नहि परन्तु वेयावच्चगुणने अबाधित राखवा माटे आहारना त्यागरूप तपोगुणने संकुचित करीने पण मुनि वेयावच्चने माटे आहार करे। आ बाबतमां उभयसम्मत प्रमाणपाठोनुं अवलोकन पण आपणे पूर्वे सारी रीते करी आव्या छीए। हवे विचारणीय ए छे के—वेयावच्च महागुण होवाथी एकवार वापरवुं दिगम्बरदर्शन मान्य राखे छे तो पछी एकवार वापरवाथी ज्यां वेयावच्चनो निर्वाह न थई शकतो होय त्यां वेयावच्चने अनुलक्षीने बेवार वापरे तो तेमां कोई पण जातनो दोष होई शकतो नथी, एटलुं ज नहि परंतु विशेष लाभ छे, कारण के बन्ने स्थलमां वेयावच्चगुणनी आराधना लक्ष्य छे। लोलुपतादि कारणे आहार करनारा दोषना भागी बने छे, अन्यथा नहि। जुओ दिगम्बरशास्त्र मूलाचारमां पिण्डविशुद्धि अधिकार—

न बलाउसाउअट्ठं न सरीरस्सुवचयट्ठं तेजट्ठं।
णाणट्ठं संजमट्ठं झाणट्ठं चेव भुंजेज्जा ॥ १ ॥
[ न बलायुःस्वादार्थं शरीरस्योपचयार्थं तेजोऽर्थम्।
ज्ञानार्थं संयमार्थं ध्यानार्थं चैव भुञ्जीत ॥ १ ॥ ]

१. युद्धादि करवाने लायक बल मने पेदा थाय, आवी भावनाथी मुनि आहार न करे। २. सारा सारा पदार्थो अथवा अनेकवार खाउं तो लांबुं जीवाशे आवी भावनाथी मुनि आहार न करे। ३. अमुक अमुक वस्तुओ बहु स्वादिष्ट अने मधुर लागे छे माटे वापरुं आवी भावनाथी मुनि आहार न करे। ४ पौष्टिक वस्तुओ अथवा अनेकवार वापरु तो लष्टपुष्ट थाउं आवी भावनाथी मुनि आहार न करे। ५. अमुक रीते अमुक आहार लउं तो मारुं शरीर सुन्दर, कान्तिवाळुं थाय आवी भावनाथी मुनि आहार न करे। पण १ ज्ञानने माटे, २ संयमने माटे अने ३ ध्यानने माटे मुनि आहार करे।

आ उपर्युक्त गाथामां निषेध कोटिमां वेयावच्चने जणावेल नथी अने आहार लेवामा ज्ञान, ध्यान अने संयमने कारण तरीके वर्णव्यां छे। आ त्रण, ज्ञानी, ध्यानी अने संयमीने आश्रीने रहेनारां तथा चयापचय पामनारां छे। ज्ञानी, संयमी अने ध्यानी वेयावच्चथी विशेष स्वस्थतावाळा थइने ज्ञान, संयम अने ध्यानने विशेष विकसित करे छे, माटे ज्ञानी, संयमी अने ध्यानीनी वेयावच्च तद्दत ज्ञान, संयम अने ध्याननी पोषक बने छे। आवा आवा प्रकारनी वेयावच्च एकवार आहार करवाथी न बनी शकती होय तो बे वार आहार करीने पण करवामां लाभ छे परन्तु दोष, हास्य के आश्चर्यनुं लेश मात्र स्थान नथी। छतां पण आने दोष, हास्य अने आश्चर्यनी कोटिमां लेखके जे शब्दोथ मुकेल छे ते वचनो ज उपर्युक्त कोटिमा मुकाय तो कांई अनुचित जेवुं नथी।

धर्मनी उंच कोटिनी आराधना करवा माटे मुनिमार्ग छे, धर्मनी आराधना शरीरना अपेक्षा राखे छे, शरीर आहारनी अपेक्षा राखे छे अने दरेकनां शरीर सरखां पण होई शकतां नथी माटे तेनी व्यवस्थानी जरूरत छे। आ व्यवस्था पूर्वदर्शित कल्पसूत्रना सूत्रोए घणा ज सुन्दर रीते प्रकाशित करी आपी छे, कल्पसूत्रनो निम्नदर्शित पाठ एक सुन्दर राजमार्ग छे, छतां लेखके तेनो जुदो ज अर्थ कर्यो छे—

**" खुड्डएण वा खुड्डिआए वा अवंजणजाएण........ "**

**[ क्षुल्लकाद्वा क्षुल्लिकाया वा अव्यञ्जनजातात्.. ..... ]**

आ पाठनो लेखके आ अर्थ कर्यो छे—जबतक दाढी मूछों के बाल न आये होंय अर्थात बालक साधु, साध्वी को दो वार भी आहार करना योग्य है, उससे दोष नहीं हैं।

उपर्युक्त अर्थने आगळ करीने लेखके लख्युं छे के " इस कथन में यह गडबड गुटाला है कि साधु साध्वी कब तक बालक समझे जाकर दो वार भोजन करते रहें। स्त्रीयों को तो दाढी मूछ निकलती ही नहीं।........अब मालुम नहीं कि आर्यिका [ साध्वी ] कब तक दो वार भोजन करती रहे।"

आना जवाबमां जणाववानुं जे उपर्युक्त पाठमां 'अवंजणजाएण' मां रहेल 'वंजण' शब्दनो अर्थ करवामां लेखके गम्भीर भूल करीने अर्थनो अनर्थ करवानो व्यर्थ प्रयास कर्यो छे। जो लेखके कोशकारना वचन पर ध्यान राख्युं होत अथवा व्युत्पत्ति पर ध्यान राख्युं होत अथवा पूर्वापरनुं अनुसंधान राख्युं होत अथवा तो टीकाकार महाराजना वचन पर ख्याल राख्यो होत तो पण आ प्रसंग आवत नहीं, अस्तु।

हवे आपणे ज आना वास्तविक अर्थने प्रकाशमां लावीए' क्षुल्लक अने क्षुल्लिका सिवायमां एकवार आहारनो विधि छे अर्थात्—क्षुल्लक अने क्षुल्लिका बे वार पण आहार लई शके छे आवा अर्थने उपरनो पाठ सूचवे छे। क्षुल्लक एटले नाना साधु

क्षुल्लिका एटले नानो साध्वी, आ बन्नेनी क्षुल्लक अवस्था क्यां सुधी बे वार आहारोचित गणवी तेने माटे कोई व्यवस्थापक विशेषण आपवानी जरूरत छे आटला माटे 'अवंजणजाएण' शब्द वापरवामां आवेल छे [आने बदले वर्षनी अवधि जणावनार कोई शब्द मुकवो हतो, एवी शंका करवानी जरूरत नथी कारण के ज्यां उमरना वर्षनी चोक्कस खातरी नहि होय त्यां अव्यवस्था रहेशे, अथवा तो कोई बे क्षुल्लकव्यक्ति उमरमां भले समान होय परन्तु शरीरना बधारणनी विषमताने अंगे बे वार आहारोचित क्षुल्लक अवस्थाना कालनी न्यूनाधिकता जणाववाने माटे पण आ विशेषण आपेल होय तेम कही शकाय।]

'अवंजणजाएण' शब्द प्राकृत भाषानो छे, अने प्राकृत भाषाने लईने पञ्चमीना स्थानमां तृतीया थयेल होवाथी 'अव्यञ्जनजातात्' ए प्रमाणे संस्कृतमां थाय छे। आ समास पामेल पद छे, आनो विग्रह नीचे प्रमाणे छे "न जातानि व्यञ्जनानि यस्य सोऽव्यञ्जनजात: तस्मादव्यञ्जनजातात्" प्राकृत भाषाना आनुलोम्यथी जातशब्दनो परनिपात करवामां आवेल छे। आ विशेषणने 'क्षुल्लकात्' 'क्षुल्लिकाया:' आ बन्नेनी साथे जोडवानुं छे, 'क्षुल्लिकाया: नी साथे अन्वय करती वखते अर्थवशात् लिङ्गविपरिणाम समजवो। अर्थ—जेने व्यञ्जन नथी आव्या एवा नाना साधु साध्वी सिवायमां. .चोमासु रहेला एकाशन करनार मुनि गृहस्थने त्यां एकवार भात पाणी माटे जाय, अर्थात् उपर्युक्त क्षुल्लक क्षुल्लिका बे वार पण आहार लई शके छे।

उपरमां जे 'व्यञ्जन' शब्द वतावी गया तेनो अर्थ लेखक दाढी मुछ करे छे, जो के व्यञ्जन शब्दनो अर्थ दाढी मुछ पण थाय छे। परन्तु प्रस्तुतमां ते अर्थ लेवाथी, जे ध्येयथी आ विशेषण आपवामां आवेल छे ते पार पडी शकतुं नथी। क्षुल्लक एवा साधु साध्वीनी बे वार आहारोचित क्षुल्लक अवस्थाने जणाववा माटे आ विशेषण आपेल छे, अने दाढी मुछ अर्थ करवाथी अर्थ एवो थशे के दाढी मुछ जेने नथी आवेल एवा नाना साधु साध्वी बे वार आहार लई शके। आ अर्थ उचित नथी कारण के केटलाएक पुरुषोने मोटी उमर सुधी पण दाढी मुछ आवतां नथी अने केटलाएकने तो ते पहेलां पण आवी जाय छे, अने स्त्रीजातिने तो दाढी मुछ होतां ज नथी। माटे विशेषणनी व्यवस्थापकता अने ध्येयनी अधिगति माटे 'व्यञ्जन' शब्दनो अर्थ निचे प्रमाणे करवो—"व्यज्यते वारद्वयाहारोचितबाल्यावस्थाया अभाव: प्रकटीक्रियतेऽमीभिरिति व्यञ्जनानि" बे वार आहारने लायक जे बाल्यावस्था तेनो अभाव जेनाथी जणाय ते व्यञ्जन कहेवाय छे, अर्थात् बे वार आहारने उचित बाल्यावस्थाना अभावने सूचन करनारां जे चिह्नविशेषो ते व्यञ्जन कहेवाय छे।

व्यञ्जन शब्दनो अर्थ चिह्न थाय छे ते माटे जुओ कोश—

**" व्यञ्जनं श्मश्रुचिह्नयोः । तेमनेऽवयवे कादौ । "**

दाढी, मुछ, चिह्न, टेमण, अवयव अने क, ख वगेर व्यञ्जन कहेवाय छे । अनेकार्थक शब्दस्थलमां कया अर्थमां वक्तानुं तात्पर्य छे तेना नियामक प्रकरणादिक छे, अहींया प्रकरणना अनुरोधथी चिह्नार्थक व्यञ्जन शब्द लेवानो छे । अहींया आवां चिह्नो कोण छे एना जवाबमां जणाववानुं जे—दाढीना, मुछना, काखना, बस्तिना [ नाभिनी नीचेना भागना ] रुंवाटाओ । आमां कोई पण एक व्यञ्जनशब्दथी लई शकाय छे, अने आमांथी कोई पण एक होय तो ते अव्यञ्जनजात क्षुल्लक क्षुल्लिका कही शकाय नहीं । स्त्रीजातिने दाढी मुछना वाळ भले न आवता होय पण काख अने बस्तिना वाळ तो सम्भवे छे माटे कोई पण जातनी अव्यवस्था के गडबड गोटाळानुं नाम निशान नथी । आटला ज माटे उपर्युक्त पाठनी टीकामां पण पूज्य उपाध्याय श्री विनयविजयजी महाराज नीचे प्रमाणे जणावे छे " यावद् व्यञ्जनानि बस्तिकूर्चकक्षारोमाणि न जातानि तावत् क्षुल्लकक्षुल्लिकयोरपि द्विर्भुञ्जानस्य न दोषः " अर्थ—ज्यां सुधी बस्तिना, [ नाभिनी नीचेना भागना ] दाढी मुछनां, काखनां रुंवाडा न आव्यां होय त्यां सुधी नाना साधु साध्वीमां बे वार वापरनारने दोष नथी । अपूर्ण

---

( પૃષ્ઠ ૪૬૬નું અનુસંધાન )

દીક્ષાના સ્થાન તરીકે સ્વીકારીએ તો તે યુક્તિયુક્ત નથી લાગતું કર્ણાવતી કર્ણ રાજાએ વસાવી હતી અને તેના ઉપર રાજા કર્ણનો પૂરેપૂરો અધિકાર હતો. બીજી બાજૂ, મહારાજા સિદ્ધરાજ જયસિંહ વિ સં. ૧૧૫૦ મા ગાદીનશીન થયા પછી ઉદયન તેમનો મંત્રી થયો હતો. અલબત ઉદયન, પહેલા કર્ણાવતીમા અવશ્ય ગયો હશે, પણ મંત્રીપદ તો તે ખભાતમા જ પામ્યો હતો એમ મારુ માનવું છે. આ ઉદયન મંત્રીએ આચાર્ય હેમચદ્રસૂરિજીની દીક્ષામા સારો ભાગ લીધો હતો[૬] એટલે દીક્ષાના સ્થાન તરીકે કર્ણાવતીના બદલે ખંભાતનો સ્વીકાર કરવો વધારે ઠીક લાગે છે વળી મહારાજા કુમારપાળે આચાર્ય હેમચંદ્રસૂરિજીની દીક્ષાની યાદગીરીમા ખભાતમા મંદિર બધાવ્યાનો, પ્રાચીન ગ્રંથોમા મળતો. ઉલ્લેખ પણ આ મતને વધુ પુષ્ટ બનાવે છે.[૭] જો કર્ણાવતીમાં દીક્ષા થઇ હોત તો મહારાજા કુમારપાળે ત્યા જ મદિર બંધાવ્યું હોત, કારણકે કર્ણાવતી પણ તે વખતે તેમના તાબામા હતું.

આ ઉપરથી મારુ ધારવુ છે કે આચાર્ય હેમચંદ્રસૂરિજીની દીક્ષા વિ. સ ૧૧૫૪મા, નવ વર્ષની વયે, અને ખંભાતનગરમા થઇ હતી આ વિષયના અભ્યાસી વિદ્વાનો આ બાબતમાં વિશેષ ઊહાપોહ કરશે તો લોકોને અવશ્ય વધુ જાણવાનુ મળશે.

---

૬ જુઓ 'પ્રભાવક ચરિત્ર' અને 'પ્રબંધ ચિંતામણિ'

૭ **स्तम्भतीर्थे हेमाचार्यदीक्षास्थाने श्रीआलिगाख्या वसति श्रीगुरुस्नेहेन रान्नश्रीवीरबिम्बसौवर्णगुरुपादुकाविराजिताऽकारि । —कुमारपाल प्रबंध.**

# શ્રી પ્રકરણરત્ન સંગ્રહ.

આજ સુધીમાં અનેક પ્રકરણમાળાઓ-પ્રકરણોના સંગ્રહો છપાયા છે. તેમાં અનેક પ્રકરણો જુદા જુદા દાખલ થયેલા છે, પરંતુ અમે આ પ્રકરણોના સંગ્રહમાં તો ખાસ રત્ન જેવા અત્યંત બોધદાયક પ્રકરણોનો જ સંગ્રહ કરેલો હોવાથી આ ગ્રંથનું નામ પ્રકરણરત્ન સંગ્રહ રાખેલું છે.

આ બુકમાં બધા પ્રકરણો અર્થ સહિત આપ્યા છે પરંતુ પ્રથમ છપાયેલા આ પ્રકરણોના અર્થ કરતાં આમાં વિશિષ્ટતા એ છે કે આમાં ગાથાના પ્રતિક અન્વયની રીતે લઈને તેના અર્થ લખેલા છે કે જેથી ગાથા ઉપરથી અર્થ ધારનારને સરળતા થવા સાથે શબ્દાર્થનો પણ બોધ થાય.

આ બુકમાં દાખલ કરેલા પ્રકરણો ટૂંકામાં નીચે પ્રમાણે છે.

૧ સમ્યક્ત્વસ્તવ પ્રકરણ—જેમાં સમકિતનું સ્વરૂપ બહુ વિસ્તારથી આપેલું છે.
૨ કાળસપ્તતિકા પ્રકરણ—એમાં બાર આરાનું સ્વરૂપ ઘણી પ્રાસંગિક હકીકત સાથે આપેલ છે.
૩ કાયસ્થિતિ પ્રકરણ—એમાં સર્વ જીવોની કાયસ્થિતિ ઉપરાંત ભવસંવેધ બહુ વિસ્તારથી આપેલ છે.
૪ ભાવ પ્રકરણ—આમાં પાંચ અથવા છ પ્રકારના ભાવોનુ સ્વરૂપ છે યંત્રો પણ છે.
૫ વિચારસપ્તતિકા—આમાં જુદા જુદા બાર વિચારો વિસ્તારથી આપ્યા છે.
૬ વિચારપંચાશિકા—આમાં જુદા જુદા નવ વિચારો વિસ્તારથી આપ્યા છે.
૭ સિદ્ધદંડિકા સ્તવ—એમાં ભરતચક્રીથી શ્રીઅજિતનાથના પિતા સુધીના રાજાઓ કેવી રીતે સિદ્ધ થયા તેનું સંખ્યા સાથે વર્ણન છે. તેના યંત્રો પણ આપ્યા છે.
૮ સિદ્ધપંચાશિકા પ્રકરણ—એમા સંતપદાદિ દ્વારોવડે સિદ્ધનું સવિસ્તર વર્ણન છે.
૯ પંચનિર્ગ્રંથી પ્રકરણ—આમાં પાંચ પ્રકારના નિર્ગ્રંથના ૩૬ દ્વારો કહેલા છે.
૧૦ નિગોદષટ્ત્રિંશિકા—એમા નિગોદનું સ્વરૂપ બહુ સૂક્ષ્મ રીતે આપ્યું છે.
૧૧ સમવસરણસ્તવ—એમાં સમવસરણનું વિસ્તૃત વર્ણન છે.
૧૨ ક્ષમાકુલક ને ૧૩ ઇંદ્રિયવિકાર નિરોધકુલક—ખાસ ઉપદેશક છે
૧૪ લોકનાળિકા દ્વાત્રિંશિકા—એમાં લોકનાળિકાનું યંત્રો ને પ્રમાણ સાથે વિવરણ છે.
૧૫ લઘુઅલ્પબહુત્વપ્રકરણ—માત્ર બે ગાથાનું છતાં ચમત્કારી છે
૧૬ હૃદયપ્રદીપષટ્ત્રિંશિકા—સંસ્કૃત પદ્યબંધ છે. એમાં દર્શાવેલ ઉપદેશ તો ખાસ હૃદયમાં દીપક પ્રગટાવી પ્રકાશ આપે તેવો જ છે

આનું વિશેષ વર્ણન શું કરીએ? બહુ પ્રયાસપૂર્વક તૈયાર કરેલ આ બુક રોયલ આઠ પેજી ૩૯ ફારમની હોવા છતા કિંમત માત્ર રૂ. ૧ા છે. સુંદર બાઈન્ડીંગથી બંધાવેલ છે. એક વાર મંગાવો, વાંચો ને પછી પત્ર લખી અભિપ્રાય આપો. પોસ્ટેજ છ આના. પ્રકરણોના અભ્યાસી માટે ખાસ ઉપયોગી છે

મંગાવો—**શ્રી જૈનધર્મ પ્રસારક સભા. ભાવનગર**

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના સુવર્ણ મહોત્સવ સંબંધી વિશેષાંક.

આ અંક ઘણા પ્રયાસપૂર્વક તૈયાર કરવામાં આવેલ છે. વિદ્વાન્ મુનિરાજ અને ગૃહસ્થોના લખેલા ૩૦ લેખો ને ૮ સંદેશાઓ આપેલા છે. કુલ પૃષ્ઠ ૧૮૨+૪=૧૮૬ આપેલ છે. લેખ ૩૦ ના લેખક ૨૬ છે. તેમાંથી પાંચ લેખકના ફોટા મળી શકયા નથી. બાકી ૨૧ લેખકના ફોટા આપ્યા છે. તેમાં ૭ મુનિરાજ ને ૧૪ ગૃહસ્થ છે. તદુપરાંત સભાના મકાનનો ફોટો અને ૬ ફોટા તીર્થોના આપેલા છે. પ્રારંભમાં પરમોપકારી મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજીનો ફોટો મૂકયો છે. જહાંગીર બાદશાહ ને શ્રી વિજયદેવસૂરિનું ચિત્ર ઘણું સુંદર અને આકર્ષક છે. શ્રીયુત રાજપાળ મગનલાલનો ઘણા ઝીણા અક્ષરે લખેલા કાર્ડનો ફોટો આપ્યો છે. દરેક લેખની ઉપર તે લેખના સૂચક ચિત્રો કરાવીને મૂકયા છે. પુંઠા ઉપરનું ચિત્ર પણ બહુ ગંભીર હકીકતનું સૂચક છે અને પ્રવીણ ચિત્રકાર પાસે ચિત્રાવીને મૂકેલ છે. બાઈન્ડીંગ પણ મજબૂત કરાવેલ છે. એકંદર એ અંક ઉપર સારી રકમનો ખર્ચ કરેલો છે. આ અંક શ્રી જૈનધર્મ પ્રસારક સભાના સભાસદો, શ્રી જૈનધર્મ પ્રકાશ માસિકના ગ્રાહકો અને અન્ય સંસ્થાઓ તથા મુનિરાજ અને સંભાવિત ગૃહસ્થોને ભેટ મોકલેલ છે. બહુ થોડા અંકો સીલકમાં છે. મંગાવનાર માટે કિંમત બાર આના રાખેલ છે. પોસ્ટેજ ચાર આના લાગે છે. સુંદર ચિત્રો અને બોધદાયક લેખસામગ્રીવાળો આ અંક મેળવી લેવાનું ચૂકશો નહીં.

## વૈશાખ-જયેષ્ઠનો મિશ્રાંક.

આ અંકમાં પણ સભાનો ૫૪ વર્ષનો હેવાલ, ઉપરાંત, સભાસદોના નામોનું લીસ્ટ, સભાના ધારાધોરણ, સુવર્ણમહોત્સવની ઉત્પત્તિનો હેવાલ, બહારગામથી આવેલા મુબારકબાદીના તારો ને પત્રોનો સાર, ત્રણ દિવસના જાહેર મેળાવડાનો સંક્ષિપ્ત ને વિસ્તૃત હેવાલ, પ્રમુખસાહેબના ભાષણો, તમામ વક્તાઓના ભાષણો, પ્રમુખ સાહેબે દક્ષિણામૂર્તિભવનમાં કરેલ ભાષણ વિગેરે અનેક બાબતો સમાવીને ૧૨ ફારમનો બહાર પડ્યો છે. આ અંકની અંદર નેકનામદાર મહારાજા સાહેબ, પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, મે. સર પટણીસાહેબ, સર કીકાભાઈ પ્રેમચંદ, શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ, સભાના હોદ્દેદારો, મેનેજીંગ કમીટી, બહારગામથી પધારેલા પ્રાહુણાઓ, પ્રીતિભોજન કમીટી તેમજ મેળાવડા વખતે લીધેલા નાના નાના ફોટા વિગેરેનો સંગ્રહ દાખલ કરેલો છે

આ અંક છુટક મંગાવનાર માટે કિંમત આઠ આના, પોસ્ટેજ બે આના બંને અંક સાથે મંગાવનાર માટે કીંમત રૂા. ૧ ) પોસ્ટેજ પાંચ આના.

હાલમાં એ બંને અંક રૂા. ૧) થી સભાના પોસ્ટેજથી મોકલવાનું ઠરાવવામા આવ્યું છે તેથી જરૂર મંગાવો.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા. ભાવનગર**

મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઈ, શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# સમાચાર

**પ્રતિષ્ઠા**—સરધના (જીલ્લો મેરઠ, યુ પી ), જ્યાં નવા જૈનો બનાવવામાં આવેલ છે, ત્યાં એ ભાઈઓને સેવા પૂજા કરવા માટે એક જિનમંદિર તૈયાર કરાવવામાં આવ્યું હતુ. તે જિનમંદિરની પ્રતિષ્ઠાનો ઉત્સવ તાજેતરમાં જ ખૂબ ધામધૂમ પૂર્વક ઉજવવામાં આવ્યો છે. આ ઉત્સવમાં યુ પી. અને પંજાબનાં દૂરદૂરના ગામોના શ્રાવકોએ ભાગ લીધો હતો અને ખૂબ ઉત્સાહપૂર્વક આ ઉત્સવની ઉજવણી કરી હતી જૈનેતર ભાઈઓએ પણ આ ઉત્સવમાં સારો ભાગ લીધો હતો

**જાસાચીઠ્ઠી**—અમદાવાદની શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી ઉપર બે જાસાચીઠ્ઠી મોકલવામાં આવી છે પેઢી તરફથી આ માટે યોગ્ય બંદોબસ્ત કરવામાં આવેલ હોઇ, કોઇ પ્રકારની ધાસ્તી જેવું નથી ચીઠ્ઠીઓ મોકલનારનો હજુ પત્તો લાગ્યો નથી

**કાળધર્મ પામ્યા**—(૧) આચાર્ય શ્રી વિજયભૂપેન્દ્રસૂરિજી આહોર મુકામે, (૨) પં ઋદ્ધિમુનિજી નરોડા મુકામે, (૩) મુનિરાજ શ્રી દેવવિજયજી ( મુ અમરવિજયજીના શિષ્ય) અંકલેશ્વર મુકામે

# સ્વીકાર

**Mahavira** . His life and teachings ( અંગ્રેજી ભાષા, પૃષ્ઠ સંખ્યા ૧૧૨)
લેખક : બીમલાચરન લો, Ph. D , M. A., B L.
પ્રકાશક . લુઝાક એન્ડ કું લંડન : પ્રાપ્તિ સ્થાન, ૪૩ કૈલાસબોઝ સ્ટ્રીટ, કલકત્તા.

**મુનિરાજ શ્રી જ્ઞાનસુંદરજી લિખિત ચાર પુસ્તકો ( ભાષા હિન્દી )**

**(१) रत्नप्रभसूरीश्वरजी का जयन्ति महोत्सव** पृष्ठ संख्या ६२, भेट
**(२) ओसवालोत्पत्ति विषयक शंकाओं का समाधान** पृष्ठ संख्या ९४, भेट
**(३) श्रीमान् लौंकाशाह (सचित्र)** पृष्ठ संख्या ३३९
मूल्य दो रूपये
**(४) मूर्तिपूजा का प्राचीन इतिहास (सचित्र)** पृष्ठ संख्या ४३२
मूल्य तीन रूपये

**ચારે ગ્રંથોના પ્રકાશક—श्री रत्नप्रभाकर ज्ञान पुष्पमाला**
**फलोदी ( मारवाड )**

**परमात्मा के चरणों में.** अनुवादक—पं श्री ईश्वरलालजी जैन.
प्रकाशक . आदर्श ग्रंथमाला कार्यालय, मुलतान शहेर ( पंजाब )

**मांसाहार-विचार** (प्रथम भाग) **લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે, અમૂલ્ય.**

# શ્રી જૈન સત્ય પ્રકાશ

જૈન તત્ત્વજ્ઞાન, જૈન સાહિત્ય, જૈન કળા અને જૈન ઇતિહાસના વિષયો ચર્ચતું, શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનું પ્રતિકાર વિષયક માસિક મુખપત્ર.



તંત્રી

શાહ ચીમનલાલ ગોકળદાસ

વર્ષ ૭ ] ક્રમાંક ૮૧ [ અંક ૯

णमो त्थु णं भगवओ महावीरस्स

सिरि रायनयरमज्झे समीलिय सव्वसाहुसंमइयं । पत्त मासियमेयं भव्वाण मग्गय विसय ॥१॥

# श्री जैन सत्य प्रकाश

अण्णाणग्गहदोसगत्थसइणा कुव्वंति जे धम्मिए,
अक्खेवे खलु तेसिमागमगयं दाउं विसिट्ठुत्तरं ॥
सोउं तित्थयरागमत्थविसए चे भेऽहिलासा तया,
वाइज्जा प्पवरं पसिद्धजइणं सच्चप्पयासं मुया ॥ २ ॥

પુસ્તક ૨ અંક ૯

| વિક્રમ સંવત્ ૧૯૯૩ : | વીર સંવત્ ૨૪૬૩ | : સન ૧૯૩૭ |
|---|---|---|
| ચૈત્ર શુક્લા પંચમી | ગુરુવાર | એપ્રિલ ૧૫ |

## श्री यशोद्वात्रिंशिका

( उपाध्याय श्री यशोविजयजीनुं जीवनचरित्र )

कर्ता—आचार्य महाराज श्री विजयपद्मसूरिजी

( आर्याच्छन्दः )

पणमिय थंभणपासं, पयकमलं पुज्जणेमिसूरीणं ॥
सिरिवायगजसगणिणो, रएमि चरियं गुणायड्ढं ॥ १ ॥

पुव्वायरिया णेगे, पुज्जा हरिभद्दहेमचंदाई ॥
सिरिजिणसासणथंभा, पुव्वविभागाइविण्णाणा ॥ २ ॥

तयणंतरंमि समए, जेण समोतक्किओ न संजाओ ॥
उत्तमपडिहासाली, तं वायगसेहरं वंदे ॥ ३ ॥

सक्कयपाययगुज्जर, हिंदीभासासु जेण बहुगंथा ॥
विहिया सयत्थजुत्ता, जसविजयं तं सया वंदे ॥ ४ ॥

सुयहरवायगगयणे, रवितुल्लं कुमयणासगं धीरं ॥
सपरसमयविण्णाणं, जसविजयं त सया वंदे ॥ ५ ॥

गुज्जरदेसे धण्णे, मज्झे कल्लोलपट्टणाण वरे ॥
सिद्धकणोडागामे, जायं तं वायगं वंदे ॥ ६ ॥
नारायणक्खतायं, जणणीसोहग्गदेसहातणयं ॥
लहुबंधुपोम्मसीहं, जसवंतसिसुं णमह भव्वा ! ॥ ७ ॥
चाउम्मासीं किच्चा, कुणगिहगामंसि पुज्जणयविजया ॥
विहरंता गुणवंता, समागया देसणुज्जुत्ता ॥ ८ ॥
सोच्चा वाणीं तेसिं, सपुत्तजुम्माइ धण्णजणणीए ॥
करिगयरसिंदुवासे, गहिया वरपत्तने दिक्खा ॥ ९ ॥
मुणिजसविजयहिहाणं, ठवियं जसवंतजिट्ठपुत्तस्स ॥
सिरिपोम्मविजयणामं, नत्थं लहुपोम्मसीहस्स ॥ १० ॥
लहुसमए बुद्धिबला, सिद्धंता सपरभेयसंजुत्ता ॥
विण्णाया जसमुणिणा, गुरुप्पसायाणुभावेणं ॥ ११ ॥
कमसो ससीसगुरुणो, णिहिणंदरसिंदुमाणवरिसंमि ॥
णयविजया विहरंता, समागया रायणयरंसि ॥ १२ ॥
विहियं तत्थ वहाण—ट्ठगं जसेणं मुणीसरेण तया ॥
दट्ठूणं बुद्धिबलं, धणसेट्ठी हरिसमावण्णो ॥ १३ ॥
तुम्हाणं जससीसो, लक्खणवेरग्गबुद्धिमइसाली ॥
छद्दरिसणगुरुगंथ—ज्झावणजुग्गो इय कहेइ ॥ १४ ॥
कासीविउहा विप्पा, ण ज्झावेंते धणं विणा ग्गंथे ॥
दरिसणछक्कमए ता, किं कायव्वं ति गुरुवयणं ॥ १५ ॥
सोच्चिय वुत्तं तेणं, कज्जे एयंमि णिक्कसहसदुगं ॥
दाहिमि ससीसगुरुणो, पत्ता वाणारसीं तत्तो ॥ १६ ॥
तत्थ ज्झयणं विहियं, मुणीसरेणं जसेण वरमइणा ॥
विप्पगुरूणं पासे, दरिसणछक्कत्थगंथाणं ॥ १७ ॥
पाइणणव्वणाओ, विण्णाओ वरिसतितयमज्झंसि ॥
सिरितत्ताइयचिंता,मणी वि णाय प्पकालंसि ॥ १८ ॥
परिसाए विउहाणं, तक्कियमुक्केण तेण संणासी ॥
सिग्घं जिओ पउट्ठो, लद्धा महई जसेण तया ॥ १९ ॥
णायविसारयपयवी, तस्स विउहा पसण्णचित्तेहिं ॥
तक्कियसेहरसण्णिया, गुरु त्ति अगाउरं पत्ता ॥ २० ॥

चउवरिसे सत्थाणं, सेसाणं तक्कियाण पासंमि ॥
णायायरियस्सेह–ब्भासो तेणं कओ तत्थ ॥ २१ ॥
सिग्घं मओ निरत्थो, वणारसीदाससीसकुंअरस्स ॥
तत्तो ते संपत्ता, जइणउरीरायणयरंमि ॥ २२ ॥
थिरया सिरिणागोरी–सराहमज्झे कया मुया तेहिं ॥
वाइविउहपमुहेहिं, लद्धं माणं जसेण तया ॥ २३ ॥
मावतखानहिगारी, इह गुणरसिओ पयाणुकूलमई ॥
तस्स सहाए जाया, जससंसा ता समाहूया ॥ २४ ॥
मुणिवरसिरिजसविजया, करीअ मेहावला वहाणाइं ॥
अट्ठारस तत्थ तया, तत्तो हिट्ठोऽहिगारी सो ॥ २५ ॥
भव्वुस्सव्वाइपुव्वं, सम्माणं वि य करीअ हरिसेणं ॥
जिणसासणस्स विहिया, पहावणा सिरिजसेण वरा ॥ २६ ॥
वायगपयस्स जुग्गा, 'बहुस्सुयाजेयपुज्जजसविजया ॥
इय विण्णत्ती विहिया–पासे सिरिदेवसूरिस्स ॥ २७ ॥
रायणयरसंघेणं, विणयविवेयाइगुणगणड्ढेण ॥
ठविया सा हिययंमि, गुरुणा गुणरायजुत्तेणं ॥ २८ ॥
उत्तमवीसइठाणा–राहणतप्परविसुद्धजसगणिणो ॥
णियगुरुणो आणाए–विजयप्पहसूरिणाऽऽणंदा ॥ २९ ॥
गयससिहइंदुवासे, संघुल्लासुस्सवाइजोगेणं ॥
दिन्नमुवज्झायपयं, जसविजया वायगा जाया ॥ ३० ॥
अज्झप्पणायजोगा, जेणं परिचच्चिया सगंथेसु ॥
त वायगजसविजयं, सरंति धण्णा णरा णिच्चं ॥ ३१ ॥
गुणजुगहइंदुवासे, तेणं दब्भावईचउम्मासे ॥
सग्गपयं संपत्तं अणसणसुसमाहिविहिपुव्वं ॥ ३२ ॥
इय जसचरियं सिट्ठं, गुणाणुरागेण लेसओ भणियं ॥
णाणाणुकरणभावा, लहंतु परमुण्णइं भव्वा ! ॥ ३३ ॥
गुणणंदणिहिदुसमे, सिरिगोयमकेवलत्तिपुण्णदिणे ॥
वरजिणसासणरसिए, जइणउरीरायणयरंमि ॥ ३४ ॥
रयणा चरियस्स कया, गुरुवरसिहिणेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं, पियंकरज्झयणलाहट्ठं ॥ ३५ ॥




( ગતાંકથી ચાલુ )

અઢાર દોષોનાં નામ:

શ્વેતામ્બરમત દોષો—૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ લોભ, ૬ માયા, ૭ રતિ, ૮ અરતિ, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અલીકવચન, ૧૨ ચોરી, ૧૩ માત્સર્ય, ૧૪ ભય, ૧૫ જીવહત્યા, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડા અને ૧૮ હાસ્ય,

દિગમ્બર મતદોષો—૧ ભૂખ, ૨ તરસ, ૩ રાગ, ૪ દ્વેષ, ૫ જન્મ, ૬ વૃદ્ધત્વ, ૭ મરણ, ૮ આશ્ચર્ય, ૯ પીડા, ૧૦ રોગ ૧૧ ખેદ, ૧૨ શોક, ૧૩ અભિમાન, ૧૪ મોહ, ૧૫ ભય, ૧૬ નિદ્રા, ૧૭ ચિન્તા અને ૧૮ પરસેવો

જેવી રીતે ઉપર જણાવેલા અઢાર દોષો પ્રાચીન શાસ્ત્રકારોએ માનેલા છે તેવી જ રીતે કલિકાળસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મહારાજે નીચે જણાવેલા અઢાર દોષો અનુક્રમે જણાવ્યા છે.

૧. દાનાન્તરાય, ૨ લાભાન્તરાય, ૩ ભોગાન્તરાય, ૪ ઉપભોગાન્તરાય, ૫ વીર્યાન્તરાય, ૬ કામ, ૭, મિથ્યાત્વ, ૮ અજ્ઞાન, ૯ નિદ્રા, ૧૦ અવિરતિ, ૧૧ હાસ્ય, ૧૨ રતિ, ૧૩ અરતિ, ૧૪ ભય, ૧૫ જુગુપ્સા, ૧૬ શોક, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ.

આવી રીતે અઢાર દોષો અભિધાન ચિન્તામણિ નામમાલામાં જણાવ્યા છે.

अन्तराया दानलाभवीर्यभोगोपभोगगा ।
हासो रत्यरती भीतिर्जुगुप्सा शोक एव च ॥
कामो मिथ्यात्वमज्ञानं निद्रा चाविरतिस्तथा ।
रागो द्वेषश्च नोदोषास्तेषामष्टादशाप्यमी ॥
अन्नाणकोहमयमाणलोहमायारईयअरईय ।
निद्दसोयअलियवयणचोरीयामच्छरभयाय ॥
पाणिवहपेमकीलापसगहासाइ जस्स इय दोसा ।
अट्ठारस यिपणट्ठा नमामि देवाहिदेवं त ॥

**સાચું દેવત્વ શામાં છે ?**

વાચકગણે ધ્યાન રાખવુ જરૂરી છે કે—શ્વેતામ્બર કે દિગમ્બર બન્નેના મત પ્રમાણે ઉપર જણાવેલા જુદા જુદા પ્રકારના પણ અઢાર અઢાર દોષોનો અભાવ દેવપણાની અનુવૃત્તિ માટે નથી. એટલે કે દેવપણાને ઓળખાવવા માટે નથી, પરન્તુ કુદેવપણાની વ્યાવૃત્તિ માટે છે. એટલે એ અઢાર દોષની સાથે બન્ને મતવાળાઓ કુદેવત્વ માને છે અને તેમા પણ અઢારે અઢાર દોષ હોય તો જ કુદેવત્વ કહેવાય એમ માનતા નથી, પણ એ અઢાર દોષોમાંથી કોઇ પણ દોષ હોય તો કુદેવત્વ માને છે. જો એમ ન માનવામાં આવે તો બન્ને મતવાળા તીર્થંકર કેવલી અને સામાન્ય કેવલી એમ બે પ્રકારના કેવલીઓમાં ફક્ત તીર્થંકર કેવલીને જ દેવપણે માને છે તે યોગ્ય ઠરે નહિ, કેમકે તીર્થંકર સિવાયના સામાન્ય કેવલીઓમાં પણ બન્નેના મત પ્રમાણે અઢારે દોષોમાથી કોઇ પણ દોષ હોતો નથી, છતાં બન્ને મતવાળા સામાન્ય કેવલીઓને દેવ તરીકે માનતા નથી. બન્નેના મત પ્રમાણે તો દેવતત્ત્વમાં અષ્ટપ્રાતિહાર્યાદિકસહિત એવા તીર્થંકર અને સમગ્ર કર્મનો ક્ષય કરનારા એવા સિદ્ધ મહારાજાઓને માનવામા આવે છે એટલે સામાન્ય કેવલીને દેવતત્ત્વમાં માનવાનુ હોતું જ નથી. વળી બન્ને મતવાળા અરિહંત રૂપી દેવને ગર્ભથી ત્રણ જ્ઞાનવાળા માને છે એ પણ સામાન્ય કેવલીને નિમિત્ત હોય જ નહિ. વળી બન્ને મતવાળા તીર્થંકર મહારાજના ચ્યવનાદિ પાચે કલ્યાણકો માને છે અને તેવા કલ્યાણકો સામાન્ય કેવલીઓને હોય જ નહિ. અરિહંતદેવ થનારા જીવને તે ભવથી પહેલાના ત્રીજે ભવે વીસ સ્થાનકોની આરાધના જરૂર હોય છે અને તેથી તેઓ તીર્થંકર નામકર્મ બાંધે છે. પણ સામાન્ય કેવલીઓને તેવું કંઈ હોતું નથી. આ બધા ઉપરથી એમ સ્પષ્ટ સમજી શકાય કે—જેમ ઉષ્ણ સ્પર્શનો અભાવ માત્ર અગ્નિના અભાવને જ જણાવનાર છે પણ તે ઉષ્ણપણાના અભાવમાત્રથી પૃથ્વીપણું કે જલપણું કંઇ સાબીત થાય નહિ તેવી જ રીતે અઢાર દોષનો અભાવ માત્ર કુદેવના અભાવને જણાવનાર છે પણ દેવત્વની સાથે એ અઢાર દોષોની વ્યાપ્તિ નથી. આ કારણને લઈ ને અજ્ઞાનાદિક અઢાર દોષો, અગર અન્તરાયાદિક અઢાર દોષો કહેવામા કોઇ પણ જાતનો તાત્પર્યભેદ થતો નથી, પણ દિગમ્બરોએ માનેલા અઢાર દોષોમા કેટલાક તો કેવળ મતાગ્રહને લીધે જ છે, અને કેટલાક તો અસભવિત તરીકે જ છે

**દેવત્વમાં ક્ષુધા તૃષાના અભાવની માન્યતાનુ નિરાકરણ :**

દિગમ્બરોએ માનેલા અઢાર દોષોમાં પ્રથમ તે લોકોએ ક્ષુધા અને તૃષાના અભાવને સ્થાન આપ્યુ છે. એ જ કહી આપે છે કે દિગમ્બરોની

ઉત્પત્તિ શ્વેતામ્બરોમાંથી થઇ છે અને પોતાના મતની પુષ્ટિને માટે શ્વેતામ્બરોએ માનેલા કેવલીના આહારપાણિનો વિરોધ કરવાને માટે આ બેને દોષો ગણ્યા અને તેને કુદેવત્વના મુખ્ય ચિહ્નરૂપ ગણ્યા, અને એ આગ્રહને લીધે જ દિગમ્બરોએ પોતે માન્ય કરેલા તત્ત્વાર્થસૂત્રની ઉપર પગ મેલ્યો, કેમકે તત્ત્વાર્થસૂત્રમાં સાફ સાફ જણાવે છે કે જિનેશ્વરોમા ક્ષુધા–તૃષા વગેરે અગિયાર પરીષહો હોય છે. तत्त्वार्थकार કહે છે કે — एकादश जिने (अ. ९) એટલે કેવલીમહારાજમા અગિયાર પરીષહો હોય છે, કે જે વેદનીય કર્મથી થવાવાળા છે. ધ્યાન રાખવુ કે અહીં જિન શબ્દનો અર્થ અગિયારમા કે બારમા ગુણઠાણાવાળા વીતરાગો લેવાના નથી, કેમકે — અગિયારમા બારમા ગુણઠાણાવાળા વીતરાગો માટે તો 'सूक्ष्मसंपरायछद्मस्थवीतराग-योश्चतुर्दश' એ સૂત્રથી ચૌદ પરીષહો પહેલાં જણાવવામાં આવ્યા છે. વળી તેરમા ગુણઠાણાવાળા જીવોને કેવલજ્ઞાન થાય છે એ વાત દિગમ્બરોને પણ માનવી પડે તેમ છે. તે કેવલજ્ઞાનને રોકનારા દોષોનો ક્ષય જણાવતાં તત્ત્વાર્થકાર મહારાજ પોતે જ मोहक्षयाद् ज्ञानदर्शनावरणान्तरायक्षयाच्च केवलम् એમ કહી કેવલજ્ઞાનની ઉત્પત્તિ મોહનીયના ક્ષયથી અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય તથા અન્તરાયના ક્ષયથી જણાવે છે. એ સૂત્રમાં ભૂખ કે તૃષાના ક્ષયનુ નામ પણ નથી. તો પછી કેવલજ્ઞાનને રોકનાર ક્ષુધા અને તૃષા થાય જ કેમ?

વાચકોએ ધ્યાન રાખવાની જરૂર છે કે — દિગમ્બરોએ છદ્મસ્થ અવસ્થામાં તીર્થંકરોને પણ ક્ષુધા અને તૃષા માનેલ છે. વળી જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થાય અગર મોહનીયના પેટા ભેદોનો અનુક્રમે ક્ષય થતો જાય તેમ તેમ તેઓ ક્ષુધા તૃષાની ઓછાશ માનતા નથી, તો ક્ષયોપશમની વખતે જેને મન્દતાનો સમ્બન્ધ નથી તેના અભાવનો સમ્બન્ધ, ક્ષયની સાથે આવ્યો ક્યાથી?

વાચકગણ અનુભવથી પણ સમજી શકશે કે, ક્ષુધા અને તૃષાની અધિકતા અને ન્યૂનતા સાથે જ્ઞાનની અધિકતા અને ન્યૂનતાનો કોઇ પણ પ્રકારે સમ્બન્ધ નથી. વિકલેન્દ્રિય અને અસંજ્ઞી થોડા આહારને લેવાવાળા છતા પણ શું અજ્ઞાની નથી? અને ચાર જ્ઞાનના ધણી મુનિમહારાજા શું તે વિકલેન્દ્રિય અને અસંજ્ઞીના આહાર કરતા વધારે આહારવાળા નથી? આ વિચાર કરનાર વાચકગણને સહેજે માલમ પડશે કે દિગમ્બરોએ ક્ષુધા અને તૃષાનો અભાવ જે દેવના લક્ષણ તરીકે માન્યો છે તે કેવળ શ્વેતામ્બરોના દ્વેષને લીધે જ છે અને તે દ્વેષની તીવ્રતાને લીધે જ ક્ષુધા અને તૃષાના અભાવને પહેલો નંબર આપવામા આવ્યો છે. (વાચકગણ આ ઉપરથી એ

પણ સમજી શકશે કે તત્ત્વાર્થસૂત્રના કર્તા ભગવાન્ ઉમાસ્વાતિ વાચકજી દિગમ્બર આમ્નાયમાં નહોતા, પરન્તુ કેવળ શ્વેતામ્બર સંપ્રદાયના હતા. તેથી કેવલિમાં પણ ક્ષુધા-તૃષા આદિ પરીષહો ગણાવ્યા અને કેવલજ્ઞાનની ઉત્પત્તિ માટે નાશ કરવા લાયક દોષોમાં મોહનીય આદિ ગણાવ્યાં, પણ ક્ષુધાદિ ગણાવ્યાં નહિ.) જો કે શ્વેતામ્બરોએ અઢાર દોષોનો અભાવ તીર્થંકરોમાં હોય એમ માન્યુ છે પણ તે અઢાર દોષોમાંથી એક પણ દોષ ઘાતી કર્મ કે જે કેવલજ્ઞાન પામતાં સર્વથા ક્ષય પામે છે તેના પ્રભાવ સિવાયનો છે જ નહિ, અર્થાત્ શ્વેતામ્બરોએ માનેલા અઢારે દોષો કેવલજ્ઞાનને રોકનાર ઘાતિ કર્મના જ વિકારો છે અને તેથી કેવલજ્ઞાન થતાં તે દોષોનો અભાવ થયો હોય તે સહેજે માની શકાય તેવો છે. મતિ, શ્રુત, અવધિ કે મનઃપર્યાય, એ ચાર ક્ષાયોપશમિક જ્ઞાનોમાંથી કોઇ પણ જ્ઞાનની સાથે બન્ને મતમાંથી કોઇ પણ મતવાળાએ ક્ષુધા, તૃષા કે ક્ષુધા-તૃષાના અભાવની સાથે વ્યાપ્તિ માનેલી જ નથી, તો પછી કેવલજ્ઞાનની વખતે ક્ષુધા તૃષાના અભાવની વ્યાપ્તિ દિગમ્બરોના મતમા ક્યાંથી આવી?

**જન્મ એ દેવનો દોષ ખરો કે નહિ?**

દિગમ્બરોએ દેવના અઢાર દોષોમાં જન્મ નામનો ત્રીજો દોષ ગણાવેલો છે. આ સ્થાને દિગમ્બરોને આપણે પૂછી શકીએ કે આ ભવની અપેક્ષાએ જન્મને દોષ ગણો છો કે આવતા ભવની અપેક્ષાએ જન્મને દોષ ગણો છો? કદાપિ કાળે પણ દિગમ્બર ભાઈઓથી એમ નહિ કહી શકાય કે આ ભવની અપેક્ષાએ થયેલા જન્મને અમે દોષ તરીકે ગણીએ છીએ, કારણકે વૈષ્ણવોમાં સીતાને અયોનિજ માનીને વાતો કરી છે તેથી તેઓ કદાચ જન્મરહિત કહી શકે પણ દિગમ્બરભાઈઓ તો તીર્થંકર કેવલિ અગર સામાન્ય કેવલી એ બે પ્રકારના કેવલિમાથી કોઈ પણ પ્રકારના કેવલીને આ ભવના જન્મ વગરના માની શકે તેમ નથી. કદાચ તેઓ તરફથી એમ કહેવામા આવે છે કે આવતા ભવના જન્મથી રહિત હોવાને લીધે અને દેવ ગણિને, આવતા ભવનો જન્મ તે અમે દોષરૂપ ગણીએ છીએ. આ તેઓનું કથન સાચું છે, છતાં પણ અક્કલવાળા મનુષ્યો વિચારી શકે છે કે લક્ષ્યની સાથે જ લક્ષણ રહેલું હોવુ જોઈએ, પણ ભવિષ્યની વાત લક્ષણ તરીકે રહી શકે જ નહિ. તેથી જન્મરહિતપણું તે દેવનુ લક્ષણ થઈ શકે જ નહિ, એટલુ જ નહિ પણ શ્વેતામ્બર અને દિગમ્બર બન્નેના મતની અપેક્ષાએ કોઈ મિથ્યાદષ્ટિ જીવો પણ સમ્યકત્વ પામીને પણ અનુક્રમે ગુણઠાણાની શ્રેણિએ ચઢી સિદ્ધિપદને પામી શકે છે અને તેઓ બીજા ભવના જન્મથી રહિત થઈ શકે છે તો શુ તેવા મિથ્યાદષ્ટિઓને પણ

દિગમ્બર ભાઇઓ દેવ તરીકે માનવા તૈયાર થશે? દિગમ્બર ભાઈઓ એમ નહિ કહી શકે કે—ચોથા વગેરે ગુણઠાણાવાળા પણ તે ભવે ગુણઠાણાની શ્રેણિએ ચઢીને ભવિષ્યમાં મોક્ષ પામી બીજા ભવના જન્મ વગરના થશે જ નહિ અને જો એમ છે તો પછી દિગમ્બર ભાઇઓ તેવા ચોથા વગેરે ગુણઠાણાવાળાઓને ફરસવાવાળા તેવા જીવોને બધાને દેવ તરીકે માનવા તૈયાર છે? આ બધું વિચારનારો સુજ્ઞ મનુષ્ય સહેજે સમજી શકશે કે–જન્મરહિતપણું એ દેવપણાનું લક્ષણ કહેવાય જ નહિ અને જન્મરહિતપણાને દેવપણાનું લક્ષણ કહેવુ તે કેવળ અજ્ઞાન જ છે.

**મરણરહિતપણું એ શું લક્ષણ છે?**

જેવી રીતે દિગમ્બરોએ જણાવેલાં ક્ષુધા, તૃષા અને જન્મ એ ત્રણે દોષો આગ્રહ જણાવનારા છે તેના કરતાં તેમનો મરણરહિતપણાનો જણાવેલો દોષ તો દિગમ્બરોની અજ્ઞાનતાની હદ કરે છે. દિગમ્બર ભાઈઓએ વર્તમાન અપસર્પિણિમાં જે ચોવીસ તીર્થંકરો માનેલા છે તેમાંના કયા તીર્થંકર અત્યારે હયાત છે—મરણ પામેલા નથી? કહેવું જ પડશે કે સર્વ તીર્થંકરો મરણને પામેલા છે અને તેઓના હિસાબે તે તીર્થંકરો મરણ પામેલા હોવાથી દેવ તરીકે ગણાય જ નહિ એટલે સ્પષ્ટ થયું કે મરણનો અભાવ તે દેવના લક્ષણ તરીકે રહી શકે જ નહિ. વળી જગતના ચારે ગતિના અને ચોવીસે દંડકના જીવો જ્યાં સુધી પોતપોતાના ભવમાં અને ગતિમાં રહેલા છે ત્યાં સુધી તે સર્વ મરણે કરીને રહિત જ છે, તો પછી તે બધા એકેન્દ્રિયાદિ જીવો દિગમ્બરોના મતે તો દેવતત્ત્વમાં જ ગણાય. યાદ રાખવું કે—એકેન્દ્રિયાદિ જીવોને ભવને છેડે જેમ મરણ છે તેમ તીર્થંકરોને પણ ભવને છેડે જરૂર મરણ છે. વળી તીર્થંકર ભગવાનોનાં પાંચ કલ્યાણકો, જેઓને દિગમ્બરો પણ માને છે તેમાં છેલ્લું નિર્વાણ કલ્યાણક તીર્થંકરોના મરણને અંગે છે, તો પછી મરણને દોષ તરીકે માની મરણના અભાવને દેવના લક્ષણ તરીકે માનનારા દિગમ્બરો શી રીતે નિર્વાણ કલ્યાણકને માનશે? એટલે મરણને દોષ પણ માનવો અને મરણવાળું તે નિર્વાણ કલ્યાણક પણ માનવું એ ખરેખર પૂરેપૂરો વદતો વ્યાઘાત જ થયો સુજ્ઞ મનુષ્યો સહેજે સમજી શકશે કે આયુષ્યના અભાવને લીધે મરણ છે અને દરેક તીર્થંકર મોક્ષે જતી વખતે આયુષ્યના અભાવવાળા થાય જ છે તો પછી મરણ એ દેવપણાનો દોષ હોઇ શકે નહિ. દિગમ્બરભાઈઓ કદાચ એમ કહે કે આ ભવના મરણને અમે દોષરૂપે ગણતા નથી પણ ભવાંતરના મરણને અમે દોષરૂપ ગણીએ છીએ. આ કથન પણ તેમનું કોઈ પ્રકારે યુક્તિસંગત

(જુઓ પૃષ્ઠ ૪૮૪)

# પ્રભુ શ્રી મહાવીરનું તત્ત્વજ્ઞાન

લેખક—આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરિજી

(ગતાંકથી ચાલુ)

હવે આપણે સિંહાવલોકન ન્યાયથી પુન: બૌદ્ધ અને સાંખ્યોનાં તત્ત્વ તરફ દૃષ્ટિ નાખીએ; — બૌદ્ધો બાર પદાર્થ માનેછે **पदार्थाः द्वादशायतनानि, तद्यथा चक्षुरादिनि पञ्च, रूपादयश्च विषया: पञ्च, शब्दायतनं, धर्मायतनञ्च, द्वादशायतनपरिच्छेदके प्रत्यक्षानुमाने द्वे एव प्रमाणे** " અર્થ :— ચક્ષુ વગેરે પાંચ ઇંદ્રિયો, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દ એ પાચ વિષયો, મન અને ધર્મ એ બાર આયતન પદાર્થો કહેવાય છે. અહિંઆ પણ બાર તત્ત્વની સંખ્યા માનવી વ્યાજબી નથી. કારણ કે પાંચ ઇંદ્રિયો દ્રવ્યરૂપે માનીએ તો અજીવમાં આવી જાય છે, અને ભાવરૂપે માનીએ તો જીવમાં સમાવેશ થઈ જય છે. એટલે જીવા જીવ બે જ પદાર્થો વીતરાગોક્ત સાચા છે વળી રૂપાદિક પાંચ વિષયો અજીવમાં આવી જાય છે, એટલે જુદા જુદા માનવાની જરૂર નથી. શબ્દાયતન જેનુ બીજું નામ મન છે, તે પણ પૌદ્ગલિક હોવાથી અજીવમાં જ આવી જાય. ધર્માયતન એટલે સુખ દુ:ખ, તે પણ સાતા અસાતારૂપ માનીએ તો જીવ દ્રવ્યમાં અને તેમના કારણરૂપે કર્મને માનીએ તો અજીવ દ્રવ્યમાં આવી જાય છે, એટલે વીતરાગોક્ત જીવાજીવ બે જ પદાર્થ સાચા છે તેમનો વિસ્તાર સાત અથવા નવ પદાર્થમાં આવી છે, તે આપણે આગળ વિચારીશું બૌદ્ધોએ પ્રમાણને નિર્વિકલ્પક માન્યું છે, તે અનિશ્ચયાત્મક હોવાથી પ્રવૃત્તિ-નિવૃત્તિનું અંગ નથી બની શકતું અને તેથી તે અપ્રમાણ છે પ્રત્યક્ષ અપ્રમાણ હોવાથી, તે દ્વારા ઉત્પન્ન થતું અનુમાન પણ અપ્રમાણસિદ્ધ થાય છે એવી રીતે બૌદ્ધોનાં તત્ત્વો તથા પ્રમાણો પણ અસિદ્ધ ઠરે છે.

સાખ્યોનાં તત્ત્વ તરફ દૃષ્ટિ નાંખતાં તેમની પણ તત્ત્વસૃષ્ટિ ઠીક નથી જણાતી. તેઓ માને છે કે "**प्रकृत्यात्मसंयोगात् सृष्टिरुपजायते**" અર્થાત્ પ્રકૃતિ અને આત્માના સયોગથી, સૃષ્ટિ પેદા થાય છે સૃષ્ટિના પેદાશનો ક્રમ નીચે મૂજબ છે:—

"**प्रकृतिश्च सत्त्वरजस्तमसां साम्यावस्था, ततो महान्, महतोऽहङ्कारः, अहङ्कारादेकादशेन्द्रियाणि, पञ्च तन्मात्राणि, तन्मात्रेभ्यः पञ्च भूतानि. चैतन्यं पुरुषस्य स्वरूपं, स चाकर्ता निर्गुणो भोक्ता चेति।**"

અર્થ — સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણની સરખી અવસ્થાનું નામ પ્રકૃતિ છે. તેનાથી મહાન પેદા થાય છે, મહાનથી અહંકાર જન્મે છે. અહંકારથી અગિયારે ઇન્દ્રિયો પેદા થાય છે, અને પંચ તન્માત્રા પેદા થાય છે, તેનાથી પાંચ ભૂતો પેદા થાય છે આત્માનું ચેતન્ય સ્વરૂપ છે, તે અકર્તા, નિર્ગુણ અને ભોક્તા છે. હવે અહીં વિચાર કરવાની જરૂર છે કે સત્ત્વ, રજસ્ અને તમોગુણ પરસ્પર વિરુદ્ધ છે, તેમનું કોઈ

પણ ગુણી નિયામક વિના એકત્ર અવસ્થાન થઈ શકતું નથી. જેમ કાળો, પીળો, રાતો, ધોળો એવા જુદા જુદા રંગોને કોઈ ભેગા કરે ત્યારે જ તે ભેગા થઈ શકે છે અને જુદા રંગનું સ્વરૂપ પકડે છે તેમ સત્ત્વ, રજસ્ આદિ ગુણને કોઈ મેળવનાર હોય તો જ તે ગુણોની સામ્યતારૂપ પ્રકૃતિ બની શકે અને આગળના મહત્ આદિ વિકારો પેદા થઈ શકે, પરંતુ અહીં એવો કોઈ અતિરિક્ત પદાર્થ માનવામાં જ નથી આવ્યો કે જે ઉપર્યુક્ત કામ કરી શકે જો કે આત્મા માનવામાં આવ્યો છે પણ તેનું સ્વરૂપ અકર્તૃત્વ માનેલું હોવાથી તે બિચારો કંઈ કરી શકે તેમ નથી સ્વભાવથી જ માનવામાં આવે તો ગગન અને ગર્ધભશૃંગની જેમ, નિર્હેતુક વસ્તુ, હમેશાં હોવી જોઈએ અથવા કદી પણ ન હોવી જોઈએ. કહ્યું છે કે:—

"नित्य सत्त्वमसत्त्व वा, हेतोरन्यानपेक्षणात् ।
अपेक्षातो हि भावानां, कादाचित्कत्वसंभवः ॥"

અર્થ:— હેતુની અપેક્ષા ન હોવાથી હંમેશા સત્ત્વ અથવા અસત્ત્વ માનવું પડે છે, અને જો હેતુની અપેક્ષા રાખવામાં આવે તો જ વસ્તુનું કદાચિત્પણું સંભવિ શકે છે. મહત્ નામ બુદ્ધિનું છે, अहं सुखी अहं दुःखी એવા ભાસનું નામ અહંકાર છે, તે બન્ને તત્ત્વો જ્ઞાનથી જુદાં નથી એટલે જ્ઞાન આત્માનો ગુણ હોવાથી આત્મામાં આવી શકે પણ જડ સ્વરૂપ પ્રકૃતિના વિકારો ન થઈ શકે. તન્માત્રાથી જે ભૂતોત્પત્તિ માનવામાં આવી છે તે પણ બની શકે એમ નથી તેઓ માને છે કે. ગન્ધ નામની તન્માત્રાથી પૃથ્વી; રસ નામની તન્માત્રાથી જલ; રૂપ તન્માત્રાથી અગ્નિ; સ્પર્શ તન્માત્રાથી વાયુ અને શબ્દ તન્માત્રાથી આકાશ; એમ પાંચ તન્માત્રાથી પાંચ ભૂતો પેદા થાય છે. આ વાત પણ કબુલી શકાય તેવી નથી, કારણ કે જો બાહ્ય ભૂત આશ્રિત કહેવામાં આવતું હોય તો તે તદ્દન અસત્ય છે, કેમકે તે અનાદિનાં છે કોઈ વખત પણ બાહ્ય ભૂત શૂન્ય જગત હોતું જ નથી હવે શરીર આશ્રિત કહેવામાં આવતું હોય કે ચામડી અને હાડકાં કઠીન હોવાથી પૃથ્વી, શ્લેષ્મ અને લોહી પ્રવાહી હોવાથી જલ, પકાવનાર હોવાથી જઠરાગ્નિ તેજ તત્ત્વ, પ્રાણ અપાન રૂપ વાયુ અને શરીરગત પોલાણ તે આકાશ તત્ત્વ તન્માત્રાથી પેદા થાય છે. તો તે પણ ઠીક નથી, કેમકે કેટલાંક શરીરગત ને તત્ત્વો શુક્ર શોણિતથી પેદા થયેલાં છે, જેમાં તન્માત્રાની ગંધ પણ નથી અને કેટલાંક શરીર ઇંડાઓથી, અંકુરા આદિ જમીનથી; એમ જુદાં જુદાં કારણો છે. ત્યાં તન્માત્રાની ગન્ધ પણ નથી દેખાતી તો પછી તન્માત્રાની કલ્પના પણ અરણ્ય–રૂદન જેવી છે. વળી શબ્દ, રૂપ રસ આદિ ગુણો ગુણીમાં હોય પણ ગુણથી ગુણી થાય તેમ પણ બની શકે નહિ. અતિપ્રસંગ આવી જાય, માટે અદૃષ્ટની કલ્પના થઈ શકતી નથી. આત્માનું અકર્તૃત્વ માનવાથી. કરેલાનો નાશ અને બીન કરેલનું આગમન એ દૂષણો પણ લાગુ પડે છે આત્માના બંધ મોક્ષનો પણ અભાવ સિદ્ધ થશે, તો પછી તમારૂં પૂર્વે બનાવેલું મોક્ષનું લક્ષણ પણ નિર્મૂલ સિદ્ધ થશે, અને આત્માને નિર્ગુણ માનવાથી જ્ઞાનશૂન્ય માનવો પડશે આમ વિચાર કરતાં સાંખ્ય તત્ત્વની પ્રરૂપણા પણ એક બાલચેષ્ટિત જેવી લાગે છે.

(અપૂર્ણ)

# समीक्षाभ्रमाविष्करण

[ याने दिगम्बरमतानुयायी अजितकुमार शास्त्रीए "श्वेताम्बरमतसमीक्षा"मां आलेखेल प्रश्नो प्रत्युत्तर ]

लेखक—आचार्य महाराज श्रीमद् विजयलावण्यसूरिजी

( गताकथी चालु )

## साधु आहारपान कितने वार करे ?

आगळ चालतां लेखक जणावे छे के—

"जब कि सभीने महाव्रत धारण करके मुनिदीक्षा ली है तब यह भेदभाव क्यों, कि कोई तो अवस्था के कारण दो बार आहार करे और कोई एक ही बार भोजन करे।"

आ लखाणमांथी बे वातो स्पष्ट तरी आवे छे, ते आ प्रमाणे—

१. महाव्रत धारण करीने दीक्षा लेनारमां कोई पण जातनी भिन्नता न होवी जोईए।

२. अवस्थाना कारणे पण आहारादिकना आचरणमां भेद होई शके नहि।

प्रथमना जवाबमां जणावानुं जे महाव्रतधारी साधुओमां भिन्नता न होवी जोईए ए वातमां अमो पण सम्मत छीए। परन्तु शेमां ? मोक्ष साधन ना अधिकारमां, किन्तु दरेक बाबतमां नहि। दरेक रीते दरेकनी समता तो कोई काले थई नथी अने थवानी पण नथी, कारण के दीक्षितना आयुष्यनी भिन्नता, शरीरनी भिन्नता, आहार प्रमाणनी-भिन्नता, देशनी भिन्नता, कालनी भिन्नता, बुद्धिनी भिन्नता, पर्यायज्येष्ठलघुनी वन्दनक्रम भिन्नता, वगेरे वगेरे भिन्नता तो हती, छे अने रहेशे।

प्रस्तुतमां एक वार आहार अने बे वार आहारनी भिन्नता मोक्ष साधनना अधिकारमां लेशमात्र पण हानि सम्पादक नथी, कारण के—एक वार आहार करवो ए तो दिगम्बरोने पण मान्य होवाथी एक वार आहारमां मोक्षसाधनना अधिकारमां हानि नथी ए वात तो दीवा जेवी स्पष्ट छे, बे वार आहारनी व्यवस्थामां पण मोक्ष साधनना अधिकारनी हानि नथी, कारण के शास्त्रकार भगवान् एम नथी फरमावता के 'तमारे बे वार वापरवुं ज पडशे, नहितर मोक्ष नहि मळे,' परन्तु तेओश्री तो एम फरमावे छे के

एकवारथी निर्वाह न थतो होय अने संयमादि गुण सीदाता होय तो बे वार शुद्ध आहार लईने पण संयमादि गुणने साधे, माटे आ व्यवस्था तो मोक्षसाधनना अधिकारमांथी च्युत थतां जीवोने टकावी राखे छे; आवी व्यवस्थानी क्षुल्लक क्षुल्लिकादिमां जरूर देखाती होवाथी तेनां नामो शास्त्रोमां आपवामां आवेल छे ।

वळी ए पण एक वस्तु ध्यानमां राखवानी जरूरत छे के साध्य एक होय छतां पण व्यक्ति विशेषने आश्रीने जुदी जुदी जातनां साधनो अंगीकार करवां पडे छे । जो के साधन सिवाय साध्यनी सिद्धि थती नथी परन्तु ते साधन दरेकने माटे एक ज होई शकतुं नथी। जेम कोई नगरमां परोपकारपरायण, कुशळ वैद्यनी दुकान होय तो तेनुं साध्य एक ज रहेशे के दर्दियोने रोगथी मुक्त करवा, जो के आनुं साधन औषध छे, छतां पण दरेकने माटे एक ज औषध होई शकतुं नथी, किन्तु देशने, कालने, वयने, व्याधिने अने व्यक्ति विशेषने आश्रीने जुदां जुदां औषधो अपाय छे, तेवी रीते धार्मिक बाबतमां पण तमाम दीक्षितोनुं साध्य मोक्ष होय छे, परन्तु व्यक्तिविशेषने आश्रीने साधनोमां कथश्चित् भिन्नता आवश्यक छे। दिगम्बरोने पण एक ज मोक्षमार्ग साध्य छतां दीक्षितोनो आचार-भेद मानवो पड्यो छे। जुओ दिगम्बरग्रन्थ मूलाचार—

**सपडिक्कमणो धम्मो पुरिमस्स य पच्छिमस्स य जिणस्स ।**
**अपराधे पडिक्कमणं मज्झिमयाणं जिणवराणं ॥ ६२६ ॥**
**[ सप्रतिक्रमणो धर्मः पूर्वस्य च पश्चिमस्य च जिनस्य ।**
**अपराधे प्रतिक्रमणं मध्यमानां जिनवराणाम् ॥ ६२६ ॥ ]**
**जावेदु अप्पणो वा अण्णदरे वा भवे अदीचारो ।**
**तावेदु पडिक्कमणं मज्झियमाणं जिणवराणं ॥ ६२७ ॥**
**[ यस्मिन् आत्मनो वा अन्यतरस्य वा भवेदतीचारः ।**
**तस्मिन् प्रतिक्रमणं मध्यमानां जिनवराणाम् ॥ ६२७ ॥ ]**
**ईर्यागोयरसुमिणादिसव्वमाचरदु मा व आचरदु ।**
**पुरिमचरिमादु सव्वे सव्वं णियमा पडिक्कमंदि ॥ ६२८ ॥**
**[ ईर्यागोचरस्वप्नादि सर्वमाचरतु मा वा आचरतु ।**
**पूर्वे चरमे तु सर्वे सर्वान् नियमान् प्रतिक्रमन्ते ॥ ६२९ ॥ ]**

भावार्थ—प्रथम तीर्थंकर ऋषभदेव प्रभुना तथा चरम तीर्थङ्कर महावीर प्रभुना तीर्थमां मुनिओनो सप्रतिक्रमण धर्म छे अने मध्यम बावीश जिनना तीर्थमां अपराध लाग्यो होय त्यारे प्रतिक्रमण करवु, हमेशां नहि, तेवा प्रकारनो धर्म छे। ६२६ ।

जे व्रतमां पोताने अथवा अन्यने अतीचार लाग्यो होय, ते व्रतनी बाबतमां मध्यम जिनना तीर्थमां मुनिने प्रतिक्रमण होय छे । ६२७ ।

ऋषभदेव भगवान् तथा महावीर भगवानना तीर्थना मुनिओने, ईर्या, गोचरी तथा स्वप्नादिकथी थता अतीचारो लाग्या हो अथवा न लाग्या हो, परन्तु प्रतिक्रमण वखते दरेक मुनिओ तमाम प्रतिक्रमणना पाठ बोलीने प्रतिक्रमण करे । ६२८ ।

आ सिवाय पण प्रथम तथा चरम जिनना साधुओने पांच महाव्रत, त्यारे मध्यम जिनना साधुने चार महाव्रत होय छे, प्रथम तथा चरम जिनना साधुओने छेदोपस्थापनीय चारित्र होय त्यारे मध्यम जिनना साधुओने ते होतु नथी ।

आ तो निदर्शन मात्र छे । आ सिवाय पण अनेक बाबतमां दिगम्बर दर्शनने पण भिन्नता मानवी पडी छे । आ वात जो दिगम्बर लेखके विचारी होत तो आ आक्षेप-भूमिकामां उतरवानी जरूरत पडत नहि । अस्तु ।

हवे लेखकना लेखथी सूचित बीजी बाबत 'अवस्थाना कारणे पण आहारादिकना आचरणमां भेद न होय' ते विचारिये —

आना जवाबमां जणाववानुं जे अवस्था विशेष न होय तो पण एक वार आहार तो दिगम्बर दर्शन पण मान्य राखे छे । हवे आ एक वार कराता आहारने माटे पूछवामां आवे छे के आ एक वार करातो आहार धर्मनो नाशक छे अथवा तो धर्मनो पोषक छे ? धर्मनो नाशक छे एम तो दिगम्बरो नहि ज कही शके, कारण के एम मानवामां दीक्षाना दिवसथी ज अणशणनी आपत्ति थई जशे, अने तदुपरान्त एक वार पण आहार मुनिओने करवो न कल्पे आवु शास्त्रीय निषेध वाक्य बतावबुं पडशे, अने ते मळी शके तेम नथी, एटलुं ज नहि परन्तु उलटा एक वारनां विधानो मळशे । कदाच एम कहेवामां आवे के एक वार जे आहार ते धर्मनो पोषक छे तो आ वातमां पण प्रश्न थशे के शाथी ? आना प्रत्युत्तरमां जणाववु पडशे के—मुक्तिनु साधन धर्म छे, धर्मनुं साधन शरीर छे अने शरीरनुं साधन आहार छे, आ रीते परम्परया धर्मनुं साधन होवाथी एक वार करातो आहार धर्मनो पोषक छे। त्यारे सारांश ए आव्यो के शरीर सिवाय धर्म थई शकतो नथी माटे ते शरीरने टकावी राखवा आहार लेवो ते धर्मनो पोषक छे । हवे अवस्था—विशेषमां एक वारना आहारथी शरीरनो टकाव न थतो होय त्यारे बे वार पण आहार करी शरीरने टकावी धर्म साधवो के बे वार आहार नहि करतां शरीरने शिथील करी धर्म साधना जाता करवी ? बुद्धिमानने कहेवुं पडशे के आवी अवस्था—विशेषमां बे वार आहार करीने पण शरीर टकावी धर्म साधवो ।

कदाच दिगम्बर लेखक साहस करीने वादनी खातर एम पण कबुल करी ले के भले शरीर शिथील थाय तो थवा द्यो, धर्मसाधनपणुं जाय तो जवा द्यो, पण बे वार तो आहार न ज करवो, तो आ वात पण लेखकनी व्याजवी नथी, कारणके जो शरीरनी शिथीलता थवा देवी अने तेने अंगे धर्मसाधनताने जाती करवी आ वात जो इष्ट छे तो पछी एक वार पण आहार शा माटे करवो जोईए? एक वार आहार नहि करवामां जे दोषो समायेला छे तेवा दोषो अवस्था-विशेषे बे वार आहार नहि करवामां पण समायेला छे। ते दोषने टाळवा एक वार आहार लेवो जो इष्ट छे तो पछी तेवा दोषो टाळवा बे वार आहार लेवो केम इष्ट नथी? जो बे वारवाला स्थलमां तेवा दोष रहेवा देवा छे तो पछी एक वारवाला स्थलमां पण केम न रहेवा देवा? युक्ति बन्ने स्थलमां समान छे, छतां एक ठकाणे मानवुं अने बीजे ठकाणे न मानवु ए तो केवल आग्रह दृष्टिने ज आभारी छे।

वळी अवस्थाविशेषमां आहारादि आचरणानी भिन्नता न होई शके आवी दिगम्बर लेखकनी मान्यता, तेमनां दिगम्बरशास्त्रो पण मान्य राखी शके तेम नथी, कारणके—गोचरी वहोरीने पोताना स्थानमां न लाववी, वस्त्र पात्र न राखवां, गृहस्थने त्यां ज हाथमां गोचरी वापरवी, वगेरे दिगम्बरशास्त्र प्रतिपादित छतां पण ते ज दिगम्बरशास्त्रो अवस्था-विशेषमां पात्र, पात्रबन्धन वगेरे राखवा, गृहस्थने त्यांथी गोचरी लाववी, पोताना स्थानमां मुनिने वपराववी वगेरे जणावे छे, तो पछी अवस्थाविशेषे पण बे वार आहार करवानुं न मानवुं ए क्यांनो न्याय?

(अपूर्ण)

( પૃષ્ઠ ૪૭૮નુ અનુસંધાન )

થાય તેમ નથી, કેમકે સામાન્ય રીતે કોઇ પણ ગુણઠાણાવાળો જીવ આ ભવમાં મોક્ષ પામી ન જ શકે અને ભવિષ્યના ભવમાં મરણ જરૂર કરે એવું દિગમ્બરભાઈઓથી કહી શકાય તેમ નથી, તો પછી શું તે બધાઓને દિગમ્બર ભાઈઓ દેવ તરીકે માનવા તૈયાર છે? આ વાત કોઇ દિવસ દિગમ્બર ભાઇઓ કબુલ કરી શકે તેમ નથી એટલે ચોકખું થયુ કે મરણ દોષનો અભાવ અસંભવિત જ છે અને મરણને દોષ માની તેના અભાવમાં જ દેવત્વ માનવું એ કેવળ અજ્ઞાન દશા છે, જેવી રીતે ઉપર જણાવેલા દોષોમાં દિગમ્બરોની વ્યવસ્થાહીનતા છે તેવી જ રીતે તેમના માનેલા બીજા દોષોમાં પણ કેવી વ્યવસ્થાહીનતા છે તે આપણે હવે પછી જોઈશું. (અપૂર્ણ)

# ચંપાપુરી મહિમા

લેખક
આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયપદ્મસૂરિજી

ચંપાપુરી નગરીમાં બનેલી કેટલીક ધાર્મિક ઘટનાઓનું સંક્ષિપ્ત વર્ણન

( ગતાંકથી પૂર્ણ )

**ચંદનબાળાનું પ્રભુ શ્રી મહાવીરને દાન :**

રાજા દધિવાહનની પુત્રી ચદનબાલાનો જન્મ પણ આ પ્રસ્તુત નગરીમાં થયો હતો. જે ચંદનબાલાએ કૌશાંબી નગરીમાં પ્રભુ શ્રી મહાવીર દેવને, પાંચ મહિના અને પચીસ દિવસ સુધીની ઘોર તપશ્ચર્યાના અંતે, સૂપડાના ખૂણામાં રહેલા અડદના બાકલા વ્હોરાવી, પ્રભુનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરતો અભિગ્રહ પૂર્યો હતો. ચંદનબાલાને સંયમની પ્રાપ્તિ અને કેવલજ્ઞાનનો લાભ, એ બેમાં બીજાં કારણોમા મૂલ કારણ આ દાન જ છે.

**પ્રભુ શ્રી મહાવીરદેવનું ચતુર્માસ :**

પ્રભુ શ્રી મહાવીરદેવે દીક્ષાના દિવસથી માંડીને ૭૨ વર્ષની ઉમરમાં ૪૨ ચોમાસાં જુદા જુદા સ્થળે કર્યાં, તેમાં આ શ્રી ચંપાપુરીનું પણ નામ આવે છે જુઓ—૧ અસ્થિક ગ્રામમાં, ૩ પૃષ્ઠચ પાસહિત ચપાપુરીમાં, ૧૨ વૈશાલી નગરી અને વાણિજ્ય ગ્રામમાં, ૧૪ નાલંદા અને રાજગૃહ નગરમા, ૬ મિથિલા નગરીમાં, ૨ ભદ્રિકા નગરીમાં, ૧ આલભિકા નગરીમાં, ૧ પ્રણીતભૂમિમાં, ૧ શ્રાવસ્તિ નગરીમા અને ૧ મધ્યમ અપાપા નગરીમાં

**રાજા કોણિકનો ચંપાપુરી સાથે સંબધ ·**

રાજા કોણિકનુ બીજુ નામ અશોકચંદ્ર હતું. પિતા શ્રેણિકના મરણ નિમિત્તે ઘણો દીલગીર થવાથી તેણે રાજગૃહીની રાજધાની ફેરવી પાછળથી (પિતાના મરણ બાદ) આ શ્રી ચંપાનગરીને રાજધાની બનાવી હતી સભવ છે કે–અહીં સુદર ચપકવૃક્ષો વધારે પ્રમાણમાં હોવાથી આ નગરી ચપાનગરીના નામથી પ્રસિદ્ધિ પામી હોય. સૂત્રોમાં પણ અનેક સ્થળે શ્રી સુધર્માસ્વામીની વાચનાના પ્રસગમા, રાજા કોણિકનું અને ચપાનગરીનુ વર્ણન આવે છે

**દાનેશ્વરી રાજા કર્ણની નગરી**

પાંડુ રાજાના વંશમા થયેલ, મહાદાનેશ્વરી શ્રી કર્ણરાજા પણ પૂર્વે આ નગરીમાં રાજ્ય કરતા હતા તેમણે તૈયાર કરાવેલી શૃગાર ચતુરિકા (શૃગારચોરી) વગેરે ઉત્તમ પદાર્થો (સ્થાનો) હાલ પણ નગરીની શોભામા વધારો કરી રહ્યા છે શાસ્ત્રોમા જેમ યુદ્ધવીર તરીક રામ, દયાવીર તરીકે શ્રી શાતિનાથ ભગવાન અને તપોવીર તરીકે શ્રી ઋષભદેવ, આદિનાં નામો પ્રસિદ્ધ છે, તેમ દાનવીરમાં કર્ણ રાજાનુ નામ પહેલે નબરે આવે છે

**સુદર્શન શેઠના શીલનું માહાત્મ્ય :**

આ નગરીના રાજા દધિવાહનને અભયા નામની રાણી હતી તે નિર્મલ સમ્યગ્દષ્ટિ શેઠ સુદર્શનનુ ભવ્ય રૂપ જોઈ મોહિત થઈ, અને શેઠને ચલાયમાન કરવાને ઘણો પ્રયત્ન કર્યો, છતાં જયારે નિષ્ફલ નીવડી ત્યારે તેણે ક્રોધમા આવી શેઠને આળ દીધુ કે "આ સુદર્શન દુરાચારી·છે." રાજાને ખબર પડતા તેણે શેઠને શૂળી ઉપર ચઢાવવા

સિપાઈઓને હુકમ કર્યો. પરસ્ત્રી-સહોદર સુદર્શન શેઠનો અડગ શીલગુણ જોઈને ખૂશી થયેલી ગુણાનુરાગિણી શાસનની અધિષ્ઠાયકદેવીએ શૂળીનું સુવર્ણ સિંહાસન બનાવ્યું. જેમ સિપાઇઓ તરવારનો ઘા કરે, તેમ તે ઘા દેવતાની સહાયથી ફૂલની માલારૂપ થઈ જાય.

**મહાશ્રાવક શ્રી કામદેવની જન્મભૂમિ :**

અગિયાર અંગમાંના સાતમા શ્રી ઉપાશક દશાંગ સૂત્રમાં પ્રભુ શ્રી મહાવીરના અગિયારે શ્રાવકોનું વર્ણન કરેલું છે, તેમાં કામદેવ શ્રાવકની જન્મભૂમિ આ શ્રી ચંપા નગરી કહી છે. મહાશ્રાવક કામદેવ ૧૮ કરોડ સોનૈયાના સ્વામી હતા તેમને દશ હજાર ગાયોનું એક ગોકુલ થાય તેવાં ૭ ગોકુલ હતાં તેમને ભદ્રા નામની સ્ત્રી હતી તેમણે[1] શ્રાવકની ૧૧ અગિયારે પ્રતિમાઓ વહન કરી હતી. દેવતાઈ ઉપસર્ગોના પ્રસંગે પણ ધર્મારાધનમાં અડગ રહેનાર આ શ્રી કામદેવ શ્રાવક ૨૦ વર્ષ સુધી બાર વ્રતમય દેશવિરતિ ધર્મને આરાધી છેવટે એક મહિનાનું અનશન કરી સૌધર્મ દેવલોકના અરૂણ વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાલા દેવ થયા

**શ્રી મનક મુનિનું દીક્ષાસ્થાન પણ આ જ નગરી :**

૭ શ્રુત કેવલિમાં પ્રસિદ્ધ, ચઉદ પૂર્વધર શ્રી શય્યમ્ભવસૂરિ મહારાજે રાજગૃહ નગરથી આવેલા પોતાના પૂર્વાવસ્થાના પુત્ર મનકને અહીં દીક્ષા આપી હતી. ત્યારબાદ આચાર્ય મહારાજે શ્રુત જ્ઞાનના બલથી પુત્રનું આયુષ્ય ૭ મહિનાનું જાણ્યું. તેને ભણવા માટે દૃષ્ટિવાદના ભેદરૂપ પૂર્વગતમાંથી શ્રી દશવૈકાલિકસૂત્રનો ઉદ્ધાર કર્યો.

**જીવંતસ્વામીની પ્રતિમાનો ભરાવનાર કુમારનંદી :**

આ શ્રી ચંપાનગરીનો રહીશ કુમારનંદી નામનો સોની ઘણો ધનાઢ્ય હતો તે પ્રબલ કામવાસનાની પરાધીનતાને લઈને અગ્નિમાં પડી મરીને પંચશૈલનો અધિપતિ થયો તેને બારમા અચ્યુત સ્વર્ગવાસિ મિત્રદેવે સમજાવી સન્માર્ગ પમાડયો. એટલે દેવના કહેવાથી તેણે ચંદનમય શ્રી મહાવીરદેવ (જીવંતસ્વામી) ની પ્રતિમા ભરાવી.

**બીજી કેટલીક વિશેષતાઓ :**

આ જ નગરીના પૂર્ણભદ્ર ચૈત્યમાં પ્રભુશ્રી મહાવીરદેવે કહ્યું હતું કે સ્વલબ્ધિથી જે ભવ્ય જીવ અષ્ટાપદની યાત્રા કરે, તે તે જ ભવમાં મુક્તિપદ પામે. પ્રભુ શ્રી મહાવીર દેવના પાલિત નામના શ્રાવકની પણ જન્મભૂમિ આ નગરી હતી આ નગરીના રહીશ સુનંદા નામના શ્રાવકે મુનિના દુર્ગંધમય શરીરની અતિ નિંદા કરવાથી અશુભ ચીકણાં કર્મો બાંધ્યાં અંતિમ કાલે મરીને તે એક શેઠના પુત્રપણે ઉપજે છે કાલાન્તરે મુનિ-નિંદાથી બાંધેલ કર્મો ઉદયમાં આવવાથી તેનું શરીર દુર્ગંધમય થઈ જાય છે. કૌશિકાર્યના શિષ્ય-અંગર્ષિ-અને રૂદ્રક મુનિના અભ્યાખ્યાનની અને સુજાત-પ્રિયંગુ આદિની વર્ણન ઘટનાઓ પણ આ શ્રી ચંપાનગરીમાં બની હતી

એ પ્રમાણે ભવ્યજીવો ઉત્તમ તીર્થંકર આદિ પૂજ્ય મહાનુભાવોની ચરણ-રજથી પવિત્ર બનેલી, પરમ કલ્યાણક ભૂમિ આ શ્રી ચંપાપુરીની બીના જાણી, અહીં થયેલા શિલાદિ ગુણધારક જીવોએ આરાધેલા મોક્ષમાર્ગમાં પોતાના આત્માને જોડી રાગદ્વેષના ભાવ બંધન તોડી પરમાનન્દ સિદ્ધિ સુખને પામે! એ જ હાર્દિક ભાવના!

---

1. આનું વિશેષ સ્વરૂપ-શ્રી પંચાશક શાસ્ત્રમાં કહ્યું છે.

# હસ્તલિખિત પ્રતિઓ અને સૂચીપત્રો

લેખકઃ—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.

( ગતાંકથી પૂર્ણ )

## સૂચીપત્રો ( ચાલુ )

**પ્રાથમિક તૈયારી**—વર્ણનાત્મક સૂચીપત્ર તૈયાર કરતાં પહેલાં કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે. સૌથી પ્રથમ તો એની ભૂમિકારૂપે ( card index ) તૈયાર કરાવી જોઈએ અને એમાંના બધાં કાર્ડ અકારાદિ ક્રમ પ્રમાણે ગોઠવવાં જોઈએ. તેમાં પણ સૌથી પ્રથમ મૂળ ગ્રંથો, ત્યારપછી એ ગ્રંથો અને તેનુ સાલવાર વિવરણાત્મક સાહિત્ય, પછી એકલાં વિવરણાદિ એ પ્રમાણે ક્રમ[1] રાખવો જોઈએ. આ બધું તૈયાર થયા પછી મૂળ ગ્રંથની જેટલી હસ્તલિખિત પ્રતિઓ હોય તે સામે રાખીને આરંભિક અને પ્રાંતિક વિભાગ સિવાયની બધી વિગતો એકેક વર્ણાનાત્મક પત્ર ( descriptive sheet ) પર નોંધી લેવાવી જોઈએ. તેમ કરતી વેળા વિશેષત. શુદ્ધ પ્રતિ કઈ છે તે તરફ થોડુંક ધ્યાન અપાય અને તેની એક બાજુ પર નોંધ કરી રખાય તો કાર્ય વધારે સફળ નીવડે જે પ્રતિ સૌથી વધારે શુદ્ધ જણાતી હોય તેને પ્રથમ સ્થાન આપી તેમાથી આરંભ અને અંતને લગતુ જેટલુ લખવું યોગ્ય જણાય તેટલું લખી કોઈ હોંશિયાર માણસને સાથે રાખી એ મેળવી જવુ. ત્યારપછી એ જ ગ્રથને લગતી બીજી બધી પ્રતિઓમાથી પ્રથમ પ્રતિની શાખ આપી તેનો પ્રારંભિક અને અંતિમ વિભાગ પૂરો કરવો. અલબત પ્રારભમાં તેમજ અંતમાં નકલ કરનારાએ જે કઈ લખ્યું હોય તેની પણ યથાસ્થાન નોધ લેવાવી જોઈએ એને નકામું ગણી છોડી દેવુ નહિ, કેમકે એ પણ ઉપયોગી વસ્તુ છે

**પ્રતિના કદ વગેરેની નોંધ**—આપણે વર્ણનાત્મક સૂચીપત્રની વિગતો વિષે થોડાક ઊંડા ઉતરીને વિચાર કરશુ તો જણાશે કે પ્રતિના કદ માટે બે પદ્ધતિઓ અનુસરાતી જોવાય છે કેટલાક પ્રતિના કાગળનું ક્ષેત્રફળ રજુ કરે છે તો કેટલાક પ્રતિમા જેટલા ભાગમાં લખાણ હોય તેનુ ક્ષેત્રફળ રજુ કરે છે. આમાથી જેને જે યોગ્ય લાગે તે પદ્ધતિ તે અનુસરે, કેમકે બને જુદી જુદી રીતે લાભદાયક છે. બને પદ્ધતિ પ્રમાણે નોંધ લઈ શકાય તો તેના જેવુ એકે નહિ જેમ આ ક્ષેત્રફળની બાબતમા ભિન્ન ભિન્ન પદ્ધતિ જોવાય છે તેમ વિવરણાદિ યુક્ત કેટલીક પ્રતિઓ માટે નિરનિરાળી પદ્ધતિ જોવાય છે, પરતુ એ વાત ભૂલવા જેવી નથી કે જે પ્રતિઓ ત્રિપાટી અને પંચપાટી હોય તે પરત્વે લીટી અને અક્ષરની ગણના કરતી વેળા ગમે તો એક જ પદ્ધતિ છેવટ-પર્યંત જળવાઈ રહે તેવી ચોકસાઈ રાખવી જોઈએ ત્રિપાટી પ્રતિમા મૂળ અને ટીકાની લીટીઓ તેમજ એના અક્ષરોની સંખ્યા જુદી જુદી ગણાવવી. પંચપાટી પ્રતિમાં ટીકાની લીટીઓ ગણવા માટે બે પદ્ધતિઓ જોવાય છે (૧) મૂળની જમણી કે ડાબી

૧ રૂપરેખાની વિશેષ સમજણ માટે જુઓ ભાંડારકર પ્રાચ્યવિદ્યા સંશોધન મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ મારા “ જૈન હસ્તલિખિત પ્રતિઓનુ વર્ણનાત્મક સૂચીપત્ર ”ની અનુક્રમણિકા.

બાજુ જે લખાણ હોય તેની લીટી અને તદ્ગત અક્ષરો નોંધવાની અને (૨) મૂળની ઉપર નીચે કેટલી લીટીઓ છે અને તેમાં કેટલા અક્ષર આવે છે તેની નોંધ લેવાની. આ પ્રમાણેની બંને પદ્ધતિઓનો ઉપયોગ કરી નોંધ કરાય તો તે વધારે અનુકૂળ થઇ પડે છે. ટબ્બાવાળી પ્રતિઓમાં કેટલીકવાર ટબ્બો એવી રીતે મૂળની એક જ લીટી ઉપર લખાયેલો હોય છે કે તેની લીટી કે તદ્ગત અક્ષરોની સંખ્યા દર્શાવવાથી કશો અર્થ સરતો નથી. એવી વખતે એ દર્શાવવાનો મોહ રાખવો ઉચિત નથી, પરંતુ સામાન્ય રીતે મૂળની એકેક લીટી ઉપર ટબ્બાની એકેક લીટી લખાયેલી હોય એવી પ્રતિઓ માટે ટબ્બાની લીટી અને તદ્ગત અક્ષરોની સંખ્યાની નોંધ કરવામાં મુશ્કેલી નથી એટલે તે કામ થવું જોઈએ.

**વર્ણનમાં આપવા લાયક વિગતો**—'વર્ણન' એ શીર્ષક હેઠળ શું શું લખવું તે સૂચીપત્ર તૈયાર કરનારની મનોદશા ઉપર અવલંબિત છે, તેમ છતાં એ સંબંધમાં નીચે મુજબનો સામાન્ય નિર્દેશ થઈ શકે:

જે સાધન ઉપર પ્રતિ લખાયેલી હોય તેનું ટૂંકમાં વર્ણન. જેમકે કાગળ પર લખાયેલી હોય તો તે કાગળ સ્વદેશી છે કે કેમ, જાડો છે કે પાતળો, ટકાઉ છે કે નહિ, લીસો છે કે ખડબચડો, સફેદ છે કે અન્ય કોઇ રંગનો ઇત્યાદિ ત્યારબાદ એ પ્રતિ કઈ લિપિમાં લખાયેલી છે તેની સ્પષ્ટ નોંધ થવી ઘટે. સામાન્ય રીતે આપણી જૈન પ્રતિઓ દેવનાગરીને મોટે ભાગે મળતી આવતી જૈન લિપિમાં લખાયેલી જોવાય છે. એમાં પૃષ્ઠ-માત્રા (પડીમાત્ર) છે કે નહિ અને હોય તો ક્વચિત તેમ છે કે મોટે ભાગે તેમ છે એ બાબત પણ નોંધાવી ઘટે. ત્યારપછી દસ્કત કેવા છે,—મોટા સારા મહેલાઇથી વાંચી શકાય તેવા કે એથી વિપરીત કે અન્ય પ્રકારના તેની નોંધ લેવાવી જોઈએ લખાણની બંને બાજુઓ તેમજ પ્રતિના પાનાની કોરણ રેખાંકિત હોય તો તેની અથવા તેને સુશોભિત બનાવવા માટે જો પ્રયાસ થયો હોય તો તેની નોંધ કરાવી જોઈએ. પ્રતિનાં પાનાંની સંખ્યા ક્યા અને કેવી રીતે નોધી છે તે વિગત આના પછી દાખલ કરાય. ઘણે ભાગે તો એક જ બાજુ ચાલૂ અંકો આપેલા હોય છે કેટલીકવાર બીજી જાતના પણ અંકો જોવાય છે. નિરક તેમજ સાંક પાનાંને શણગારેલાં હોય તો તેનો ઉલ્લેખ થવો ઘટે. પહેલું, છેલ્લું કે અન્ય કોઇ પાનું કોરું હોય તો તેની નોધ કરાવી જોઈએ. પ્રતિના પ્રારંભમા કે અંતમાં કેટલીકવાર તદ્દન કોરા કાગળ જોવાય છે એની સંખ્યા પ્રતિનાં પાનાંની સંખ્યા સાથે, પરંતુ જુદી નોંધાવી યોગ્ય સમજાય છે. રાતી ખડી કે હડતાલ વપરાયેલ છે કે નહિ એ વિષે પણ નોધ થવી જોઈએ. અંતમાં પ્રતિની સ્થિતિ કેવી છે તેને લગતી માહિતી આપી ગ્રંથ પૂર્ણ છે કે અપૂર્ણ તેનો નિર્દેશ કરવો. સાથે સાથે જો ગ્રંથાગ્ર નોધાયેલ હોય તો તેનો પણ ઉલ્લેખ કરવો. જો ગ્રંથ અપૂર્ણ હોય તો તે ક્યાં સુધી પૂર્ણ છે તેની સમજ પડે તે માટે યોગ્ય ઉલ્લેખ કરવો. એક જ હસ્તલિખિત પ્રતિમા કેટલીકવાર એક કરતાં વધારે ગ્રંથો હોય છે તો તેવી પરિસ્થિતિમાં ક્રમવાર તે તે ગ્રંથોનો નિર્દેશ કરતી વેળા ને ક્યા પાને શરૂ થઈ કયે પાને પૂર્ણ થાય છે તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવો જે ગ્રંથનું વર્ણન ચાલતું હોય તે ગ્રંથમાં અધ્યાય, અધિકાર ઇત્યાદિરૂપે વિભાગો હોય તો તે દરેક વિભાગની જુદી જુદી પૃષ્ઠસંખ્યા દર્શાવવી જોઈએ. જો પદ્યાત્મક ગ્રંથ હોય તો તેમ કરતી વેળા સાથે સાથે પદ્યસંખ્યા

પણ અપાય તો સારુ જો ગ્રંથ ક્યારે રચાયો એ વિષે પ્રતિમા ઉલ્લેખ હોય તો વર્ણનને લગતી હકિકતોમા તેનો પણ સમાવેશ કરાવો જોઈએ

**સાલ**—પ્રતિ ક્યારે લખવામા આવી તે વિષે હમેશા પ્રતિમા ઉલ્લેખ હોતો નથી. એવે વખતે પ્રતિ કેટલી પ્રાચીન જણાય છે તેનો આનુમાનિક ઉલ્લેખ થવો ઘટે એ ઉલ્લેખ કોઇક વેળા ખોટો પણ નીવડે છે, પરતુ તેની ખાસ ફિકર કરવા જેવું નથી, કેમકે આવા ઉલ્લેખનુ પણ મહત્ત્વ છે કોઇકવાર એક જ પ્રતિમા અન્યાન્ય ગ્રથો હોય તો એ પ્રતિ કઇ સાલમા લખાઇ તે વિષેનો ઉલ્લેખ છેલ્લા ગ્રથમા જોવાય છે, પરંતુ એની પૂર્વે જો એ પ્રતિના ગ્રથનુ વર્ણન આવતુ હોય તો ત્યા એની સાલ જરૂર નોધવી અને અતિમ ગ્રંથની સાખ રજુ કરવી કર્તા વિષે નોધ લેતા ગ્રંથમાં જો ગુરુપરપરા સૂચવાઈ હોય તો તત્પુરસ્સર ઉલ્લેખ થાય તો સારુ. મૂળ અને વિવરણ બનેના કર્તાની જુદી જુદી નોધ લેવી.

**વિષય**— ગ્રથમા શું આવે છે એની સમજ પડે તેવી રીતે વિષયનો ઉલ્લેખ કરવો જોઈએ બૌદ્ધાદિ સાહિત્ય સાથે તુલના થઈ શકે એમ હોય તો તેમ જરૂર કરવું.

**પ્રારંભ અને અંત**— આ બે વિષે આગળ કહેવાઈ ગયુ છે તેમ છતા અહીં એ ઉમેરવુ આવશ્યક જણાય છે કે પુષ્પિકા કે પ્રશસ્તિ હોય તો 'વર્ણન'મા તેની નોંધ કરાવી જોઈએ

અહી એ વાત પણ સૂચવવી આવશ્યક સમજાય છે કે પ્રારંભ કે અંતનો ભાગ રજુ કરતી વેળા અશુદ્ધિઓ જેવી ને તેવી રહેવા દેવી. જો શુદ્ધિ સૂચવવી હોય તો તે શુદ્ધિ કૌંસમા આપવી, પરંતુ અશુદ્ધ ભાગને બદલે શુદ્ધ ભાગ રજુ ન કરવો, કેમકે એથી નુકસાન થાય છે. ખાસ કરીને એ ગ્રથનું સપાદન કાર્ય કરનાર એથી ઉંધે માર્ગે દોરાય છે. પ્રતિને શુદ્ધ સમજી તે મગાવે અને પછી એ તો અશુદ્ધ નીકળે એટલે એનો લીધેલો પરિશ્રમ નિષ્ફળ જાય વળી કોઈક વાર સૂચવેલ શુદ્ધિ સમુચિત ન પણ નીકળે. આથી પ્રતિમા જેવુ લખાણુ હોય તેવુ જ રજુ થવુ જોઈએ એમા જરા પણ ઘાલમેલ ન થવી જોઈએ.

**પરિશિષ્ટો**— વર્ણનાત્મક સૂચીપત્રમા તદ્દગત હસ્તલિખિત પ્રતિઓની વિશેષતાને વ્યક્ત કરનારા અનેકવિધિ પરિશિષ્ટો અપાવા જોઈએ સૂચીપત્ર બે રીતે તૈયાર કરાય છે. (૧) પ્રતિઓનુ વિષયવાર વર્ગીકરણ કરીને અને (૨) તેમ કર્યા વિના. વિષયવાર પ્રતિઓ ચૂટી કાઢીને સૂચીપત્ર તૈયાર કરાયુ હોય, કે જેમ કરવુ વધારે લાભ દાયક છે, તો અતમા અકારાદિ ક્રમ પૂર્વક પ્રતિઓના ઉલ્લેખરૂપ પ્રથમ પરિશિષ્ટ અપાવુ જોઈએ. જો વિષયવાર વર્ગીકરણ કર્યા વિના અકારાદિ ક્રમે પ્રતિઓનુ વર્ણનાત્મક સૂચીપત્ર કરાયું હોય તો પ્રથમ પરિશિષ્ટ તરીકે વિષય વાર પૃથક્કરણ સૂચવનાર પરિશિષ્ટ અપાવુ જોઈએ; પછીનાં પરિશિષ્ટો તો બંને પદ્ધતિઓને સરખા લાગુ પડે છે. એટલે કે બીજા પરિશિષ્ટ તરીકે ગ્રથકારોનો અકારાદિક્રમ પ્રમાણે નિર્દેશ થવો ઘટે. ત્રીજા પરિશિષ્ટ તરીકે ભાષા પ્રમાણે પ્રતિઓનો પૃથક્ ઉલ્લેખ કરાવો જોઈએ. આ પ્રમાણેના ત્રણ મુખ્ય પરિશિષ્ટો ઉપરાત ગૌણ પરિશિષ્ટરૂપે સચિત્ર પ્રતિઓનો નિર્દેશ, કર્તાએ પોતે લખેલાનો નિર્દેશ, હસ્તલિખિત પ્રતિઓના પ્રકારની દૃષ્ટિએ વહેંચણી, એનો સાલવાર

ઉલ્લેખ, સાલો અને તે સાથે સંબંધ ધરાવતી પ્રતિઓનો ક્રમસર નિર્દેશ, લેખકોનાં નામો, લખાવનારના નામો, વિવિધ સ્થળોનાં નામો, લેખનનો ઉદ્દેશ જેમને પ્રતિ ભેટ અપાઈ હોય તેમનાં મુબારક નામો, માલીકોના નામો વગેરે પરિશિષ્ટોમાંથી જેટલાં આપવાં આવશ્યક ગણાય તેટલા આપી વર્ણનાત્મક સૂચીપત્રનાં મહત્ત્વ ઉપર પ્રકાશ પાડવો જોઈએ.

વિશેષમા કોઈ હસ્તલિખિત પ્રતિ એકદમ ઝીણા અક્ષરે કે બહુ મોટા અક્ષરે લખાયેલી હોય તો તેના એકાદ પાનાની પ્રતિકૃતિ અપાય તેવો પ્રબંધ થવો ઘટે. એવી રીતે પ્રતિઓની જે ખાસ વિશિષ્ટતાઓ જગત્ સમક્ષ મૂકવા જેવી હોય તે પ્રતિકૃતિરૂપે રજુ થવી ઘટે

અંતમા, આ લેખ પૂર્ણ કરૂ તે પૂર્વે હસ્તલિખિત પ્રતિ સાથે સબંધ ધરાવતી બે બાબતોનો નિર્દેશ કરૂ છુ :—

**છ** — હસ્તલિખિત પ્રતિમા સમગ્ર લખાણ કે એનો અમુક અંશ પૂર્ણ થતા લહિયા પુષ્પિકા તરીકે છ કે એવુ કંઈક લખે છે. **નૈષધીયચરિત્ર** (સ. ૧૦, શ્લો. ૮૬)–ગત वृत्तिसमाप्तिलिपि નો અર્થ છ છે એમ એ મહાકાવ્યના વૃત્તિકાર **નારાયણ** સૂચવે છે. એ મહાકાવ્ય (સ. ૧૬, શ્લો. ૯૮) માના સમાપ્તલિપિનો અર્થ એ જ છે એમ **નૈષધ** ચરિત્રમાં અંગ્રેજી ટિપ્પણ[1] (પૃ. ૫૯૯) માં ઉલ્લેખ છે. એ સંબધમા **નારાયણ** નીચે મુજબનો નિર્દેશ કરે છે —

"समाप्तिसूचिकया छकाररूपपुष्पिकारूपया...ग्रन्थलेखनसमाप्तिपत्रे समाप्तिसूचकं छकारादि वर्तुलमक्षर क्रियते."

**અનર્ઘરાઘવ** (સ. ૬, શ્લો. ૧૦) માં વિષ્ણુના સુદર્શનચક્રને "सकलदानवजीवितव्यविद्यासमाप्तिलिपि :" તરીકે ઓળખાવેલ છે.

**ગ્રંથમાન** — હસ્તલિખિત પ્રતિના અતમા ઘણુખરું એમાં કેટલા અક્ષરો લખાયેલા છે તેનું માપ સૂચવવામા આવે છે. બત્રીસ અક્ષરનો એક શ્લોક ગણી ગ્રંથાગ્રંથ, ગ્રં. કે ગ્રંથસંખ્યા કે એવા ઉલ્લેખ પૂર્વક શ્લોકનો અંક રજુ કરવામા આવે છે. પ્રો. **બનારસીદાસ** કૃત **અર્ધમાગધી વાચનમાળા** (Ardha-Magadhi Reader) ના ૫૩ મા પૃષ્ઠમા ૧૧ અગના ગ્રથાગ્ર તેમ જ તેની પદ સંખ્યા આપવામા આવી છે, અત્યારે જે અગ જેવડુ મળે છે એ રીતે એની પદસખ્યા દર્શાવતા એક શ્લોકથી ૧૨ પદ સૂચવાયેલા છે એમણે શ્લોકના અર્થમા 'ગ્રથ' શબ્દ વાપરેલો છે.

**નાવનીતક** નામના વૈદ્યકના ગ્રથ (પૃ. ૨૧૬ ?)મા ગ્રથાગ્રનો અક દ્વારા સ્પષ્ટ ઉલ્લેખ ન કરતા ચૂ. રિ એમ સાકેતિક અક્ષરો દ્વારા ઉલ્લેખ કરાયેલો છે, અત્ર ચૂ થી ૭૦ અને રિ થી ૫ સમજવાનો છે. આવા અન્ય ઉલ્લેખો મારા જોવા જાણવામા નથી.

આ પ્રમાણે હાલ તુરત તો અત્ર વિરમવામા આવે છે, કેમકે એ સંબધમા વિશેષ માહિતી, મુબઈ વિદ્યાપીઠ તરફથી હાલમા મને મળેલી "Research grant" દ્વારા નવીન સાધનો પ્રાપ્ત થતા અપાવા સભવ છે.

---

૧ આ ટિપ્પણ તેમ જ **નૈષધચરિત્રનો** અંગ્રેજી અનુવાદ વગેરે **મોતીલાલ બનારસીદાસ,** લાહોર, ઈ સ. ૧૯૩૪ તરફથી પ્રસિદ્ધ થયેલ છે. અનુવાદાદિના લેખક પ્રિન્સિપાલ **કૃષ્ણકાંત** **'હંદિકુઈ** Handiqui એમ્ એ. છે.

# ગુજરાતની જૈનાશ્રિત કળા*

**લેખક—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ**

(ગતાંકથી ચાલુ)

ગુજરાતની આ જૈનાશ્રિત કળાનો સંપ્રદાય ભારતીય ચિત્રકળાના ઇતિહાસ માટે બહુ જ મહત્ત્વનો છે. તેનુ એક કારણ તો એ છે કે આ ચિત્રકળાના નાના અગર મોટા દરેક ચિત્રે કેટલાયે સૈકાઓ સુધી અજતા, બાઘ અને એલોરાની ગુફાઓનાં ભિત્તિચિત્રોની પરંપરા જાળવી રાખી છે. બીજી બાજુ એ કે સ્વચ્છતા અને સુદરતામા ઘણી જ આગળ પડતી અને પ્રખ્યાતિમા આવેલી રાજપુત અને મુગલ કળાની તે જન્મદાત્રી છે; ત્રીજી બાજુ કેટલાક દાખલાઓમા તેની સાથે ઇરાની કળાનુ મિશ્રણ થયેલુ છે.

ગુજરાતની જૈનાશ્રિત કળાનાં નાના છબિચિત્રોની આટલી બધી ઉપયોગિતા હોવા છતા તેના તરફ બહુ જ ઓછુ ધ્યાન આપવામાં આવ્યું છે, તેમજ તેના ઉપરના બહુ જ થોડા લખાણો પ્રસિદ્ધીમા આવેલાં હોવાથી હજુસુધી કેટલાક વિદ્વાનોને આ કળા તદ્દન અજ્ઞાત છે. અને જૈન કોમ તે તરફ ઉદાસી છે આ કળા અજાણ રહેવાનું એક કારણ એ પણ છે કે જૈન ગ્રથભંડારો સિવાય ભારતનાં મ્યૂઝિયમોમા તેમજ પાશ્ચાત્ય પ્રદેશોમા તેની જે હસ્તલિખિત પ્રતો જોવામાં આવે છે તે, મળી આવતી પ્રતોમાના સોમા ભાગની પણ નથી ભારતના જૈન ગ્રંથભંડારો, જૈન સાધુઓ તથા જૈન ધનાઢચોના ખાનગી સગ્રહોમા બધી મળીને હજારો હસ્તપ્રતો હજુ અણશોધી પડી છે. બીજું કારણ વસ્તુના અજ્ઞાતપણાને લીધે તેના વહીવટદારોની તે નહિ બતાવવાની સંકુચિતતા છે. કેટલાક દાખલાઓમા આ સકુચિતતા વ્યાજબી પણ છે.

પરદેશમા ગુજરાતની આ જૈનાશ્રિત કળાના નમૂનાઓ મુખ્યત્વે કરીને નીચેનાં સ્થળોએ આવેલા છે

ઇગ્લાડના બ્રિટીશ મ્યૂઝિયમમા, ઇડિયા ઑફિસની લાયબ્રેરીમા, રોયલ એશિયાટિક સોસાયટીની લાયબ્રેરીમાં, બોડલીઅન લાયબ્રેરીમા, કેમ્બ્રિજ યુનિવર્સિટીની લાયબ્રેરીમા, જર્મનીમા Sterats Biblisthek અને મ્યૂઝિયમ four Volkernkunde બર્લિનમાં, ઑસ્ટ્રિયામા વીએનાની યુનિવર્સિટીની લાયબ્રેરીમા અને ફ્રાન્સમા Strasbourg ની લાયબ્રેરીમા, કદાચ થોડી ઘણી ઇટાલીના ફ્લૉરેન્સની લાયબ્રેરીમા પણ હોય. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ખાસ કરીને બૉસ્ટન મ્યૂઝિયમમા કે જ્યાં ભારતીય જૈન ગ્રથભંડારો બાદ કરીએ તો પરદેશમા આ કળાનો સારામાં સારો સંગ્રહ છે. વૉશિગ્ટનમા ફ્રીઅર ગૅલેરી ઑફ આર્ટમાં ન્યૂયૉર્કના મેટ્રોપૉલિટન મ્યૂઝિયમ અને ડેટ્રૉઇટના આર્ટ મ્યૂઝિયમમા તથા ઘણા અમેરિકન ધનકુબેરોના ખાનગી સંગ્રહોમાં આવેલાં છે આ પ્રમાણે પશ્ચિમના પ્રદેશોમાં બહુ જ થોડી જગ્યાઓએ પ્રતો ગએલી હોવાથી પણ ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો આ ગુજરાતની જૈનાશ્રિત ચિત્રકળાથી અજાણ્યા હોવાનુ સભવી

* બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી સ્વીકારાયેલો નિબંધ

શકે છે. પરંતુ હવે એવો સમય આવી લાગ્યો છે કે ભારતીય ચિત્રકળાના અભ્યાસીઓને
આ કળાથી અજ્ઞાત રહેવાનુ પાલવી શકે જ નહિ.

**કળાની દૃષ્ટિએ આ કળાનું વિવેચન** — કળા નિર્માણની દૃષ્ટિથી ગુજરાતની
જૈનાશ્રિત કળા એ નાનાં છબિ–ચિત્રોની કળા છે અને તે બહુ જ મજાનો વિષય છે
નાના બૌદ્ધ છબિચિત્રોના આલેખનનુ અનુકરણ તેમા નથી ભારતીય ચિત્રકળાના ઇતિ-
હાસમા સુંદર કળા નિર્માણ અર્થે અગાઉના એક પણ દૃષ્ટાંત વિના મૂળ બનાવટ નહિ,
પણ તેના ઉપયોગ સારૂ ગુજરાતની જૈનાશ્રિત કળાને માન ઘટે છે પ્રાચીન ગુજરાતની
આ કળા એ ગભીર કળા છે; તેમજ શારીરિક અવયવોનુ યથાર્થ દિગ્દર્શન કરાવનારી
આ કળા ઘણી જ સુદર ચિત્રકળાની રચના સારૂ પંકાએલી છે, એટલુ જ નહિ પણ
કળાની નિપુણતા ઉપરાંત તેની અદર અત્યંત હાર્દિક ખુબી રહેલી છે થોડાએક ચિત્રો
જો કે કઠોર અને ભાવશૂન્ય હોય તેમ લાગે છે, તો પણ કેટલીક વખત મુખમુદ્રાલેખન
અને લાવણ્યમા તે ચડી જાય છે ચિત્રના રગોની પસંદગી તો ઘણા ઊંચા પ્રકારની
છે તાડપત્ર ઉપરની કળા બહુ જ ઊચી કક્ષાની છે, જો કે તેના વિષયો બહુ મર્યાદિત
છે. પાછળથી તેરમા સૈકાની એક પ્રતમા તો કુદરતી દૃશ્યો પણ ચીતરેલા મળી આવ્યા
છે ચૌદમા સૈકાના અંત ભાગમા આ કળાના સૌથી ઉત્તમમા ઉત્તમ નમૂનાઓ મળી
આવ્યા છે કાગળ ઉપરની કળા પણ કેટલાક દાખલાઓમા બહુ જ ઊંચી કક્ષાની છે
જાજરમાન સુવર્ણમય અથવા રક્તવર્ણ પૃષ્ઠભૂમિ ઉપર આલેખેલા આસમાની, શ્વેત તેમજ
વિવિધ રગો બહુ જ આનદ આપે છે. ખરેખર ગુજરાતની જૈનાશ્રિત કળાનુ જો કોઈ
ખાસ મહત્ત્વનુ લક્ષણ હોય તો તે ખાસ શોભાયમાન ચિત્રોથી હસ્તપ્રતો શણગારવાનુ
હતું. ચળકતા સુવર્ણરગી અને વિધવિધ રાતા રગના સુદર રગથી રગવાની કળા
કળાકારની ખુબીમાં ગૌણ ન હતી, પણ તે તો તેનો મુખ્ય પાયો હતો વળી અલકાર
અને શારીરિક અવયવોની દરેક ઝીણવટમા માપ અને ચોક્કસ આકારનુ જ્ઞાન ચિત્રકારની
અલંકરણ કરવાની તીવ્ર લાલસાથી અડાએલુ છે

યદ્યપિ ચિત્રકારે તેજ અને છાયાનો ઉપયોગ ચિત્રને ઉઠાવવામા— બહાર પડતા
દેખાવામા—કર્યો નથી, તોપણ એમ માની લેવુ નહિ કે કળાકારે ત્રણ જગ્યામા–લંબાઈ
ઊચાઈ અને પહોળાઈમા—અવગાહતી મૂર્તિઓ ( plastic form )ને દોરવાને જરાયે
પ્રયત્ન કર્યો નથી આ દેખાવ ભરાવદાર અગો દોરીને, વખતે દાઢી આદિ વળાકને પ્રમાણ
કરતા વધારીને તેઓ કરતા, અને ચિત્ર આપણે બાજુએથી જોતા હોઈએ તેવુ બતાવતી
વેળા તો કળાકાર બને આંખોને એવી રીતે દોરતો કે આપણને છબી તદ્દન સપાટ જ લાગે.

**ચિત્ર ચીતરવાની રીત** — ગુજરાતની જૈનાશ્રિત કળાના ત્રણે વિભાગ દરમ્યાનના
ચિત્રો સામાન્ય રીતે મળતા દેખાય છે, જો કે પ્રતો તૈયાર કરવાના પ્રકાર જુદી જુદી
રીતના દેખાય છે. મુખ્યત્વે લખનાર અને ચીતરનાર વ્યક્તિઓ અલગ અલગ હોય તેમ
લાગે છે. તોપણ કેટલાક દાખલાઓમા લખનાર અને ચીતરનાર એક પણ હોય છે
આજે પણ વયોવૃદ્ધ આચાર્ય મહારાજ શ્રીજયસૂરીશ્વરજી પોતાની જાતે જ પ્રતો લખે છે
અને તેમા ચિત્રો ચીતરે છે અક્ષરો લખનાર ચિત્ર ચીતરનાર માટે અમુક જગ્યા છોડી
દેતા આ વાત પ્રતોની બારીક તપાસ કરવાથી જણાઈ આવે છે. પ્રતના અક્ષરો

ચિત્રોની જગ્યા છોડીને ધારાબદ્ધ ચાલ્યા આવતા દેખાય છે. કેટલાક દાખલાઓમાં ચિત્રકારની સમજ ખાતર હાસીઆમા પ્રસંગને લગતુ લખાણ પણ લખેલું મળી આવે છે, કે જેને ચિત્રકાર મુખ્યત્વે અનુસરતો. બહુધા લખનાર પોતાનું કામ પૂરૂ કરતો ત્યારે તે પ્રત ચિત્રકારને સુપ્રત કરતો હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. નાના ચિત્રોના આલેખનમાં પત્ર ઉપર ખાસ રાખેલી જગ્યામાં તાડપત્ર ઉપર લાલ રંગ અને કાગળ ઉપર પ્રવાહી સુવર્ણની સાહી અથવા સુવર્ણનાં ઝીણામા ઝીણા પાનાં, જેટલી જગ્યામા ચિત્ર દોરવાનુ હોય તેટલી જગ્યામા, પ્રથમ લગાડવામા આવતા. તેની પાછળની–પૃષ્ઠ–ભૂમિ મોટે ભાગે ઘેરા રાતા રગમા કરવામા આવતી અને સોના ઉપર રગની ભૂકી એવી રીતે લગાડવામા આવતી કે ચિત્ર પોતે સુવર્ણમય જ લાગે. બાહ્ય રેખાઓ અને આખો, આખના પોપચા, કાન, આગળીઓ વગેરે પછીથી કાળા રગમાં રગવામા આવતાં હતાં. જૈન છબિચિત્રો આ રીતે દોરવાનું પરિણામ એ આવ્યુ કે સ્ત્રી અને પુરુષોની મુખાકૃતિઓ, તેમના વસ્ત્રો અને પુષ્પાદિથી રચેલા બીજા અલંકારો જાણે સોનાથી સપાટ ચીતરેલાં હોય એમ જણાય છે. ચિત્રને જયારે આપણે બાજુ ઉપરથી તપાસતા હોઇએ ત્યારે જણાય છે કે આવી છબિના ચહેરામા નાકને કેટલીક વખત લાલ રંગથી રગવામાં આવતુ હતું

આ રીતે ચિત્ર તો સંપૂર્ણ દોરાતું; પણ હવે તેમા રગ પૂરવાને પીછી ઉપર આસમાની રંગ લેવાતો અને વસ્ત્ર તથા બીજા ભાગો ઉપર તે જરૂર પૂરતો મૂકવામા આવતો, તેમજ મનુષ્ય અને પ્રાણીઓના શરીરના ગોળ ભરાવદાર ભાગો જેવી કેટલીક જગ્યાઓએ જાડી પીછીથી રગ પૂરીને તે પ્રમાણમાં ઘટ્ટ–સ્થૂલ દેખાય તેમ કરાતુ શ્વેત ખાલી જગ્યાઓ કોઈક વાર ઈરાદાપૂર્વક રાખવામા આવતી, પણ કયારેક સુવર્ણના પાના ચોટાડતા અકસ્માતથી પણ રહી જતી તેમજ સાધુઓના સફેદ કપડા બતાવવા માટે મોતીના રગ જેવો ધોળો રંગ કયારેક સાધુઓના કપડાં ચીતરવામા વપરાતો

બહુ જ ઓછા પ્રસગે એક પાયમો રગ વપરાશમા લેવાતો એ રંગ તે બહુ જ સુંદર મોરથુથા જેવો લીલો રગ. પ્રાચીન હસ્તપ્રતો ચીતરનારાઓના રગસંભારમા આ સિવાય બીજા કોઈ પણ રગો મળી આવતા નથી પણ પછીના વખતની કાગળના સમયની હસ્તપ્રતોમા કેટલીકવાર સુવર્ણરગની જગ્યા પીળા રગે અને રાતા રંગની પૃષ્ઠભૂમિની જગ્યા આસમાની રગે લીધેલી લાગે છે

જૈનાશ્રિત કળાના નાનાં છબિચિત્રો દોરવામા શરીરના પ્રત્યેક અગ પ્રત્યગ દોરવાની રચના વાસ્તવિક તુલના ઉપર બાધવામા આવતી હતી શિલ્પકળાના શૃગાર આમા મુખ્ય ભાગ ભજવે છે

ચિત્ર અને લિપિ બંને પવિત્ર આનંદજનક નેત્રવિહાર બની રહે તે માટે પ્રયત્નો કરવામા આ ગ્રંથો શોભા–સમૃદ્ધિની ટોચ રજૂ કરે છે ઘૂટેલી કાળી, ભૂરી કે લાલ ભોય ઉપર અક્ષરો અને ચિત્રોની તકતીઓ યોગ્ય રીતે સાચવીને હાસીઆમા જે વેલપટ્ટીઓ અને આકૃતિઓની વાડીઓ ભરી દીધી છે તેની તોલે આવે એવી પ્રાચીન પ્રતો જાણવામા નથી. કોતરકામવાળી ઉપસેલી વેલો અને છોડવાઓ કાતો એક જ શૈલીના બનાવાતા અગર કુદરત ઉપરથી પણ બનાવવામા આવતા પશુઓ અને પક્ષીઓના ચિત્રો, ખાસ બ્લુરગથી રગેલા રાજહસો, સફેદ રગના હાથીઓ, ઘોડાઓ, હરણો, વિવિધ જાતનાં

હાસીઆમા શોભા આપનારા
નૃત્ય ચિત્રો વગેરે, કિનારીની ઉપર તથા આજુબાજુના હાસીઆમા શોભા આપનારા
પદાર્થો તરીકે યોજવામા આવતા તેમજ જૈનધર્મની પવિત્ર આઠ નિશાનીઓ-અષ્ટ
મંગળ તથા ચૌદ સ્વપ્નાદિનો પણ તેવી જ જાતનો ઉપયોગ કરવામા આવતો.

આ કળાના આ નાના છબિચિત્રોનુ અસ્તિત્વ ન હોત તો આપણને તે જૂના કાળનો
પરિચય નહિવત્ અથવા બહુ જ અલ્પ હોત. આ ચિત્રો તે સમયના જીવનનુ અને
સસ્કારનુ જે જ્ઞાન આપણને પૂરુ પાડે છે તે બહુ જ કિમતી છે ખરેખર આપણે તે
ઉપરથી જન્મથી માડી મરણ પર્યંતના—સમસ્ત જીવનના દરેક ભાગનું વિશ્વર્નય અને
બહુવિધ દૃશ્ય પ્રાપ્ત કરી શકીએ છીએ

**આ કળાની ખાસ વિશિષ્ટતાઓ** — આ કળાના ચિત્રોની ખાસ વિશિષ્ટતાઓ
તો તેના સ્ત્રી અને પુરુષ બનેના ચહેરાની રીતો બહુ જ જુદા પ્રકારની છે તે છે, અને
વળી તે સાથે તેની આખો બહુ જ અજાયબી ભરી હોય છે પ્રાચીન તાડપત્રના સમય
દરમ્યાન ચહેરાઓ હમેશા બેમાથી એક તરફ, બે તૃતીયાશ અગર કાંઈક વધારે પડતા
ચીતરેલા હોય છે પછીના—કાગળના—સમય દરમ્યાન આગળની આખ હમેશા સપૂર્ણ
દોરવામા આવતી કે જે પોટ્રેટની ખાલી જગ્યા રોકતી કેટલાક વિદ્વાનો સમજાવે છે કે
આ ફેરફાર ચિત્રકારની ઇચ્છા મુજબ થતો, કારણ કે તે એમ બતાવવા માગતો કે પોતે
આ કાંઈ સાદું ચિત્ર ચીતરતો નથી, પરતુ તેનો ઈરાદો એક સાપ્રદાયિક ચિત્ર તૈયાર
કરવાનો છે. આ દલીલ ગમે તેમ હોય તેના કરતા મે મારા 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના
ગ્રન્થમાં રજુ કરેલી દલીલ વધારે યોગ્ય હોય તેમ મને લાગે છે[1]

વળી આ ચિત્રો મધ્યેની પુરુષ તથા સ્ત્રીની આકૃતિઓના કપાળમા ગોળ ટપકા
જેવા આકારનુ, પુરુષોના કપાળમા ઉભા ચીપીઆના આકારનુ અને કેટલાક દાખલાઓમા
ત્રણ આડી લીટીઓ મહિતનુ તિલક જોવામા આવે છે સ્ત્રીના કપાળમા ગોળ ટપકા
જેવા આકારનુ જે તિલક જોવામા આવે છે તે પ્રથા ગુજરાતી પ્રજામા આજે પણ જેમની
તેમ ચાલુ છે, પરતુ પુરુષોના કપાળમા ઉભા ચીપીઆના આકારનુ જે તિલક જૂના
ચિત્રોમા જોવામા આવે છે તે પ્રથા તે સમયના રીતિરિવાજોનુ સમર્થન ભલે કરતી હોય,
પરંતુ આજે તે જૈન સમાજમાથી નાબૂદ થએલી હોવા છતા પણ તેનુ અનુકરણ વૈષ્ણવ
સપ્રદાયમા જેમનુ તેમ કાયમ રહ્યુ છે. પ્રાચીન જૈન વિષયો સંબંધીના ચિત્રોમા તેમજ
અમદાવાદમા નાગજી ભુદરની પોળના દેરાસરના ભૂમિગૃહમા આવેલી વિ૦ સ૦ ૧૧૦૨
(ઈ સ. ૧૦૪૫) ની ધાતુની જિનમૂર્તિના તથા પંદરમા સૈકાના ધાતુના બે પચતીર્થના
પટોમા જિનમૂર્તિના કપાળમા પણ ઉભા ચીપીઆના આકારનુ તિલક મળી આવતું હોવાથી
આપણે સહેજે અનુમાન કરી શકીએ છીએ કે પદરમી સોળમી સદી સુધી તો ગુજરાતના
પુરુષપાત્રો, પછી તે જૈન હો કે વૈષ્ણવ, પોતાના કપાળમાં ઉભા ચીપીઆના આકારનુ તિલક
કરતા હોવા જોઈએ તે પ્રથા ક્યારે નાબુદ થઈ તેનુ ખરેખરૂં મૂળ શોધી કાઢવુ મુશ્કેલ
છે, પરંતુ એટલુ તો ચોક્કસ છે કે મિ નાનાલાલ મહેતા કહે છે તેમ પ્રાચીન ચિત્રોમા
મળી આવતા ઉભા ચીપીઆના આકારના તિલકો કોઈ પણ સંપ્રદાયના દ્યોતક નહોતા[2]

(અનુસધાન પૃષ્ઠ ૫૬૬ પર)

૧ જુઓ 'શ્રી જૈન ચિત્રકલ્પદ્રુમ', પૃ ૩૬. ૨ જુઓ, 'Studies in Indian Painting' pp 20

श्री जिनप्रभसूरि-विरचितं

# चैत्यवन्दनम्

संग्राहक
पंडित अमृतलाल मोहनलाल संघवी

( द्रुतविलंबित वृत्तं )

ऋषभ ! नम्रसुराऽसुरशेखरं, प्रपतयालुपरागपिशंगितम् ।
क्रमसरोजमहं तव मौलिना, जिन ! वहे नवहेमतनुद्युते ! ॥ १ ॥
अपरवस्तुविलोकनलालसा–विषनिषेधवुधां सुषमासुधाम् ।
वपुषि ते पिवतां मम चक्षुषी, अजित ! भाजितभास्वरकांचनाम् ॥२॥
हरिहरादिसुरौघविलक्षणा–ऽद्भुतचरित्रचमत्कृतविष्टपम् ।
सुजन ! भोः पदपीठविलोलुठ–त्सुमनसंभव-संभव ! दैवतम् ॥३॥
मदनदुर्दमदंतिदमे हरि–स्तरुमृगांकितमूर्त्तिरुपाश्रितान् ।
हृतमहारजतद्युतिरग्रणी, शमवतामवताद भिनन्दनः ॥ ४ ॥
चरणलक्ष्मिकरग्रहणोत्सवे, विरचितैरयनद्वितयावधि ।
धृतसुखातिशया वसुवर्षणै–र्वसुमती सुमतीश ! कृता त्वया ॥५॥
स्मितजपाकुसुमोपमदीधितिं, कुमतकोककुलामृतदीधितिम् ।
शरणमीशमुपैमि जगत्त्रयी–मुदरविंदरविं धरनंदनम् ॥ ६ ॥
सकललोकचमत्कृतिकारिणिं, जिन ! सुपार्श्व ! भवद्गुणधोरिणीम् ।
क इव नो मतिमान् भुवनत्रये, कुमुदभामुदभावयदुच्चकैः ॥ ७ ॥
शुचिमदगरुचा नु पराजितः, शशधरोऽकमिषाद्यमशिश्रयत् ।
सपदि लोचनयोर्मम कल्पतां, स महसे महसेनसुतो जिनः ॥८॥
सुविधितीर्थकरं करुणाकरं, करणविष्करपाशमुपास्महे ।
करकांतिविनिर्जितकार्तिकी–हिमकरं मकरं दधतं ध्वजम् ॥९॥
जयति शीतल ! देव ! सरस्वती, त्रिजगतीं पुनंती कविसेविता ।
मधुरिमाऽतिशयेन नृणीकृता-ऽमृतरसा तरसास्ततृषा तव ॥१०॥
जिनवरोऽवतु गण्डकलांछनः, प्रथमविष्णुनतांह्रिसरोरुहः ।
प्रथितविष्णुनृपान्वयपुष्करां–बरमणी रमणीयगुणाम्बुधिः ॥११॥

---

१. स्मर । २. तरुमृग=वानर । ३. गालितसुवर्णकान्ति. । ४. रक्षतात् । ५. विकसितजासूद । ६. कान्ति । ७. समूह । ८. चन्द्रमा । ९ धरराजसुतं=पद्मप्रभु । १०. इन्द्रियपक्षिण । ११. करण=शरीरं । १२. पूगूश् पवने इत्यस्य धातो शत्रन्ततात् डी । १३. वेगेन । १४. गण्डक. गेंडो इति भापायाम् । १५. अम्बरमणिः=सूर्य । १६. मनोहरगुणानां समुद्रः ।

मुनिपतिर्वसुपूज्यनृपात्मभूः, जयति निर्जितदुर्जयचित्रभूः ।
सुजनकोककदम्बकलोचनो–त्सवरविर्वरविद्रुमविग्रहः ॥ १२ ॥
सुकृतिनः! कृतवर्मधराधवा–न्वयनभस्तलभासनभास्करम् ।
श्रयत कांचनवारिरुहच्छद–च्छविमलं विमलं जगदीश्वरम् ॥१३॥
उपनमन्ति तमीश! समुत्सुकाः, प्रणयतो वरितुं सकलाः श्रियः ।
जगति तुभ्यमनंत! नमस्क्रिया–मकलये कलयेद्विनयेन यः॥१४॥
अवतु धर्मजिनेन्द्र! कुभावना–रजनिनाशनसप्तहयोदयः ।
शममयः समयस्तव सुव्रता-तनय! मां नयमांसलविस्तरः ॥१५॥
हृदयनायक! चक्रिजिनश्रियो–र्द्विविधवैरिजयोर्जितविक्रमः ।
भवभयानि भिनत्तु भवन्मता–नुगविशां गवि शांतिविभो!
भवान् ॥ १६ ॥
किमिति तीव्रतपोव्रतशीलनैः, किमिति योगरहस्यनिषेवणैः ।
दलयितुं कुगतिं यदि वो रुचि–र्व्रजिनकुं जिनकुंथुमुपास्यताम् ॥१७॥
प्रणतवासवमौलिमणिप्रभा–पटलसंवलितांह्रिनखत्विषम् ।
स्मरत भव्यजनाः स्मरकुंजरां-कुशमरं शमरंजितसज्जनम् ॥१८॥
अभिनुमः प्रभुमल्लिमुपाकृत–स्मरशरप्रसरांशिश्रुतावधेः ।
मकरतद्युतिदर्पविलोपन–क्षमविभामविभाव्यगुणश्रियम् ॥ १९ ॥
कमठलक्ष्मणिलक्ष्मनिकेतने, परहितव्रतशालिनि सुव्रते ।
अविरतं मम भक्तिरसस्फर त्वनवमेन मेघतनुद्युते ॥ २० ॥
अलममुक्षपदेन सृतं धनैः, युवतिभिः कृतमस्तु नृपश्रिया ।
न रुचये मम मुक्तिपदं तव, स्तवनमेव नमे! भवतु प्रियम् ॥२१॥
दनुजजेदृभुजवीर्यमदक्षर प्रशमनैकभिषग्वरदोर्बलम् ।
नमत नेमिजिन भुवनत्रयी–सुरतरुं रतरुद्रतरुद्विपम् ॥ २२ ॥
शिवसुखस्य कथामपि वेदिता, न खलु सा जनता जिन! कर्हिचित् ।
सृजति या प्रभुपार्श्व कुवासना, शतवशा तव शासनलंघनम् ॥२३॥
चलनकोटिविघट्टनचंचली–कृतसुराचल! वीर! जगद्गुरो! ।
त्रिभुवनाशिवनाशविधौ जिन! प्रभवते भवते भगवन्नमः ॥२४॥
स्वरवतारजतिव्रतकेवला–क्षरपदाप्तिदिनानि पुनः पुनः ।
भगवतां विदधतु जगत्त्रयीं, मुदमितां दमितांतरविद्विषाम् ॥२५॥

इति जिनप्रभसूरिभिरीडिताः, प्रणतचुंचजनाय जिनाधिपाः ।
ददतु शीलितसिद्धिवधूमुखांऽबुजरसा जरसा रहितं पदम् ॥२६॥
इति स्तवः ॥
जिनवराः कुनयालिमृणालिनी–मुकुलनैकतुषारमरीचयः ।
विदधति प्रणतं जनमाहत–स्मरचयं रचयंतु मनांसि नः ॥२७॥
भगवताऽभिहितार्थमधीयतां, कुपथमाथि कदर्थितमन्मथम ।
श्रुतमुदात्तमुदात्तपरस्सर–स्वरचितं रचितं गणधारिभिः ॥२८॥
प्रथमकल्पपतिः प्रथितायति–प्रवचनांबुजसौरभषट्पदः ।
कुलिशशोभितपाणिरुपप्लवं, शमयतामयतामिह नम्रताम् ॥२९॥
इति स्तुतिरपि ॥ छ ॥ सं. १८२१ फागुण वदि २ दिने श्री पाटणनगरे
लिखित । लेखक–पाठक चिंर जीयात् ॥ श्री ॥

આમા કોઈ સ્થાને અર્થ સ્પષ્ટ નથી લાગતો, કોઈક સ્થાને અશુદ્ધિ લાગે છે, વીસમા અને પચીસમા શ્લોકમા છંદોભંગ છે, છતા સુધારો કરવા જતાં કંઈક નવી ભૂલ થાય એ બીકે મૂળ પ્રમાણે અક્ષરશ આપ્યું છે.

---

( પૃષ્ઠ ૫૬૩ થી ચાલુ )

તીર્થંકરોના ચિત્રોમા બંને પ્રકારના તિલકો મળી આવે છે સાધુ અગર સાધ્વીના કપાળમા કોઈ પણ જાતનુ તિલક જોવામા આવતુ નથી સાધુઓ અને સાધ્વીઓના કપડા પહેરવાની રીત તદ્દન જુદી જ દેખાઈ આવે છે, કારણ કે સાધુઓનો એક ખભો અને માથાનો ભાગ તદ્દન ખુલ્લો–વસ્ત્ર વગરનો હોય છે; જ્યારે સાધ્વીઓનો પણ માથાનો ભાગ ખુલ્લો હોવા છતા તેઓનુ ગરદનની પાછળ અને આખું શરીર કાયમ કપડાંથી આચ્છાદિત થયેલુ હોય છે પ્રાચીન ચિત્રોમા રાજમાન્ય વિદ્વાન સાધુઓ સુવર્ણ સિંહાસન ઉપર બેઠેલા દેખાય છે, તે એ સમયની પ્રથાની રજુઆત ચિત્રકારે ચિત્રમાં કરી બતાવ્યાની સાબિતી છે[1]

મોગલ સમય પહેલાના એક પણ જૂના ચિત્રમા અગર પત્થર ઉપરની આકૃતિઓમા સ્ત્રીઓના માથા ઉપર ઓઢણું અગર સાડી ઓઢેલી જણાતી નથી સ્ત્રીઓ ચોળી પહેરે છે, પણ તેઓના માથાનો ભાગ તદ્દન ખુલ્લો હોય છે આ ઉપરથી ગુજરાતમા સ્ત્રીઓએ માથે ઓઢવાનો ચાલ મોગલરાજ્ય પછીથી શરૂ થએલો હોય એમ લાગે છે. મોગલ સમય પહેલાના દરેક ચિત્રમા સ્ત્રીઓથી માફક પુરુષોને પણ લાબા વાળ હોય છે અને તેઓએ અંબોડા પણ વાળેલા જૂના ચિત્રોમા દેખાઈ આવે છે વળી પુરુષો દાઢી રાખતા અને કાનમા આભૂષણો પહેરતા.[2] સ્ત્રીઓએ માથે ઓઢવાનો અને પુરુષોએ ચોટલા તથા દાઢી કાઢી નખાવવાનો રિવાજ મોગલરાજ્ય–અમલ પછીથી જ ગુજરાતમા પડેલો હોય એમ લાગે છે.

( અપૂર્ણ )

૧. જુઓ 'કુમારપાલ પ્રબંધ ભાષાંતર' પૃષ્ઠ ૧૦૯. ૨. જુઓ 'કુમારપાલ ચરિત્ર ભાષાંતર' પૃષ્ઠ ૪૧.

# लुप्तप्राय: जैन ग्रन्थों की सूचि

कर्ता—श्रीयुत अगरचंदजी नाहटा, कलकत्ता

( गतांक से पूर्ण )

**बृहत्‌टिप्पनिका उल्लिखित अलभ्य ग्रन्थ:—१**

| ग्रन्थनाम | कर्ता | श्लोकसंख्या | जैनग्रन्थावली पृष्ठ संख्या |
|---|---|---|---|
| पंचकल्प | | ११३३ | (बृहत् टिप्पनिका) |
| *पंचकल्पनिर्युक्ति | | | (,,) |
| जंबूद्वीपप्रज्ञप्तिवृत्ति | मलयगिरि | ९५०० | (,,) |
| निशीथचूर्णि-विंशोद्देशव्याख्या | पार्श्वदेव | ११०० (सं.११७३) | पृ० १२ |
| महानिशीथ लघु—मध्यम—वाचना | | ३५००–४२०० | ,, १६ |
| आवश्यक चूर्णि | | १८४७४ | ,, १८ |
| *विशेषावश्यकवृत्ति | मलयगिरि | ९००० | ,, २० |
| चैत्यवंदनभाष्य वृत्ति | | | ,, २४ |
| चैत्यवंदन विचारगाथावद्धसूत्रव्याख्यारूप | | | ,, २४ |
| पंचपरमेष्ठिविवरण (प्राकृत गाथामय) | मतिसागर | २५०(स.११६८) | ,, ३४ |
| *ओघनिर्युक्तिचूर्णि | | | ,, ४० |
| जीतकल्प वृत्ति विवरण | | ५४३ | ,, ५४ |
| *निरयविभक्ति | | २०० | (बृहत् टिप्पनिका) |
| न्यायप्रवेश टिप्पन | श्रीचंद्र | (स. ११६८) | पृ० ७४ |
| सम्मतितर्कवृत्ति | मल्लवादी | ७०० | ,, ८० |
| ,, ,, | | ५१९ | ,, ८० |
| श्वेतांवर दर्शनसिद्धि | | | ,, ८२ |
| षड्दर्शनदिङ्मात्रा विचार | | | ,, ८३ |
| अनेकान्तव्यवस्थापन | | २०० | ,, ८४ |
| अपशब्द निराकरण | | २१५ | ,, ८४ |
| अपौरुषेय वेदनिराकरण | यशोदेव | ५११ | ,, ८४ |
| स्याद्वादरत्नाकर टिप्पन[२] | | | (वृहत् टिप्पणिका) |

१ वृहत्‌टिप्पनिका के आधार से जैनग्रन्थावली में नोंधे गये हैं।

* इस चिह्न के ग्रन्थ वृहत्‌टिप्पनिकाकार को भी अलभ्य थे।

२ मूल ग्रन्थ ८४००० श्लोक प्रमाण कहा जाता है। वृहत् टिप्पनिका में प्रथम खड विना ३६००० प्रमाण नोंधित हैं, पर वर्तमान में मात्र १२००० श्लोक प्रमाण ही उपलब्ध है।

| | | | |
|---|---|---|---|
| पारमाणिक वस्तु व्यवस्थापन | | ८० | पृ० ८५ |
| प्रत्यक्षानुमानाधिकप्रमाणनिराकरण | यशोदेव | ५१९ | ,, ८५ |
| यतिप्रतिष्ठास्थापनस्थल | अजितदेव (पत्र २६) (संवत् ११८५) | | ,, ८५ |
| वस्त्रव्यवस्थापन स्थल | | | ,, ८५ |
| न्यायकुमुदचन्द्र (दिगंबरीय) | अकलंकदेव | | ,, ९१ |
| आत्मावबोध | मल्लधारी देवप्रभ | ५५० | ,, १०९ |
| आनन्दसमुच्चय | | | ,, ११० |
| ज्ञानदीपिका | | | ,, ११० |
| ज्ञानांकुश | | | ,, १११ |
| समभावशतक | धर्मघोष | १०२ | ,, १११ |
| सत्तरि | चंद महत्तर | | ,, ११९ |
| सत्तरिवृत्ति | ,, | | ,, ११९ |
| प्रवचन सन्दोह वृत्ति | | | ,, १२७ |
| *मलमसुन्दरी कथा (प्राकृत) | | | (बृहट्टिप्पणिका) |
| विशेषवती | जिनभद्र क्षमाश्रमण | | ,, |
| *विशेषणवती वृत्ति | | | ,, |
| दूसमवुच्छेय दंडिका | | २०४ | पृ० १३३ |
| ,, (द्वि) | | १०३ | ,, १३३ |
| श्रावकभंगकादिविचारगाथादि वृत्ति | विजयदेव | ५५७ | ,, १३७ |
| सिद्धपंचाशिका वृत्ति (स्वोपज्ञ) | देवेन्द्रसूरि | ७१० | ,, १४२ |
| धर्मविधिवृत्ति | जयसिंह | ११४२ | ,, १४९ |
| धूमावलिका वृत्ति | समुद्राचार्य | | ,, १४९ |
| पर्वपजिका | शीलाचार्य | | ,, १४९ |
| आलोचनपद संग्रह | | | ,, १५३ |
| उपधान स्वरूप | देवसूरि | | ,, १५३ |
| तपासमाचारी | | ७०० | ,, १५६ |
| श्रावकसमाचारीवृत्ति | देवगुप्त | १२०० | ,, १५६ |
| समाचारी | मल्लधारी देवप्रभ | | ,, १५६ |
| आचरण शतक | | | ,, १५७ |

भविष्योत्तरोद्धार पृ० १६३
उपदेशमालावृत्ति जयसिंह (स ९१३) ,, १७१
२७१
ऋषिमंडलस्तव ,, १७५
४६१४
ऋषिमंडलस्तववृत्ति ,, १७५
७०
ऋषिमंडलस्तोत्र मेरुतुंग ,, १७५
गौतम भाषित ,, १७७
जयन्ती प्रश्नोत्तर संग्रह मानतुंग ,, १७८
जयन्तीप्रश्नोत्तर संग्रह वृत्ति मलयप्रभ (सं. १२६०) ६६०० ,, १७८
७१
तत्त्वबिन्दु ,, १७९
दानोपदेशमाला ,, १८०
(पत्र ७१)
दानोपदेशमाला वृत्ति ,, १८०
८३३२
धर्मोपदेश यशोदेव ,, १८२
नवप्रदप्रकरणवृत्ति देवेन्द्र (सं. ११८२) ,, १८३
प्रव्रज्याभिधानवृत्ति जिनप्रभ २४८ ,, १८५
बोधप्रदीप ,, १८५
विवेकमंजरीवृत्ति अकलङ्क पृ० १८८
शीलभावना ,, १८८
शीलभावना वृत्ति रविप्रभ (सं १२२९) ९५७० ,, १८९
१२००० ,, १९१
सम्यक्त्वप्रकरणवृत्ति प्राकृतकथागम ,, २०३
विषयविनिग्रह कुलक २५७५ ,, २१६
कुमारपाल प्रतिबोध ६५०० ,, २२१
एकादशगणधर चरित्र उ. देवमूर्ति ,, २२३
१६४४
जंबू चरित्र ,, २२३
जंबू चरित्र (प्राकृत) सागरदत्त (स. १०७६) २६०० ,, २२३
११२०
जंबू चरित्र टिप्पन ,, २२७
पृथ्वीचंद्र चरित्र टिप्पनक कनकचंद्र (सं. १२२६) ११०० ,, २२९
मनोरमाचरित्र अभयदेवसूरिशिष्य वर्द्धमानसूरि(सं.११४०)१५०००,, २२९
१०७० ,, २३३
शांब चरित्र ४३५० ,, २३४
श्रीपार्श्व १० गणधर चरित्र

सप्तक्षेत्री गुणाकर ( सं. ११७८ ) ७२०० पृ० २३५

सीताचरित्र ३४०० ,, २३६

सुदर्शना चरित्र ( प्राकृत ) मल्लधारी देवप्रभ ,, २३६

हरिवंश चरित्र ९००० ,, २३७

हरिवंश चरित्र बंदिककवि ९००० ,, २३७

*आदिनाथ चरित्र ( संस्कृत ) ,, २३७

*अजितनाथ चरित्र ( प्राकृत ) ,, २३८

*अजितनाथ चरित्र ( संस्कृत ) ,, २३८

*संभवनाथ चरित्र ( संस्कृत ) ,, २३८

*अभिनंदन चरित्र ( प्राकृत ) ,, २३८

*अभिनंदन चरित्र ( संस्कृत ) ,, २३८

*सुमतिनाथ चरित्र ( संस्कृत ) ,, २३९

*पद्मप्रभ चरित्र ( प्राकृत ) ,, २३९

*सुपार्श्वनाथ चरित्र ( संस्कृत ) ,, २३९

*सुविधिनाथ चरित्र ( प्राकृत ) ,, २३९

सुविधिनाथ चरित्र ( संस्कृत ) ,, २३९

*शीतलनाथ चरित्र ( प्राकृत ) ,, २३९

*शीतलनाथ चरित्र ( संस्कृत ) ,, २३९

श्रेयांसनाथ चरित्र गा. ६५८४ हरिभद्र (जयसिंह राज्ये स्तंभतीर्थ में था) २४०

*विमलनाथ चरित्र ( प्राकृत ) ,, २४०

*विमलनाथ चरित्र ( संस्कृत ) ,, २४०

अनंतनाथ चरित्र ( प्राकृत ) नेमिचंद्र ( सं. १२१६ ) १२००० ,, २४१

*धर्मनाथ चरित्र ( प्राकृत ) ,, २४१

*धर्मनाथ चरित्र ( संस्कृत ) नेमिचंद्र ( जै. ग्र. में धर्मचंद्र ! ) ,, २४१

*कुन्थुनाथ चरित्र ( प्राकृत ) ,, २४२

*अरनाथ चरित्र ( प्राकृत ) ,, २४२

*अरनाथ चरित्र ( संस्कृत ) ,, २४२

मल्लिनाथ चरित्र जिनेश्वर ( सं. ११७५ वर्षे ) ५५५५ ,, २४२

मल्लिनाथ चरित्र (काव्यमय) हरिभद्र (कुमारपालराज्ये) ९००० ,, २४२

*नमिनाथ चरित्र ( प्राकृत )
*नमिनाथ चरित्र ( सस्कृत )
महावीरस्वामी चरित्र ( प्राकृत ) नेमिचंद्र (सं. ११३९) १८१० ,, २४५
*महावीरस्वामी चरित्र ( सस्कृत ) ,, २४५
कुसमसार कथा नेमिचंद्र ( स. १०९९ ) १७०० ,, २५१
*जयसुन्दरी कथा ( प्राकृत ) ,, २५२
नर्मदासुन्दरी कथा १७०० ,, २५४
पंचाख्यान ( प्राकृत ) ३१८ ,, २५५
*पूज्याष्टक कथा ( संस्कृत ) ,, २५५
लीलावती कथा १४३८ ,, २५९
सर्वाङ्गसुन्दरी कथा ( प्राकृत ) २६७५ ,, २६१
कथाकोष गा. २३९ व वृत्ति जिनेश्वर ( सं. ११०८ )६००० ,, २६६
धर्माख्यानक कोश वृत्ति ( प्राकृत वहु कथामयी ) ( पत्तने ) ,, २६७
शत्रुंजय कल्प पालित्रयसूरि ,, २७१
अजिन्तशान्तिस्तववृत्ति ,, २७२
चतुर्विंशति जिनस्तव मल्लधारी देवप्रभ ,, २७६
चतुर्विंशति जिनस्तुति वृत्ति दि० प्रभाचंद्र १५४१ ,, २७७
जनेन येनस्तुतिवृत्ति ३०५ ,, २७८
भयहरस्तोत्रमवृत्ति ,, २८५
वीरस्तव धनपाल ,, २९०
वीरस्तववृत्ति सूराचार्य ,, २९१
मुष्टि व्याकरण मलयगिरि ,, २९८
हैम व्याकरण मूलसूत्रो ११०० ,, २९८
*हैम व्यास रामचंद्र गाथा ५३००० ,, २९९
हैम समास तद्धितसार प्रकरण ,, ३०२
हैम कारक समुच्चय श्री प्रभसूरि ( स. १२८० ) ,, ३०२
हैम कारक वृत्ति ( अधिकार त्रयात्मक ) श्री प्रभसूरि ( सं. १२८० ) ( आद्य द्वयवृत्ति युक्त ) ,, ३०२
कौमारसार समुच्चय ३१०० ,, ३०४

| | | | |
|---|---|---|---|
| कौमारसार उणादि वृत्ति | | | ,, ३०४ |
| गाथारत्नकोष | | ७३ | ,, ३१७ |
| जयदेव टिप्पन | श्रीचंद्र | | ,, ३१८ |
| नेमिचरित्र महाकाव्य | सूराचार्य | (सं. १०९०) | ,, ३३१ |
| नमिचरिय महाकाव्य टिप्पन | | १४०० | ,, ३३१ |
| अनर्घराघव टिप्पन | देवप्रभसूरि | ७५०० | ,, ३३६ |
| मानमुद्राभंजन नाटक | देवचंद्र गणि | १८०० | ,, ३३७ |
| राधवाभ्युदय नाटक | रामचन्द्र | | ,, ३३८ |
| वनमाला नाटिका | पं. अमरचंद्र | | ,, ३३८ |
| सुभाषित समुद्र | धर्मकुमार | | ,, ३४१ |
| दानादि प्रकरण | सूराचार्य | (पत्र ३४) | ,, ३४० |
| आय प्रश्न | | ७० | ,, ३४६ |
| आयसद्भाव | | १९५ | ,, ३४६ |
| आयसद्भाववृत्ति | | १६०० | ,, ३४६ |
| पंचांग तिथि विवरण | | १९० | ,, ३४८ |
| प्रश्न प्रकाश | नरचंद्र | | ,, ३४८ |
| हर्ष प्रकाश | हर्ष देवगणि | | ,, ३५० |
| खेलवाडी | माहूय | १३९७ | ,, ३५५ |
| नाडी संचार ज्ञान | | | ,, ३५५ |
| नाथपुस्तिका | | | ,, ३५५ |
| पीपलिका ज्ञान | | | ,, ३५५ |
| पुस्तकेन्द्र ग्रन्थ | | | ,, ३५५ |
| रुतज्ञान | | | ,, ३५६ |
| सामुद्रिक | | ६७ | |
| सिद्धाज्ञा पद्धति | | | |
| हरिमेखला | | | |
| शकुनसारोद्धार | माणिक्यसूरि | (१३३८) ५०८ | ,, ३५६ |
| धनुर्विद्या | | | ,, ३६२ |
| धनुर्विद्या वृत्ति | | | ,, ३६२ |
| भरत शास्त्र | | | |

| | | | |
|---|---|---|---|
| २४ सिद्धांत सार (तर्कग्रंथ) सं. | | | जयशेखरसूरिकृत षट्दर्शन समुच्चय |
| २५ वागर्थ संग्रह पुराण | कवि परमेष्ठी | | जिनसेनकृत आदिपुराण |
| २६ प्रमाण सग्रह स्वोपज्ञ भाष्य[1] | अकलंक | | सिद्धिविनिश्चय अनंतवीर्य के भाष्य में |
| २७ सिद्धिविनिश्चय स्वोपज्ञ भाष्य[1] | ,, | | ,, |
| २८ न्याय चूलिका | ,, | | जैन सिद्धांत भास्कर भा. ३, किरण ४, पृ. १६० |

जैन साहित्य का पार पाना समुद्र के समान दुष्कर है। इस समाज का साहित्य इतना विशाल है कि उसके नाम मात्र की सूचि के तैयार करने में वर्षों की आवश्यकता है, और फिर भी पूर्ण होना तो असम्भव ही है। अतः इस सूचि के अतिरिक्त और भी सैकडों ग्रन्थ ऐसे होंगे जिनके अस्तित्व का पता अन्य ग्रन्थों से मिलता है पर अद्यावधि वे हमें उपलब्ध नहीं हुए हैं। उन सव ग्रन्थों की एक विस्तृत सूचि प्रकाशित होना नितान्त आवश्यक है, जिससे खोज शोध करनेवाले को अलावा ग्रन्थों का पता लगाने और जनता के सामने प्रकाशित करने में सुभीता हो जाय।

ग्रन्थों के लुप्त हो जाने में हमारी अकर्मण्यता, उपेक्षा और खोज, शोध व साहित्य प्रेम का अभाव ही मुख्य कारण है। न तो मेरा प्राचीन जैन साहित्य का अध्ययन ही विशाल है और न मैं विद्वान् ही हूं और यह कार्य विशाल अध्ययनवालों का है, पर अपनी उत्कृष्ट साहित्य-रुचि के आधीन होकर मैंने यथासाध्य खोज कर यह सूचि निर्माण की है। आशा है साहित्यसेवी विद्वानों का इस ओर ध्यान आकृष्ट होगा और वे अपने अपने अनुभव को लेखरूप में जनताके समक्ष प्रकाशित करेंगे। जिससे इस परमावश्यक कार्य का सुसम्पादन हो सकेगा।

जैन साहित्य के गहन अभ्यासी विद्वानों को विज्ञप्ति करता हूं कि वे शीघ्र ही अपने अपने अध्ययन में जैन साहित्य के लुप्तप्राय जैन ग्रन्थों के नामादि देखे उनको पत्रों में सप्रमाण प्रकाशित करने की कृपा करें।

खोज शोध प्रेमी सज्जनों से निवेदन है कि इस सूचि में उल्लखित ग्रन्थों में से कोई ग्रंथ किसे मिले तो मुझे सूचित करने की या इसी पत्र में उसका परिचय प्रकाशित करने की कृपा करें।

( समाप्त )

---

१ न. २६–२७ मूल ग्रन्थ श्वेतावर भंडारो में से प्राप्त हो चुके हैं। देखें जैनसिद्धान्त भास्कर भाग ३ किरण १ में 'भट्टारक अकलक के और एक अलभ्य ग्रन्थ की प्राप्ति" नामक प सुखलालजी का लेख।

# દિગંબરોની ઉત્પત્તિ

લેખક.

આચાર્ય મહારાજ શ્રીમત્ સાગરાનંદસૂરિજી

( ક્રમાંક ૨૧થી ચાલુ )

શ્વેતામ્બર જૈનોએ અજ્ઞાનાદિક દોષો ન હોય ત્યા કુદેવત્વ ન હોય એમ જણાવી અજ્ઞાનાદિ દોષોની સાથે કુદેવત્વની વ્યાપ્તિ માની અજ્ઞાનાદિનો અભાવ જ્યાં હોય ત્યા કુદેવપણુ ન હોય એમ જણાવતાં 'अट्ठारस विप्पनट्ठा नमामि देवाहिदेवं तं' એમ કહી, સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે દેવાધિદેવમાં કુદેવત્વના વ્યાપક એવા અઢાર અજ્ઞાનાદિ દોષો હોતા નથી અને તેથી તે દેવાધિદેવ ગણાય એટલે તેમને હું નમસ્કાર કરૂં છું.

**દોષરહિતપણા માત્રથી દેવત્વ ન આવે :**

આવી રીતે માન્યતા હોવાથી શ્વેતામ્બરોના હિસાબે જ્યાં જ્યાં અજ્ઞાનાદિ અઢાર દોષોનો અભાવ હોય ત્યાં ત્યાં કુદેવત્વનો અભાવ છે એમ માન્યુ પણ શ્વેતામ્બરોના શાસ્ત્રો પ્રમાણે જ્યાં જ્યાં અઢાર દોષનો અભાવ છે ત્યાં ત્યા સુદેવત્વ છે એમ અઢાર દોષના અભાવની સાથે સુદેવત્વની વ્યાપ્તિ લીધેલી નથી અને તેથી જ ભગવાન જિનેશ્વર સિવાયના સામાન્ય કેવલજ્ઞાની મહારાજાઓ અજ્ઞાનાદિક અઢારે દોષોએ કરીને રહિત હોય છે તોપણ તે ગુરુતત્ત્વમાં ગણાય છે, પણ દેવતત્ત્વમા ગણાતા નથી केवलिनो परमोहि विउलमईसुयहरा जिणमयम्मि आयरिय उवज्झाया ते सव्वे साहुणो सरणं આ પ્રમાણે ભગવાન્ વીરમહારાજના હસ્તકમલથી દીક્ષિત થયેલા વીરભદ્ર મહારાજે 'चउसरण पयन्ना'માં કેવલજ્ઞાની મહારાજને પણ, જો તે જિન નામકર્મના ઉદય વગરના હોય તો તેમને, સાધુપણામા જ લીધેલા છે.

જૈન જનતા સારી રીતે જાણી શકે છે કે જૈન શાસ્ત્ર પ્રમાણે ચોવીસ તીર્થંકરોને જ શરીરવાળા દેવ તરીકે ગણવામાં આવે છે. એક અવસર્પિણી કે એક ઉત્સર્પિણીમાં ભગવાન્ જિનેશ્વર મહારાજની સંખ્યા ચોવીસની જ હોય છે અને તેથી જ ચોવીસી એમ કહેવાય છે પણ કેવલજ્ઞાની મહારાજાઓની સંખ્યા તો દરેક ઉત્સર્પિણી કે અવસર્પિણીમાં અસંખ્યાતની હોય છે અને તેથી જો કેવલી મહારાજ કે જેઓ અજ્ઞાનાદિક અઢારે દોષોએ કરીને રહિત છે, તેઓને જો દેવ તરીકે ગણવામા આવે તો ઉત્સર્પિણી

અને અવસર્પિણીમાં ચોવીસીનો નિયમ નહીં રહે, તો દેવોની સંખ્યા અસંખ્યાતી થાય એ વસ્તુ વિચારનારો મનુષ્ય સહેજે સમજી શકે છે કે અજ્ઞાનાદિ અઢાર દોષોએ કરી રહિતપણું તે સુદેવત્વનુ લક્ષણ નથી પણ કુદેવત્વના અભાવને જણાવનારૂં છે.

**કર્મોની સાથે આહારનો સંબંધ:**

પણ દિગમ્બર ભાઈઓ જે અઢારે દોષો માને છે તે કુદેવત્વની સાથે વ્યાપેલા જ નથી, કારણ કે જ્ઞાનાવરણીય આદિ ઘાતિ કર્મની સત્તા કુદેવત્વના નાચને નચાવનાર છે અને તેના જવાથી જ કુદેવત્વ ચાલ્યુ જાય છે એ એક સ્વાભાવિક છે, પણ ક્ષુધા અને તૃષા એ બે દોષો જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય કે અન્તરાયના ઉદયથી નથી, કેમકે જો જ્ઞાનાવરણી-યાદિના ઉદયથી માનીએ તો શું તે ક્ષુધા, તૃષા જ્ઞાનાવરણીયનુ પરાક્રમ છે? કહેવું પડશે કે કદાપિ નહી, કેમકે આપણે દેખીએ છીએ કે અલ્પ આહારવાળો પણ વધારે ઓછા જ્ઞાનવાળો હોય છે અને વધારે આહારવાળો પણ વધારે ઓછા જ્ઞાનવાળો હોય છે. મનુષ્ય કરતાં હાથીનુ શરીર મોટું છતાં તેનામાં જ્ઞાન અલ્પ હોય છે અને પૃથ્વી કાયિકાદિક કરતાં મનુષ્યનુ શરીર મોટું અને આહાર વધારે હોય છે છતાં તે કેવલજ્ઞાન સુધીનું જ્ઞાન મેળવી શકે છે. આ વસ્તુ સહેજે બાળક પણ સમજી શકે તેવી છે. અને તેથી આહારના અભાવની સાથે જ્ઞાનની વૃદ્ધિનો સંબંધ કે આહારની હાનિ સાથે જ્ઞાનની હાનિ કોઈ પણ સમજદાર માની શકે તેમ નથી. દર્શનાવરણીયના ઉદયને અંગે જો વિચારીએ તો તો જેમ જેમ આહારનો આંતરો થાય તેમ તેમ ચક્ષુઆદિકની શક્તિ ઓછી થાય છે અને દર્શનાવરણીયનો ઉદય કરવામાં જ આહાર અને પાણીનો અભાવ કારણ બને છે અને તેથી જ શાસ્ત્રકારો ઈર્યાસમિતિ માટે આહારપાણીનું ગ્રહણ સાધુઓએ કરવું એમ સ્પષ્ટ શબ્દોમા શાસ્ત્રોમાં જણાવે છે આહારપાણિના અભાવે ઇંદ્રિયોની હાનિ થવાને લીધે જ શાસ્ત્રકારોએ તપના અધિકારમાં 'सोहु तवो कायव्वो जेण न इंद्रियहानी' અર્થાત્ જે તપસ્યાયે કરીને ઇન્દ્રિયોની હાનિ ન થાય તેવો તપ કરવો અર્થાત્ ઇન્દ્રિયોની હાનિ ન થાય તેવી રીતે ક્ષુધા અને તૃષા સહન કરવી. આ ઉપરથી સ્પષ્ટ થશે કે ક્ષુધા અને તૃષા દર્શનાવરણીયના ઉદયથી થયેલી વસ્તુ નથી પણ ક્ષુધા અને તૃષા ઊલટી દર્શનાવરણીયના ઉદયને કથંચિત્ કરવાવાળી છે.

**ઘાતિકર્મના સહચારીપણા વિષે વિચારણા:**

વળી જૈન જનતાએ વિચારવાનું છે કે દિગમ્બરોએ માન્ય કરેલા એવા તત્ત્વાર્થસૂત્રમાં ક્ષુધા અને તૃષાના પરિષહો જણાવવામા આવ્યા છે અને તેમાં

નિરવદ્ય ભોજન કર્યા છતાં અને પ્રાસુક અને એષણીય પાણી પીવાતાં છતાં ક્ષુધા અને તૃષા પરિષહનો જય માનેલો છે. જો ક્ષુધા અને તૃષા ઘાતિકર્મના ઉદયથી કે દર્શનાવરણીયના ઉદયથી હોત તો ભોજન અને પાનની સાથે પરિષહનુ જીતવું બનત જ નહીં જેમ સમ્યક્ત્વ પરિષહમાં મિથ્યાત્વને ધારણ કરવા સાથે સમ્યગ્દર્શન પરિષહનો જય બને જ નહીં, તેમ ક્ષુધા અને તૃષા પરિષહ પણ દર્શનાવરણીય કે ઘાતિના ઉદયથી હોત તો યોગ્ય ભોજન અને યોગ્ય પાણી પીવાની સાથે બનત જ નહી. વળી ક્ષુધા અને તૃષાના પરિષહને તત્ત્વાર્થસૂત્રકારે માત્ર વેદનીયમાં જ ગણેલો છે પણ જ્ઞાનાવરણીયાદિ ઘાતિકર્મમાં ગણેલો નથી. દિગમ્બરોના હિસાબે તો તે ક્ષુધા અને તૃષાના પરિષહને ઘાતિકર્મમાં જ ગણવો જોઈતો હતો.

**ગુણઠાણાના અંગે પરિષહોની વિચારણા:**

વળી ગુણઠાણાના વિભાગમા પણ બાદર સંપરાય સુધી સર્વ પરિષહો માની સૂક્ષ્મસંપરાય ને છદ્મસ્થ વીતરાગમા ચૌદ પરિષહો માન્યા અને જિનેશ્વરમા અગિયાર પરિષહો માન્યા. આ સ્થાને જો ક્ષુધા અને તૃષા એ બે પરિષહો ઘાતીના ઉદયથી હોત તો જિનેશ્વરોમા અગિયાર પરિષહો કહેવાનો વખત આવત જ નહીં.

**શ્રી ઉમાસ્વાતિજીનું एकादश जिने સૂત્ર:**

બાદર સંપરાયમાં સર્વ પરિષહોનુ વિધાન છે સૂક્ષ્મસંપરાય અને છદ્મસ્થ વીતરાગમાં ચૌદ પરિષહો છે એમ કહી ગુણઠાણાઓમાં કેટલા કેટલા પરિષહો છે એ જણાવવાનો અધિકાર ચાલે છે તેથી 'एकादश जिने' એ સૂત્રમાં પણ સ્પષ્ટપણે જિનેશ્વર મહારાજના અગિયાર પરિષહો જણાવ્યા છે, છતાં જેઓને ગણધર મહારાજના સૂત્રો ઉઠાવી લેવા છે, ઉત્તરાધ્યયન અને દશવૈકાલિક સરખા નાના નાના સૂત્રો સહેજે સામાન્ય મનુષ્ય કંઠે રાખી શકે એવાઓનો પણ વ્યુચ્છેદ માની પોતાના આચાર્યોની બુદ્ધિની નામોશી કરવી છે, તેવા દિગમ્બરો ઉમાસ્વાતિ વાચકજી મહારાજને પણ ઉથલાવવા ચૂકતા નથી. અને તેથી 'एकादश जिने' એ સૂત્રમા સ્પષ્ટ રીતે કેવલિ મહારાજને ક્ષુધાતૃષાદિક અગિયાર પરિષહો જે હોય છે તે જણાવેલા છે છતા તેમાં તે દિગમ્બરો નિષેધવાચક નકાર શબ્દ પોતાના તરફથી, મતના આગ્રહને લીધે, ઉમેરીને જિનેશ્વરોના અગિયાર પરિષહો નથી એવો અર્થ કરે છે મધ્યસ્થ સમજુ મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે વિધિના અધિકારમા દિગમ્બરો નકાર જોડી દે એના જેવો બીજો જુલમ કયો ? પણ ધ્યાન રાખવુ કે દિગમ્બરોને માટે

તો એવી રીતે સૂત્ર અને અર્થના પાઠને ઉથલાવવાનુ કામ કર્યા છતાં, પરિષહોની એકંદર સંખ્યા બાવીસની હતી તેથી તે બાવીસમાંથી અગિયાર નહોય એમ કહેવાથી પણ છેવટે અગિયારના અગિયાર જ રહ્યા. સામાન્ય બાલકો પણ સમજી શકે કે બાવીસમાંથી અગિયાર જાય એટલે શેષ અગિયાર જ બચે. એટલે દિગ્ગબરોએ નકારનો અધ્યાહાર કર્યો અને અગિયાર પરિષહો જિનેશ્વરોમાં ન હોય એવો અર્થ કર્યો તોપણ તે અગિયાર તો જિનેશ્વર ભગવાનમા અર્થાપત્તિથી રહ્યા જ.

## તત્ત્વાર્થ સૂત્ર ફેરવવા માટેનો તેમનો પ્રયત્ન:

કદાચ કહેવામાં આવે કે શ્વેતામ્બરો જિનેશ્વરોમાં અગિયાર પરિષહો માને છે તેના નિષેધને માટે ઉમાસ્વાતિ મહારાજે આ સૂત્ર કહેલું છે તો આ કથન પણ દિગમ્બરોને કોઈ પણ રીતે ઈષ્ટ નથી, કારણ કે દિગમ્બરો જુનામા જુના ગ્રન્થ તરીકે આ તત્ત્વાર્થ સૂત્રને માને છે અને જો તે તત્ત્વાર્થ સૂત્ર કરતાં પણ પહેલા જો શ્વેતામ્બરોનો મત હોય તો તે વચનથી દિગમ્બરોનુ કૃત્રિમપણું આપોઆપ સિદ્ધ થઈ જાય એટલે દિગમ્બરોના કલ્પિતપણાની સાબીતી કરવા માટે નવા પ્રમાણોની જરૂરત રહે નહી, કેમકે પોતાના વચનથી જ પોતાનુ કૃત્રિમપણું સાબીત થાય છે. વળી ક્ષુધા અને તૃષાને દિગમ્બરો પણ જ્ઞાનવરણીય, દર્શનાવરણીય કે અન્તરાયના ઉદયથી તો થયેલા માનતા જ નથી. પણ મોહનીયના ઉદયની સાથે રહેવાવાળા માને છે. તો પછી છદ્મસ્થ વીતરાગને મોહની કર્મનો સર્વથા ઉપશમ કે ક્ષય હોય છે, પરન્તુ અંશે પણ ઉદય હોતો નથી તો છદ્મસ્થ વીતરાગને સૂત્રકારે ચૌદ પરિષહો કહ્યા તેમાં ક્ષુધા અને તૃષા બન્ને આવી જશે તે માટે દિગમ્બરો શું કરશે? કહેવું પડશે કે एकादश जिने એ સૂત્રમાં ન પકડાયા તોપણ 'सूक्ष्मसंपराय छद्मस्थवीतरागयोश्चतुर्दश' એ સૂત્રમાં તો એવા પકડાયા કે દિગમ્બરોને છુટવાનો રસ્તો જ નથી.

## ક્ષુધા અને તૃષાનું નિમિત્ત શું?

વળી જો ક્ષુધા અને તૃષા મોહને અંગે સહચરિત હોત તો સૂક્ષ્મ સંપરાય અને છદ્મસ્થ વીતરાગની અંદર પરિષહોની સંખ્યાનો ફરક જ પડત, કેમકે સંપરાયમા અંશ પણ કષાય છે અને તેથી ત્યાં દિગમ્બરોના હિસાબે કદાચ ક્ષુધા-તૃષા રહી શકત પણ છદ્મસ્થ વીતરાગમાં તો, મોહના ઉદયની સાથે જ રહેવાવાળી ક્ષુધા, તૃષા છે એવી માન્યતા દિગમ્બરોની હોવાથી છદ્મસ્થ વીતરાગપણાની વખત તો તે ક્ષુધા તૃષા રહી શકત જ નહી. અને તેથી

સૂક્ષ્મ સંપરાય અને છદ્મસ્થ વીતરાગને એકસરખી સંખ્યાવાળા પરિષહો હોઈ શકે જ નહી. વળી દિગમ્બરો ક્ષુધા અને તૃષાને મોહના ઉદયની સાથે રહેવાવાળી માને તો તે શું ક્ષુધા-તૃષાને નોકષાય મોહનીયની સાથે રહેવાવાળી ગણે કે કષાય મોહનીયની સાથે રહેવાવાળી ગણે? ધ્યાન રાખવું કે સૂક્ષ્મ-સંપરાય ગુણસ્થાનકે એક પણ નોકષાય મોહનીય પ્રકૃતિનો ઉદય નથી હોતો છતાં ત્યાં ક્ષુધા અને તૃષા પરિષહ છે જ. વળી કષાય મોહનીયના ઉદયની સાથે ક્ષુધા તૃષાનો સદ્ભાવ માને તો છદ્મસ્થ વીતરાગમા તો એકે કષાય મોહનીય નથી અને સૂક્ષ્મ સંપરાયમા જે સૂક્ષ્મ લોભ ઉદયમાં ગણાય છે, તે સૂક્ષ્મ લોભ ક્ષુધા તૃષાની સાથે રહી શકે એમ તેઓને માનવું જ પડે, અને જો એમ માનવા જાય તો કેવળ લોભ નામના કષાયનો ક્ષુધા તૃષા સાથે સંબંધ થાય અને તેમ થતાં ક્રોધ, માન, માયા નોકષાય મોહનીય તે ક્ષુધા તૃષાના સહચર બને નહી અને તેથી બાદર સંપરાયમા પણ લોભના ઉપયોગ-વાળા હોય ત્યારે જ ક્ષુધા તૃષા હોય. પણ લોભ કષાયમાં નહી પરિણમેલા જીવો જેઓ ક્રોધાદિકમા ઉપયોગવાળા જે વખતે હોય તે વખતે આહાર-રહિતપણું માનવું પડશે, એટલે ૧૦-૧૨-૧૩ મા ગુણઠાણે તો શુ પણ બાદર સંપરાયમાં ક્ષુધા તૃષાની ભજના થઈ પડશે અને આહાર સિવાયના તો જીવો માત્ર વિગ્રહ ગતિવાળા, કેવલીસમુદ્ઘાતવાળા અયોગી અને સિદ્ધના જીવો જ હોય છે બાકીના બધા પ્રતિ સમયે 'આહારી હોય છે, આ બધી વસ્તુ દિગમ્બરોને ખરેખર ખખડાવી નાખશે.

ખરી રીતે ક્ષુધા અને તૃષા જ્ઞાનાવરણીયાદિ ચાર ઘાતિકર્મના ઉદયથી થવાવાળી પણ નથી તેમ તે ઘાતિકર્મના ઉદયની સાથે જ રહેવાવાળી હોય એમ પણ નથી અને તેથી ક્ષુધા તૃષાનો અભાવ જણાવવાદ્વારાએ કુદેવત્વનો અભાવ જણાવી શકાય જ નહી. પણ દિગમ્બરોનો, માત્ર ઉપકરણો ન માનવા એવો મત થયો અને તેથી માધુકરી-વૃત્તિ છોડીને એક ઘેરે ભોજન કરવાનું થયું. બાળ, ગ્લાન, વૃદ્ધ કે અસમર્થને અન્નપાન કે ઔષધાદિ લાવી દેવાનુ રહ્યું નહી. અને ભગવાન જિનેશ્વર મહારાજ કેવલજ્ઞાન પામ્યા પછી ભિક્ષા માટે ભમે નહીં તેથી ફરજિયાત રીતે દિગમ્બરોને કેવલી મહારાજના આહાર પાણીને ઉઠાવી દેવાની જરૂર પડી અને તે આહાર પાણી ઉઠાવી દેવાથી ક્ષુધા અને તૃષાને દોષરૂપે માની અઢાર દોષમા નાખી દીધા આવી રીતે ક્ષુધા તૃષાનો પુનઃ વિચાર કર્યો અને જન્મ દોષનો વિચાર આગળ કહેલો હોવાથી વૃદ્ધત્વ વગેરે દોષોનો આગળ ઉપર વિચાર કરીશુ

( અપૂર્ણ )

# પુરાતન ઇતિહાસ અને સ્થાપત્ય

संग्राहक

## (१) मांडवगढ संबंधी लेख

नन्दलालजी लोढा, बदनावर (मालवा)

(७) स० १४८३ वै० शु० ५ शुक्रे श्री कोरट गच्छे ॥ श्री नन्नाचार्यसंताने उपकेशज्ञातौ शा      भा० रूपादे पुत्र सा० हेम भा. भरमी पुत्र साह सांगणेन निज मातृ श्रेयसे श्री संभवनाथ बिंबंका   .   श्री कक्कसूरिभि: ॥

यह लेख सफेद पाषाण की लंगोटवाली खंडित मूर्ति के पाटली के पीछे है। कमर से नीचे का भाग का हिस्सा होकर उसके भी दो टुकडे हैं। यह मांडवगढ जैन कारखाने के कंपाऊंड में से मिला हुवा उतारा है।

(८) सवत १९६४ के वैसाख शुदी १० के रोज धारनरेश श्री उदाजीराव महाराज की राज्यसत्तागत श्री मांडवघ(ग)ढ में तपागच्छालंकार भट्टारक श्री विजयानंद-सूरीश्वर उर्फे आत्मारामजी महाराज के शिष्यरत्न पंडितप्रवर श्री लक्ष्मीविजयजी महाराज इनों के शिष्य मुनिराज श्री हंसविजयजी महाराज के सदुपदेशसें खानदेश में आया हुवा श्री आमलनेर वास्तव्य तपागच्छीय श्रावकवर्य शाह रूपचंद मोहनचंद की माताजी श्रीमती चूनाबाई स्वपुत्रवधू रूपाबाई तथा अपनी बहिन सीताबाई सहित ने पाषाणादि मयी दरवाजा युक्त धर्मशाला बनवाई तिसका काम चलता था इतने में धर्मशाला के अंदर की जमीन का समार काम करते करते श्री जिनेश्वर देव की पुराणी ९ मूर्तियां निकल आईं तिसका प्रतिष्ठा महोत्सव सहित पचमी तप का उजमणा महोच्छव भी यहां आकर कुंकुम पत्रिका द्वारा श्री संघ को एकत्र करके बडे समारोह से इसी श्राविका ने पुष्कल द्रव्य खरच के किया। यह शिलालेख पन्यास श्री सपदविजयजी गणी ने लिखा। यह लेख मांडवगढकें जैन कारखाने के कंपाऊंड के अंदर प्रवेश करते ही शुरु के बडे दरवाजे के दाहिने तरफ की दरवाजे की शाख ( दीवाळ ) में लगा हुवा सफेद पाषाण की फरसीपर खुदा हुवा होकर रास्तेगीरों को देखने मे आता रहता है।

(९) सवत १९६४ वर्षे वैसाख शुक्लपक्षे दशमी तिथौ श्री मंडपदुर्गे धारनरेश श्रीमदुदाजीरावविजयराज्ये श्री तपागच्छालकार भट्टारक श्री विजयानंदसूरीश्वराणां पडित प्रवर श्रीयुत लक्ष्मीविजयमुनिपुगवानां सुशिष्य मुनीश श्री हसविजयोपदेशात श्री खानदेशस्थामलनेर वास्तव्य तपागच्छीय श्रावक श्रेष्ठ रूपचंद्र मात्रा श्रीमती चूनाबाई श्राविक्या स्वभगिनी

सीताबाई सहितया पाषाणेष्ठकामयी प्रतोली सहिता धर्मशालेयं कारिता तस्यां च क्रियमाणायां तदंतर्गत भूभागात् श्री जिनेश्वराणां मूर्तय· ९ प्रादुर्भूतास्तासां प्रतिष्ठामहोत्सवेन सह पचमी तपउद्यापन महोत्सवोप्यत्र समागत्य श्री संघमाकार्य च महता द्रव्यव्ययेनाऽनय श्राविक्यौवकृत लिखीतोऽय शिलालेख· ।। पन्यास श्री सपदविजय गणिना ।।

यह लेख मांडवगढ के जैन कारखाने के कंपाऊंड के बडे दरवाजे के दाहिने तरफ की कोठडी के पश्चिम दरवाजे के ऊपर सफेद पाषाण के फरसी पर खुदा हुवा होकर दीवाल में लगा हुवा है ।

## मांडवगढ जैन मंदिर के अंदर रही हुई प्रतिमाओं के लेख

(१०) सवत १५१३ वर्षे ज्येष्ठ वदी ५ मौढ ज्ञातिय स० लखमा लखमादे सुत स० समधरेण भार्या मांई सुत देवीसींग हिगां गुणी आहासा पात्रा प्रमुख कुटूब युतेन सुश्रेयसे श्री अनंतनाथादि चतुर्विंशतिपट्ट आगमगच्छ श्री जयानदसूरिपट्टे श्री देवरत्नसूरिगुरुपादासनकारितः प्रतिष्ठापित श्रु ।। शुभं भवतु ।। सिरषिज वासूव्य—लेखके बीचमे सेर ९ऽ११ लिखा हुवा है ।

यह लेख धातु की चौवीसी पर है ।

(११) सवत १५३५ माह वदी ५ भोम प्राग्वाट ज्ञातिय सं. गोपा भार्या सलखणदे पुत्र गुणा भा० लीलादे पुना धा पूर्वज निमीत श्री धर्मनाथ बिब कारापित प्रतिष्ठित तपागच्छे श्री लक्ष्मीसागरसूरिभि शुभं

यह लेख धातु की पचतीर्थि पर है ।

(१२) सवत १५२७ वर्षे आषाढ सुदी १० बुधे श्री श्री वंशे ।। स कर्मा भार्या जासू पुत्र स. पहिराज सुश्रावकेण भार्या गल्ह पुत्र स. महिपा सोपा रूपा सहितेन पत्नी पुण्यार्थे श्री अंचलगच्छाधीश्वरणामुपदेशेन श्री सुविधीनाथबिंब कारित प्रतिष्ठित श्री सघेन श्री पत्तननगरे

यह लेख धातु की पचतीर्थि पर है ।

(१३) सवत १९२१ नागके १७८६ प्रा माघमासे शुक्लपक्षे सप्तमी तिथौ गुरुवासरे अंचलगच्छे ज्ञातिपुत्र जेठना नातना जिन बिंब ।।

यह लेख धातु की चार इंची छोटी प्रतिमा पर है

(१४) सवत १३२३ वर्षे माघ सुदी ७ सोमे आचार्य श्री. आगे नहीं बचता

यह लेख श्याम पाषाण की पार्श्वनाथ प्रभु की प्रतिमा पर है ।

## (૨) પ્રાચીન લેખ સંગ્રહ (પાંચ લેખો)

સંપાદક :—
મુનિરાજ શ્રી જયન્તવિજયજી

(૪૪)[૩૮]

॥ सवंत (सवत्) १६६६ । वर्षे वसाष (वैशाख) वि(व)दि ५ दिने

સવત્ ૧૬૬૬ના વૈશાખ વદિ ૫ ને દિવસે,

(૪૫)[૩૯]

संवत १५४५ वैशाख शुदि ३

સવત્ ૧૫૪૫ના વૈશાખ શુદિ ૩ ને દિવસે,

(૪૬)

सं० १४९९ फा० शु० २ ऊकेशज्ञातीय सा० कडुआ भा० कील्हण पुत्र सा० रतनाकेन भा० रतनादे पुत्र वीरमयुतेन स्वश्रेयसे श्रीकुंथुनाथबिंबं का० प्र० श्रीसूरिभिः ॥१॥

૩૮. 'માદડી' ગામના મધ્યભાગમાં આવેલ 'સતીમાતા'ના દેરાના ચોતરામા ડાબા હાથ તરફ (દક્ષિણ દિશા તરફ) માં જૈન મંદિરના દરવાજાના ઉત્તરંગાનો એક સફેદ પત્થર ચણેલો છે. આ ઉત્તરગાની વચ્ચે મગલમૂર્તિ તરીકે શ્રી તીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે, તે ઉત્તરંગાપર ઉપર્યુક્ત લેખની પક્તિ ખોદેલ છે લેખ આટલો ખોદીને પડતો મૂકી દીધો જણાય છે તેનાથી આગળ અક્ષરો ખોદ્યા જ નથી

કોઇ પણ પડી ગયેલ જૈન મંદિરના ખંડિયેરમાથી લાવીને આ ઉત્તરગો અહી ચણી દીધો હોય, તેમ સ્પષ્ટ જણાય છે જો મંત્રી 'યશોવીરે' 'માદડી' ગામમા બધાવેલા જિન-મદિરનો જ આ ઉત્તરંગો હોય તો એમ માની શકાય કે ઉક્ત મદિર વિ. સ. ૧૬૬૬ સુધી વિદ્યમાન હતુ, ત્યારપછી કોઇ વખતે તેનો નાશ થયો હોવો જોઇએ

૩૯ નબર ૪૫, ૪૬, ૪૭ વાળા લેખો, 'જોધપુર સ્ટેટ'ની 'સિયાણા' હકુમત તાબાના ગામ મોકલસર ના જૈન મદિરના છે તેમાંનો પહેલો લેખ મૂળનાયક શ્રી સહસ્રફણા પાર્શ્વનાથજીની મનોહર મૂર્ત્તિની બેઠકપર ખોદેલો છે. આના જેવી જ બીજી પણ સહસ્રફણા પાર્શ્વનાથજીની એક મૂર્ત્તિ મૂ ના જીની જમણી બાજુમા વિરાજમાન છે બન્ને મૂર્ત્તિઓ એક જોડીની હોવા સાથે બન્ને પર એ જ સંવત્–મિતિ અને લગભગ સરખી હકીકતવાળા લેખો છે એટલે કદાચ આ બન્ને મૂર્ત્તિઓ એક જ ધણીએ કરાવી હશે. પરંતુ સંવત્–મિતિ પછીનો ભાગ બન્નેમા ઘસાઇ ગયેલો હોવાથી વાંચી શકાયો નથી નં. ૪૬–૪૭ ના લેખો એ જ મંદિરની ધાતુની પચતીર્થીઓ પર ખોદેલા છે.

**મોકલસર,** 'જાલોર'થી વાયવ્ય ખુણામા લગભગ ૧૪ માઇલની દૂરી પર આવેલુ છે અહી જિનમંદિર ૧, ઉપાશ્રય ૧, ધર્મશાલા ૧ અને શ્રાવકોના લગભગ ૧૫૦ ઘર છે મંદિરમા સુધારા–વધારાનુ કામ ખૂબ જોર શોરથી ચાલે છે. સુંદર નકશીદાર પત્થરોથી બે મજલાનુ મદિર બનાવ્યુ છે. હજુ કામ ચાલુ છે. કામપૂરૂ થતા લગભગ એક લાખ રૂપિયાનો ખર્ચ થશે. મંદિર બનાવવામા ગામના શ્રાવકો આટલો ખર્ચ કરે છે, પરતુ હંમેશા પૂજા કરનાર પૂજારી ઉપરાત ફક્ત એક જ શ્રાવક છે મુનિરાજોના વિહાર અને ઉપદેશની ખાસ જરૂર છે

સંવત્ ૧૪૯૯ ના ફાગણ શુદિ ૨ ને દિવસે, **ઓસવાલ** જ્ઞાતિના શાહ કડૂઆની ભાર્યા ફીલૂણના પુત્ર, ( પોતાની ભાર્યા રતનાદે અને પુત્ર વીરમથી યુક્ત એવા ) શાહ રતનાએ, પોતાના કલ્યાણ માટે શ્રીકુંથુનાથ પ્રભુનું બિંબ ભરાવીને તેની કોઈ આચાર્યવર્ય પાસે પ્રતિષ્ઠા કરાવી છે.

(૪૭)

॥ सं० १५३० वर्षे फागण वदि १० श्रीज्ञानकीय गच्छे ओ० उससगोत्रे स० भाडा भा० पदमिणि पुत्र सं० हासा पीथा द्वाभ्यां पितृमातृश्रेयोर्थं श्री शांतिनाथ बिंबं 'का० प्र० श्रीसिध(द्ध)सेनसूरिपट्टे श्रीश्रीधनेश्वरसूरिभिः' ॥ प्रतिष्ट(ष्ठि)त

સંવત્ ૧૫૩૦ ના ફાગણ વદિ ૧૦ ને દિવસે, **શ્રીનાણકીય ગચ્છ**,[૪૦] **ઓસવાલ** જ્ઞાતિ અને **ઉસસ** ગોત્રવાળા સંઘવી ભાડાની ભાર્યા પદમિણીના પુત્રો સંઘવી ૧ હાસા અને ૨ પીથાએ, પોતાના માતા–પિતાના શ્રેય માટે શ્રીશાંતિનાથ દેવનું બિંબ ભરાવ્યું તેની શ્રી**સિદ્ધસેનસૂરિના** પટ્ટધર શ્રી**ધનેશ્વરસૂરિજી**એ પ્રતિષ્ઠા કરી છે

(૪૮)

ॐ॥ संवत् १३५६ कार्त्तिक्यां श्रीयुगादिदेवविधिचैत्ये श्रीजिनप्रबोधसूरिपट्टालंकार श्रीजिनचंद्रसूरि सुगुरूपदेशेन सा० गाल्हण सुत सा० नागपाल श्रावकेण सा० गहणादि पुत्र परिवृतेन मध्यचतुष्किका स्व० पुत्र सा० मूलदेव श्रेयार्थं सर्वसंघप्रमोदार्थं कारिता ॥ आचंद्रार्कं नदतात् ॥ शुभं ॥

સં૦ ૧૩૫૬ ના કારતક સુદિ પૂનમને દિવસે, શ્રી**આદીશ્વર** ભગવાનના મંદિરમા, શ્રી**જિનપ્રબોધસૂરિજી**ના પટ્ટધર શ્રી**જિનચંદ્રસૂરિજી**ના ઉપદેશથી, શાહ ગાલ્હણના પુત્ર, (પોતાના પુત્ર ગહણા વગેરેથી યુક્ત) શાહ નાગપાલ નામના શ્રાવકે પોતાના સ્વર્ગસ્થ પુત્ર મૂલદેવના કલ્યાણ માટે અને સમસ્ત સંઘના આનંદને માટે (આ મંદિરની નવચોકીઓ-માની) વચલી ચોકી કરાવી તે સૂર્ય–ચંદ્ર વિદ્યમાન રહે ત્યાસુધી વિદ્યમાન રહો

૪૦ 'જોધપુર'સ્ટેટમા આવેલા 'નાણા' ગામના નામપરથી **શ્રીનાણકીય ગચ્છ** નિકળ્યો હોય, એમ જણાય છે.

**નાણા**, એ 'મારવાડ'ની નાની પંચતીર્થીમાનુ, એક તીર્થ છે ત્યા શ્રીમહાવીર-સ્વામીનુ આલિશાન–જંગી મંદિર અને તેમા શ્રીમહાવીરસ્વામીની બહુ મોટી મનોહર મૂર્તિ વિરાજમાન છે લોકોમા આ 'જીવિત સ્વામીનુ મંદિર કહેવાય છે અહીં ઉપાશ્રયો, ધર્મશાળાઓ, જૈન સ્કૂલ, વર્ધમાન આયંબિલ ખાતુ અને શ્રાવકોના ઘણાં ઘરો છે

## સુધારો

ગયા અંકમા છપાયેલ **श्री शंखेश्वर पार्श्वनाथ स्तोत्र** ના પાચમા શ્લોકનુ પહેલુ ચરણ **पुरा जरां निवारितुं मुरारिराजवन्दित** છપાયુ છે તેના બદલે **पुरा जरानिवारणाय कृष्णराजवन्दितं** એમ વાચવુ.

# તરંગવતીની કથા

[ ટૂંક સાર ]

સંક્ષેપકાર : મુનિરાજ શ્રી ન્યાયવિજયજી

તરંગવતીની આ કથાનું મૂળ સમર્થ આચાર્ય શ્રી પાદલિપ્તસૂરિજી કૃત "તરંગલોલા"નામક કથામાં છે. આ કથા તેમણે પ્રતિષ્ઠાનપુરના રાજા સાતવાહનની રાજસભામાં વાંચી સભળાવી હતી. જે સાંભળી દરેક આશ્ચર્યમુગ્ધ થયા હતા. મહાકાવ્ય સમી આ મૂળ કથા તો આજે ઉપલબ્ધ નથી, પણ તેના ઉપરથી, સંસ્કૃત ભાષામાં શ્રીનેમિચંદ્રગણીએ સારરૂપે લખેલી તરંગવતીની કથા એના મૂળ કાવ્યની સરસતા અને અદ્દભુતતાનો અચ્છો પરિચય આપે છે. તરંગવતીની આ કથાનો ગુજરાતી અનુવાદ, સીધે સીધો મૂળ ઉપરથી કરેલો આપણને ન મળતાં, મૂળના જર્મન ભાષાના અનુવાદ ઉપરથી કરેલો આપણને મળે છે એ ખરેખર, આપણી કમનસીબી છે. જર્મન ભાષાનો અનુવાદ પ્રોફેસર લોયમેને કરેલો છે અને તેને ગુજરાતી ભાષામાં ઉતારનાર છે શ્રીયુત નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ. આટલુંય આપણે પામી શકયા તે બદલ આપણે તેઓના આભારી છીએ

અહીં સક્ષેપમાં આપેલી કથામા તો મુખ્યત્વે માત્ર એ કથામાંની ઘટનાઓ જ આપી છે. બાકી મૂળ કથામાં તો લેખકે ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુકૂળ તે તે રસોની એવી સરસ જમાવટ કરી છે કે વાંચનાર તન્મય બની જાય! એ તન્મયતાનો અનુભવ કરવા ઇચ્છનારે તો એ આખી કથા જ વાંચવી જોઈએ.

તનમનાટ પેદા કરતા શૃંગારરસમાંથી ઉભી થતી આ કથા શાંત સૌરભભર્યા વૈરાગ્ય રસમાં પર્યવસાન પામે છે બીજા કથાસાહિત્ય કરતાં જૈન કથાસાહિત્યની અનેક ખુબીઓમાં "વૈરાગ્યમય અન્ત" એ પણ એક લાક્ષણિક વિશેષતા છે. તરંગવતીની કથા પણ એ વિશેષતાથી અંકિત થયેલ છે. વાચકોને જરૂર આ કથા આકર્ષણ કરશે!

ન્યા. વિ.

કથાનો સમય વિશ્વવંદ્ય પ્રભુ શ્રીમહાવીરદેવનો છે કથાકાર આ કથાની શરૂઆત એવી અદ્દભુત રીતે કરે છે કે વાચનાર એકદમ કથાના રસમા તણાવા લાગે છે. વિશાલ ગગનપટમાથી કોઈ તેજસ્વી દેવ વિમાન ઉતરી આવતુ હોય અને પ્રેક્ષકોને આશ્ચર્યમા મુગ્ધ કરી દેતુ હોય તેમ એક ધનાઢયના વિશાલ મહાલયમા સુંદરરૂપવાળી, સાક્ષાત્ રતિના અવતાર સમી, છતા ત્યાગની જંગમ પ્રતિમા સમી, ચારિત્રના ઓજસમા સ્નાન કરેલી અને બ્રહ્મચર્યના આભૂષણથી અલંકૃત એવી મહાતપસ્વિની સમી એક વિદુષી સાધ્વી તપસ્યાના પારણા અર્થે માધુકરી — ગોચરી માટે પધાર્યા છે ગૃહલક્ષ્મી સમી શેઠાણીએ, બહાર આવી, વિનયપૂર્વક, તેમને ઘરમા આવવા આમંત્રણ આપ્યુ આ મહાસતી સાધ્વીના રૂપ-પૂજે તેના હૃદયમા કંઈ કંઈ લાગણીઓ પ્રગટ કરી તે વિચારવા લાગી . કેવુ સુદર રૂપ! મે આ નગરમા ઘણી રૂપરાણીઓ — રૂપગર્વિતાઓ જોઈ છે, પણ એ બધા કરતાં આ રૂપરાશિ, ખરે જ અનુપમ છે! તેણે વિનયથી સાધ્વીજીને કહ્યુ મહાસતીજી, મને કંઈક ઉપદેશ સભળાવો! સાધ્વીજીએ ઉપદેશ સંભળાવ્યો, પણ શેઠાણીને એથી તૃપ્તી ન થઈ હોય તેમ તેને સાધ્વીજીની પૂર્વ કથા પૂછવાનુ મન થયુ.

સાધ્વીજીએ પોતાનુ મૂળ વૃત્તાત શરૂ કરતા પ્રથમ પોતાના સસારીપણાના રાજવી વૈભવના ઠાઠનુ અને માતપિતાના પોતાના ઉપરના અવર્ણનીય પ્રેમનુ વર્ણન કર્યું ત્યાર-પછી પોતાની બાલ્યવસ્થા અને પોતાનો અભ્યાસ જણાવ્યો બાલ્યાવસ્થામા એણે જે વિદ્યાસંપાદન કરી હતી તે પોતે આ પ્રમાણે કહી સભળાવી :—“ જન્મ પછી બારમે વર્ષે મારી સમજશક્તિ એટલી બધી ખીલી ઉઠી કે મારા માટે ઉત્તમ પ્રકારના શિક્ષકો રાખવામા આવ્યા રીતસર ધીરેધીરે હું ગણિત, વાચન, લેખન, ગાન, વીણાવાદન, નાચ અને પુષ્પ–ઉછેરની કળા શીખી. વનસ્પતિશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર પણ મને શીખવવામાં આવ્યા ” અઢાર વર્ષની ઉમ્મરે તેનુ યૌવન વસંતની માફક ખીલવા લાગ્યુ છતા તેના ઉત્તમ સંસ્કારોએ તેને ભોગવિલાસની લાલસાઓથી બચાવી ને તેને ઉત્તમ માર્ગ બતાવીને ધર્મપરાયણા બનાવી।

એક વાર તેના પિતા પાસે કોઈએ એક સુદર પુષ્પ આણ્યુ એ પુષ્પની પરીક્ષા માટે તે બાળા પાસે આવ્યો. બાળાએ તે પુષ્પની પરીક્ષા કરી તેનો અદ્દભુત કોયડો ઉકેલ્યો, એ વખતે બાળાનુ બુદ્ધિપ્રાગલ્ભ્ય જોઈ પિતા ખુશી થયો ત્યારપછી બીજે દિવસે પોતે પોતાની ઇચ્છાથી, રૂમઝુમ કરતા રથમા બેસી, એ પુષ્પ તપાસવા ઉદ્યાનમા — બગીચામા જતી હતી ત્યા અચાનક એક મહાન સરોવરની પાળે તેણે એક ચક્રવાકના યુગલને જોયુ એ યુગલ જોતા તેના હૃદયમા કંઈક સ્ફુરણા થઈ એ બન્નેનો નિર્મલ પ્રેમ જોઈ તેને ખૂબ વિચાર થયો અને એ સંબંધી વિશેષ ઊહાપોહ કરતા તેને જાતિસ્મરણ-જ્ઞાન ઉત્પન્ન થયુ આ જાતિસ્મરણ-જ્ઞાનના બળે તેણે પોતાનો પૂર્વ ભવ જોયો અને તે ત્યા જ મૂર્છામા ઢળી પડી સખીઓએ તેને પવન અને ઠડા પાણીથી સચેતન કરી જાગૃત થયા પછી તેની સખીઓએ આમ થવાનુ કારણ પૂછયું છતા યુવાન બાળા કાંઈ બોલી નહિ અને ગાઢ વિચારમા લીન બની ગઇ સખીએ ફરી ફરી ખુબ આગ્રહ કરી છેવટે સમ આપ્યા એટલે બાળાએ કહ્યુ કે —

હુ પૂર્વભવમા ગંગાતીરે ચક્રવાકી હતી મને એક સુદર ફૂટડો પતિ હતો અમારા બન્નેનો એવો ગાઢ પ્રેમ હતો કે ન પૂછો વાત. મારો પતિ તરવામા કુશળ હતો. હુ પણ નિરંતર તેની સાથે જ ઉડતી, નદીમા તરતી, નહાતી અને સ્વર્ગથીએ અધિક આનદ લૂંટતી હતી ત્યા મારા કમભાગ્યે, અચાનક એક દિવસે, યમદૂતના અવતાર સમા નિષ્ઠુર પારધીના એક અજાણ્યા બાણથી મારા પતિ દેવ વિંધાયા, અમારા સ્વર્ગીય સુખનો નાશ થયો હાય! તે કાળ સભારતા મારું હૃદય કોરાઈ જાય છે. ( અહી સ્ત્રી સહજ પતિ પ્રત્યેનો પ્રેમ પ્રગટ કરતા તેની આખમાથી ચોધાર આસુ પડવા લાગ્યા ) મેં ઘણુ ઘણુ કારમુ રૂદન કર્યું, ઘણો વિલાપ કર્યો. મારી ચાંચથી મે તેમને વાગેલુ બાણ ખેચી કાઢયું પરંતુ ભાવીએ યારી ન આપી અન્તે થોડી પાંખો ફફડાવી મને તે એકલી મુકી ચાલ્યા ગયા અમારા બન્ને વચ્ચે કમળનુ પાંદડું પણ આવે તો અમને વિયોગ સાલતો તો પછી તેમના સિવાય મને કેમ ચાલશે એ વિચારે મે તેમની પાછળ માથું પછાડયુ આકરૂ રૂદન કર્યું આ બાજુ પારધીને, નિર્દોષ ચક્રવાકને માર્યા બદલ ખૂબ શોક થયો અને તેણે ચક્રવાકને લઈને લાકડા એકઠા કરી અગ્નિ સંસ્કાર કર્યો, ત્યારે હુ ( ચક્રવાકી ) પણ તેની ચિતા પાછળ ફેરા ફરી ચિતામા પડી

બળી મરી પતિની સાથે આગમા બળવા છતા મને તે ટાઢો હીમ જેવો લાગ્યો, કારણ કે હું મારા પતિની સોડમા હતી

આ પ્રમાણે પોતાનો પૂર્વ ભવ કહ્યા પછી બાળાએ આગળ ચલાવ્યુ :— "ત્યાથી મરી હુ અહી આવી જન્મી મારા પૂર્વભવના પ્રેમીને મેળવવાની આશામા જ હજી સુધી હું કુંવારી રહી છું અને જો તે ટૂંક વખતમા નહિ મલે તો શ્રીતીર્થંકર પ્રભુએ બતાવેલા માર્ગે ચાલવાની — દીક્ષા લેવાની અને આત્મકલ્યાણ કરવાની મારી ઇચ્છા છે." અહી જ તે બાળાનો સાચો પ્રેમ પ્રગટ થાય છે. પૂર્વ ભવનો પ્રેમી મલે તો જ પરણવુ, નહિ તો ત્યાગી — સાધ્વી જીવન ગાળવુ એ કાંઈ રમત વાત નથી. સાધુ થવુ એ મોઢાની વાતો કે બચ્ચાના ખેલ નથી મનના સયમપૂર્વક નિર્મળ ચારિત્ર અને આજીવન ઉજ્જવલ બ્રહ્મચર્ય પાળવુ, આ ભાવના પ્રગટ થવી એ જ એ બાઈના ઉચ્ચ સસ્કાર બતાવવા બસ છે એક સાત્ત્વિક પ્રેમાળ ભક્ત જન જેમ પ્રભુને ઢુંઢવા જોગી બને છે તેમ બાળા પણ અન્તે સાધ્વી થવાનુ જ જણાવે છે. એ જ એના અપાર્થિવ પ્રેમની કસોટી છે.

ઉદ્યાનમાંથી તે પોતાની સખીઓ અને માતા સાથે ઘેર આવી, પણ તેને ક્યાય ચેન પડ્યુ નહિ. એકની એક પુત્રીની આ દશા જોઈ પિતા અત્યત દુ:ખિત થયા અનેક સારા વૈદ્યો પાસે તેની ચિકિત્સા કરાવી પણ જ્યા વ્યાધિ હોય તેની જ ચિકિત્સા અને તેના જ ઔષધો હોય આ તો માનસિક વ્યાધિ હતો તેનુ ઔષધ તો પતિના મેળાપ સિવાય બીજુ નહોતુ. તરગવતી વધુ કૃષ થતી ગઈ તેનુ રૂપ જોઈ ઘણાય માબાપોએ કન્યાનુ માગુ કર્યું પરંતુ તરંગવતીના પિતાએ બધાને સ્પષ્ટ રીતે ના ભણી હતી. આ ના ભણવાના બે કારણો હતા: એક તો કન્યાને યોગ્ય ધાર્મિક વૃત્તિવાળા વરનો અભાવ અને બીજુ સામાના કુળ અને પૈસો પોતાના જેવા–જેટલા નહોતા

તરગવતી એટલી ઝુરતી કે તેને ખાવુ પીવુ પણ ઝેર જેવુ જ લાગતુ માત્ર માતા પિતાને રીઝવવા તે, વેદનાભર્યા હૈયે, બે કોળીયા ખાતી-પીતી કે બેસતી-ઉઠતી. બાકી તો તેનુ જીવન તેને બહુ કારમુ લાગતુ તેને એકલા પડ્યા રહેવાનું જ મન થતુ. અને છતાય માતાપિતા તરફની ભક્તિ તેનામા દેખાઈ આવતી હતી. તે "મારા લીધે મારા પૂજ્ય માબાપને દુ:ખ ન થાય" એ ભાવના સદાય મનમાં રાખતી અને એટલા જ માટે અથવા તો લજ્જાના કારણે તેણે પોતાની ગુપ્ત વાર્તા પોતાની પ્રીય સખી સિવાય કદી પણ બીજાને નહોતી જણાવી તરગવતીએ આમ દુ:ખભર્યા દિવસોમા પોતાના ચાતુર્યથી — ચિત્રકળાના પ્રતાપે પોતાના સ્મરણચિત્રો (પૂર્વ ભવની બધી વિગતો — ચક્રવાકી અને ચક્રવાક યુગલ, નદી, પારધી અને તેના બાણથી ચક્રવાકનું મૃત્યુ, ચક્રવાકીનુ તેની પાછળ બળી મરવુ ઇત્યાદિ ઇત્યાદિ) ચીતરી પોતાની સખી સાથે કાર્તિકી પૂર્ણિમાના કૌમુદી મહોત્સવના મેળામા મોકલાવ્યા બીજી બાજુ તેણે પોતાના ધાર્મિક સંસ્કારોના કારણે, પોતાની કામનાસિદ્ધિને માટે ૧૦૮ આયબીલનો મહાન્ તપ શરૂ કર્યો જૈનશાસ્ત્રકારો તપશ્ચર્યાને કર્મ ખપાવવાનુ સબલ કારણ માને છે તેથી પાપ દૂર થાય છે, કર્મ ખપાય છે અને વિઘ્નોનો નાશ થાય છે આર્યબાળા પતિના વિરહમા સાધ્વી જેવુ ત્યાગમય જીવન જીવે તેમા જ તેની મહત્તા છે આ તપ ઉપરાત

કાર્તિકી પૂર્ણિમાએ પુષ્કળ દાનધર્મનું આચરણ કર્યું. એને માટે તેણે પોતે જ કહ્યું કે ટુંકામા કૌમુદિપર્વ અમારા માટે તો પૈસાની કોથળી છોડી મુકવાનો, દાન આપવાનો અને પવિત્રતા ખિલવવાનો દિવસ હતો

આ કૌમુદીપર્વ એ ભાગ્યશાળી બાળાને ફળ્યું પતિની શોધખોળ માટે કરેલી તેની બધી મહેનત સફળ થઇ તેનું તપ, દાન, શીયલ આદિ બધુએ સાર્થક થયું. મેળામા ગયેલ સખીએ તેને વધામણી આપી ત્યારે તે બોલી મારો શોક હવે ટળ્યો છે અને આનદ ઉપજ્યો છે, કારણ કે મારો સ્વામી મને ચાહે છે ખરેખર, સ્ત્રીઓને પતિ પ્રેમ અમૃત અને જીવન કરતાં પણ વધુ સતોષપ્રદ લાગે છે કૌમુદી–મહોત્સવમા પેલી ચિત્રમાળા જોઈ બધા માણસો છક થઈ ગયા હતા એક યુવાનોનુ જુથ હસતુ ખીલતુ ચાલ્યું આવતુ હતુ તે એ ચિત્ર જોવા થોભ્યુ તેમા તરગવતીનો પૂર્વભવનો પતિ— ચક્રવાક પણ અહી આવેલ હતો એ ચિત્રમાળા જોઈ તેના હૃદયમા પ્રેરણા થઇ અને તેને જાતિસ્મરણજ્ઞાન થયુ. તેને પણ મૂર્છા આવી તે મૂર્છા વળતા મિત્રોએ એને એ મૂર્છાનુ કારણુ પૂછ્યુ છેવટે ચિત્રો વેચનાર દાસીને આ ચિતરનાર કોણ છે એમ પૂછી ચીરાતા હૃદયે તે ઘેર ગયો એ ઘેર આવી રીસાઈ ગયો માબાપે સમજાવી વાત કઢાવી અને બીજે જ દિવસે એ છોકરાનો બાપ — ધનદેવ તરગવતીના પિતા પાસે તરગવતીનુ માગું કરવા ગયો તેણે કહ્યુ "તમારી દીકરી તરગવતીનુ મારા દીકરા પદ્મદેવ માટે માગુ કરૂ છુ" આ સાભળી પુત્રીનુ હિત ઇચ્છતા તરગવતીના પિતાએ "નિરંતર પરદેશ સફર કરનારને અને ગમાન કુળ વગરનાને કોણ કન્યા આપે" એમ કહી એ ધનાઢ્ય શેઠ ધનદેવને ના સભળાવી દીધી ધનદેવ ખાલી હાથે પાછો આવ્યો. અને આવા સમાચાર સાભળી પદ્મદેવને ઘણો આઘાત થયો તે વિચાર કરવા લાગ્યો કે નગરશેઠ કુળ અને પૈસામા મસ્ત રહી પોતાની પુત્રીનુ પણ હિત નથી ઇચ્છતો।

આ બાજુ તરંગવતીને પણ એટલુ જ દુ ખ લાગ્યુ. સખીઓને મોઢે આ સમાચાર સાળળી રડતા રડતા "પૂર્વભવમા મારો સખા બાણ વાગના ન જીવી શક્યો તેથી હુ પણ ન જીવી શકી પક્ષીના ભવમા પણ હું એની પાછળ બળી મરી તો પછી આ માનવ ભવમા હુ એમના વિના શી રીતે જીવી શકુ?" આ બોલતા તેના હૃદયમા શ કા થઈ આવી કે મારા પિતાએ ના પાડી તેથી રખેને રાત્રે એ આપઘાત કરે અને મારે તેની સહચરી થવુ પડે? ખરે જ, સાચા સ્નેહીઓ ભલેને ગમે તેટલા દૂર બેઠા હોય, છતા એકબીજાના હૃદયના આકર્ષણથી એકબીજાના વાતો અને ભાવો જાણી શકે છે "પોતાનો સ્નેહી આપઘાત કરશે" એ શ કા તરંગતીની ખોટી નહોતી

તરગવતી અને પદ્મદેવ હજુ કદી પ્રત્યક્ષ મલ્યા ન હતા, છતા લજ્જા છોડી તરગવતીએ પોતાના પ્રેમીને આશ્વાસન આપવા માટે એક પત્ર લખીને પોતાની સહચરી સાથે મોકલ્યો પત્ર લઈ ને સખી પદ્મદેવને ઘેર આવી અહીં તેણે જોયુ કે પદ્મદેવની સ્થિતિ પણ તરગવતી જેવી જ દુ ખદ હતી. પદ્મદેવનો મિત્ર રડતા પદ્મદેવને લઈને

